# મહાદેવભાઈની ડાયરી

## પુસ્તક બીજું

[૫-૯-'૩૨થી ૧-૧-'૩૩ : ગાંધીજી સાથે યરવડા જેલમાં]

સંપાદક
નરહરિ દ્વા૦ પરીખ

પ્રકાશક તરફથી ભેટ




નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

# પ્રસ્તાવના

સને ૧૯૧૬માં અમદાવાદમાં પ્રેમાભાઈ હૉલમાં એક સર્વ જ્ઞાતિ પરિષદ ભરાઈ હતી. ગાંધીજીનો આશ્રમ તે વખતે કોચરબમાં ભાડાના બંગલામાં હતો. એ પરિષદમાં પ્રવચન કરવા માટે ગાંધીજીને નોતરવામાં આવ્યા હતા. પોતાના પ્રવચનમાં ગાંધીજીએ જ્ઞાતિઓ વિષે શું કહ્યું તેનો કશો ખ્યાલ મને અત્યારે નથી પણ ઘણી જ્ઞાતિઓના પ્રતિનિધિઓ ત્યાં એકઠા થયેલા હતા તેમને તેઓએ ચેતવણી આપી હતી કે ઊંચનીચના ભેદભાવ અને અસ્પૃશ્યતા નાબૂદ નહીં કરવામાં આવે તો હિંદુ સમાજનો અને હિંદુ ધર્મનો વિનાશ અનિવાર્ય છે. એમ કહીને ડોકું નમાવી ગરદન ઉપર હાથ મૂકી બહુ જ ગંભીર ભાવે તેમણે જાહેર કર્યું હતું કે એ અસ્પૃશ્યતાના વિનાશ માટે આ શીશ સમર્પણ છે. પાછળના વખતનાં તેમનાં વચનો ઉપરથી તો જણાય છે કે તેમનો એ સંકલ્પ છેક તરુણ વયથી છે. દક્ષિણ આફ્રિકામાં પણ કોઈ પ્રસંગે તેમણે જાહેર કર્યો હશે પણ હિંદુસ્તાનમાં તો તે વખતે પહેલી જ વાર જાહેર કરેલો એમ જણાય છે. અસ્પૃશ્યતાની બદી વિષે લાગણીની તીવ્રતા બતાવવા વાપરેલી વાક્છટા ઉપરાંત તેનો વિશેષ અર્થ શ્રોતાઓએ તે વખતે કદાચ નહીં કર્યો હોય. જેમ ૧૯૩૦માં ગોળમેજી પરિષદમાં લઘુમતી કોમો માટેની સમિતિમાં જ્યારે તેમણે જાહેર કરેલું કે અંત્યજ કોમોનાં અલગ મતદારમંડળો બનાવી બાકીના હિંદુ સમાજથી તેમને અળગા પાડવામાં આવશે તો તેનો વિરોધ હું પ્રાણાર્પણથી કરીશ એ વસ્તુ ઘણાઓએ શબ્દશઃ સાચી નહીં માની હોય તેમ. તેથી જ ગાંધીજીને અગ્નિશય્યા પર સૂઈને પોતાનાં વચન ખરાં પાડી બતાવવા પડચાં.

મહાદેવભાઈની ડાયરીનું પહેલું પુસ્તક આ બાબત વિષે સર સેમ્યુઅલ હોરને લખેલા કાગળથી શરૂ થાય છે. પણ એ પુસ્તકમાં એ વાતની ચર્ચા બહુ ઓછી આવે છે. આ બીજા પુસ્તકમાં નજીક આવતી ઘટનાના ઓળા પહેલે જ પાને પડે છે. પછી તો એ ઘટના સાગેસાચ બને છે. હિંદુ સમાજના ભાગલા પાડતો વડા પ્રધાનનો ચુકાદો રદ થાય છે અને તેને બદલે હરિજનોને અમુક અનામત બેઠકો સાથે તમામ હિંદુઓનાં સંયુક્ત મતદારમંડળો બને છે. કેટલાક કેવળ રાજકીય દૃષ્ટિએ વિચારનારા એવો અભિપ્રાય વ્યક્ત કરે છે કે ગાંધીજીએ ઉપવાસ કરીને આમાં શું વધારે

મેળવ્યું? આટલું તો લંડનમાં કર્યું હોત તો ત્યાં પણ મળી જાત. લંડનમાં શું થઈ શકત એ વિષે તર્કવિતર્ક કરવા મિથ્યા છે. મુદ્દાની વસ્તુ તો એ છે કે ગાંધીજીના ઉપવાસને કારણે સવર્ણ હિંદુઓના આગેવાનો અને હરિજનોના આગેવાનો વચ્ચે જે કરારનામું થયું તેમાં રાજદ્વારી બાબત ઉપર જે સમજૂતી થઈ તે કરતાં પણ સામાજિક બાબત ઉપર સમજૂતી થઈ તે વધારે મહત્ત્વની હતી. લંડનમાં કદાચ રાજદ્વારી બાબત ઉપર સમજૂતી થઈ હોત તોપણ સામાજિક બાબતનો તો વિચાર ન જ થયો હોત, અને ગાંધીજીના ઉપવાસને પરિણામે આખા હિંદુ સમાજમાં અને અન્યધર્મી લોકોમાં પણ — કારણ ઊંચનીચના ભેદભાવ દુનિયાના બીજા સમાજોમાં પણ છે જ — જે જાગૃતિ આવી અને અસ્પૃશ્યતાની ભાવના ઉપર જે જીવલેણ ફટકો પડચો તે ન પડચો હોત.

વડા પ્રધાનના કોમી ચુકાદા સામે ગાંધીજીએ ઉપવાસ આદર્યા તે જ વખતે કેરલના શ્રી કેલપ્પને ત્યાંનું ગુરુવાયુરનું મંદિર હરિજનો માટે ખુલ્લું કરાવવા ઉપવાસ આદર્યા. એના ઉપવાસમાં પૂરતી નોટિસ નહીં આપ્યાની ત્રુટી હતી એટલે જોકે એ ઉપવાસને પરિણામે મંદિર ખૂલવાની તૈયારીમાં હતું છતાં એનો લોભ જતો કરી પોતાની ત્રુટી સુધારી લેવા માટે ઉપવાસ મોકૂફ રાખવાની સલાહ ગાંધીજીએ શ્રી કેલપ્પનને આપી, અને આગળ ઉપર જરૂર પડશે તો પોતે પણ ગુરુવાયુરના મંદિર માટે ઉપવાસ કરી તેમને સાથ આપશે એવી ખોળાધરી આપી. આમ ચુકાદા સામેના ઉપવાસ પૂરા થતાં જ ગુરુવાયુર મંદિર માટેના ઉપવાસની વાત શરૂ થઈ.

ચુકાદા સામેના ઉપવાસ દરમિયાન તેને અંગે માણસોને મળવાની, પત્રવ્યવહાર કરવાની તથા છાપાંઓના પ્રતિનિધિઓને મુલાકાતો આપવાની ગાંધીજીને જે છૂટો આપવામાં આવી હતી તે પારણા કર્યા પછી ત્રીજે જ દિવસે સરકારે પાછી ખેંચી લીધી, અને પૂર્વવત્ બધાં બંધનો મૂકી દીધાં. ગાંધીજીને લાગ્યું કે પોતે કેદી હોવા છતાં સરકારે આ કરાર થવા દીધો અને તેનો સ્વીકાર પણ કર્યો તો પછી એ કરારનાં બધાં અંગોનું બન્ને પક્ષ તરફથી ખાસ કરીને સવર્ણ હિંદુઓ તરફથી પૂરેપૂરું પાલન થાય તે માટે જે કરવું જરૂરી હોય તે કરવાની છૂટ સરકારે તેમને આપવી જ જોઈએ. એટલે તરત તેમણે સરકાર સાથે પત્રવ્યવહાર શરૂ કર્યો અને છેવટે સરકારને નોટિસ આપી તા. ૧–૧૧–'૩૨થી તેની સામેના સત્યાગ્રહ તરીકે 'સી' ક્લાસનો ખોરાક લેવાનું શરૂ કર્યું. એ સત્યાગ્રહ ઉત્તરોત્તર વધતો જવાનો હતો એટલે કે ખોરાક હોજરીને માફક ન જણાતાં જ ખોરાક લેવાનું તેઓ છોડી દેવાના હતા. પણ એવું કશું કરવાની જરૂર ન

પડી. ગાંધીજીએ સરકારને સાત દિવસનો વખત આપેલો પણ મુંબઈ સરકારે તા. ૨૪મીનો કાગળ હિંદી સરકારને તા. ૩૧મીએ પહોંચાડ્યો એટલે તા. ૧લીએ જ હિંદી સરકારે જવાબ મોકલ્યો કે અમને વિચાર કરવાનો વખત મળ્યો નથી માટે તમે ખોરાકનો અંકુશ મોકૂફ રાખો અને અમે એ ત્રણ દિવસમાં જ જવાબ આપીએ છીએ. એટલે ગાંધીજીએ બીજે દિવસે સવારથી રોજનો ખોરાક લેવાનું શરૂ કર્યું અને તા. ૩જીએ હિંદી સરકારનો જવાબ આવી ગયો જેમાં ગાંધીજીની એકેએક માગણી સરકારે કબૂલ રાખી એટલું જ નહીં પણ ઢીલ થયા બદલ દિલગીરી બતાવી.

આ પ્રકરણ પત્યું એટલામાં તો ખબર મળ્યા કે અપ્પાસાહેબ પટવર્ધન રત્નાગિરી જેલમાં ભંગીકામ કરતા હતા તેની બંધી કરવામાં આવી તેથી તેની સામે સત્યાગ્રહ તરીકે તેઓ અલ્પાશન કરે છે. એટલે ગાંધીજીએ તે વિષે આઈ. જી. પી. સાથે પત્રવ્યવહાર કરી છેવટે સરકારને નોટિસ આપી તા. ૩જી ડિસેમ્બરે ઉપવાસ શરૂ કર્યો. એનું પણ બીજે દિવસે બપોરે જ નિરાકરણ થઈ ગયું.

અસ્પૃશ્યતાનિવારણનું કામ કરવાની પૂરેપૂરી છૂટ મળી તેને બીજે જ દિવસે એટલે તા. ૪ થી નવેમ્બરે ગાંધીજીને વિચાર આવ્યો કે આપણા નેતાઓ અમુક દિવસ સુધીમાં ઐક્ય ન સ્થાપી શકે તો ઉપવાસ કરવા. ગાંધીજીની ઉપવાસની વાતથી દરેક વખતે સરદાર ખૂબ અકળાતા અને પોતાનો ઉકળાટ સખત ભાષામાં વ્યક્ત પણ કરતા. આ ઉપવાસની વાત સાંભળી સરદારે ચિડાઈને કહ્યું: "હવે તમે જરા જંપીને બેસવા દો લોકોને. બિચારા ત્યાં ભેગા થયા છે એમને સૂઝે એમ કરશે. ત્યાં વળી તમે આમ પિસ્તોલ બતાવી લોકોને શા સારુ અકળાવો છો? બીજા માણસોને લાગશે કે આ માણસ નવરો છે. ટાણેકટાણે એ ઉપવાસ જ કર્યાં કરે છે. છૂટવાને માટે આ બહાનું છે એમ માને એ તો વળી જુદી જ વાત."

"પ્રમુખસાહેબની નામંજૂરી છે એટલે કાંઈ આપણાથી ઉપવાસ થાય?" એમ ગાંધીજીએ વિનોદમાં કહ્યું. એટલે સરદારે સામે વિનોદમાં કહ્યું: "અમારું તો એમ કંઈ માનો એવા નથી. પણ ઉપવાસ કરવા હોય તો કરોને આ બધા ગોળમેજીમાં ચાલ્યા તેની સામે."

બાપુ: "એ તમારે કરવા જોઈએ, જાઓ તમને રજા આપું છું."

વલ્લભભાઈ: "હાસ્તો, હું શા સારુ કરું? હું કરું તો એ લોકો મને મરવા દે. તમારા તો એ બધા મિત્રો છે એટલે કદાચ માને! પણ ગયેલા કાંઈ પાછા આવવાના છે? જવા દો એ વાત! એક વાત છે, આ

દેશમાં બધા હૂંડાગાર થઈને હારીને બેસી ગયા લાગે છે તેની સામે ચાલોને ત્રણે જણા ઉપવાસ કરીએ.''

બાપુ : “એ તમારી વાત સો ટકા સાચી. પણ એનો અવસર આજે નથી આવ્યો. એ અવસર આવે ખરો, પણ આજે નથી એમ મને સ્પષ્ટ લાગે છે.''

વલ્લભભાઈ : “જો તમારી રજા હોય તો એને માટે તો હું એકલો ઉપવાસ કરું.''

આમ ઉપવાસના પ્રસંગો વારંવાર આવ્યા કરતા હોવાથી ત્યાં વિનોદ-માં પણ ઉપવાસની વાત થતી હતી. આ ડાયરી શરૂથી તે અંત સુધી ઉપવાસનાં વાતાવરણથી ભરેલી છે. તેથી સત્યાગ્રહીના એક શસ્ત્ર તરીકે ઉપવાસની સાંગોપાંગ ચર્ચા આ પુસ્તકમાં જેટલી થઈ છે તેટલી બીજે ક્યાંય નહીં થઈ હોય. ઉપવાસ કોણ કરી શકે? ક્યારે કરી શકે? કોની સામે કરી શકાય? ઉપવાસમાં બીજા ઉપર બળાત્કાર નથી? સહાનુભૂતિમાં ઉપવાસ કરી શકાય કે કેમ? એ બધા પ્રશ્નો, પ્રસંગો અને દાખલાદલીલો સાથે આ પુસ્તકમાં ખૂબ જ છણાયા છે અને આખો વિષય વિશદ થયો છે. એ બધી ચર્ચાનો સાર આપવાનું આ સ્થાન ન ગણાય. અહીં તો તે વિષેના અભિપ્રાયો જ તારવી કાઢી સૂત્રરૂપે નોંધ્યા છે :

૧. સ્વાર્થી હેતુ માટે ઉપવાસ ન થાય. હેતુ શુદ્ધ જનકલ્યાણનો હોવો જોઈએ.

૨. કોઈના કહેવાથી ઉપવાસ ન થાય. ઉપવાસ કરવાનું અંદરથી ઊગવું જોઈએ. તે માટે અંતરનો અવાજ અથવા આદેશ સ્પષ્ટ સંભળાવો જોઈએ. બીજા શબ્દોમાં તે માટે ઈશ્વરી પ્રેરણા થવી જોઈએ.

૩. અંદરનો અવાજ સાંભળવાની યોગ્યતા યમનિયમના કડક પાલનથી વિશુદ્ધ થયેલ માણસમાં આવે છે. ઉપવાસ એ પ્રાર્થનાનું ઉત્કટમાં ઉત્કટ રૂપ છે. સત્યાગ્રહીનું અંતિમ શરણું છે. પ્રભુ તારું ધાર્યું જ થાઓ, મારું નહીં, એ જાતની વૃત્તિ રાખી જે પૂરેપૂરો ઈશ્વરને શરણે જાય છે તે ઉપવાસ કરવાને લાયક ગણાય.

૪. છતાં સંભવ છે કે અંતર્નાદ સાંભળવામાં માણસની ભૂલ થતી હોય. એ નાદ ઈશ્વરનો ન હોય અને શેતાનનો હોય. એવા ઉપવાસથી માણસનું મૃત્યુ થાય તો એ માણસનો પ્રભાવ જેમના ઉપર પડતો હોય તે લોકો પરનો એનો ખોટો પ્રભાવ અથવા બોજો દૂર થાય છે.

૫. જેઓ પોતાને વિરોધી અથવા દુશ્મન માનતા હોય તેવાઓ સામે ઉપવાસ ન કરી શકાય. ઉપવાસ હંમેશ જે પોતાની ઉપર પ્રેમ રાખતા

હોય અને પોતાની પ્રવૃત્તિમાં સાથ આપતા હોય તેમની સામે જ કરી શકાય. વિરોધીનો મત ફેરવવા માટે ઉપવાસ યોગ્ય સાધન ન ગણાય.

૬. ઉપવાસ બે પ્રકારના હોય છે: શરતી અને બિનશરતી. બિન-શરતી ઉપવાસ મરણપર્યંતના હોય અથવા અમુક સમય માટેના હોય. આવા ઉપવાસમાં કોઈની પાસે અમુક વસ્તુ કરાવવાની શરત હોતી નથી. એટલે ઉપવાસ જો શુદ્ધ હોય તો તેને પરિણામે ઉપવાસ કરનારની અને તેના ઉપર પ્રેમ રાખનારાંની આત્મશુદ્ધિ થાય છે. એવા ઉપવાસ એ ઈશ્વરના દરબારમાં પોતાની વેદનાની ધા નાખવા બરાબર છે. એવા ઉપવાસ જો અમુક મુદ્દત માટેના હોય તો ઈશ્વરને જિવાડવો હોય તો માણસને જિવાડે છે અને ઉપવાસ પૂરા કરાવે છે.

૭. શરતી ઉપવાસની શરત કરવામાં વિવેક અને મર્યાદા હોવાં જોઈએ. એવા ઉપવાસ પોતાના મિત્રો અને સાથીઓ ઉપર એક જાતનું દબાણ લાવે છે, પણ એ પ્રેમનું દબાણ હોઈ ઇષ્ટ ગણાય કારણ તેમના સૂતેલા અંતરાત્માને ઢંઢોળીને એ જગાડે છે અને તેમને પોતાના કર્તવ્યમાં પ્રવૃત્ત કરે છે. જેને એ માણસ ઉપર પ્રેમ નથી અથવા જેઓ વિરોધી છે તેમના ઉપર આવા ઉપવાસની કશી અસર ન થાય. કેટલીક વખત તો વિરોધીઓને એમ પણ થાય કે આવી ખોટી જક લઈને બેઠો છે તેને આપણે શું કરીએ? ભલે મરતો.

૮. ઉપવાસથી બળાત્કાર થાય એ શબ્દપ્રયોગ જ ખોટો છે. બળાત્કારમાં શારીરિક બળજબરી રહેલી હોય છે. પોતાની જે માન્યતાને માણસ ધર્મના જેટલું મહત્ત્વ ન આપતો હોય અથવા એ માન્યતા પાછળ ઊંડો વિચાર ન હોય અને ઉપવાસ કરનાર પ્રત્યેની લાગણીને લીધે અથવા લોકમતને માન આપીને એ માન્યતા જતી કરવા અથવા પોતાના અભિપ્રાયને કોરે મૂકવા માણસ તૈયાર થાય તો એ બળાત્કાર ન કહેવાય. એવા માણસની માન્યતા અફર નથી હોતી. પ્રેમને ખાતર અથવા લોકમતને ખાતર તેને તેઓ ગૌણપદ આપે છે. ઉપવાસી પ્રત્યેના પ્રેમને અથવા ઉપવાસથી જાગ્રત અને સંગઠિત થયેલા લોકમતને માન આપવું એને તેઓ પોતાનો ધર્મ બનાવે છે.

૯. પણ જે માન્યતાને માણસ પોતાનો ધર્મ ગણતો હોય તે માન્યતા બીજાના ઉપવાસને કારણે માણસે છોડવી ન જોઈએ. ગાંધીજીએ તો કહ્યું છે કે મારી સામે લાખ માણસો ઉપવાસ કરે તોપણ જેને હું મારો ધર્મ ગણતો હોઉં તે વસ્તુ ન છોડું.

૧૦. સહાનુભૂતિમાં ઉપવાસ કરવા સામાન્ય રીતે બરાબર નથી.

મૂર્તિપૂજા થાય. જે પથ્થરની મૂર્તિની પૂજા કરે છે તેની પૂજા આ બીજી પૂજાઓ કરતાં વધારે સ્થૂલ છે એમ પણ હું ન કહું. મોટા વિદ્વાન ન્યાયાધીશોને પોતાના ઘરમાં મૂર્તિઓ રાખતાં જાણ્યા છે. પંડિત માલવિયાજી જેવા તત્ત્વજ્ઞાની પોતાના ગૃહદેવતાનું પૂજન કર્યા વિના મોંમાં અન્ન મૂકતા નથી. આવી પૂજાને વહેમ ગણવામાં અજ્ઞાન અને અભિમાન બન્ને છે. પૂજા કરનારની કલ્પનામાં તો ઈશ્વરનું અધિષ્ઠાન મંત્રપૂત પથ્થરમાં છે, આજુબાજુ પડેલા બીજા પથરાઓમાં નથી. . . . કોઈ પણ સ્વરૂપની ખરા દિલની પૂજા, તે તે પૂજા કરનાર માટે એક સરખી સારી અને પરિણામદાયી છે. . . . પૂજાના અમુક પ્રકાર અથવા શબ્દો તરફ ઈશ્વર જોતો નથી. તે તો આપણાં કૃત્યની અને આપણી વાણીની આરપાર જોઈ શકે છે. અને આપણા વિચારો જે આપણે પોતે પણ ન સમજી શકતા હોઈએ તે એ જાણે છે અને સમજે છે. તેની આગળ તો આપણા વિચારો એ જ ખરી વસ્તુ છે."

અસ્પૃશ્યતા અને મંદિરપ્રવેશને અંગે સનાતની શાસ્ત્રીઓ સાથે ગાંધીજીની ચર્ચા આ અને આની પછી પ્રસિદ્ધ થનારા પુસ્તકનો મહત્ત્વનો ભાગ ગણવો જોઈએ. કેટલાક શાસ્ત્રીઓનું વર્ણન કરતાં મહાદેવભાઈને ભદ્રંભદ્રનું સ્મરણ થાય છે. કેટલાક શાસ્ત્રીઓ તો ભદ્રંભદ્રને પણ ટપી જાય છે. ગાંધીજીને પણ એમની સાથે વાત કરતાં મનમાં તો હસવું આવતું હતું, પણ બીજી તરફથી અંદર તે બળી રહેતા. તમે શાસ્ત્રનો આધાર માનો કે નહીં? વેદનું પ્રામાણ્ય સ્વીકારો કે નહીં? એ આ શાસ્ત્રીઓના મુખ્ય પ્રશ્નો હતા. શાસ્ત્ર ગણાતા ગ્રંથોના પરસ્પર વિરુદ્ધ અર્થ અને ભાવવાળાં વચનોની ગમે તેમ તાણીતૂશીને સંગતિ બેસાડવામાં જ રોકાયેલી તેમની બુદ્ધિને કઈ વસ્તુને મહત્ત્વની (essentials) ગણવી અને કઈને બિનમહત્ત્વની (non-essentials) ગણવી એનો વિવેક કરવાનું અને એનું તારતમ્ય નક્કી કરવાનું સૂઝતું જ નહોતું. છતાં ગાંધીજી તેમની સાથે અખૂટ ધીરજથી વાતો કર્યે રાખતા. તમે કહો કે કેવાં પ્રમાણોથી અમે તમારી ખાતરી કરી આપીએ, એના જવાબમાં ગાંધીજી એમને કહેતા : 'તમે પંડિતો છો, તમે મને શીખવવા આવ્યા છો. શિક્ષક કાંઈ વિદ્યાર્થીને નથી પૂછતો કે તને હું શી રીતે શીખવાડું? અથવા વૈદ્ય દરદીને નથી પૂછતો. અહીં તો મને પોતાને દરદ પણ નથી. પણ વૈદ્ય કહે છે કે દરદ છે તો એ જ દવા બતાવે. હું તો માનું છું કે હું જે કામ કરું છું તે ધાર્મિક છે. પણ એ અધર્મ છે એમ તમે મને સિદ્ધ કરી આપો તો મારી પ્રવૃત્તિ હું છોડી દઉં. મારો તો નિશ્ચય છે કે જે અહિંસા અને સત્યની કસોટીએ ઊતરે તે ધર્મ.'

વેદના પ્રામાણ્ય વિષેની ચર્ચામાં ગાંધીજીના ઉદ્ગારો બહુ ધ્યાનમાં રાખવા જેવા છે: 'વેદ ઈશ્વરપ્રેરિત છે. પણ એ છેલ્લો શબ્દ નથી. વેદની પ્રેરણા કર્યાં પછી ઈશ્વરે કાંઈ હાથ ધોઈ નાખ્યા નથી. ઈશ્વર તો હજી બીજી પ્રેરણા અથવા સ્ફુરણા પણ કરે. વેદમાં છે તે બધું કાંઈ સનાતન ધર્મ ન ગણાય. વેદમાં કેટલોક સનાતન ધર્મ છે અને કેટલોક તે કાળ પૂરતો છે. તે કાળ પૂરતો હોય તે બદલાય. વળી ચાર ગ્રન્થો જ એ વેદ નથી. તે પછીના જ્ઞાની માણસોનાં અનુભવવચનોનો તેમાં ઉમેરો થયો છે અને હજી ઉમેરો થયે જશે. આ ઉપરાંત એ પણ માનવું જોઈએ કે બીજા ધર્મના ગ્રન્થો પણ ઈશ્વરપ્રેરિત હોય. હિંદુસ્તાન બહારના બ્રહ્મજ્ઞાની અથવા સત્યજ્ઞાની પુરુષોનાં અનુભવવચનોને પણ વેદના જેટલું જ મહત્ત્વ આપવું જોઈએ. આ બધાનો મેળ બાંધવો એ હિંદુ ધર્મનું કામ છે. એમાં હિંદુ ધર્મની વિશાળતા છે અને તેમ કરે તો જ તે માનવધર્મ નામને લાયક બને.'

ભાગે ગુપ્ત રીતે ચાલતું હતું, તેને લીધે લડત ચલાવનારાઓમાં ઠીક ઠીક અસત્ય દાખલ થવા પામ્યું હતું, લોકોમાં બીક અને અવિશ્વાસનું વાતાવરણ ફેલાઈ ગયું હતું, અને તેને લીધે જ સરકારનું ફતવા (ઑર્ડિનન્સ) રાજ્ય શક્ય બન્યું હતું. એ કારણો પણ લડત મુલતવી રાખવાના વિચાર પાછળ હોય. બાકી ગાંધીજી તો કહેતા હતા કે હું જેલમાં રહીને આ કામ કરું છું એટલે સવિનયભંગ તો હું પૂરેપૂરો કરી જ રહ્યો છું અને આ કામ તો એ ઉપરાંત વધારાના કામ તરીકે કરું છું. જેઓએ સવિનયભંગની પ્રતિજ્ઞા લીધેલી છે તેમણે સવિનયભંગનું કામ છોડીને અસ્પૃશ્યતાનિવારણના કામમાં પડવું એમ હું ઇચ્છતો જ નથી. તેમને સ્વતંત્ર રીતે અસ્પૃશ્યતા-નિવારણનું કામ વધારે મહત્ત્વનું લાગે તે જુદી વાત છે અથવા જેઓ લડતથી થાકયા હોય અને તેઓને અસ્પૃશ્યતાનિવારણના કામમાં પડવું હોય તો પ્રામાણિકપણે પોતાની સ્થિતિ જાહેર કરીને ભલે તેમાં પડે. પણ મેં કૉંગ્રેસીઓ ઉપર આ પ્રવૃત્તિ માટે આધાર રાખ્યો નથી. પોતાને વિષે તેઓ વિશેષમાં કહે છે: “મારું જીવન જેમ અસ્પૃશ્યતાનિવારણને સમર્પિત છે તેમ બીજી અનેક વસ્તુઓને—જેમાંની એક સ્વરાજ છે તેને પણ સમર્પિત છે. મારા જીવનને એકબીજાથી અલગ એવા ઘણા વિભાગોમાં હું વહેંચી શકતો નથી. મારું જીવન અખંડ છે, મારી તમામ પ્રવૃત્તિઓનું મૂળ એક જ જણાશે. જીવનના દરેક ક્ષેત્રમાં પછી તે નાનું હો કે મોટું, સત્ય અને અહિંસાની ઉપાસના કરવી એ મારું ધ્યેય છે.”

આવી આવી વિવિધ ચર્ચાઓમાં તથા વિપુલ પત્રવ્યવહારમાં અનેક માણસોના મનની ગૂંચો ઉકેલતાં તેમણે વાપરેલાં માર્ગદર્શક અને પ્રેરણાદાયી વચનો ને સૂચનોથી આ પુસ્તક ભરેલું છે. આપણા વ્યક્તિગત તેમ જ સામાજિક જીવનને લગતા ગહનમાં ગહન વિચારો સાદી, સહેલી અને સામાન્ય અક્કલવાળો માણસ સમજી શકે એવી ભાષામાં અને મહાદેવભાઈની રોચક શૈલીમાં આપણને અહીં મળે છે એ આપણું મોટું સુભાગ્ય છે.

કોમી ચુકાદાની બાબતમાં સરકાર સાથે ચાલેલો પત્રવ્યવહાર, ઉપવાસ દરમિયાન ગાંધીજીએ કરેલાં નિવેદનો અને ઉપવાસ પૂરા થયા પછી એમને હરિજનકામ અંગે નિવેદનો વગેરે કરવાની છૂટ મળી ત્યાર પછીનાં તા. ૧–૧–'૩૧ સુધીનાં નિવેદનો—એ ત્રણ વસ્તુઓ ડાયરીનાં લખાણને અંતે ત્રણ પરિશિષ્ટોમાં આપી છે. ત્રીજા પરિશિષ્ટમાં પહેલાં દસ નિવેદનો તા. ૪–૧૧–'૩૨થી ૯–૧૨–'૩૨ સુધીનાં ભાઈ ચન્દ્રશંકર શુક્લે અનુવાદ કરેલ ‘ધર્મસંસ્થાપન’ ચોપડીમાંથી તેમની સહર્ષ પરવાનગી સાથે લીધાં છે.

નરહરિ પરીખ

" Pity and Need
Make all flesh kin. There is no caste in
Blood which runneth of one hue, nor
Caste in tears which trickle salt with all;
Neither comes man to birth with tilaka-mark
Stamped on the brow, nor sacred thread on neck.
Who doth right deed is twice born and
Who doeth ill deed 's vile."

Light of Asia

"ભૂખ અને દુઃખ આગળ સૌ દેહ સમાન છે. લોહીમાં ન્યાતજાત નથી. એ તો માનવીમાત્રના શરીરમાં એક જ રંગનું વહે છે. આંસુમાં પણ ન્યાતજાત નથી. સઘળા(ની આંખ)માંથી એ સરખાં જ ખારાં ટપકે છે. માણસ કપાળ ઉપર તિલકની છાપ લઈને અથવા ગળામાં જનોઈ પહેરીને અવતરતો નથી. જે સત્કર્મ કરે છે તે ઊંચ (દ્વિજ) છે; જે દુષ્કર્મ કરે છે તે નીચ છે."

લાઈટ ઑફ એશિયા (જમ્બૂજ્યોતિ)

" Hath any man brought him ought to eat ? "

" Jesus saith unto them, my meat is to do the will of him that sent me, and to finish his work."

St. John, IV. 33-34

"કોઈએ એને માટે કશું ખાવાનું આણ્યું છે ?"

"ઈશુ એમને કહે છે : 'જેણે મને મોકલ્યો છે તેની ઇચ્છાનો અમલ કરવો અને એનું કામ પૂરું કરવું એ મારો ખોરાક છે.' "

સેન્ટ જૉન, ૪, ૩૩–૩૪

પદ્મજા 'સર્વન્ટ્સ ઑફ ઇન્ડિયા સોસાયટી'માં હવાફેર માટે રહે છે, અને દર અઠવાડિયે બાપુને માટે સરસ મોસંબી

૫-૯-'૩૨ મોકલે છે. એના અક્ષર વાંચવા કઠણ. ગઈ વખતે બે ત્રણ શબ્દો વાંચતાં કેટલીય મિનિટ ગઈ હતી. એટલે બાપુએ ટકોર કરી હતી કે મારા અક્ષર ખરાબ છતાં તારા કરતાં તો સારા. અને માના ગુણોનું અનુકરણ થાય, અવગુણોનું થોડું જ અનુકરણ થાય છે? આજે એ કાગળનો જવાબ સુંદર અક્ષરે લખેલો આવ્યો. એ કાગળ બધી રીતે સરસ છે, પણ એમાં એક વસ્તુ અસાધારણ અગત્યની હતી. "આ અઠવાડિયે મને મળવા આવનારમાં બે મોટા ધારાશાસ્ત્રીઓ અને રાજદ્વારી પુરુષો હતા — શ્રી સી. પી. અને શ્રી જ.. રજાનો એમનો આદર્શ એવો છે કે એક હાથમાં જાઈનાં ફૂલોનો ગુચ્છો અને બીજા હાથમાં લઠ્ઠ ડંગોરો લઈને રખડવું. શ્રી જ.એ આજે તમારે વિષે ભારે ભવિષ્ય ભાખ્યું. પણ એ વિષે હું અહીં નહીં લખું. તમને જ્યારે એ છેલ્લા મળેલા ત્યારે તમે બુદ્ધની પેલી અદ્‌ભુત વાર્તા એમને કહેલી, જેમાં પોતાના એક પૂર્વજન્મમાં બુદ્ધ પોતાનું શરીર એક ભૂખ્યા વાઘની આગળ ધરી દે છે. તે વાત ઉપરથી પોતાની ભવિષ્યવાણી તેમણે રચી લાગે છે. એ વાર્તામાં પ્રેમનો જે સુંદર આદર્શ રજૂ થાય છે, તેવો દુનિયાના બીજા કોઈ પણ સાહિત્યમાં હશે કે કેમ એ વિષે મને શંકા છે. તે આદર્શને દુનિયા આગળ મૂર્તિમંત કરવાનું તમારા ભાવિમાં કદાચ નિર્માયું હોય."

આની ઉપર ઠીક ચર્ચા અને તર્કવિતર્ક ચાલ્યા. બાપુએ કહ્યું: "સ્ત્રી-સ્વભાવ પ્રમાણે ન કહેતાં કહેતાં એણે કહી દીધું. સી. પી.ની પાસેથી જયકરને ખબર મળી હોય અને જયકરે ભાવિના પડઘા આ છોકરીને સંભળાવ્યા હોય અને પોતાના મેળવેલા જ્ઞાનને ભવિષ્યવાણી તરીકે રજૂ કરી હોય." ગમે તેમ હોય, બુદ્ધ ભગવાનના પૂર્વાવતારનો દાખલો બાપુનાં ભાવિ પગલાંને લાગુ પાડવાની કુમાશ, સૌજન્ય અને કવિત્વ જ.માં છે એ જાણીને મને બહુ આનંદ થયો. આમ આ વાત ફેલાવા લાગી છે એમ પણ સહેજે અનુમાન થાય છે. એમાંથી અનેક તર્કવિતર્કો ઊઠ્યા.

આપે, અને કહે કે કેદી તરીકે એણે ન કરવું જોઈતું હતું એવું કર્યું, અમે શું કરીએ? એ તો અધમતાની પરાકાષ્ઠા કહેવાય. એટલે સુધી એ લોકો ન જઈ શકે, એમ હું નથી કહેતો; પણ એ લોકો એટલે સુધી જવાની જરૂર ન ધારે. અને જરૂર કરતાં આગળ જનારા એ લોકો નથી."

વલ્લભભાઈ: "પછી તમે શું કરો?"

બાપુ: "૨૦મીએ તો ઉપવાસ શરૂ ન જ કરાય. ૨૦મી તારીખને ન વળગી શકાય."

વલ્લભભાઈ: "એ તો નવું બંધારણ થાય ત્યાં સુધી સમય મળી ગયો કહેવાય ના? અથવા તો લોકોને અને સરકારને તમે લાંબી નોટિસ આપી શકો ને?"

બાપુ: "હા, પણ એ તો બહાર ગયા પછી મને એ લોકો કેટલું કરવા દે એના ઉપર આધાર છે. શી સ્થિતિ હશે તે તો મારી કલ્પનામાં નથી આવી શકતું. હું કેવો કાગળ ઘડીશ એયે મને સૂઝતું નથી. પણ મારે તો હિંદુ સમાજ, અંત્યજો, સરકાર, મુસલમાનો, સૌને ઉદ્દેશીને કહેવાનું રહેશે. હિંદુ સમાજે તો અંત્યજોની સાથે ભળીને ઠેર ઠેર સભાઓ કરીને આ વસ્તુનો ઇનકાર કરવો રહેશે. સરકારે તો ખ્રિસ્તી સરકાર તરીકે આ કર્યું છે, એટલે સરકાર અને ખ્રિસ્તીઓ બંનેને મારે એક જ વસ્તુ કહેવાની રહેશે કે તમે ખ્રિસ્તી તરીકે આ નથી કરી શકતા. અમારું સ્વરાજ થવા દો, પછી તમે અંત્યજો ઉપર જે અસર પાડવા માગો તે પાડજો, પણ આજે અમારા કટકા ન કરો. મુસલમાનોને તો ત્યાં વિલાયતમાં પણ કહ્યું હતું. અહીં પણ એ જ કહું. હિંદુ સમાજને સમજાવું કે હવે તો અંત્યજોને કાં મુસલમાન, કાં ખ્રિસ્તી થયે જ છૂટકો છે."

વલ્લભભાઈ: "પણ અહીં તો સાંભળે એવા મુસલમાનો રહ્યા છે કોણ?"

બાપુ: "ભલે ને કોઈ જ ન હોય. પણ આપણે આશા રાખીએ કે એ લોકો પણ જાગ્રત થાય. સત્યાગ્રહની જડ મનુષ્યસ્વભાવ વિષે વિશ્વાસમાં રહેલી છે, દુષ્ટમાં દુષ્ટ માણસને પિગળાવી શકાશે એ શ્રદ્ધામાં રહેલી છે. એટલે કોક મુસલમાન તો જરૂર નીકળે, જે કહે કે અમે આટલું બધું થાય એ તો સહન ન કરી શકીએ. આ બધું કરવાને માટે અમુક અમુક લોકોને તો હું બોલાવી લઈશ. એ બધાને આવવા દેશે કે કેમ તેની ખબર નથી. પણ એ લોકો તો મારું અપમાન કરે એવા પણ છે. કહે કે એ કારણસર એને છોડ્યો છે કે એના મરણની જવાબદારી



બાપુ અને સરદાર



બાપુ અને મહાદેવભાઈ

લેવાને અમે તૈયાર નથી. પણ એ સવિનયભંગ કરશે તો એને અમારે પાછો પૂરવો પડશે."

મેં પૂછ્યું : "માણસો આવશે તેમાં ખ્રિસ્તી મિત્રો પણ આવશે અને એ કહેશે કે તમે સરકારનો વાંક કાઢો છો એ પહેલાં તમારો પોતાનો પહેલો કેમ ન કાઢો? હિંદુ સમાજ શા સારુ અંત્યજોને અસ્પૃશ્ય ગણે છે?"

બાપુ : "એ સમજાવવું મારા હાથમાં છે. એમાં મોટી વાત નથી. એ તો એને કહી શકાય, અમને અમારું ફોડી લેવા દો, તમે શા સારુ વચ્ચે આવો છો? અમારા વહેવાર ચલાવતા થઈ ગયા હોઈએ પછી તમારે જે કરવું હોય તે કરજો. અમને છૂટા પાડીને પછી શા સારુ બધી વાતો કરો છો? આજે તો એ અંત્યજોને કાં તો મુસલમાનો કાં તો તમારી પાસે ગયા વિના છૂટકો જ ન રહ્યો. સ્ત્રીઓનો સવાલ પણ અંત્યજોના સરખો જ છે. પણ સ્ત્રીઓ કંઈ અસ્પૃશ્ય નથી. એ તો અસ્પૃશ્ય બનવા ઇચ્છશે તોયે પુરુષ એના ખાટલા ઉપર જઈને બેસશે. એનું જુદું મતદારમંડળ કરીને પણ એને જુદી ન પાડી શકીએ. આજે તો અંત્યજોને કાયમના જુદા પાડી મૂક્યા છે. એમાંથી પરિણામ શું આવે? આંતરવિગ્રહ થાય. . . . જેવા તો પડ્યા જ છે. એ કોમની પાસે ગુંડાઓ ભેગા કરી હિંદુઓ ઉપર અત્યાચાર કરાવે, કૂવાઓમાં ઝેર નંખાવે, ગમે તે ઉપાય લે.

"તમારી અહીં રહેલાઓની ફરજ તો એટલી જ છે કે કૅમ્પ જેલમાં બધાંને જણાવી દેવું કે ઉપવાસ કરવાની સખત મનાઈ છે; અને શાંતિ રાખવાની છે."

૭-૯-'૩૨ સવારની પ્રાર્થના પછી આંટા મારતાં બહેનોને ભીડ પડે ત્યારે તમાચો મારવાની સૂચના ઉપર વાતો ચાલી. બાપુએ જણાવ્યું કે, "એમાં દસ બાર વરસની એટલે જે નાદાન છે અને કશું સમજતી નથી એવી બાળાની વાત નથી. જે સમજણી છે તે કોઈ કાળે બળાત્કાર ન થવા દે, અને થાય તે પહેલાં મરે. હું એમ નથી કહેતો કે યુક્તિપ્રયુક્તિથી, વ્યવહારબુદ્ધિથી અને સામા બળાત્કારથી અર્થ ન સધાય. પણ સ્ત્રીઓ એ સાધનો ઉપર આધાર રાખીને બેસે તો એ સાધન અધૂરાં નીવડે, તે વખતે હાથ ઘસતી બેસી રહેવાનો સંભવ છે. ત્યારે જેણે કેવળ આત્મબળ ઉપર વિશ્વાસ રાખ્યો છે તેને હારવાપણું નથી, કારણ આત્મબળની પરાકાષ્ઠા એ મરવાની તૈયારી. તમાચામાં હિંસા નથી, કારણ સામાને ઈજા કરવાનો ઇરાદો નથી. શારીરિક ઈજા પણ નથી થતી. પણ પથરો કે લાકડી વાપરે તો તો એના

કરતાં વધારે આકરું હથિયાર વાપરવાની એ પેલાને તક આપે છે. મેં તો મારી ઉપરના બે કિસ્સાઓ વિચારી લીધા. એક બોટમાંથી ઊતરતાં ટોળાનો મરણતોલ હુમલો થયો હતો તે, અને બીજો સિગરામના સળિયા પકડીને માર ખાતો ઊભો રહ્યો એ. તે વેળા મરવાનો નિશ્ચય કરી લીધો હતો. તે તો ઉપવાસનો વિચાર કરતી વખતે પણ મેં વિચાર કરી લીધો છે કે ધારો કે એ લોકો મર્યાદા છોડે અને બળાત્કારે ખોરાક આપવાનો પ્રયત્ન કરે તો મારે શું કરવું? મારે માટે એ મારા શિયળની રક્ષા કરવા જેવો પ્રસંગ આવી પડચો તો એ લોકો મને મોડો મરવા દેવાને બદલે વહેલો મારશે એટલું નક્કી છે. આ વસ્તુ એ છોકરીઓને માટે છે, કે જેઓ એમ માની બેઠી છે કે, હું તમાચો પણ કેમ મરાય? એ તમાચો મારતાંની સાથે એનામાં જાગૃતિ આવી જાય છે."

આજે સાંજે કાંઈ છાપાં વાંચવાનાં નહોતાં. 'મૉડર્ન રિવ્યુ' પણ વાંચવાનું માંડી વાળ્યું અને વાતે ચડચા.

મેં કહ્યું: "આ લડત પાંચ સાત વરસ તો ચાલવાની."

બાપુ કહે: "ના. પણ હા, સાવ પડી ભાંગે તો ચાલે, જેમ દક્ષિણ આફ્રિકામાં ચાલી હતી. બાકી તો મૂળ વસ્તુ મેળવવાની છે તે મેળવતાં સમય જશેસ્તો. નવા બંધારણમાંથી આપણે દૂર જ રહેવાનું છે એમ નથી. જો એમાં ભાગ લઈને કાંઈ થઈ શકે એમ લાગે, એટલે આપણા ધ્યેય તરફ આગળ વધી શકાય એમ છે એમ લાગે, તો જરૂર અંદર દાખલ થવું. એ બંધારણ કેવી જાતનું હશે એની ઉપર આધાર રહે છે. પણ કોંગ્રેસ જો સાવ એક નાનકડી લઘુમતી થઈ જાય, તો તો લોકોને ગમે કે ન ગમે, અસહકારના માર્ગ સિવાય બીજો રસ્તો નથી."

વલ્લભભાઈ: "મારો પણ એ જ અભિપ્રાય છે. સરકારી નોકરો ગામડિયાઓને જે ત્રાસ આપી રહ્યા છે એ અંદર પેઠા વિના ઓછો ન થઈ શકે, પણ એ તો અંદર જઈને કાંઈ અસરકારક થઈ શકે એમ હોય તો જ. સરકારી નોકરીઓ બધી ગૅરંટીવાળી હોય, પગારો ઓછા થઈ શકે એમ હોય જ નહીં, નવા કર ન નાખી શકાય એમ હોય, તો એ દેવાળિયો વહીવટ હાથમાં લઈને શું કરીએ?"

સાંજે . . . મારી પાસે આવ્યો અને મને કહે: "તમે ગાંધીજી સમક્ષ મારી પાસે પ્રતિજ્ઞા લેવડાવવાના છો તેનું શું?" હું રાજી થયો અને એને લઈ ગયો. બાપુએ પોતાનો અત્યંત આનંદ વ્યક્ત કરતાં એને જિંદગીભર યાદ રહે એવાં વચનો કહ્યાં: "પોતાના મનની સાથે નિશ્ચય કરી રાખવા એનો કાંઈ અર્થ નથી: માણસ પ્રતિજ્ઞા કરીને ભાંગે છે

તેનું કારણ એ છે કે તે પોતે જ પોતાના બળે તે પાળી શકશે એવું અભિમાન રાખે છે. જ્યારે આપણું કાંઈ બળ જ નથી, એ બળ ભગવાનનું જ આપેલું છે. એને જ બળે આપણે બળિયા છીએ. એક નાનકડો પાણીનો ઘડો સમુદ્ર થવાને મથે એના જેવી વાત છે. ઘડામાં પાણી છે, એ સમુદ્ર-માંહેલા જ પાણીનો અંશ છે, એમાં શંકા નથી. પણ એ અંશ આપણામાં છે અને એને લીધે આપણે દિન પ્રતિદિન શુદ્ધ થઈ એ મહાસાગરમાં ભળવાનું છે એ જ્ઞાન જ આપણને પશુથી જુદા પાડે છે. નહીં તો પશુની સાથે સામાન્ય ગુણો તો આપણામાં ઘણા છે. જે સર્વશક્તિમાન છે, સર્વવ્યાપક છે તેના વિના આપણે અપંગ થઈ પડીએ. તું ઉતાવળે પ્રતિજ્ઞા ન લઈશ, કારણ તારે પાછું અનેક લાલચોમાં પડવાનું છે. પણ ક્યાંય વશ ન થઈશ. ઈશ્વરમાં જો તું માનતો હોય તો ઈશ્વર તને બળ આપો." પછી એને ફ્રેસરેસ અથવા ખ્રિસ્ત સેવાસંઘમાં જવાની સલાહ આપી. . . .માં આ વસ્તુ છે એ ફક્ત ચારચાર દિવસમાં જાણ્યું, અને બાપુને તો સત્યસંધ-માત્ર પોતાનો કુટુંબીજન છે, એટલે એને કહ્યું કે, "હવે મને જ્યારે ઈચ્છે ત્યારે કાગળ લખજે. અને મને લખવાનું છે એ વાતથી પણ તારી પ્રતિજ્ઞા પળાશે."

'માં' વાળાઓને ૨૦ ઔંસ રોટી મળતી તે બંધ થઈ તે ૪ ઔંસ રોટી અને ૧૬ ઔંસ રોટલી આપવાની યોજના થઈ. તે વિશે ડોઈલને કાગળ લખ્યો.

રોટી વિષેના કાગળનો એણે ઑફિસમાં જ જવાબ આપ્યો કે જેની રોટી વિના તબિયત બગડે તેને તો રોટી મળ્યાં જ કરશે. બાપુ કહે, "એવી સૂચના તમે દરેક જેલને મોકલો." પેલો કહે "એમ તો ન થાય, પણ તમને ખાતરી આપું છું કે જેને જરૂર હશે એટલે જે માગણી કરશે તેને એ અપાશે જ."

આપણા સામાન્ય લોટની રોટી બનાવવાની સૂચના આપવા આજે બાપુ બેકરીમાં ગયા. એની રોટી પરમ દિવસથી મળવા માંડશે.

મથુરાદાસને કાગળ લખતાં: "વ્યાયામમાં ઊભા ઊભા ધીમે ધીમે પ્રાણાયામ કરવાથી અજાયબીભરેલો ફાયદો થાય છે. એ ધીમે અને પદ્ધતિસર થવા જોઈએ. સંગીતમાં જેમ પદે પદે વખત સાચવવો પડે છે, તેમ જ પ્રાણાયામમાં છે. શ્વાસની ગતિ નિયમબદ્ધ ચાલવી જ જોઈએ. એ મહાવરો પડી જતાં ફેફસાંને બહુ ઓછું કામ કરવું પડે છે અને બહારથી પ્રાણવાયુ વધારે ભરે છે; ને પ્રાણવાયુ વધારે ભરે છે તેમ અપાનવાયુ વધારે બહાર કાઢે છે. થોડે થોડે આ કસરત વધારતા જવાય. બરોબર થતી હોય તો તેનો ફાયદો તુરત જ જણાય, થાક ઓછો લાગે, ભૂખ લાગે, મગજ શાંત રહે, શરીરમાં ટાઢી હોય તો ગરમી આવે.

"હા, રતિસુખની આવશ્યકતા છે જ એ વાતનો સ્વીકાર મારું મન કરતું નથી. અનુભવ તેને પુષ્ટિ આપે છે. કૃત્રિમ ઉપાયની નીતિ સ્વીકારવામાં રતિસુખની યોગ્યતા ને આવશ્યકતાનો સ્વીકાર આવી જાય છે, એ ભયંકર વસ્તુ છે. જો આ નિયમ સાર્વજનિક હોય તો બ્રહ્મચર્ય અનાવશ્યક જ નહીં પણ હાનિકર માનવું પડે. જો બ્રહ્મચર્ય હરેક સ્થિતિમાં સ્તુત્ય છે એમ કબૂલ કરાય તો કૃત્રિમ ઉપાયોની પસંદગી કરાય જ નહીં. ચોરી સમાજને વિઘાતક છે છતાં જેમ તે રહેશે જ, તેમ કૃત્રિમ ઉપાયો પણ રહે એ સંભવે છે. પણ તે અયોગ્ય છે એવી માન્યતાનું વાતાવરણ આવશ્યક છે. રતિસુખ લેનારે પ્રજોત્પત્તિની ઉપાધિ વહોરવી જ જોઈએ. એમાં અગવડ છે તે સહન કરવા યોગ્ય છે. શુદ્ધ સંયમનો પાઠ એમાંથી જ શિખાય."

. . . ને લાંબો કાગળ લખ્યો. તેમાં સ્પષ્ટ લખ્યું: "તમારા કાગળની ભાષામાં હું ક્યાંક ક્યાંક કપટભાવ જોઈ જાઉં છું. આમાં હું ભૂલ કરતો હોઉં તો ધીરજથી મારી ભૂલ સુધારજો. મારો વહેમ ખરો હોય તો તમે સુધરજો. આટલું તમારું ડૉક્ટરની પાછળ શ્રાદ્ધ ગણાશે. ઈશ્વર તમને સન્મતિ આપો. મારાથી જો અન્યાય થતો હોય તો મને ઉગારો."

આજે પોણાત્રણ વાગ્યે ભંડારી વડાપ્રધાનનો કાગળ લઈને આવ્યા. કાગળ લાંબો તારથી આવ્યો હતો. એમાં વિનય બતાવવાનો ઠીક પ્રયત્ન છતાં એક કઠે એવું વાક્ય મૅકડોનલ્ડની લાક્ષણિક રીતે હતું. બાપુએ કાગળ વાંચ્યો

૯-૯-'૩૨

ને તરત કહ્યું: "આ લોકોએ નિશ્ચય કર્યો લાગે છે કે મને મરવા દેવો. બસ લાવો નોટબુક. જવાબ લખી નાખીએ." જવાબ લખાયો અને ચાર વાગ્યે તો મેં નકલ તૈયાર કરી. સવાચાર વાગ્યે ભંડારી આવ્યા અને એ લઈ ગયા. વડાપ્રધાનના કાગળની સાથે એના ખાનગી મંત્રી ગુલ્ડનો ડૉઈલ ઉપર કાગળ હતો કે, કાગળ જાતે પહોંચાડજો અને પત્રવહેવાર છાપવાની એની વિનંતીને ગાંધી વળગી રહે છે કે નહીં તે જાણીને મને ખબર આપજો. ડૉઈલે પોતે કાગળ આપવા આવવું જોઈતું હતું, પણ મેજર ભંડારી મારફતે એણે પહોંચાડ્યો.

પ્રાર્થના પછી રાત્રે બાપુએ પોતે આપેલો જવાબ પાછો વાંચ્યો અને કહે: "'તમે સાચો નિર્ણય ન કરી શકો' વાળા વાક્યમાં 'અજાણ્યા અને બહારના એવા તમે' લખ્યું હોત તો ઠીક થાત. કાગળ આજ ગયો એટલે બાપુ રાજી રાજી થઈ ગયા, અને કાલે જ બધું છપાય તો સારું એમ અમને સૌને લાગ્યું.

કાગળ મોકલ્યા પછી બાપુ કહે: "વાઇસરૉયનું ભાષણ થયું, મૉડરેટ લોકોનો સહકાર મેળવ્યો, અને પછી આ જવાબ મોકલ્યો. એ બધું ઇરાદાપૂર્વક છે."

વલ્લભભાઈએ જમીને આવીને આ જ વાત કરી.

વલ્લભભાઈ કહે: "આખી વસ્તુમાં ભારે બાજી છે. થોડાઘણા અસ્પૃશ્યોને રાખીને તેની મારફતે રાજ ચલાવશે. અને આટલાને ખાસ પ્રતિનિધિત્વ આપ્યું એટલે બીજા હિંદુ મતદારમંડળમાંથી આવી ન શકે. એટલે એ બતાવી શકે કે જુઓ કોમી મતદારમંડળની કેવી જરૂર હતી?"

બાપુ કહે: "એ તો તમે એની રાજદ્વારી બાજુ કહી. પણ એની નૈતિક બાજુની તો એ લોકોને ખબર શેની પડે? ગુજરાતનાં ગામડાંઓમાં ક્યાં ક્યાં અંત્યજો સંતાયેલા પડ્યા છે, દક્ષિણમાં 'અગમ્યો' (unapproachables) અને 'અદૃશ્યો' (invisibles) પડ્યા છે એની મૅકડોનલ્ડને શેની ખબર હોય? એ બધાઓનો ભૂકો થઈ જાય. અને એ અલગ મતદારમંડળોનો સડો હિંદુ સમાજમાં પેઠો એટલે હિંદુ સમાજનાં છોતાં થઈ જાય. આ વસ્તુનાં નૈતિક પરિણામો મને વધારેમાં વધારે ખટકે છે. એકલી રાજદ્વારી બાબત હોય તો હું જીવન

આપવા તૈયાર ન થાઉં. પણ હિંદુ સમાજમાં આ જે સડો દાખલ કરવા માગે છે તેની સામે હું પ્રાણ આપવા તૈયાર થયો છું. એમને તો હિંદુ સમાજસુધારકોનો કાંટો જ કાઢી નાખવો છે. આપણે શું મરી ગયા છીએ? આપણે એ લોકોને ન્યાય અપાવીશું. પણ આ તો અંત્યજોને દાંડી પીટીને કહે છે કે તમે એના ઉપર આધાર ન રાખશો, મુસલમાનો ઉપર રાખજો, ગુંડાઓ ઉપર રાખજો. એટલે મુસલમાનો અંત્યજોને લઈને મંદિરો ઉપર હુમલા કરશે, એને બાળશે, જે કરવું હોય તે કરશે."

૧૦-૯-'૩૨ આજે સવારે મેજર ભંડારી આગળ બાપુએ ગઈ કાલની જ નૈતિક બાજુવાળી બાબત ચર્ચી સંભળાવી. એ બાપડાને ભારે ચિંતા પેઠી છે. એણે તો કહ્યું: "મારા વાળ તો અત્યારથી જ ધોળા થવા માંડ્યા છે. કાંઈ નહીં થઈ શકે?"

બાપુ કહે: "ઘણુંયે થઈ શકે. એને નમવું જ જોઈએ એમ કાંઈ નથી. અંત્યજો તો કાલે ભેગા થઈને સમજૂતી કરે અને સંયુક્ત મતદારમંડળ માગે. પણ એ તો ખુશીથી કહે એમ છે કે બીજાની સંમતિ ક્યાં છે? અને અંગ્રેજો જ કહે કે અમારી સંમતિ નથી. તો ભલે. મારું મરણ હિંદુ સમાજને જાગ્રત કરશે. મારા મરણ સાથે જ આ બંધારણનું મરણ થશે. હિંદુ સમાજ જાગ્રત થાય તો સેંકડો માણસો એવા નીકળે જે આ બંધારણને ચાલવા જ ન દે. આજે તો આ ચુકાદામાં અંત્યજોને ખ્રિસ્તી અથવા મુસલમાન થવાનો મસાલો ભર્યો છે. આંબેડકરમાં નથી ધર્મ કે નથી હિંદુત્વ એટલે એ પેલા જેમ નચાવે છે તેમ નાચે છે."

૧૧-૯-'૩૨ બાપુને હવે સ્વપ્નાં આવવા લાગ્યાં છે — ઉપવાસનાં ઘણાંખરાં. પેલે દિવસે પોતાના પિતાશ્રી સ્વપ્નામાં આવ્યા હતા. કાલ રાત્રે બે વાગ્યે આવતા અઠવાડિયામાં શું શું કરવું એના વિચારમાં પડ્યા હતા. તેમાં એક વાત એ હતી કે મહાદેવને રોટી બનાવતાં શીખી લેવાનું કહેવું. અને આજે સવારે જ મેં કહ્યું, બાપુ મારે રોટી બનાવતાં શીખવું છે. એટલે બાપુ કહે: "મને અને તમને એ વિચાર એકી વખતે આવ્યો હોવો જોઈએ, કારણ મેં બે વાગ્યે રાત્રે એ વિચાર કરેલો. પછી મને થયું કે ના, એ બોજો વધારે પડતો થઈ પડશે એટલે વિચાર માંડી વાળ્યો."

આ વખતે ટપાલ પણ ખૂબ લખી. વલ્લભભાઈ કહે: "હવે લાંબી ટપાલ લખવાની માંડી વાળો." બાપુ કહે: "અરે! વલ્લભભાઈ, આ વખતે તો લાંબી લખ્યા વિના કેમ ચાલશે? હવે કોને ખબર છે કેવડી લખાશે."

આજની આશ્રમની ટપાલના કાગળોમાં ભાવિના ધ્વનિ વાગી રહ્યા છે. બબલભાઈને લખેલા કાગળમાં : "અમુક વસ્તુ કરવી સારી છે એ નિશ્ચય થયા પછી તે કરતાં એક ક્ષણ પણ ન રોકાવું. કેમ કે સાથે મોત લટકે છે. તેથી સારાના આરંભમાં વિલંબ કરતાં આખું સારું રહી જાય. કેમ કે જીવ દેહ છોડે છે ત્યારે આરંભો સાથે લઈ જાય છે. અમલ થયા વિનાના વિચારો તો તેને ખાતે મંડાય છે. ધારો કે આગગાડીમાં જતાં સાથે પાંચ રૂપિયા લઈ જવાનો મેં વિચાર કર્યો છે, પણ આળસથી ન લીધા. ગાડીમાં બેઠો. વિચાર હું વટાવી ન શકું. ને તે મારા મગજ ઉપર બોજારૂપે રહી મને કોતરશે.

"પ્રાર્થનામાં બેઠો છતાં જે ભજનાદિમાં ભાગ નથી લેતો તે અસત્ય આચરે છે."

બીજા કાગળમાં : "કરેલાંની કિંમત છે. આચાર વિનાના વિચાર ગમે તેવા સારા હોવા છતાં ખોટા મોતી જેવા સમજવા."

"આપણા પડોશીના હંમેશાં ગુણ જોવા, પોતાના હંમેશાં દોષ જોવા. તુલસીદાસ જેવા અંતે પોતાને કુટિલ તરીકે વર્ણવે છે."

ઈશ્વરત્વ, કર્મ, પ્રારબ્ધ, ભક્તિ, વગેરેના અનાદિ પ્રશ્નો પૂછનારાઓને પણ ઘણા જવાબો આપ્યા : "પરમેશ્વર ઔર પ્રકૃતિ એક હી વસ્તુ હૈ. દેવતા પરમેશ્વરકી એક એક શક્તિ હૈ. ઉસકી ઉપાસનાસે ભી અંતમેં પરમેશ્વર તક પહુઁચા જા સકતા હૈ."

"કર્મપ્રાધાન્યકા વર્ણન કરકે તુલસીદાસજીને ઈશ્વરી ન્યાયકી પ્રશંસા કી હૈ. ભક્તકે પાપોંકી ભગવાન ક્ષમા કરતા હૈ. શાસ્ત્રકી ભાષામેં ઇસકા અર્થ યહ હૈ કિ ભક્ત જબ ભગવાનમેં લીન હો જાતા હૈ તબ શુદ્ધ હોતા હૈ. શુદ્ધ હોના પાપકા ક્ષય હી હૈ, જૈસે સુવર્ણમેંસે કુધાતુકા નિકલના . . ."

"સન્ત પુરુષકા એકાંતમેં રહકર વિચારમાત્રસે ભી સેવા કર સકના સંભવ હૈ. ઐસા લાખોંમેં એક નિકલ સકતા હૈ."

"શરીરકા અસ્તિત્વ પૂર્ણ અહિંસાકા વિરોધી હૈ. બિના પૂર્ણ અહિંસા સત્યકા સાક્ષાત્કાર અસંભવ હૈ. લેકિન જો નિર્વિકાર હુઆ હૈ વહ બહુત નજદીક જાતા હૈ, ઉતના કાફી હોના ચાહિયે."

"દંડકા અર્થ આજ તક મૈંને શરીરદંડ સમઝા હૈ. ભોજનાદિક બંદ કરના મેરી કલ્પનાકે બાહર નહીં હૈ. ઉસે મૈં દંડ નહીં કહૂઁગા. ભોજનકા સ્વતંત્ર અધિકાર કિસી સંસ્થામેં કિસીકો નહીં હૈ. સમઝૌતેકી બાત હૈ. એક તરફસે નિયમપાલનકી શર્ત હૈ, દૂસરી તરફસે ભોજનાદિક દેનેકી. સંસ્થામેં ભોજનકા બદલા પૈસા હી નહીં, પરંતુ નિયમપાલન હૈ."

"ભય ઔર સત્ય વિરોધી વસ્તુ હૈં. પરંતુ જિસમેં ભયકા અંશ ભી નહીં હૈ ઉસે છિપાના સત્યકા અવિરોધી ઔર આવશ્યક હો સકતા હૈ. દરદીકે સ્વાસ્થ્યકે લિયે વૈદ્ય અવશ્ય ભયાનક વ્યાધિકી બાત છિપા સકતા હૈ, છિપાનેકા ધર્મ ભી હો સકતા હૈ."

"સબ ઇન્દ્રિયાઁ જિસકે વશમેં હૈં વહ પૂર્ણ બ્રહ્મચારી હૈ. યહ સ્થિતિ શરીર રહતે હુએ સંભવિત હૈ. ખોરાકકા સંયમ આવશ્યક હૈ, બ્રહ્મચર્યપાલનમેં ઉસકા હિસ્સા કમ હૈ. અસંયમ અવશ્ય ઘાતક હૈ. દૂધ–ઘી, ઔષધકી માત્રામેં લેનેસે હાનિકર નહીં હૈ ઐસી કુછ મેરી પ્રતીતિ હૈ."

"મૂર્તિપૂજા અને આશ્રમમાં મંદિર અને મૂર્તિસ્થાપના વિષે મારા વિચારો ઘડાઈ ગયેલા છે. મારે વિષે મેં કહ્યું છે કે હું મૂર્તિપૂજક અને મૂર્તિભંજક બન્ને છું. શરીરધારીનો કલ્પનાનો ઈશ્વર મૂર્તિમાન હોય જ. તે મૂર્તિભાવે તેની કલ્પનામાં વસે પણ છે જ. એ રીતે હું મૂર્તિપૂજક છું. પણ એક પણ રૂપને — આકૃતિને પરમેશ્વરરૂપે પૂજવાની મારા મને કોઈ દિવસ હા નથી પાડી. ત્યાં મારા મનમાં નેતિ નેતિ થાય છે. તેથી મેં મને પોતાને મૂર્તિભંજક માન્યો છે. આવા વિચારને અંગે મારા મનમાં હંમેશાં રહ્યું છે કે આપણે આશ્રમમાં મંદિર ન વસાવીએ. તેથી જ પ્રાર્થનાને સારુ પણ મકાન બાંધવાનું ન જ રાખ્યું. આકાશનું છાપરું અને દિશાઓની દીવાલો કરી તેમાં આપણે બેઠા. જો સર્વધર્મ પ્રત્યે સમભાવ રાખવો હોય તો આપણી આ જ સ્થિતિ હોવી જોઈએ. આજકાલ વેદાદિમાં ચંચૂપાત કરી રહ્યો છું. ત્યાં પણ એ જ જોઉં છું. ક્યાંયે મૂર્તિને સ્થાન નથી જોતો. છતાં હિંદુ ધર્મમાં મૂર્તિને સ્થાન છે એટલે આપણે તેનો દ્રોહ ન કરીએ. એની પૂજા આવશ્યક નથી, ઐચ્છિક છે. આથી મને લાગે છે કે આપણે સમાજ તરીકે મંદિરથી નિરાળા રહીએ તો સારું. આશ્રમમાં જે સ્થળને મેં સમાધિ માની છે તે મંદિર હોય તોપણ આપણે તેને જાહેર સંસ્થા ન કરીએ. જમીનનો માલિક એ પાડી નાખીને ઈંટ લઈ જવા માગતો હતો ત્યારે પૈસા ભરીને તે સ્થાન બચાવ્યું. પણ તેને મંદિર બનાવવાની મારી ઇચ્છા નથી થતી."

બ્રજકૃષ્ણને નમક લેવા ન લેવાના ગુણ અવગુણ વિષે લાંબો કાગળ લખ્યો, અને આશ્રમ વિષેના આક્ષેપો વિષે વિચારો દર્શાવ્યા :

"સહી હૈ કિ આશ્રમકે લોગ જૈસે હોને ચાહિયે ઐસે નહીં હૈં. ઉનમેં કાફી દોષ ભરે હૈં. ઇસલિયે લોગોંકો આશ્રમવાસિયોંકી ટીકા ઔર નિંદા કરનેકા અધિકાર હૈ ઔર આશ્રમિયોંકો ઉસે બરદાસ્ત કરના ચાહિયે. તુમ્હારે મનપર ભી કુછ ઐસા હી અસર હુઆ હૈ ઉસકા મુઝે આશ્ચર્ય નહીં હૈ.

ક્યોંકિ ઐસા હૈ હી. લેકિન ઐસા હોતે હુએ ભી પરિણામ બુરા નહીં હૈ ઐસા મેરા વિશ્વાસ હૈ. આશ્રમમેં રહેનેવાલોંને કુછ ન કુછ ઉન્નતિ કી હૈ. બાત યહ હૈ કિ કરનેકા બાકી બહોત હૈ, હુઆ હૈ કમ. ઔર ઐસા હી હો સકતા થા. ઔર આશ્રમવાસી કિસકો કહા જાય? તુમને યદિ ઇસ બારેમેં નારણદાસસે બાત નહીં કી હૈ તો દિલ ખોલકે સબ બાત કરો. ઉસકી સુનો. નારણદાસસે બઢકર કોઈ આદમી ઇતના હી દૃઢ, વિવેકી, સમઝદાર ઔર કર્તવ્યપરાયણ મુઝકો મિલનેકી કોઈ ઉમ્મિદ નહીં હૈ. ઔર નારણદાસ મિલા હૈ ઉસકો મૈં ઇશ્વરકા અનુગ્રહ માનતા હૂँ. આશ્રમકે લોગ વ્યાધિ-મુક્ત નહીં હૈં, યહ સત્ય હૈ. ઇતના હૈ આશ્રમમેં આકર બીમાર નહીં પડતે હૈં, બીમારી લેકર આતે હૈં. બાત યહ હૈ કિ અપૂર્ણતામેંસે પૂર્ણતા પૈદા કરનેકા પ્રયત્ન કરતે હૈં. ઇશ્વરઆજ્ઞા હૈ પ્રયત્ન કરતે કરતે મર જાઓ, ફલકા સ્વામી મૈં હૂँ. ઇસલિયે યદિ ઇતના કહા જા સકતા હૈ કિ આશ્રમમેં પ્રયત્નમેં મંદતા નહીં હૈ તો મુઝે સંતોષ હોગા. મૈં તો યહ ભી કબૂલ કર લૂँગા કિ પ્રયત્નમેં ભી સુધારણાકી ગુંજાઇશ હૈ.”

. . .ના કાગળમાં વિકારની સરસ વ્યાખ્યા આપી: “તું લખે છે તારું મન ઠેકાણે નથી, એટલે નહીં લખે. એ પણ વિકારની નિશાની છે. વિકારનો બરોબર અર્થ સમજવાની જરૂર છે. ક્રોધ કરવો તે પણ એક વિકાર છે. જેને અનેક પ્રકારની ઇચ્છાઓ થયાં કરે એ પણ વિકાર છે. તેથી આ પહેરું, આ ઓઢું, આ ખાઉં, આ ન ખાઉં તે વિકાર; અને પરણવાની ઇચ્છા થવી અથવા પરણવાની ઇચ્છા થયા વિના સરખેસરખા છોકરાઓનો સંગ ગમે, તેની સાથે છાની વાતો ગમે, તેને અડવું ગમે, તેની સાથે ચાળા કરવા ગમે, તે પણ વિકાર. આ છેલ્લો વિકાર એ એક ભયંકર વિકાર તરીકે ઓળખાય છે. પણ આમાંના ગમે તે વિકારો આવતા હોય ત્યાં લગી સ્ત્રીને માસિક ધર્મ હોય ને પુરુષને માસિક ધર્મ નથી તો બીજું પણ તેને કંઇક થાય જ છે. આ અર્થમાં મીરાબહેન પણ વિકારરહિત ન કહેવાય, તેથી તેને હજુ માસિક ધર્મ આવે છે. એમાં કંઇ એ પાપ નથી કરતી. એ તો બહુ ઊંચે ગયેલ છે. એ એના બધા વિકારોને કાઢવા મથે છે. પુરુષસંગરૂપી ઇચ્છાનો વિકાર તો તેનામાંથી સાવ ગયો છે. પણ તેનામાં ક્રોધ છે, રાગ છે, અનેક ઇચ્છાઓ છે. આ બધું પણ રોકવા મથે છે. જે વિકારરહિત સ્થિતિ મેં વર્ણવી એ જેની થાય તે સ્ત્રીને માસિક ધર્મ હોય જ નહીં. તેને પહોંચવા તમે બધી છોકરીઓ મથો, એ મને ગમે. આ જન્મમાં સફળતા ન મળે એમ બને તેથી શું? પ્રથમ પાઠ એ છે કે

કાંઈ છાનું ન રાખવું. કોઈની સાથે છાનો સંબંધ ન રાખવો. સત્યવ્રતને વળગી રહેવું.”

નારણદાસને ૪૭મે જન્મ દિવસે પોતાને અક્ષરે આ ઊભરાતો આશીર્વાદ મોકલ્યો: “તમને મારા આશીર્વાદ ખોબા ભરીને છે. કાં ન મોકલું? મારી બધી આશાઓ તમે સફળ કરી રહ્યા છો ને તમારી અનન્ય અને જ્ઞાનમય સેવાથી અમને ત્રણેનેય આશ્ચર્યચકિત કરી રહ્યા છો. બધી અગ્નિ-પરીક્ષામાંથી પસાર થવાની શકિત તમને ઈશ્વરે બક્ષી જણાય છે. ઘણું જીવો ને સત્યનારાયણનો અહિંસાદેવી મારફત સાક્ષાત્કાર કરો ને બીજાઓને કરવામાં સહાયભૂત થાઓ.”

પ્રેમા ઉપર ઘણો લાંબો કાગળ. એમાં એને વિષેનો પોતાનો વિશ્વાસ અને મોટી આશાઓ દર્શાવી અને અનેક સવાલોના જવાબો આપ્યા: “કોઈ વ્યક્તિ કે સમાજની અવનતિનું કારણ ખરેખરું શોધાયાનું જાણ્યું નથી. અનુમાનો તો ઘણાં થાય છે. તાત્કાલિક કારણ જડી પણ રહે છે; ને તે હંમેશાં એક જ નથી હોતાં. પણ સામાન્ય રીતે એમ જરૂર કહી શકાય કે અવનતિના મૂળમાં ધાર્મિક ન્યૂનતા હોય જ. પારતંત્ર્ય કદી મૂળ કારણ ન હોઈ શકે. કેમ કે એ પોતે બીજાં કારણોનું, નબળાઈઓનું પરિણામ હોય છે.

“અહંકારનું બીજ શૂન્યતા અનુભવવાથી જ જાય. એક ક્ષણ પણ કોઈ ઊંડે ઊતરીને વિચાર કરે તો પોતાની અતિ અલ્પતા જણાયા વિના ન જ રહે. પૃથ્વીને વિષે આપણે જેમ જંતુને તુચ્છ જાણીએ છીએ, તેથી કરોડોગણા મોટા પ્રમાણમાં આ જગતને વિષે મનુષ્યપ્રાણી તુચ્છ છે. તેનામાં બુદ્ધિ છે તેથી કંઈ જ ફેર નથી પડતો. એનો મહિમા જ પોતાની તુચ્છતા અનુભવવામાં છે. કેમ કે એ અનુભવની સાથે જ બીજું જ્ઞાન પેદા થાય છે કે જેવો તે પોતારૂપે તુચ્છ છે તેવો તે ભગવાનનો તુચ્છતમ અંશ હોઈ તેમાં તેનો લય થાય છે ત્યારે તે ભગવાનરૂપ છે, ને એ સૂક્ષ્મ અણુમાં ભગવાનની શક્તિ ભરી છે.

“માયાવાદને મારી પોતાની ઢબે હું માનું છું. કાળચક્રમાં આ જગત માયા છે. પણ જે ક્ષણ લગી તેની હસ્તી છે તે ક્ષણભર તે છે જ. હું અનેકાન્તવાદને માનું છું. જો કોઈ પણ વસ્તુ માણસની સામે પ્રત્યક્ષ હોય તો તે મૃત્યુ તો છે જ. એમ છતાં એ અનિવાર્ય પ્રત્યક્ષ વસ્તુનો ભારે ડર લાગે છે. એ જ આશ્ચર્ય છે, એ જ મમતા છે, નાસ્તિકતા છે, તેને તરી જવાનો ધર્મ એકલા મનુષ્યને જ લભ્ય છે.

"પાપપુણ્ય મૃત્યુ પછી પણ જીવની સાથે જ જાય છે. જીવ જીવરૂપે તેને ભોગવે છે. પછી તે બીજા દૃશ્ય શરીરમાં હોય કે સૂક્ષ્મ શરીરમાં તેની હરકત નથી."

આજની વલ્લભભાઈની ગમ્મત: "લખીવાંચીને કોણ અમર થયું છે? મારીને કે મરીને અમર થવાય છે."

આજે અનશન વિષેનો પત્રવ્યવહાર 'ટાઇમ્સ'માં આવવાની રાહ જોઈ ને બેઠા હતા, પણ ન આવ્યો. સાંજે કટેલી એકાએક
૧૨-૯-'૩૨ આવીને કહે: "મહાદેવ દેસાઈનું કામ છે, ચાલો." હું ચાલ્યો. દરવાજાની બહાર મને કહે છે કે કેટલાક છોકરાઓ ઉપવાસ કરી રહ્યા છે તેને સમજાવો. હું ગયો. એક જુવાન કર્ણાટકી સાથે મને મેળવવામાં આવ્યો. એક સિપાઈએ ત્રણ જણને માર્યા હતા, તેની ફરિયાદ સુપરિન્ટેન્ડન્ટ પાસે ગઈ હતી. સુપરિન્ટેન્ડન્ટે એ સિપાઈને સજા કરી હતી, એ ચક્કરમાંથી કાઢ્યો હતો. પણ આ લોકોની ચોપડીમાં લખ્યું: 'શિસ્તના ભંગ માટે ચેતવણી આપી.' આ શેરાની સામે આ લોકોએ ઉપવાસ કર્યા હતા. મેં કહ્યું: "ભલા માણસ, આવી ધૂળ જેવી વસ્તુની સામે કોઈ ઉપવાસ કરતું હશે? એવું તો થયાં કરે. ઉપવાસના આકરા પ્રસંગો હોય છે, અને એનો જેલમાં તોટો નથી." પણ એ કાંઈ માને? એને તો પેલો શેરો રદ કરાવવો હતો. ફરિયાદ અમારી અને અમારી સામે શેરો શેનો? એની વાત સાચી હતી. કટેલીએ મને પાછા ફરતાં કહ્યું કે એની ગેરહાજરીમાં આ બધું થયું. નહીં તો કશુંય નહીં થાત.

બાપુની પાસે આવીને મેં બધી વાત કરી. બાપુ કહે: "તમારે પાછા આવવું હતું અને કહેવું હતું કે બાપુને મળ્યા વિના હું એની પાસે ન જાઉં, મારે બાપુની આજ્ઞા અને સૂચના લઈ ને જવું જોઈએ. બાપુને કહ્યા વિના તમે મને લઈ જાઓ એ બરોબર નથી. હવેથી ભવિષ્યમાં આવું બને ત્યારે એમ જ કરજો. સુપરિન્ટેન્ડન્ટે તમને જ લઈ જવાની સૂચના કરી હશે એ વાત સાચી, પણ કટેલીની ફરજ હતી કે મને બધું સંભળાવ્યા પછી તમને લઈ જાય. બાકી તમે કહ્યું એ તો બરોબર જ હતું. એવી રિમાર્ક સામે તે ઉપવાસ થતા હશે કે? આવે પ્રસંગે તો મને ફિરોજશા મહેતાએ આપેલી સલાહ યાદ આવ્યાં કરે. મારું પોલિટિકલ એજન્ટે અપમાન કર્યું હતું ત્યારે એમણે કહેલું: 'અરે, એમાં તો ઘણાંયે ગળી જવાં પડશે. એને સંઘરી બેસીને એના ઉપર બળાપો કર્યે શું વળે?'"

આજે સવારે પણ પેલો પત્રવહેવાર ન આવ્યો. પણ 'ટાઇમ્સ'માં એક નાનકડો લેખ આવ્યો, જેમાં ખાસી સાફ સૂચના હતી કે, ચુકાદાની ટીકા કરવાને બદલે સર્વસંમત નિરાકરણ કેમ હજુ કરવામાં આવતું નથી? દલિત વર્ગોને હિંદુઓથી છૂટા પાડવામાં હિંદુ ધર્મના ભાગલા પડે છે એ વાત સાચી, પણ એને માટે ગાંધી જવાબદાર છે. કારણ એ લોકોને માટે અનામત બેઠકો આપવાની પણ એણે ના કહી, ત્યારે આંબેડકરને આ અલગ મતદારમંડળની માગણી કરવાની ફરજ પડી. હજી પણ આંબેડકર અને બીજા સમજી જાય અને અનામત બેઠકો કબૂલ કરે તો અલગ મતદારમંડળો રદ થાય, ઇત્યાદિ. અમને આ પેલાઓ તરફથી સૂચવાયેલું લાગ્યું અને એમ થયું કે હવે પત્રવહેવાર નહીં છપાય. પણ આવી કાંઈક યોજના કરીને એ કાઢી નાખશે, અને આ પત્રવહેવાર દબાવી દેશે.

૧૩-૯-'૩૨

પણ સાંજે ચાર વાગ્યે મેજરે આવીને ઍન્ડ્રૂઝનો તાર આપ્યો ત્યારે અમારી ભ્રમણા ભાંગી. ઍન્ડ્રૂઝનો તાર હતો, 'હું આવું ત્યાં સુધી ઉપવાસ મુલતવી રાખો. તરત નીકળું છું.'

મેજર કહી ગયા કે તમારે જે જવાબ આપવો હોય તે મને ગમે ત્યારે મોકલજો. મારે ગવર્નમેન્ટને બતાવવો પડશે, પણ હું જ્યાં હઈશ ત્યાં મને મોકલવાની સૂચના આપી જાઉં છું. બાપુ કહે: "કદાચ કાલે જવાબ આપીશું." પણ મેજર તો વ્યવસ્થા કરી ગયા. મેજર ગયા એટલે તુરત જ બાપુ કહે: "મહાદેવ, લાવો કાગળ અને ઍન્ડ્રૂઝને જવાબ મોકલી દો." જવાબ આ મતલબનો લખાવ્યો:

"Recd. Regard fasting God's call. Only certain prospect of withdrawal separate electorate for depressed can warrant postponement. In my opinion your presence more useful there. Vallabhbhai Mahadev agree."

"તમારો તાર મળ્યો. ઉપવાસનો વિચાર ઈશ્વરના આદેશને અનુસરીને છે. અંત્યજોનાં અલગ મતદારમંડળ રદ થવાનું નક્કી હોય તો જ ઉપવાસ મુલતવી રહે. મારા અભિપ્રાય પ્રમાણે તમારું ત્યાં રહેવું વધારે ઉપયોગી હોય. વલ્લભભાઈ અને મહાદેવ સંમત છે."

સાંજે ફરતાં કહે: "ઍન્ડ્રૂઝની આધ્યાત્મિકતા આવે પ્રસંગે ક્યાં જાય છે એ ખબર નથી પડતી. એનાથી આવી માગણી જ કેમ થઈ શકી? એ ના કહે એટલે હું ઉપવાસ છોડું એટલે પછી મારા વચનની શી

કિંમત રહે? ભવિષ્યમાં હું કાંઈ પણ કહું એટલે લોકો કહે: 'હા એ તો પેલા ઉપવાસની જેમ થશે.' એ હજી મારો સ્વભાવ નહીં જાણતો હોય?"

રાત્રે ચાર કાગળ લખાવ્યા: નારણદાસભાઈ, રામદાસ, દેવદાસ અને બા.

નારણદાસભાઈને:

"મારા અનશનની ખબર છાપાંમાં જોઈ હશે. કોઈ ગભરાયા નહીં હો એમ માની લઉં છું. આશ્રમવાસીમાત્રને જો સમજે તો આ ઉત્સવનો અવસર હોવો જોઈએ. અનશન એ આશ્રમની કલ્પનામાં છેલ્લામાં છેલ્લી અને ઉત્તમ વસ્તુ છે. એનો અધિકાર કોઈકને જ પ્રાપ્ત થાય છે. શુદ્ધ અનશન રોજ લેવાતાં નથી. કોઈ વખતે કોઈકને જ એનો અધિકાર હોય છે. મારે વિષે એ અધિકાર આ વખતે મેં માની લીધો છે. જો તેમાં મારી ભૂલ થતી હશે તો એ મિથ્યાભિમાનમાં ખપશે અને એ આસુરી તપ ગણાશે. અંતર્નાદ ચોખ્ખી રીતે સાંભળી શકાય એવું અંતઃકરણ શુદ્ધ કરવાને સારુ લગભગ અર્ધા સૈકાનો અવિચ્છિન્ન પ્રયત્ન છે. એ પ્રયત્નને સારુ અંતર્નાદને વશ થઈને આ પગલું મેં ભર્યું છે. ૨૦મી તો હજી દૂર છે. અત્યારે તો સંકલ્પ માત્ર છે. આ વસ્તુ શી શી છે એ સમજાવવા પૂરતો જ આ કાગળ છે, અને ત્યાં કોઈ ગભરાટમાં ન પડો પણ આ સાંભળીને વધારે કર્તવ્યપરાયણ, વધારે શુદ્ધ અને વધારે જાગ્રત થાઓ એ સૂચના પૂરતો જ છે. આ ઉપવાસનું અનુકરણ ત્યાં કોઈએ કરવાપણું હોય નહીં, એ તમે પોતે તો સમજ્યા જ હશો, બીજાને સમજાવજો. મારી અનશનની ઇચ્છાની વાત મેં સંઘરી રાખી અને અમારા ત્રણ ઉપરાંત બીજે કોઈ પણ કાને ન જવા દીધી એથી તો કોઈને આશ્ચર્ય નહીં જ થાય. જેલનો તો એવો કાયદો જ છે કે આવા કાગળોની વાત પ્રગટ ન જ કરવી જોઈએ. અને જો હું અયોગ્ય રીતે પ્રગટ કરવાની ઇચ્છા સરખીયે કરું તો મારો સત્યાગ્રહ લાજે અને આ વ્રતની શુદ્ધતામાં મોટો ડાઘ બેસે. એ વ્રતની કિંમત તેની સર્વાંશે શુદ્ધતામાં જ રહેલી છે."

મોહનલાલ ભટ્ટને: "એ મારો પરમધર્મ છે એમ હું માનું છું. તેથી રામદાસ કે તમે કોઈ પણ સુદ્ધાં ખિન્ન ન થાઓ પણ સૌ રાજી થાઓ અને ઈશ્વરનો અનુગ્રહ માનો કે તમારા એક સાથીને અંતિમ ધર્મપાલન કરવાનું સૂઝ્યું છે અને તેનો અવસર તેને મળ્યો છે. તેનું અનુકરણ કોઈએ ન કરવું જોઈએ, એ તો બધા સમજી શકતા હશો. અનશનનો અધિકાર બધાને હોતો નથી. અને જે અધિકાર વિના કરે છે તેનું તપ અશાસ્ત્રવિહિત છે અને આસુરી છે. એટલે એને ભાગે નકરા કષ્ટ વિના બીજું કંઈ જ નથી

હોતું. તેથી તમારો બધાનો ધર્મ મારા અનશન વિષે કાંઈ પણ વિચાર કે ચિંતા કર્યા વિના વધારે કર્તવ્યપરાયણ થવાનો, વધારે શુદ્ધ થવાનો અને વધારે જાગ્રત રહેવાનો છે. . . . ત્યાં કોઈ પણ પ્રકારનો ખળભળાટ ન થવો જોઈએ. અંદર રહેલાને મેં ઉપર લખ્યું છે તે ઉપરાંત બીજું કર્તવ્ય છે જ નહીં એ ચોક્કસ માનજો.”

દેવદાસને: “અનશનની દાંડી પિટાઈ ગઈ. તું મુદ્દલ ગભરાટમાં નહીં પડ્યો હોય એમ માની લઉં છું. એવો અપૂર્વ અવસર માગ્યો કોઈને મળતો નથી. એ તો કોઈક જ વાર કોઈકને જ પ્રાપ્ત થાય છે. એ મને પ્રાપ્ત થયો છે એમ હું માનું છું અને એમ માને એ તો એ અવસરને વધાવી લે; એટલે ઉદ્વેગનું કાંઈ કારણ નથી. કલકત્તામાં મળે તો ઘનશ્યામદાસને આ સમજાવજે. માલવીયજીને કાંઈ સમજાવવાપણું હોય જ નહીં. હું એમ માનું છું કે એ તો હર્ષનાં આંસુ સારતા હશે અને એના હૃદયમાંથી ક્ષણે ક્ષણે મારે સારુ આશીર્વાદના ઉદ્ગાર નીકળતા હશે. આટલું તું એમને કહેજે અને બીજા સ્નેહીઓ ખિન્ન થાય તો તું પોતે બહાદુર બની એ લોકોને ખિન્ન થતા રોકજે. બીજાઓ જે સમજે તેનો ધર્મ તો વધારે કર્તવ્યપરાયણ થવાનો, લોકજાગૃતિ કરવાનો અને લોકમત એકઠો કરવાનો છે. અને શાંત પણ પ્રચંડ લોકમત એકઠો થાય તો કદાચ છેવટ લગીના ઉપવાસ કરવા પણ ન પડે. મને તો કરવા પડે તેમાં, અત્યારે હું મને સમજી શકું છું તે પ્રમાણે પરમ શાંતિ જ છે. અને અધૂરા રહે અને આ દેહે હજી વધારે સેવા કરવાનું રહેશે તોપણ વધાવી લઈશ. મારું મન છેવટ સુધી સ્થિર રહે તો બંને રીતે સારું જ છે.”

આ દિવસે પણ મોહનલાલ ભટ્ટને જેલીઓના સવાલના જવાબમાં લખેલું: “પુનર્જન્મ એટલે શરીરનું રૂપાંતર—આત્માનું, શરીરીનું નહીં. તેથી વૈજ્ઞાનિક માન્યતાથી પુનર્જન્મ નોખી વસ્તુ છે. આત્માનું રૂપાંતર નથી પણ સ્થાનાંતર છે. પોતાને કર્તા નહીં માનનારને હાથે કોઈનું મરણ થાય જ નહીં. કર્તાપણું માનવું ન માનવું એ બુદ્ધિનો વિષય નથી, હૃદયનો વિષય છે. એટલે ખરું જોતાં ‘કર્તા ન માનીને’ અને ‘ઈશ્વરાર્પણ કરીને’ એવો પ્રયોગ જ ખોટો છે. કેમ કે એ બુદ્ધિનો પ્રયોગ થયો અને ગીતામાં કે બીજાં શાસ્ત્રોમાં ઈશ્વરાર્પણતાનાં વચનો આવે છે એને બુદ્ધિની સાથે કાંઈ જ સંબંધ નથી. હું જે રીતે વેદાંતને સમજું છું તે રીતે તો એ આપણા કાર્યની સાથે બરોબર બંધ બેસે છે.”

બાને લખ્યું: “તારો કાગળ મળ્યો છે. મારા ઉપવાસની વાત કદાચ તેં સાંભળી હશે. એથી તું જરાય ગભરાતી નહીં, બહેનોને ગભરાવા દેતી

નહીં. તને તો હર્ષ જ થવો જોઈએ કે મને આવો કઠણ ધર્મ પાળવાનો અવસર ઈશ્વરે મોકલ્યો છે. આ ઉપવાસનો અર્થ પણ તું સમજી હશે. અંત્યજ ભાઈઓને વિષે જે માગણી મેં કરી છે એનો સ્વીકાર થાય તો મારે ઉપવાસ કરવાપણું નહીં રહે, અને ઉપવાસ શરૂ થઈ ગયા હશે તો તે બંધ પણ કરી શકાય. પણ છેવટ લગી પૂરા કરવા પડે તો ઈશ્વરનો પાડ જ માનવો જોઈએ. માગેલું મોત કરોડોમાં કોઈકને જ મળે છે. એવું મોત મને મળે તો કેટલું બધું સારું ગણાય? અને નહીં મળે તો હજીયે વધારે શુદ્ધ થવાનો અને વધારે સેવા કરવાનો મારો ધર્મ થઈ પડશે, એ તો દીવા જેવું ચોખ્ખું છે. પચાસ વર્ષના મારી સાથેના સહવાસ પછી આટલી સહેલી વાત તો તું બરોબર સમજી જાય અને ઝીલી શકે એમ માનું છું."

સાંજે ફરતાં કહે: "હોર્નિમેન સમજવાની શક્તિ ધરાવનારો માણસ છે એટલે આખો લેખ સુરસ લખ્યો છે. લોકજાગૃતિ થાય અને વીસમી પહેલાં આ વસ્તુનું નિરાકરણ થઈ જાય તો તો સત્યાગ્રહનો અપૂર્વ વિજય થાય અને હિંદુસ્તાન કેટલુંયે ચઢી જાય."

---

૧૪-૯-'૩૨ આજે સુવારે ચાલતાં મેં કહ્યું: "આંબેડકરને આપના કાગળની વિલાયતમાં જ ખબર પડી હોય અને એ બંધાઈ ગયો હોય તો તો એ માનવો કઠણ છે."

બાપુ: "હા, પણ એને વિલાયતમાં ખબર ન પડી હોય એમ માનીએ. એને ખબર પડી હોય તો તો સેમ્યુઅલ હોર ઉપર ભારે નીચતાનો આરોપ મૂકવો જોઈએ. એ મૂકવાને હું તૈયાર નથી. અને એમ હોય તો પેલાની પોતાના મનમાં પણ કશી કિંમત ન રહે. જે હશે તે વાજતું ગાજતું માંડવે આની રહેશે."

આંબેડકર પ્રચ્છન્ન મુસલમાન છે કે શું છે! એનામાં હિંદુત્વ જ નથી. છતાં ઘણી તરફથી દબાણ આવે તો એ સાંભળે. જુઓની, આજના એના નિવેદનમાં જાણે અસ્પૃશ્યો એ હિંદુથી જુદી જાતિ જ હોય એમ એ વાત કરે છે.

આજની ટપાલમાં પહેલો જ જાણે મંગળ ચિહ્ન તરીકે શ્રીમતી કામકોટી નટરાજનનો કાગળ આવ્યો: "આજ સવારનાં વર્તમાનપત્રોમાં મેં વાંચ્યું કે આપણા દેશબાંધવો અને આપણી માતૃભૂમિને માટે ઉપવાસ કરીને આપના જીવનનું બલિદાન આપવાનો આપે નિર્ધાર કર્યો છે. એ વાંચી ભારે દુઃખ થયું. હું તો રડ્યાં કરું છું અને આપને શું કહેવું એ પણ સૂઝતું નથી. આપની અને પિતાશ્રીની માફક મને પ્રાર્થનામાં શ્રદ્ધા નથી.

પણ હું આશા રાખું છું કે આપણા લોકોમાં એટલી અક્કલ છે જ કે તેઓ આપના આ મહાન બલિદાનને બિનજરૂરી બનાવે. અમને સ્વરાજને માર્ગે દોરવાને માટે તમે ઘણાં ઘણાં વર્ષ જીવો એવી મારી અંતરની તીવ્ર વાંછના છે."

એને બાપુએ જવાબ આપ્યો :

"Dear Kamakoti,

"I have your very touching and tender letter. There need be no grief over the ordeal that I have set before me at conscience's call. It is a privilege that rarely comes to one. Having identified myself with our suppressed brethren for fifty years, I saw no escape from it. If however God wants more service from me through this body, He will make the way clear for me.

"And why no faith in prayer? Faith is either derived or revealed from within. You should derive it from the testimony without exception of all the teachers and seers of all climes, countries and times. A true prayer is not a mere lip expression. It need never lie. Selfless service is prayer. You must not say, 'I have no faith in prayer.'"

"પ્રિય કામકોટી,

"તમારો બહુ જ કોમળ અને ભાવભર્યો પત્ર મળ્યો. અંતરના અવાજને માન આપી જે અગ્નિપ્રવેશનું મેં નક્કી કર્યું છે તે માટે દુઃખી થવાનું હોય જ નહીં. આવો લહાવો તો કોઈ વિરલાને જ મળે છે. આપણાં અંત્યજ ભાંડુઓ સાથે પચાસ વરસ થયાં મેં એકતા સાધી છે. એટલે મારે માટે બીજો કશો ઉપાય જ નથી. છતાં ઈશ્વરને મારી પાસેથી આ શરીર મારફત વધારે સેવા લેવી હશે તો મારો માર્ગ તે સરળ કરશે.

"અને પ્રાર્થનામાં તમને કેમ વિશ્વાસ નથી? વિશ્વાસ કાં તો મેળવેલો હોય છે કાં તો અંદરથી ઊગેલો હોય છે. દરેક દેશમાં અને દરેક કાળમાં જે સંતો અને ઋષિમુનિઓ થઈ ગયા છે તેમણે નિરપવાદરૂપે જે વાતની સાક્ષી પૂરી છે તેમાંથી તમને એ વિશ્વાસ મળવો જોઈએ. સાચી પ્રાર્થના કેવળ મોઢાનાં વચનોની નથી હોતી. તે કદી જૂઠી પડતી નથી. નિઃસ્વાર્થ સેવા એ પ્રાર્થના છે. તમારે એમ તો ન જ કહેવું કે 'મને પ્રાર્થનામાં શ્રદ્ધા નથી.'"

આજે સાંજે કહે: "ગમે તેમ હોય, એટલે કે મને છોડવામાં આવે કે તમને પણ સાથે છોડવામાં આવે, તમારે રોટી બનાવવાનું શાસ્ત્ર જાણી લેવું જોઈએ, અને વિધિ બરોબર લખીને મને આપવી જોઈએ."

મેં કહ્યું: "તમારી સાથે છૂટીશ તો ત્યાં લખી આપીશ, ન છૂટીશ તો લખીને મોકલીશ."

બાપુ: "એટલે તમારી લખવાની દાનત જ નથી એમ કહોની. એ બરોબર સમજાઈ જાય તો બધા કેદીઓને માટે એ ફેરફાર કરાવવાનો આપણો તો ઇરાદો છે અને બધી જેલમાં નાનકડી બેકરીઓ કરાવવાનો ઇરાદો છે."

મેં કહ્યું: "પણ એ બધું આજે થાય? કાલે તો તમે જશો. ત્યાં આમાં શી રીતે પડવાના?"

ચિડાઈ ગયા અને કહે: "જ્ઞાન નકામું જવાનું છે કે? અને કાલે ને કાલે મરી તો નથી જ જવાનો. હું તો છૂટીને પણ ડૉઈલને કાગળ લખું. અને આશ્રમમાં તો તુરત જ જે ફેરફારો કરાવવા ઘટે તે કરાવી દેવાય."

આંબેડકરને વિષે કહેતાં મેં કહ્યું: "આ માણસની બધા ખુશામત કરશે એટલે એની ધૃષ્ટતાને ઉત્તેજન આપવા જેવું થઈ જશે. એના ખાનગી મંડળોમાં એ તો કહેશે જો ગાંધીની પાસે ઉપવાસ કરાવ્યાના? અને હવે ઠીક આ બધા ખુશામત કરવા આવે છે!"

બાપુ: "હા; એ વાત માઠી છે. નરગીસ અને બીજી બહેનો તો એની પાછળ પડી ગઈ હશે. અને એની ખુશામત કરવા માંડશે એ જરાય ગમે એવું નથી. પણ શું થાય?"

મારા મનમાં થયું: "આવી પરિસ્થિતિ ઉત્પન્ન કરવી, એ ઉપવાસમાં દોષ ન કહેવાય? શા સારુ આવા માણસ ઉપર બધું આધાર રાખે એવી પરિસ્થિતિ ઉપવાસ કરીને ઉત્પન્ન કરવી?"

બાપુ: "એટલે જ મને થાય છે કે મને છોડે નહીં અને અહીં જ પડ્યા પડ્યા ઉપવાસ કરવા દે અને મરવા દે તો કેવું સારું! પણ છોડશે તો હું બધું સાફ કરીશ. તે એ કે એને સાચું લાગે તો એ માને, દબાઈને ન માને, કોઈ એના ઉપર દબાણ ન કરે. હિંદુઓને કહીશ કે જે ઉપાય એની સામે વાપર્યો તે જ ઉપાય તમારી સામે વાપરીશ માટે સરખા થાઓ. સરકારને પહેલે જ દિવસે નોટિસ આપીશ કે મારા વિચારો એના એ જ છે. હું તો સવિનયભંગની વાત પૂછવા આવશે એને પણ સલાહ આપતો રહીશ. એટલે તમારે પાછો પકડવો હોય તો પકડી લો."

સવારમાં રોટી બનાવવાની રીત આખી લખી આપી, એટલે રાજી થયા.

૧૫–૯–'૩૨ જેટલા કાગળ લખવા જોઈએ એ બધા લખી નાખવા માંડ્યા. સાવિત્રીએ પોતાના કાગળમાં જણાવ્યું હતું કે મારો પતિ બ્રહ્મચર્ય પાળવાની અશક્તિ જણાવે છે અને મને કહે છે કે યુરોપમાં એવી વાત ન થાય, આપણે ગાંધીજી કહે છે તેમ તડજોડ કરીને જીવનારા છીએ. એને લખ્યું :

"I think Satyavan's problem is simple. No person can go beyond his or her limits. You cannot force anyone to be chaste. He or she must have the inner conviction. You can give him the fullest freedom to separate himself from you and get a divorce decree if necessary. He must be at liberty to marry some other woman of his choice. It is most dangerous to have a carnal mind constantly brooding over satisfaction of animal passion. You must surround him with all the affection you can give him and not judge him harshly. It is to his credit that he has striven all these years to control himself. Of course if you have the slightest desire to satisfy his craving, you should regard yourself at liberty to do so. For you both came to joint conclusion about self-control. If now one party wishes to revise the agreement, the other may also, if there is the desire. Whereas if you are satisfied that you have no craving at all, you must resist every entreaty from Satyavan as lovingly as possible, but with the utmost firmness. Let him read this letter. Let him think over it and pray to God for light. And if he finds that he cannot bring his passion under subjection, he must take another wife if you have no wish to surrender. You should part as friends. If you have to part, what happens to you is a matter of little concern. If you have the strength, as I know you have, you will earn your bread by your own labour.

"May God help you and bless you both.

With deep love,
Yours Bapu"

"હું ધારું છું સત્યવાનનો પ્રશ્ન સરળ છે. કોઈ માણસ પોતાની શક્તિની આગળ જઈ શકતો નથી. કોઈને બ્રહ્મચર્ય પાળવાની આપણે ફરજ પાડી

શકતા નથી. એ તો અંદરથી ઊગવું જોઈએ. તારાથી છૂટા થવાની અને જરૂર પડે તો છૂટાછેડાનું હુકમનામું મેળવવાની તારે તેને પૂરેપૂરી છૂટ આપવી જોઈએ. પોતાની પસંદગીની બીજી કોઈ સ્ત્રી સાથે પરણવાની પણ તેને છૂટ હોવી જોઈએ. વિકારોની તૃપ્તિને માટે નિરંતર રટણ કર્યાં કરે એવું વિષયી મન હોવું એ બહુ ભયંકર છે. તું જેટલો પ્રેમ એના ઉપર રેડી શકે એટલો રેડ. કઠોર થઈને એનો ન્યાય ન તોળતી. આટલાં બધાં વર્ષો પોતાની જાત ઉપર કાબૂ રાખવાનો એણે પ્રયત્ન કર્યો એ એને માટે ઘણું કહેવાય. તેની વાસનાને સંતોષવાની તને જરા પણ ઇચ્છા થતી હોય તો તેમ કરવા તું છૂટી છે એમ તું માન. કારણ આત્મસંયમનો નિર્ણય તમે બન્નેએ સંયુક્ત રીતે કરેલો છે એટલે એ કરારનો ફરી વિચાર કરવાનું એક પક્ષ ઇચ્છે ત્યારે બીજા પક્ષને પણ જો એવી મરજી થાય તો તેમ કરવાની છૂટ છે.

"પણ જો તારી ખાતરી હોય કે તારામાં જરા પણ વાસના નથી તો શકય એટલા પ્રેમથી, પણ પૂરેપૂરી દૃઢતાથી, સત્યવાનની તમામ માગણીઓનો તારે વિરોધ કરવો જોઈએ. આ કાગળ એને વંચાવજે. તેના ઉપર એ વિચાર કરે અને પ્રકાશને માટે ઈશ્વરની પ્રાર્થના કરે. પણ તેને એમ લાગે કે પોતાના વિકાર ઉપર તે કાબૂ નથી રાખી શકતો અને જો તેને અધીન થવાની તારી ઇચ્છા ન હોય તો તેણે બીજી સ્ત્રી પરણવી જોઈએ. તમે બન્ને મિત્રો તરીકે છૂટાં પડો. તમારે છૂટાં પડવું જ પડે તો પછી તારું શું થાય એનો વિચાર ગાણ હોવો જોઈએ. તારામાં શક્તિ હોય, અને હું જાણું છું કે તારામાં છે, તો તારી પોતાની મજૂરીથી જ તું તારું ગુજરાન મેળવી લે.

"ઈશ્વર તમને મદદ કરો, તમારા બન્ને ઉપર એના આશીર્વાદ હો.

ઊંડા પ્રેમ સાથે—બાપુ"

મીરાબહેનને લાંબો કાગળ ઉપવાસ વિષે લખ્યો. એ આખી નકલ કરવા જેવો છે, પણ નથી થઈ શકી. નરગીસને

૧૬–૯–'૩૨ કાગળ :

"No cause for sorrow; every cause for rejoicing that a member of the family has been given by God the opportunity of offering the supreme sacrifice for the purest cause that could be thought of. There should be no imitation of the fast even partially. For you all it is a time for greater

devotion to work and selfpurification. You are going to brace up every one who is at all disposed to give way to grief.

"Love to you all including the caged birds."

"દિલગીર થવાની મના છે. એક કુટુંબીજનને ઈશ્વરે આપણે કલ્પી શકીએ તેવા પવિત્રમાં પવિત્ર કાર્ય માટે મહા બલિદાન આપવાની તક આપી છે તે માટે રાચવું જોઈએ. અને આ ઉપવાસનું — થોડું પણ — અનુકરણ કરવાનું તો હોય જ નહીં. તમારે બધાંએ તો તે વખતે વધારે કામમાં અને વધારે આત્મશુદ્ધિમાં લાગી જવાનું છે. આપણામાંનું કોઈ જરા પણ દિલગીર થવા જેવું થાય તો તમારે એમને ખોંખારીને ટટાર કરવાનાં છે.

"તમને સૌને — પાંજરામાં પુરાયેલાં પક્ષીઓને પણ પ્યાર."

સરલાદેવીને: "તમારો અત્યંત પ્રેમાળ કાગળ મળ્યો. તેમાં બધાં બાળકો પણ ભળેલાં છે એ મને પ્રસાદીરૂપ છે. જ્યારે ચોખ્ખો ધર્મ જણાયો ત્યારે જ પગલું ભર્યું છે. ઈશ્વરને નામે ને તેને કામે પગલું ભર્યું છે. તે લાજ રાખશે, એમ માની સાવ નિશ્ચિત થઈ બેઠો છું. તમારા એક કુટુંબીજનને આવો શુભ અવસર હાથ લાગ્યો છે એમ જાણી બધાં રાચજો."

અનસૂયા બહેનને: "તમારી અને શંકરલાલની અકળામણ અહીં બેઠો હું સાંભળી ને જોઈ શકું છું. પણ એ મોહ જ સમજજો. તમારો ધર્મ તો નિર્મળ આનંદ અનુભવવાનો છે. આવો શુભ અવસર ઈશ્વરે મને સહેજે મોકલ્યો છે. તમારે સૌએ તો વધારે કર્તવ્યપરાયણ અને વધારે શુદ્ધ થવાનું રહ્યું છે."

ડૉ. અનસારીને:

"You have been sending your lovely cards. This is just to send you and Shervani our love and prayer that both of you may soon be restored to perfect health and soon return home.

"You have no doubt read all about the step I have taken. It was a peremptory call from God which I could not resist. I hope you had no difficulty in appreciating the step. The future is in His hands.

"The situation is moving so fast that it is difficult to say what will have happened when this reaches you.

"Supposing that this proves my last letter to you, let me tell you that my faith in Hindu-Muslim Unity is as

green as ever and that I feel the richer for having many Muslim friends who are as blood brothers to me."

"તમારાં મનોહર પત્તાં મને મળ્યાં કરે છે. તમે અને શેરવાની જલદી પૂરેપૂરા સાજા થઈ જાઓ અને ઘેર આવો એવી પ્રાર્થના હું કરી રહ્યો છું. તમને બન્નેને અમારો પ્રેમ પાઠવવા આ હું લખું છું.

"મેં જે નિશ્ચય કર્યો છે તે વિષે તમે જરૂર જાણ્યું હશે. ઈશ્વરનો એવો સ્પષ્ટ આદેશ હતો જેની અવગણના હું ન કરી શકું. હું આશા રાખું છું કે મારા નિર્ણયની કદર કરવામાં તમને કાંઈ મુશ્કેલી નહીં પડી હોય. ભાવિષ્ય એના હાથમાં છે.

"બનાવો એટલા જલદી બનતા જાય છે કે આ કાગળ તમને મળશે ત્યાં સુધી શું શું થઈ ગયું હશે એ કહેવું મુશ્કેલ છે. એવું બને કે તમને આ મારો છેલ્લો જ કાગળ નીવડે. તો એટલું હું તમને કહી દઉં કે હિંદુ-મુસ્લિમ એકતાને વિષે મારી શ્રદ્ધા હંમેશ જેવી જ લીલી છે. સગા ભાઈ જેવા કેટલાય મુસ્લિમ મિત્રો મને મળ્યા છે તેથી મારું જીવન વિશેષ સમૃદ્ધ થયું છે એમ હું માનું છું."

રોમે રોલાંને :

"Dear Friend and Brother,

"On the eve of taking the momentous step in my life I would like to tell you how I prize those days I had with you and your great, good and devoted sister. Mahadev Desai is with me. We often think of you.

"I wonder how you have felt over the contemplated step. I can only say that it was decided upon in obedience to the imperative voice of conscience.

With love to you both"

"વહાલા મિત્ર અને ભાઈ,

"મારા જીવનના એક મહાન કાર્યનો આરંભ કરતાં તમને એટલું લખવાની ઇચ્છા થાય છે કે તમારી તથા તમારાં મહાન, ભલાં અને ભાવિક બહેનની સાથે ગાળેલા દિવસો મારે મન બહુ કીમતી છે મહાદેવ દેસાઈ મારી સાથે છે. અમે બન્ને તમારો ઘણી વાર વિચાર કરીએ છીએ.

"મારા નિર્ણયની તમારા ઉપર શી અસર થઈ છે તે જાણવાની ઇચ્છા રહે છે. હું એટલું કહું કે અંતર્નાદની આજ્ઞા અનુસાર મેં આ નિશ્ચય કર્યો છે.

તમને બન્નેને પ્યાર"

પોલાકને :

"Dear Henry & Millie,

"Well, I expect you to fully understand and appreciate the step I am about to take. It was an irresistible call from within. Pray tell Charlie. I am not writing to him as I am not sure of his movements.

With love to you all — Bhai"

"વહાલા હેનરી તથા મિલી,

"હું ધારું છું કે મેં જે નિર્ણય કર્યો છે તે તમે પૂરેપૂરો સમજો છો અને તેની કદર કરો છો. મને અંતરમાંથી ન લોપી શકાય એવી આજ્ઞા મળી. ચાર્લીને આ કહેજો. એ ક્યાં છે એની મને ચોક્કસ ખબર નહીં હોવાથી મેં એને લખ્યું નથી.

તમને બન્નેને પ્યાર — ભાઈ"

મ્યુરિયલને :

"On the eve of the (to me) sacred step I am about to take I want to tell you I have been thinking constantly of the whole of the Kingsley Hall family among whom I passed so many happy months."

"મારે મન જે પવિત્ર કાર્ય છે તેનો આરંભ કરતા પહેલાં હું તમને એટલું કહેવા જ આ કાગળ લખું છું કે કિંગસલી હોલનું આખું કુટુંબ જેમની વચ્ચે ઘણા સુખી મહિના મેં ગાળ્યા છે તેમનો હું નિરંતર વિચાર કરતો હોઉં છું."

એક અંગ્રેજ મિત્રને લખતાં: "જ્યારે મેં વડાપ્રધાનને કાગળ લખ્યો ત્યારે મારા તમામ અંગ્રેજ મિત્રોને મનઃચક્ષુ સામે રાખીને એ મેં લખ્યો હતો."

* * *

સાંજે 'ક્રૉનિકલ'માં વ્હાઈટ હોલનો તાર બાપુને 'છોડવા' વિષેનો વાંચ્યો: "ગાંધી ઉપવાસ શરૂ કરે ત્યાર પછી એમને કોઈ અનુકૂળ ખાનગી ઘેર લઈ જવા. એમણે ત્યાં જ રહેવું એવી જાતનો હુકમ તેમની ઉપર બજાવવો." એ બધું વાંચીને બાપુ કહે: "દેશનું જેટલું અપમાન થાય એટલું કરી લેવું છે. આ શરતે મળવા આવનારા પણ મળવા આવવાની ના પાડે તો કેવું સારું! રંગા આયરે ધારાસભા મુલતવી રાખવાની નોટિસ આપી એ બતાવે છે કે ત્યાં પણ ભાંગ્યું ભાંગ્યું ભરૂચ છે. ધારાસભાને પણ લાગે કે આ માણસનું આટલું અપમાન કરી રહ્યા છે તો આપણું તો પૂછવું જ

શું?” ફરીને બેઠા પછી તુરત જ વાઇસરૉયના ખાનગી મંત્રીને તાર લખાવ્યો કે “સરકારની જાહેરાત વાંચી. એમાં નાહકનો જાહેર ખર્ચ, તકલીફ અને મને નાહકની ચિંતા કરાવવા કરતાં મને અહીંથી ન ખસેડશો કારણ કે હું મારી હિલચાલ ઉપર અંકુશ મૂકનારી એકે શરત સ્વીકારવાનો નથી.”

બાપુ કહે: “આટલી હલકાઈની ધારણા રાખી નહોતી. આ તો અકલ્પ્ય વસ્તુ કહેવાય. પણ ઠીક છે, જે કરે છે તેમાં આપણે ખોવાપણું નથી. આ તાર ગયા છતાં પણ મને કાઢશે તો પહેલે જ દિવસે એ હુકમનો અનાદર કરીને ચાલી નીકળશું. કાલે રા. બ. ગોવિંદલાલને ત્યાં જવાની વાત કરતા હતા, ત્યાં મને થતું હતું કે અંત્યજવાડામાં શા માટે ન જવું? પણ હિંમત નહોતી થતી. હવે હિંમત થઈ ગઈ. બસ, ત્યાં જઈને જ મરવું એ સરસ છે. ઈશ્વર મને જોઈએ એટલી શક્તિ આપી દે છે. એ ચાલી નીકળવું એ વળી જુદી દાંડીકૂચ થશે. સી. પી.એ તો આ બધું જોઈને રાજીનામું આપવું જોઈતું હતું. એને શું ખોવાપણું છે? પણ બસ આપણા લોકોમાં ક્યાં એ વસ્તુ છે?”

વલ્લભભાઈ કહે: “આવા વ્હાઈટ હૉલની પાસે આ લિબરલો હક્કો માગવાને માટે જવાના છે!”

પછી અંત્યજ નેતાઓના અને મુંબઈના નારાયણરાવ દેસાઈના આવેલા કાગળો અને તારોના જવાબ અપાવ્યો. એ જવાબો ઉપર બહુ ચર્ચા ચાલી. વલ્લભભાઈએ વાંધો લીધો કે “જ્યારે આને જવાબ આપો છો ત્યારે પુરુષોત્તમદાસને શા સારુ ન આપ્યો? એને ખોટું ન લાગે?”

બાપુ કહે: “પુરુષોત્તમદાસને એટલું જ લખેલે ન ચાલે. બીજું ઘણું લખવું પડે.”

વલ્લભભાઈ: “આ લોકોને આટલું લખો તો પુરુષોત્તમદાસને વધારે શા સારુ?”

બાપુ: “કારણ એની પાસેથી વધારે આશા રાખું છું.”

પછી લાંબી ચર્ચા ચાલી. આખરે એમાંથી એકે કાગળ ન મોકલવાનું ઠર્યું.

પારખી આવીને વાઇસરૉયના ખાનગી મંત્રીના તાર ઉપર બાપુની સહી નથી, બાપુની સહીવાળો તાર ડૉઇલ માગે છે, એમ કહીને સહી લઈ ગયો.

કાલે રાત્રે કહ્યું અને આજે પણ બાપુ બોલ્યા કે: "મને લાગશે કે ક્યાંયે સમાધાન થવાનાં ચિહ્ન નથી ત્યારે હું પાણી

૧૭-૯-'૩૨ મીઠું વગેરે બધું બંધ કરીશ. એ મરવાનો નિશ્ચય. એ નિશ્ચય કરીને હું તદ્દન નિશ્ચિંત થઈને બેસીશ. હું જો જીવ્યો તો મારો તદ્દન નવો જન્મ થશે એ વિષે મને શંકા નથી."

ખાડીલકર, સુરેન્દ્ર અને રામદાસને બાપુ કાલે મળ્યા હતા. ખાડીલકરે પૂછેલું: "અમને બધાને મૂંઝવણ એ છે કે આ ઉપવાસથી બંધારણની વાત પાછળ પડી જવાની."

બાપુ કહે: "આ જ બંધારણ છે."

પેલા: "તો તો તમે એમ ઇચ્છો કે તમારો આમાં અંત આવે તો બધું છોડી અમારે આ જ કામ કર્યાં કરવું?"

બાપુ: "તમે બરોબર કહ્યું છે. એ કામનો ઉકેલ આવશે એટલે ઘણાં કામનો ઉકેલ આવી જશે."

રામદાસે કહ્યું: "તમને બહાર લઈ જાય તો હું આપની સેવાને માટે છૂટવાની માગણી કરું?"

બાપુ: "તને ઇચ્છા થાય એ સમજી શકું છું, પણ તારે એ ઇચ્છાને રોકવી એ જ મારી સેવા. મારી સેવા કરનારા ઘણા બહાર હશે."

ગોસીબહેનને કાગળ લખ્યો:

"Do you know that the thought that many sisters are with me in this travail sustains me? I have no time to write separatey to Kamala. Let her write. My love to you all. Let God's will be done, not ours."

"તમે જાણો છો ને કે આ કસોટીમાં ઘણી બહેનો મારી પડખે છે એ વિચાર મને ટકાવી રહ્યો છે? કમલાને જુદો કાગળ લખવાનો મને વખત નથી. પણ એ મને લખે. તમને બધાંને પ્યાર. ઈશ્વરનું ધાર્યું થાઓ, આપણું નહીં."

"ચિ. . . .

"તારો કાગળ વિચિત્ર છે. એક તરફથી ઉપવાસની વાત કરે છે, બીજી તરફથી વિવાહની. ઉપવાસનો તારો સમય નથી, અધિકાર નથી.

"જ્યાં લગી લગ્નગાંઠ નથી બંધાઈ ત્યાં લગી જેની સાથે સંબંધ બંધાયો છે તે નવયુવકની સાથે માતપિતાની આજ્ઞા લઈને નિર્વિકાર પત્રવહેવાર તું જરૂર કરી શકે છે. નિર્વિકાર શબ્દ જાણી જોઈને વાપર્યો છે. જે વિકાર આજે પરિણમવાનો નથી તેને પોષવામાં દોષ છે. તેથી

માનસિક શક્તિનો નિરર્થક વ્યય થાય છે. એમ કરવામાં મુદ્લ ડહાપણ નથી. તારી ઉંમરની મને ખબર નથી. પણ જો તું સાવ ઉંમરલાયક થઈ હોય ને વિકારવશ થતી હોય તો તને પરણાવી દેવાનું હું પસંદ કરું. જો તું ઉંમરલાયક થઈ હોય તો તારે વિકારને વશ કરવા ઘટે અને તો તારા ભવિષ્યના પતિ સાથે પત્રવ્યવહારની લાલચ ન રાખવી જોઈએ. આમાં મને લાગે છે કે તારી બધી મૂંઝવણનો ઉકેલ છે.

બાપુના આશીર્વાદ"

બરજોરજી ભરૂચાએ તાર કર્યો કે સરકારને છ માસની નોટિસ આપી, પ્રજાને છ અઠવાડિયાં પણ ન આપો? એને જવાબ આપ્યો :

"ભાઈ બરજોરજી,

"તમારો તાર તો મળવો જ જોઈએ ના? સીધી વાત તો એ છે કે અનશનવ્રત કોઈ માણસ પોતાની જાતને જોરે લઈ શકતો નથી, અને લે તો મૂઢમતિ છે. મારે વિષે તો હું કહી શકું કે એ વ્રત મેં નથી લીધું, મને ઈશ્વરે લેવડાવ્યું છે. તારીખ પણ એણે જ નિર્માણ કરી. તારીખ બદલવાના કાયદા પણ એણે જ નિર્માણ કર્યા. એ કાયદામાં તમારો આગ્રહ નથી આવી શકતો. હવે કેમ કરાય?

"બીજી સીધી વાત આ છે: કેદી પોતાની મેળે અને ઇચ્છાએ બહારની આલમને કશું કહી શકતો નથી. એટલે જે હું કરી રહ્યો હતો એનો એક શબ્દ પણ આડકતરી રીતે પ્રજાને પહોંચાડત તો સત્યાગ્રહી તરીકે હું પાપમાં પડત. સત્યાગ્રહી કેદી સ્વેચ્છાએ જેલના કાનૂનોનું પાલન કરે છે અને એ તોડવાનો કોઈ પણ વખત આવે તો જાહેર રીતે જ તોડી શકે છે. એટલે કેદી તરીકે તો સરકારને નોટિસ મળી તે પ્રજાને જ મળી ગણાય એટલે કે પ્રજાને જાણ કરવી એ સરકારની મુનસફી ઉપર હતું. પ્રજાને વહેલી જાણ ન થઈ તો આપણે એનો એ જ અર્થ કરવો જોઈએ કે પ્રજાને વહેલી જાણ થાય એમ ઈશ્વરે નહોતું ધાર્યું. પ્રજાની અગવડ દૂર કરવાને સારુ હું કેમ મુદત વધારી શકું? પણ જે ખુદાપરસ્ત છે તે લોકો એમ કાં ન માને કે જો ઈશ્વરને મારી પાસેથી વધારે સેવા લેવી હશે તો ઉપવાસ છતાંય આવશ્યક એટલા દિવસ લગી જિંદગી ટકાવી રાખશે? તમે તો ખુદાપરસ્ત છો જ. એટલે આ મારો કાગળ સમજીને તેનો અર્થ જે ભાઈબહેનો અકળાય તેને સમજાવજો અને તેને દિલાસો આપજો. સાથીઓનો ધર્મ અત્યારે આગળ આવી પડેલું કામ વેગપૂર્વક કર્યે જવાનો છે. પરિણામ ઈશ્વરને જે નિપજાવવું હોય તે નિપજાવશે.

કાલે રાત્રે કહ્યું અને આજે પણ બાપુ બોલ્યા કે: "મને લાગશે કે ક્યાંયે સમાધાન થવાનાં ચિહ્ન નથી ત્યારે હું પાણી

૧૭–૯–'૩૨ મીઠું વગેરે બધું બંધ કરીશ. એ મરવાનો નિશ્ચય. એ નિશ્ચય કરીને હું તદ્દન નિશ્ચિંત થઈને બેસીશ. હું જો જીવ્યો તો મારો તદ્દન નવો જન્મ થશે એ વિષે મને શંકા નથી."

ખાડીલકર, સુરેન્દ્ર અને રામદાસને બાપુ કાલે મળ્યા હતા. ખાડીલકરે પૂછેલું: "અમને બધાને મૂંઝવણ એ છે કે આ ઉપવાસથી બંધારણની વાત પાછળ પડી જવાની."

બાપુ કહે: "આ જ બંધારણ છે."

પેલા: "તો તો તમે એમ ઇચ્છો કે તમારો આમાં અંત આવે તો બધું છોડી અમારે આ જ કામ કર્યાં કરવું?"

બાપુ: "તમે બરોબર કહ્યું છે. એ કામનો ઉકેલ આવશે એટલે ઘણાં કામનો ઉકેલ આવી જશે."

રામદાસે કહ્યું: "તમને બહાર લઈ જાય તો હું આપની સેવાને માટે છૂટવાની માગણી કરું?"

બાપુ: "તને ઇચ્છા થાય એ સમજી શકું છું, પણ તારે એ ઇચ્છાને રોકવી એ જ મારી સેવા. મારી સેવા કરનારા ઘણા બહાર હશે."

ગોસીબહેનને કાગળ લખ્યો:

"Do you know that the thought that many sisters are with me in this travail sustains me? I have no time to write separatey to Kamala. Let her write. My love to you all. Let God's will be done, not ours."

"તમે જાણો છો ને કે આ કસોટીમાં ઘણી બહેનો મારી પડખે છે એ વિચાર મને ટકાવી રહ્યો છે? કમલાને જુદો કાગળ લખવાનો મને વખત નથી. પણ એ મને લખે. તમને બધાંને પ્યાર. ઈશ્વરનું ધાર્યું થાઓ, આપણું નહીં."

"ચિ. . . .

"તારો કાગળ વિચિત્ર છે. એક તરફથી ઉપવાસની વાત કરે છે, બીજી તરફથી વિવાહની. ઉપવાસનો તારો સમય નથી, અધિકાર નથી.

"જ્યાં લગી લગ્નગાંઠ નથી બંધાઈ ત્યાં લગી જેની સાથે સંબંધ બંધાયો છે તે નવયુવકની સાથે માતપિતાની આજ્ઞા લઈને નિર્વિકાર પત્રવહેવાર તું જરૂર કરી શકે છે. નિર્વિકાર શબ્દ જાણી જોઈને વાપર્યો છે. જે વિકાર આજે પરિણમવાનો નથી તેને પોષવામાં દોષ છે. તેથી

meant to be copied by anyone else. It can be taken up when there is the clearest possible call from within."

"જાણે કશું બન્યું જ ન હોય એમ મને લખતા રહેશો. સંભવ છે કે તમને આ મારો છેલ્લો કાગળ હોય. એમ બને તો એટલું ધ્યાનમાં રાખજો કે મારી આશા એવી છે કે તમે કોઈ દિવસ આશ્રમ પ્રત્યે ખેંચાઓ અને તમારે વિષે મેં જે આશાઓ બાંધી છે તે પૂરી કરો. હું માનું છું કે મારા ઉપવાસનું તો તમે બરાબર સમજ્યા જ હશો કે ઇશ્વરે આ મને એક વિરલ લહાવો આપ્યો છે. એટલે તેનું દુઃખ માનવાનું નહીં પણ તેમાં રાચવાનું જ હોય. તેની સાથે એટલું સમજી લો કે કોઈએ એનું અનુકરણ કરવાનું નથી. અંતરમાંથી ખૂબ જ સ્પષ્ટ અવાજ આવે તો જ એ થઈ શકે."

દરબારી સાધુને :

"મને ધાસ્તી છે કે હવે કદાચ આપણે ન મળી શકીએ. છતાં તમે માગણી તો કરજો જ. મારાથી બોલાવી શકાશે તો બોલાવી લઈશ. પણ ન જ મળી શકાય તો સમજજો કે માટીના પૂતળાને મળીને કાંઈ સાર નથી નીકળતો. મળવાનાં તો મનની સાથે મન અને હૃદયની સાથે હૃદય હોય છે; અને એ તો જગતને સામસામે છેડે બેઠા છતાં પણ એક ક્ષણની અંદર મળી શકવાની શક્તિ ધરાવનારાં છે. અને જ્યાં એનો મેળાપ નથી ત્યાં માટીનાં પૂતળાં અડોઅડ અને ચસોચસ મળેલાં હોય છતાં મન ઉત્તર ધ્રુવ અને દક્ષિણ ધ્રુવ જેટલું અંતર ધરાવતાં હોય. એટલે માટીના અડોઅડ મેળાપની કાંઈ જ કિંમત નથી રહેતી. પણ માટીના પૂતળામાં જીવ હાલચાલ કરી રહ્યો હોય છે ત્યારે જ આપણને મળવાનું ગમે છે. એનું જ નામ મોટામાં મોટો મોહ છે અને એ ન નીકળી જાય ત્યાં લગી આપણે લોખંડના કરતાં પણ કઠણ બેડીથી બંધાયેલા છીએ. પણ આટલું બુદ્ધિથી જાણવાથી કાંઈ વળતું નથી. એ હૃદયમાં ઊતરવું જોઈએ. અને એ જ્ઞાન જેના હૃદયમાં ઊતર્યું છે તેને બધું મળ્યું. પણ એ જ્ઞાન મેળવતાં કેટલાય જન્મારા જાય અને તે થોડા જ હોય. તેથી ગીતાનો ધ્વનિ છે કે કર્તવ્ય કરતાં કરતાં શરીર ઘસી નાખવું. અનાસક્તિ અથવા નિર્મોહતા એમાંથી જ પેદા થઈ શકે."

બિરલાને તાર કરેલો તેમાં "અહીંથી હું કશી સૂચના ન આપી શકું" એમ લખેલું, એ અહીંની સરકારે પાસ કર્યું, પણ બંગાળ સરકાર કે ત્રીજી કોઈ સરકારે કાઢી નાખ્યું. અને 'અહીંથી' તો ન જ છપાયું — ન

"આટલું યાદ રાખજો કે આ ઉપવાસ કોઈને પણ દબાણ કરવાને સારુ હોય જ નહીં, અને નથી જ. એનો હેતુ કેવળ અંત્યજ ભાઈઓને સારુ જે યોગ્ય હોય તે જ કરવાનો છે. મને જે યોગ્ય લાગતું હોય તે બીજાને ન લાગે. તેણે પોતાનો વિરોધ જારી રાખવો જ જોઈએ. આવા જાહેર શુદ્ધ ઉપવાસો પ્રજાજીવનમાં જાગૃતિ લાવે, પ્રજાજીવનને મોહવશ થઈને આડે રસ્તે તો ન જ દોરે. અજ્ઞાનથી ઉપવાસ કરીને પ્રજાની પાસેથી કાંઈ પણ અયોગ્ય વસ્તુ હું મેળવવા બેસું તો મારી ખાતરી છે કે ભૂતકાળમાં મેં ગમે તેટલી સેવા કરી છે એમ પ્રજા માને, તોપણ તેણે મને જિવાડવાની ખાતર મારી અયોગ્ય માગણીને વશ ન જ થવું જોઈએ. તેને વશ ન થવામાં પ્રજાનું તો ભલું છે જ, પણ મારું પણ ભલું હોય."

બેંગલોર કેન્ટોનમેન્ટ કૉંગ્રેસ કમિટીના મંત્રી ભીમરાવનો તાર: "તમારા દેશબંધુઓને ભરદરિયે ડુબાડવાને બદલે એને પાર લઈ જાઓ. અશ્રુ-સહિત વિનંતી છે કે ઉપવાસ કરતા અટકો."

એને જવાબ:

"I have your touching wire. The fast is to be undertaken in God's name, at His will. It would be wrong and cowardly now to desist. Let us hope that He will give me strength to go through it. After all no life can live without His permitting. If He has any further use for it He knows best how to keep it."

"તમારો લાગણીભર્યો તાર મળ્યો. ઈશ્વરને નામે અને તેના આદેશથી આ ઉપવાસ થાય છે. હવે ન કરવા એ તો ખોટું અને નામર્દાઈનું કામ થાય. એમાંથી પાર ઊતરવાનું ભગવાન મને બળ આપશે એવી આશા આપણે રાખીએ. છેવટે તો તેની ઇચ્છા વિના કોઈ પ્રાણી જીવી શકતું નથી. મારો કશો ખપ એને હશે તો એ મને જરૂર જિવાડશે."

કૃષ્ણદાસને:

"Continue to write as if nothing is to happen. But it may be that this will be my last letter to you. In that case bear in mind that I expect you some day to gravitate to the Ashram and realize all my hopes of you. As for the coming fast, I hope you have understood that it is a rare privilege God has provided for me. It is therefore a matter for rejoicing rather than sorrow. At the same time it is not

meant to be copied by anyone else. It can be taken up when there is the clearest possible call from within."

"જાણે કશું બન્યું જ ન હોય એમ મને લખતા રહેશો. સંભવ છે કે તમને આ મારો છેલ્લો કાગળ હોય. એમ બને તો એટલું ધ્યાનમાં રાખજો કે મારી આશા એવી છે કે તમે કોઈ દિવસ આશ્રમ પ્રત્યે ખેંચાઓ અને તમારે વિષે મેં જે આશાઓ બાંધી છે તે પૂરી કરો. હું માનું છું કે મારા ઉપવાસનું તો તમે બરાબર સમજ્યા જ હશો કે ઈશ્વરે આ મને એક વિરલ લહાવો આપ્યો છે. એટલે તેનું દુ:ખ માનવાનું નહીં પણ તેમાં રાચવાનું જ હોય. તેની સાથે એટલું સમજી લો કે કોઈએ એનું અનુકરણ કરવાનું નથી. અંતરમાંથી ખૂબ જ સ્પષ્ટ અવાજ આવે તો જ એ થઈ શકે."

દરબારી સાધુને :

"મને ધાસ્તી છે કે હવે કદાચ આપણે ન મળી શકીએ. છતાં તમે માગણી તો કરજો જ. મારાથી બોલાવી શકાશે તો બોલાવી લઈશ. પણ ન જ મળી શકાય તો સમજજો કે માટીના પૂતળાને મળીને કાંઈ સાર નથી નીકળતો. મળવાનાં તો મનની સાથે મન અને હૃદયની સાથે હૃદય હોય છે; અને એ તો જગતને સામસામે છેડે બેઠા છતાં પણ એક ક્ષણની અંદર મળી શકવાની શક્તિ ધરાવનારાં છે. અને જ્યાં એનો મેળાપ નથી ત્યાં માટીનાં પૂતળાં અડોઅડ અને ચસોચસ મળેલાં હોય છતાં મન ઉત્તર ધ્રુવ અને દક્ષિણ ધ્રુવ જેટલું અંતર ધરાવતાં હોય. એટલે માટીના અડોઅડ મેળાપની કાંઈ જ કિંમત નથી રહેતી. પણ માટીના પૂતળામાં જીવ હાલચાલ કરી રહ્યો હોય છે ત્યારે જ આપણને મળવાનું ગમે છે. એનું જ નામ મોટામાં મોટો મોહ છે અને એ ન નીકળી જાય ત્યાં લગી આપણે લોખંડના કરતાં પણ કઠણ બેડીથી બંધાયેલા છીએ. પણ આટલું બુદ્ધિથી જાણવાથી કાંઈ વળતું નથી. એ હૃદયમાં ઊતરવું જોઈએ. અને એ જ્ઞાન જેના હૃદયમાં ઊતર્યું છે તેને બધું મળ્યું. પણ એ જ્ઞાન મેળવતાં કેટલાય જન્મારા જાય અને તે થોડા જ હોય. તેથી ગીતાનો ધ્વનિ છે કે કર્તવ્ય કરતાં કરતાં શરીર ઘસી નાખવું. અનાસક્તિ અથવા નિર્મોહતા એમાંથી જ પેદા થઈ શકે."

બિરલાને તાર કરેલો તેમાં "અહીંથી હું કશી સૂચના ન આપી શકું" એમ લખેલું, એ અહીંની સરકારે પાસ કર્યું, પણ બંગાળ સરકાર કે ત્રીજી કોઈ સરકારે કાઢી નાખ્યું. અને 'અહીંથી' તો ન જ છપાયું — ન

'ટાઇમ્સ'માં, ન 'ક્રોનિકલ'માં. એટલે સરકારને આ બાબતમાં મદદ કરવાની કેટલી ઇચ્છા છે તે સમજાય છે. રાજાજી બે દિવસથી આવીને બેઠા છે છતાં તેમને મળવાની રજા નથી મળી શકી. બે દિવસ થયાં પ્રેસને માટે સ્ટેટમેન્ટ આપ્યું છે, તે હજી છપાય છે! અને એ બધાની ઉપર કળશ ચડાવવાને માટે વ્હાઇટ હૉલનો નિર્ણય! ઇન્ડિયા લીગ ડેલિગેશનના મિત્રોએ હોરેબિનને રોકીને હોરને તથા 'ડેલી હેરલ્ડ'ને તારો કર્યા છે.

બાપુ કહે: "પણ એ તો ત્યાંનો મુસોલિની સાંભળે તો ના? સેમ્યુઅલ હોર તો ફાસિસ્ટ છે. ત્યાં બેઠો બેઠો હુકમ કાઢે છે. આજે ત્યાં ફાસિઝમ નહીં તો બીજું શું છે? એની 'ફોર્થ સીલ'માં પણ ફાસિઝમ જોઈએ છીએ. હા, એમાં માત્ર એક પ્રકારની પારદર્શકતા છે, એ વાત સાચી."

* * *

આજની ટપાલમાં એક બે અપૂર્વ સૌંદર્યવાળા કાગળો હતા:
"વહાલા નાના કરુણાના અવતાર અને ભાવિના ભાગ્યવિધાતા,

"એક આધુનિક કવિના શબ્દોમાં કહું તો 'તમારા ભલા અને કૃપાળુ સ્વભાવની વિરુદ્ધ જઈને' તમે દુનિયા ઉપર અચાનક વજ્રાઘાત કર્યો છે. ગાફેલ દુનિયા તો તમારા બલિદાનની વાત સાંભળીને ચોંકી ગઈ છે અને આશ્ચર્ય, ભય, દુ:ખ અને નિરાશાની મિશ્ર લાગણીઓ અનુભવી રહી છે. તમે જે આદર્શને માટે બલિદાન આપવા તત્પર થયા છો તે આદર્શ તમારા જીવન કરતાં પણ તમને વધારે મોંઘો છે, અને તમારા મૃત્યુથી તમે એના ઉપર મહોર મારવા તૈયાર થયા છો.

"આત્મવિસર્જનના અદ્ભુત અને ગૂઢ એવા મહા આનંદમાં નિમગ્ન એવા તમે ત્યાં બેઠા છો. દ્વાદશ વાતા મરુતો અગણિત દિલોની દર્દભરી આહ પાનખરનાં અસંખ્ય પાંદડાં કરતાં પણ વધારે પ્રમાણમાં વેરી રહ્યા છે. તેનાથી તમે અસ્પૃષ્ટ છો. તમે સ્વેચ્છાએ જે અગ્નિપ્રવેશ કરવાના છો તેના સમાચાર સાંભળીને લાખો સ્ત્રીપુરુષોનાં હૃદય ઘવાયાં છે. તેમની પાસે એવા જ્ઞાનપૂર્ણ, એવા સૂક્ષ્મ તર્કયુક્ત, એવા વાક્છટાથી ભરેલા, એવા દિલ પિગળાવનારા અને એવા રામબાણ શબ્દો નથી, જેનાથી તેઓ તમારી સાથે દલીલ કરી શકે અથવા તમને સમજાવી શકે, કાંઈ નહીં તો તમારો નિર્ણય મોકૂફ રખાવી શકે. પણ તમારા મહા બલિદાનને માટે તમે જે હેતુ રાખ્યો છે તે બહુ ઓછા મહત્ત્વનો અને નાનો છે. એ બદલીને ઘણો વધારે વિશાળ, ઘણો વધારે ઊંડો અને ઘણો દૂરગામી, તથા વધારે ઊંડા અન્યાય અને જુલમને દૂર કરનારો એવો વધારે જીવન્ત અને વધારે મહત્ત્વનો મુદ્દો રાખવાનું તમને સમજાવું જોઈતું હતું.

"ઘણા લોકો તો કેવળ તમારા દેહાન્તના વિચારથી જ હેબતાઈ ગયા છે. તેમને તો માથે આભ તૂટી પડ્યા જેવું લાગે છે. હું કાંઈ એમ ગભરાઈ જનારામાંની નથી. જોકે, આપણા ગુમાનમાં આપણે જેમને વર્ણબાહ્ય—અસ્પૃશ્ય કહીએ છીએ એવા હિંદુ સંપ્રદાયના દલિત, પીડિત, તિરસ્કૃત સંતાનો—બે-વારસ બનાવેલાં આપણાં જ ભાંડુઓ પ્રત્યે આચરી રહેલા આપણા જુગજૂના અન્યાયનો અંત લાવવા અને તેમની સેવા કરવા જીવવાનો માર્ગ વધારે કઠણ અને વધારે સાહસવાળો છે; તે છોડીને તમે મરવાનો માર્ગ પસંદ કર્યો છે તેથી મને ભારે દુઃખ થયું છે તે મારે કબૂલ કરવું જોઈએ. તમારા નિર્ણયની નીતિમત્તા વિષે અથવા તેની પાછળની ફિલસૂફી વિષે હું શંકા ઉઠાવતી નથી. તમે એક દિવસ મરવાના તો છો જ, આજે નહીં તો કાલે. કોઈક અકસ્માતથી અથવા કોઈક બીમારીથી કમને અને નીરસ રીતે મરવું, તેના કરતાં તો આવા ઉદાત્ત સિદ્ધાન્ત માટે જ્ઞાનપૂર્વક પ્રાણ સમર્પણ કરવા એ હું વધારે સારું ગણું છું. મહાન ધર્મ-પ્રવર્તકો, સાધુસંતો, આદર્શસેવીઓ, સુભટો, સંગીતાચાર્યો, સંશોધકો, વિજ્ઞાનાચાર્યો, એ બધાએ પોતાના આદર્શોને માટે પ્રાણ સમર્પણ કરેલા છે. તો તમારું મરણ પણ એ રીતે જ શું કામ ન હોય? આ કાચનાં કંકણ જેવાં હાડકાં, કરચલીવાળી ચામડી, આ વાળનાં જાળાં—એ શું ગાંધી છે? કે પેલો મહાત્મા, જેને સત્ય અને ઋતની ભવ્ય ઝાંખી થઈ છે, જગતને જેનું કાયમ સ્મરણ રહેવાનું છે, એ ગાંધી છે? એટલે તમારા દેહાન્તના વિચારથી હું જરાય ગભરાતી નથી. . . . પણ . . . તમારામાં મેં હંમેશાં અનુપમ સચ્ચાઈ, અગાધ ડહાપણ અને સુંદર ભાવનાનાં દર્શન કર્યાં છે. જ્યારે જગત થાગડથીગડ કામગીરીવાળા પાગલ ગણીને તમારી હાંસી કરતું હતું ત્યારે પણ તમારા ઉપરની મારી શ્રદ્ધા મેં જાહેર કરી છે. જ્યારે મારી પોતાની બુદ્ધિ અને વિવેક તમારા નિર્ણયો અને કાર્યક્રમો કબૂલ રાખતા નહોતા ત્યારે પણ એક ચિર સાથી પ્રત્યે મારી અડગ વફાદારી, પ્રેમ અને વિશ્વાસ મેં અખંડ રાખ્યાં છે. એ રીતે તમારી પાસે આજ્ઞારૂપે માગણી કરવાનો મારો હક છે. એ માગણી એ છે કે તમારા બલિદાનની ભવ્યતા સાથે કોઈ પણ રીતે ન સરખાવી શકાય એવા મુદ્દા ઉપર આવી મોટી કુરબાની તમે ન કરો.

"એક બ્રિટિશ પ્રધાનની રાજદ્વારી યુક્તિને એક આગંતુક પ્રસંગ ગણવા જેટલી, સપ્રમાણતા, વાસ્તવિકતા અને પ્રસ્તુતતા પારખવાની તમારી વિશદ અને તીવ્ર બુદ્ધિ ક્યાં ગઈ? આ પ્રસંગ ભલે અગત્યનો હોય, પણ તેનું મહત્ત્વ તત્કાળ પૂરતું જ છે. એની વેદી ઉપર તમારી જિંદગી જેવું મૂલ્યવાન

અને અપાર મહત્ત્વનું બલિદાન તે હોય? ખરો વિવાદ તમારી અને બ્રિટિશ પ્રધાન વચ્ચે નથી પણ તમારી અને હિંદુ સમાજ વચ્ચે છે. જોઈએ તો, હિંદુ સમાજને આ સૈકાજૂનો અન્યાય દૂર કરવાનો ઇનકાર કરવા માટે તમે પડકારો, અને એને તમારા આત્મવિસર્જનની વેદી બનાવો. તમારી પાસે શું સાત સાત જીવન અર્પવાનાં છે? હે ભાવિના ભાગ્યવિધાતા, હું તો કહું કે એવાં સાત જીવન હોય તોપણ આ સૈકાજૂનું પાપ ધોવાને માટે એ અર્પણ કરો. અસ્પૃશ્યતાનું ભયંકર કલંક, જરૂર પડે તો, તમારા જેવાના પવિત્ર લોહીથી જ્યાં સુધી ધોવાશે નહીં ત્યાં સુધી આપણા રાષ્ટ્રની મુક્તિ નથી, આપણા રાષ્ટ્રના જીવમાં જીવ આવવાનો નથી. આના કરતાં કોઈ પણ નાના મુદ્દા ઉપર તમારા પ્રાણ અર્પવાનો તમને અધિકાર નથી. જાત, કોમ, દેશ કે સંસ્કૃતિ કશાનો ભેદભાવ રાખ્યા વગર જગતની નિરંતર પ્રેમપૂર્વક સેવા કરવાને માટે તમારું જીવન નિર્માયેલું છે. પ્રેમ, સત્ય, કરુણા, શાન્તિ, આશા અને માનવએકતાના તમે વિશ્વપ્રતીક છો. તમારા જીવનના અખૂટ ઝરામાંથી અસંખ્ય સ્ત્રીપુરુષો હિંમત, આશ્વાસન અને બળના ઘૂંટડા પીએ છે. . . . તેથી નમ્રતાપૂર્વક અને પ્રાર્થના સાથે ફરી વિચાર કરો કે ઇશ્વર, જેનો પ્રકાશ તમારી મારફત આ દુનિયામાં ચમકી રહ્યો છે, એ શું ઇચ્છે છે? સમસ્ત માનવજાતિના કલ્યાણ માટે, ખાસ કરીને હિંદુ જાતિના લા-વારસ અને દયાપાત્ર સંતાનો માટે, વધારે સ્વીકાર્ય, વધારે સુંદર અને વધારે નિષ્પાપ બલિદાન, — તમારું જીવન છે કે તમારું મૃત્યુ?

"જો તમે અતિશય નમ્રતાપૂર્વક અને પ્રાર્થનામય થઈને તમારા હૃદયમાં વિરાજી રહેલા ઇશ્વરનો અવાજ સાંભળવાનો પ્રયત્ન કરશો, તો હે નાના ભાગ્યવિધાતા, તમને જવાબ મળશે કે સર્વોત્તમ બલિદાન માટે તમારે જીવન પસંદ કરવાનું છે, નહીં કે મરણ.

"પણ તમે ગમે તે પસંદ કરો, તમે જાણો છો કે હું તમારી ભક્તમિત્ર છું જ અને હંમેશાં રહીશ."

આને જવાબ :

"Dear Mother Singer and Guardian of my soul,

"Your lovely letter was preceded by one lovelier — if possible — from Padmaja. The decision was taken after much prayer, in the name of God and at His call. I have no power therefore to postpone the hour of execution.

"You have every right to call upon me to revise my decisions and actions and it is my duty to respond, if I discover the error. And I claim unquestioned 'obedience'

if I cannot with all the prayerful effort discover any error. You have 'manfully' asserted the right and woman-like offered obedience.

"The motherly affection has blinded the poetic vision and prompted you to appeal to my pride to retrace my steps so as to make me cling to life.

"But I know you have not missed the woman in me. I have therefore chosen the way of life through suffering unto death. I must therefore find my courage in my weakness.

"This is how your vision has failed you. The communal decision was the last straw. The conception of giving my life for the untouchables is not of yesterday. It is very old. There was no call from within for years. But the Cabinet's decision came like a violent alarm waking me from my slumber and telling me — this is the time. It therefore provided the psychological moment and I instinctively seized it. The necessarily restricted wording of my official letter covers in their implications the very things you would have me to die for and to live for — one and the same thing in essence. She who sees life in death and death in life is the real Poetess and Seeress. But the proof of the pudding is in the eating. You will soon test it and prove it for yourself. Meanwhile pray that God may give me strength enough to walk steadily through the vale. If Hinduism is to live, untouchability must die.

"It may be that this is my last letter to you. I have always known and treasured your love. I think that I understood you when I first saw you and heard you at the Criterion in 1914. If I die I shall die in the faith that comrades like you, with whom God has blessed me, will continue the work of the Country which is also fully the work of Humanity in the same spirit in which it was begun. If the interests of the country are to be one with those of humanity, if the good of one faith is to be the good of all faiths, it will come only by the strictest adherence to truth and non-violence in thought, word and deed.

"And now for a little lesson in recognizing one's limitations. You may be a good confectioner, but you need not therefore presume to be a good baker or a judge of good bread. Well, my brown bread is really superior to your 'good white bread'. And there is an interesting, instructive history behind it, which you should get Major Bhandari to relate to you, if he will. Any way there was to be a choice between my delicious and digestible brown bread and leathery *chapati*. Those who were doomed to these *chapaties* have chosen the brown loaf. I accept your apology in anticipation."

"વહાલાં બુલબુલ મા અને મારા આત્માનાં રખવાળ,

"તમારો મનોહર કાગળ આવ્યો તે પહેલાં, શક્ય હોય તો, એથીયે મનોહર પદ્મજાનો કાગળ આવ્યો હતો. ખૂબ પ્રાર્થના પછી ઈશ્વરને નામે અને તેના આદેશથી આ નિર્ણય લેવામાં આવ્યો છે. તેના અમલની પળ મુલતવી રાખવાનો મને અધિકાર નથી.

"મારા નિર્ણયો અને મારાં કૃત્યોનો ફરી વિચાર કરવા માટે મને કહેવાનો તમને પૂરેપૂરો અધિકાર છે અને મારી ભૂલ જો મને માલૂમ પડે તો તેમાં ફેરફાર કરવાની મારી ફરજ છે. પણ ભૂલ શોધવાનો ખૂબ પ્રાર્થનામય પ્રયત્ન કર્યા પછી પણ મને ભૂલ ન જડે તો તમારી બિનતકરાર 'આધીનતા' માગવાનો મને અધિકાર છે. પુરુષોચિત રીતે તમારો હક તમે સ્થાપિત કર્યો છે અને સ્ત્રી-ઉચિત રીતે તમારી આધીનતા તમે અર્પી છે.

"અહીં માતૃપ્રેમે કવિની આર્ષદૃષ્ટિ ઉપર વિજય મેળવ્યો છે. અને તેથી જ મારો નિર્ણય ફેરવવાને — મારું જીવન ટકાવી રાખવાને મારા ગર્વને અપીલ કરવા તમે પ્રેરાયાં છો.

"પણ હું માનું છું કે મારામાં રહેલા સ્ત્રીત્વને તમે વીસર્યાં નથી. એ સ્ત્રીત્વને કારણે જ મરણપર્યન્ત સહન કરવાનો માર્ગ મેં પસંદ કર્યો છે. મારા અબળાપણામાં જ મારું બળ મારે શોધવું રહ્યું.

"ક્યાં તમારી ભૂલ થઈ છે, તે સમજાવું. કોમી ચુકાદો તો પીઠ પરના છેલ્લા તરણા સમાન છે. અસ્પૃશ્યતાને માટે જિંદગીનું બલિદાન આપવાનો મારો ખ્યાલ કાંઈ આજકાલનો નથી. એ ખ્યાલ બહુ પુરાણો છે. પણ આટલાં વર્ષો એ માટે અંદરથી અવાજ ન આવ્યો. બ્રિટિશ પ્રધાન-

મંડળનો આ નિર્ણય જોસથી વાગતા ભયના ઘંટ સમાન નીવડ્યો. મારી ઊંઘમાંથી ઢોળીને તેણે મને જગાડ્યો, અને મને કહ્યું, 'અવસર આવ્યો છે.' એ નિર્ણયે મનને અનુકૂળ અવસર પૂરો પાડ્યો, અને સહજવૃત્તિથી મેં તે ઝડપી લીધો. સરકારને લખેલા મારા કાગળના મર્યાદામય લખાણના ગર્ભમાં, તમે જે કહો છો તે જ, જેને માટે હું મરું અથવા તો જીવું એમ તમે ઇચ્છો છો એ વસ્તુ રહેલી છે. તત્ત્વતઃ તો એ બન્ને એક જ વસ્તુ છે. ખરાં કવિ અથવા દ્રષ્ટા તો એ ગણાય કે જે મૃત્યુમાં જીવન અને જીવનમાં મૃત્યુ જોઈ શકે. સાકરનો સ્વાદ તો ખાયે જ ખબર પડે. થોડા જ વખતમાં તમે ચાખવા પામશો અને તમને ખબર પડશે. દરમિયાન તમે પ્રાર્થના કરજો કે આ સાંકડી નેળમાંથી ટટ્ટાર રહીને પસાર થવાનું ઈશ્વર મને બળ આપે. હિંદુ ધર્મ જીવવાનો હશે તો અસ્પૃશ્યતાએ મરવું જ જોઈશે.

"એવું બને કે મારો તમને આ છેલ્લો જ કાગળ હોય. તમારા પ્રેમને મેં હંમેશ કીમતી ખજાનો ગણ્યો છે. હું માનું છું કે ૧૯૧૪માં મેં તમને ક્રાઈટેરિયનમાં પહેલવહેલાં જોયાં અને સાંભળ્યાં ત્યારથી જ હું તમને બરાબર ઓળખી ગયો છું. હું જો મરી જઈશ તો એવી શ્રદ્ધાથી મરવાનો છું કે ઈશ્વરની કૃપાથી તમારા જેવાં સાથીઓ મને મળ્યાં છે તે દેશનું કામ જે ભાવનાથી આપણે આરંભ્યું તું તે જ ભાવનાથી ચાલુ રાખશે. આપણા દેશનું કામ સંપૂર્ણ રીતે માનવતાનું કામ છે. દેશનું હિત સમસ્ત માનવહિતની સાથે આપણે સુસંગત રાખવું હોય, એક ધર્મસંપ્રદાયનું હિત એટલે દુનિયાના તમામ ધર્મસંપ્રદાયનું હિત એમ આપણે કરવું હોય તો મન, વચન અને કર્મથી સત્ય અને અહિંસાનું સંપૂર્ણ પાલન કરવાથી જ તેમ થઈ શકશે.

"હવે પોતાની મર્યાદાઓ સમજવા માટે એક નાનો પાઠ આપું. તમને મીઠાઈઓ સારી બનાવતાં આવડતી હશે. પણ તેથી એમ ન માનવું કે તમને રોટી સારી બનાવતાં આવડે છે અથવા તો સારી રોટીની તમને પરખ છે. મારી ઘઉંવર્ણી રોટી તમારી 'સુંદર સફેદ રોટી' કરતાં સાચે જ બહુ ચડિયાતી છે. એની પાછળ રસિક અને જાણવા જેવો ઇતિહાસ છે. એ તમે મેજર ભંડારી પાસેથી, એ જો કહે તો, સાંભળજો. અહીં તો મારી સ્વાદિષ્ટ અને સુપાચ્ય ઘઉંવર્ણી રોટી અને ચામડા જેવી ચીવડ ચપાટી વચ્ચે પસંદગી કરવાનો પ્રશ્ન હતો. જેમને એવી ચપાટીઓ મળતી હતી તેમણે ઘઉંવર્ણી રોટી પસંદ કરી. અગાઉથી તમારી માફી સ્વીકારી લઉં છું."

પદ્મજાનો સુંદર કાગળ આવ્યો, તેનો જવાબ:

"My dear Padmaja,

૧૮-૯-'૩૨ "I shall treasure your very beautiful letter. It has been followed by loving sermon from Mother. You must not consider me so proud as not to need the prayers of 'friends, comrades and playmates'. Indeed God is nearer to me than the air which surrounds me and which I breathe. But I sense His invisible presence in the prayers of the innocent. They sustain me. Do therefore pray that He may give me the strength to pass through the fiery ordeal that awaits me.

"Be well and serve well.

"Love from your intimate friend, comrade and playmate

—the Slave driver"

"પ્રિય પદ્મજા,

"તારો સુંદર કાગળ મારે મન કીમતી ખજાનો છે. ત્યાર પછી માતાજીનો પ્રેમમય ઉપદેશ આવ્યો છે. તારે મને એવો ગર્વિષ્ઠ ન માનવો કે મને 'મિત્રો, સાથીઓ અને ગોઠિયાઓ'ની પ્રાર્થનાની દરકાર ન હોય. એ વાત સાચી છે કે મારી આસપાસની હવા કરતાં, જે હવા હું શ્વાસમાં લઉં છું તે કરતાં પણ, ઈશ્વર મારી વધારે સમીપ છે. નિર્દોષ બાળકોની પ્રાર્થનામાં એની અદૃશ્ય હાજરી હું અનુભવું છું. તે વડે જ હું ટકી રહ્યો છું. એટલે તું પ્રાર્થના તો કરજે જ કે મારી સામે જે અગ્નિપરીક્ષા આવી છે તેમાંથી પસાર થવાનું એ મને બળ આપે.

"સારી થઈ જજે અને ખૂબ સેવા કરજે.

"તારા નિકટના મિત્ર, સાથી અને ગોઠિયા તરફથી પ્યાર.

—ગુલામોનો હાકેમ"

પદ્મજાનો કાગળ:

"આખી દુનિયાના વહાલા,

"અમારે માટે તો આ દિવસો અપાર દુઃખના છે. બુદ્ધનો ફરી અવતાર થયો છે અને ભૂખ્યા વાઘને પોતાનું શરીર તે ધરી દે છે, તે વખતે અમારે તો, આત્માના એ પરમાનંદથી વંચિત રહીને, પ્રતિક્ષણ એ શારીરિક વેદનામાં હિસ્સો લેવાનો રહે છે. મારા હૃદયનો ઊંડો પ્રેમ હું આપને

પાઠવું છું. જોકે એ ભેટ જરાયે આપને યોગ્ય નથી. મારી પ્રાર્થનાઓની પણ તમારે જરૂર નથી. કારણ તમારી જેલની કોટડીમાં તમે જે હવા લો છો તે હવા કરતાં પણ ઈશ્વર તમારી વધુ સમીપ છે. ઈશ્વરની કૃપાથી જીવનમાં મળેલી અનેક સુંદર વસ્તુઓમાં નિકટના મિત્ર, સાથી, અને ગોઠિયા તરીકે તમને મેળવવાનો જે મોંઘો અધિકાર મને મળ્યો છે તે માટે અતિશય આનંદમય નમ્રતાથી હું ઈશ્વરનો પાડ માનું છું. ખુદા હાફિઝ."

કૅલનબૅકને :

"My dear 'Lower House',

"If I go I shall go in the hope that you will one day fulfil the hope you and I have long cherished of you.

"If God has more work to take from this body, it will survive the fiery ordeal. Then you must try some early day to come and meet. Otherwise goodbye and much love from 'Upper House'."

"પ્રિય 'લોઅર હાઉસ',

"હું જો મરી જઈશ તો એવી આશા સાથે મરવાનો છું કે, તમારી બાબતમાં તમે અને હું લાંબા વખતથી જે અભિલાષા સેવતા આવ્યા છીએ તે કોઈક દિવસ તમે પૂરી કરશો.

"જો આ શરીર પાસેથી ઈશ્વરને વધારે કામ લેવું હશે તો આ અગ્નિપરીક્ષામાંથી એને તે પાર ઉતારશે. જો હું જીવતો રહું તો તમે બને એટલા વહેલા આવવાનો પ્રયત્ન કરશો અને મને મળશો. અત્યારે તો આ છેલ્લા રામ રામ છે.

'અપર હાઉસ' તરફથી ખૂબ પ્યાર"

"ચિ. મણિલાલ અને સુશીલા,

"તમારો બેયનો વિચાર થયાં જ કરે છે. પણ તમારા બંનેમાં ધીરજ અને વીરતા છે એમ માનું છું ને આશ્વાસન લઉં છું. અહીં દોડી આવવાની ઇચ્છા તો થતી જ હશે. તેને રોકજો. મારી બધી આશા પૂરી પાડજો. શી આશા રાખું છું તે જાણો છો? બાપુ જે વારસો મૂકી જાય છે તેમાં ખૂબ વધારો કરજો. ઈશ્વર તમારું કલ્યાણ જ કરશે."

"માધવદાસ અને કૃષ્ણા,

"તમારા બંનેના કાગળ મળ્યા છે. મારા વ્રતથી મુદ્દલ ગભરાવાનું છે જ નહીં. તેનો ઉલ્લાસ જ હોય. એવો અવસર કોઈકને જ કોઈક

વેળા આવે છે. તમારી બેઉની ઉપર આનું પરિણામ એ આવો કે તમારી ત્યાગવૃત્તિ ને સેવાવૃત્તિ વધો. આર્થિક તકલીફનો અફસોસ ન કરતાં પડ્યું પાનું નિભાવી લેવું. આ શરીર પાસેથી વધારે સેવા લેવી હશે તો પ્રભુ નિભાવી લેશે. જો સેવા નહીં લેવાની હોય તો તેને પાડી નાખશે. બંને રીતે સવળું જ છે. તેની ઇચ્છા વિના એક તણખલું સરખુંય હીલી નથી શકતું એ વિચાર મનમાં દૃઢાવી રાખવો. મૌન લીધા બાદ આ કાગળ લખ્યો છે."

રાજગોપાલાચાર્યે થોડી લીટીમાં પોતાનાં હૃદયનું દુઃખ ઠાલવી દીધું:

"જેલમાં તમને મળવાને માટે મેં માગણી કરેલી તેની સરકાર તરફથી ના નો કાગળ મને હમણાં જ મળ્યો. તમે મને મદ્રાસ જે કાગળ લખેલો તે કાગળ મને અહીં મળ્યો. કારણ એ મદ્રાસ પહોંચે તે પહેલાં હું ત્યાંથી નીકળી ગયો હતો. કાગળ માટે તમારો આભાર. હું શું કામ જૂઠું બોલું? હું રાચી શકતો નથી. આ આત્મહત્યાનો હું કશો બચાવ જોતો નથી. ઈશ્વરે આપેલી જિંદગીનો જગતને માટે તમારે ઉપયોગ કરવો જોઈએ. સોનાનાં ઈંડાં મૂકનારી મરઘીને તમે મારવા બેઠા છો. ક્ષમા કરશો. જો ત્યાં સુધી મને છૂટો રહેવા દેવામાં આવશે તો 'તમે છૂટશો' ત્યારે હું તમને મળવાની આશા રાખું છું. મને બહુ દુઃખ થાય છે. મારી પાસે બીજો શબ્દ નથી. તમને લાગશે કે સત્યાગ્રહના સિદ્ધાન્તો હું ભૂલી ગયો છું. મને એમ લાગતું નથી. પ્યાર.

સી. આર."

એમને જવાબ:

"My dear C. R.,

"My heart goes out to you in your distress. I have no doubt about the truth of the Inner Voice. Nor have I any doubt that you will soon see the light out of the darkness.

Love and yet more love, Bapu."

"પ્રિય સી. આર.,

"તમારું દુઃખ જોઈ મારું હૃદય દ્રવે છે. અંતર્નાદની સત્યતા વિષે મારાં દિલમાં રજ પણ અંદેશો નથી. વળી મારી ખાતરી છે કે તમે અંધકારમાંથી જલદી પ્રકાશ જોઈ શકશો.

ખૂબ ખૂબ પ્યાર,
બાપુ."

ડૉ. મુથુનો કાગળ :

"આ કહું છું તે માટે ક્ષમા કરશો. પણ તમે જીવો અને સાજાતાજા રહો એની આપણા લોકને જરૂર છે. તમારા વિના તેઓ શું કરશે? ધણી વિનાનાં સૂનાં ઢોર જેવી તેમની દશા થશે."

જવાબ :

"I was much touched by your and your wife's very kind and loving letter. If the people need me in the present body and God wills it, I shall live till the people secure an honourable settlement. That will mean real freedom for our suppressed brethren. I need your and Mrs. Muthu's prayers to sustain me through the ordeal in front of me."

"તમારા અને તમારાં પત્નીના ખૂબ માયા અને પ્રેમભર્યા પત્રની મારા હૃદય ઉપર ખૂબ અસર થઈ. લોકોને આ દેહે મારી જરૂર હશે અને ઈશ્વરેચ્છા હશે તો લોકો માનભર્યું સમાધાન મેળવે, જેથી આપણા દલિત બાંધવોને સાચી સ્વતંત્રતા મળે, ત્યાં સુધી હું જીવતો રહીશ. તમારી અને શ્રીમતી મુથુની પ્રાર્થના આ અગ્નિપરીક્ષામાં મને ટકાવી રાખશે."

આજે ૭ વાગ્યે મેજર ભંડારી આવ્યા અને બાપુને ઘનશ્યામદાસ, સર પુરુષોત્તમદાસ, મથુરાદાસ વિસનજી ખીમજી અને સર ચૂનીલાલને મળવા લઈ ગયા. બાપુને મૌન હતું. બાપુએ કાલે રાત્રે જ કરારનો મુસદ્દો ઘડ્યો હતો. એના ઉપર આજે સવારે વલ્લભભાઈએ બહુ ઊકળીને વાત કરી હતી : 'આ વસ્તુ ખળભળાટ પેદા કરશે, એને માટે હિંદુ સમાજને નોટિસ જોઈએ, એ લોકોને તો તમારા ઉપવાસ છોડાવવા સાથે વાત છે. આ બધી માગણી કરો તો સમાજના ઉપર બળાત્કાર થાય, તમે સમાજને એમ મજબૂત નથી કરી શકતા,' વગેરે વગેરે.

બાપુએ સમજાવ્યું કે "ઉપવાસ છોડવાને માટે આ નથી. પણ ઉપવાસ આજે છોડું પછી ભાવિમાં મારું વર્તન કેવું હશે તે હું એ લોકોની પાસે છાનું કેમ રાખું? સમાજની પાસે જે ઇચ્છું છું તે આવવું જ જોઈએ. ભલે સમાજ ૭ માસની નોટિસ માગે. પણ તે દિવસે બધાં મંદિર, બધી શાળાઓ અને જાહેર સંસ્થાઓ ખુલ્લાં થવાં જ જોઈએ. એ વિષેના કરાર ઉપર મહારાજોની પણ સહી જોઈએ."

વલ્લભભાઈ : "પણ આંબેડકરને એમાંનું કશું નથી જોઈતું. એને તો પોતાની બેઠકો જોઈએ છે."

બાપુ : "પણ મારે આંબેડકરની સાથે શું કામ છે? છતાં એ માણસ જે કહે છે તે કહેવાનો એને અધિકાર છે કે, ગાંધીને શું જોઈએ છે એની તો મને ખબર નથી. ત્યારે મારે શું જોઈએ છે એ હું ખબર આપી દઉં છું. આ જ વાત સરકાર મારફતે મોકલેલા મારા નિવેદનમાં ગર્ભિત રીતે સમાયેલી છે. એ નિવેદન તમે જવા દીધું, છતાં આ કરારની સામે તમને કેમ વાંધો?"

સવારે 'ઇન્ડિયન સોશિયલ રિફૉર્મર' આવ્યું. તેમાં 'મહાત્માજીની પ્રતિજ્ઞા' લેખક 'એક હિંદુ'નો લેખ આવ્યો. તેમાં આ જ કરાર જાણે આપ્યો હોય અને ઉપરાંત, જે મંદિરો અને મહારાજો ન સમજે તેનો બહિષ્કાર કરવાની સૂચના પણ જોઈ અને બાપુ રાજી રાજી થઈ ગયા. આ તો વિષયાન્તર થયું. પણ સર પુરુષોત્તમદાસ વગેરે આવ્યા તેને કરારની સાથે આ લેખ બતાવવા જેવો હતો એ વાતથી પણ બાપુને બહુ આનંદ થયો.

વાતો બધી મેજરની ગેરહાજરીમાં થઈ. બાપુએ ટૂંકામાં બધી વાતોનો સાર આપ્યો, એ એમના શબ્દોમાં જ આ રહ્યો. કાલે મૌન ખૂલશે ત્યારે વધારે ખબર પડશે.

"ઘનશ્યામ, મથુરાદાસ, પુરુષોત્તમદાસ, અને ચૂનીલાલ એટલા મળ્યા. રાજાને અને કેળકરને ના પાડી. આ લોકોનું અનુમાન એવું છે કે એકેએક માણસને રજા ન આપે, પણ કોઈ સંસ્થા તરફથી રજા માગે તો મળે. મારું અનુમાન એવું છે કે હવે કેદી તરીકે જ રાખશે એટલે મળવાની છૂટ આપી. એ લોકોના કરતાં આપણે વધારે જાણીએ છીએ. મારું પરમ દિવસે શું થશે એનું એ લોકો કાંઈ જ જાણતા નથી. મેં બધી વાતો કરી કરાર બતાવ્યો. કરાર લઈ ગયા છે. કાલે પાછો આપશે. એ સમજવામાં એમને હરકત નથી આવી. ઘનશ્યામદાસે તરત એના બે ભાગ પાડ્યા. એક ઉપવાસ તોડવા પૂરતો અને બીજો મહારાજો વગેરેની સહીઓ લેવા પૂરતો. એ બાબત મારી છ માસની નોટિસ લેવા એ લોકો તૈયાર દેખાયા. સ્ટેટમેન્ટ પણ આખું વંચાવ્યું. એ તેઓને બહુ ગમ્યું. બહાર જઈને સ્ટેટમેન્ટ કરશે કે મૌનને લીધે બહુ વાત નથી કરી શક્યા, પણ જમીન ભાંગી છે. ગાંધી જોવામાં તંદુરસ્ત અને આનંદી લાગ્યા.

"આ આખી હિલચાલની પાછળ ઘનશ્યામદાસ છે. મુંજેને સ્ટેટમેન્ટ કરાવનાર એ જ. આંબેડકરને કદાચ અત્યારે મળશે. મેં એક જ હાથમાં બધું સોંપવા સામે ખૂબ ચેતવ્યા છે. આંબેડકર આજે અહીં છે, એમ એ લોકો માને છે. એ માણસ બેન્થોલના હાથમાં હોય એમ જણાય છે. બેન્થોલે આવીને મદદ કરવાનું કહ્યું છે, જો જરૂર હોય તો. કેમ કે

લઘુમતી કરારમાં એનો હાથ હતો. બિરલાને એકલાને મળવાની વાત તો ચાલતી જ હતી. તેવામાં આ થયું. બંગાળનો ગવર્નર મારી મુલાકાત (રાજ્યપ્રકરણની બાબતમાં) કરાવવામાં એને મદદ કરી રહ્યો હતો. આવતી કાલની મીટિંગમાં કાંઈ જ નથી, એમ ઘનશ્યામદાસ બોલ્યા. માણસો પણ થોડા જ આવવાના છે.

"ગઈ કાલે કરાર ઘડી નાખ્યો એ બહુ જ સારું થયું. આજે તો બધું મારું સમજાવવામાં સમય ગયો. અને મને એ જ બરોબર લાગ્યું."

છગનલાલ જોષીને:

"અનશનવ્રતનું પૂરું રહસ્ય સમજાઈ ગયું હશે. ખબરદાર, હારતા નહીં, મોળા તો પડવાનું જ નથી. દેહને વળગ્યે શું થવાનું છે? દેહની મમતા છોડવાનું તો આશ્રમમાં રોજ ગોખીએ છીએ. ગોખેલું હજમ થયું છે એ સિદ્ધ કરવાનો આ અવસર આવ્યો છે. તમે બધાય એ ઇચ્છજો કે મને કસોટીમાંથી પાર પડતાં આવડે. પ્રવેશ કરવો તો પ્રમાણમાં સહેલો છે પણ તરીને પેલે પાર જવું એ કોણ જાણે છે? તેથી પૂરું ન થાય ત્યાં લગી રાચવાનું કાંઈ જ કારણ નથી. પણ ભગવાનને નામે આરંભ કર્યો છે એટલે તે પાર ઉતારશે, એમ હું તો આશા રાખી જ રહ્યો છું. શોભજો, શોભાવજો."

"ચિ. છગનલાલ અને કાશી,

"રાત ટૂંકી છે, કાગળો ઘણા લખવાના છે. તમને શું લખું? આ દિવસો ઉત્સવના માનજો. પ્રભુદાસ, તને ગભરાવાની મનાઈ છે. તારા જ્ઞાનનો પૂરો ઉપયોગ કર્તવ્યપરાયણ રહેવામાં કરજે. ઈશ્વર તને સહાય કરશે જ."

"તારામતી,

"મારા અનશનનું દુઃખ નથી માનવાનું. તેને બદલે રાજી થવું કે ઈશ્વરે મને આવા ત્યાગની મતિ સુઝાડી છે. એક દહાડો દેહ તો છોડવાનો જ છે. પણ દુઃખોને નિમિત્તે છૂટે એના જેવું બીજું શું શુભ ગણાય? માણસ ખાતાંપીતાં પણ મરે જ છે ના? જો ઈશ્વરને મારી પાસેથી હજુ સેવા લેવી હશે તો બધા સંજોગો પેદા થશે ને હું બચી જઈશ. જો મારો સમય પૂરો થયો હશે તો કોઈ પણ રીતે બચવાનો આરો નથી જ."

હંસા મહેતાને:

"મારા અનશનથી નથી તમારે કે નથી દાક્તરે ગભરાવાનું, પણ હરખવાનું છે કે તમારા એક સાથીને ઈશ્વરે શુભ અવસર આપ્યો છે.

બાપુ : "પણ મારે આંબેડકરની સાથે શું કામ છે? છતાં એ માણસ જે કહે છે તે કહેવાનો એને અધિકાર છે કે, ગાંધીને શું જોઈએ છે એની તો મને ખબર નથી. ત્યારે મારે શું જોઈએ છે એ હું ખબર આપી દઉં છું. આ જ વાત સરકાર મારફતે મોકલેલા મારા નિવેદનમાં ગર્ભિત રીતે સમાયેલી છે. એ નિવેદન તમે જવા દીધું, છતાં આ કરારની સામે તમને કેમ વાંધો?"

સવારે 'ઇન્ડિયન સોશિયલ રિફૉર્મર' આવ્યું. તેમાં 'મહાત્માજીની પ્રતિજ્ઞા' લેખક 'એક હિંદુ'નો લેખ આવ્યો. તેમાં આ જ કરાર જાણે આપ્યો હોય અને ઉપરાંત, જે મંદિરો અને મહારાજો ન સમજે તેનો બહિષ્કાર કરવાની સૂચના પણ જોઈ અને બાપુ રાજી રાજી થઈ ગયા. આ તો વિષયાન્તર થયું. પણ સર પુરુષોત્તમદાસ વગેરે આવ્યા તેને કરારની સાથે આ લેખ બતાવવા જેવો હતો એ વાતથી પણ બાપુને બહુ આનંદ થયો.

વાતો બધી મેજરની ગેરહાજરીમાં થઈ. બાપુએ ટૂંકામાં બધી વાતોનો સાર આપ્યો, એ એમના શબ્દોમાં જ આ રહ્યો. કાલે મૌન ખૂલશે ત્યારે વધારે ખબર પડશે.

"ઘનશ્યામ, મથુરાદાસ, પુરુષોત્તમદાસ, અને ચૂનીલાલ એટલા મળ્યા. રાજાને અને કેળકરને ના પાડી. આ લોકોનું અનુમાન એવું છે કે એકે-એક માણસને રજા ન આપે, પણ કોઈ સંસ્થા તરફથી રજા માગે તો મળે. મારું અનુમાન એવું છે કે હવે કેદી તરીકે જ રાખશે એટલે મળવાની છૂટ આપી. એ લોકોના કરતાં આપણે વધારે જાણીએ છીએ. મારું પરમ દિવસે શું થશે એનું એ લોકો કાંઈ જ જાણતા નથી. મેં બધી વાતો કરી કરાર બતાવ્યો. કરાર લઈ ગયા છે. કાલે પાછો આપશે. એ સમજવામાં એમને હરકત નથી આવી. ઘનશ્યામદાસે તરત એના બે ભાગ પાડ્યા. એક ઉપવાસ તોડવા પૂરતો અને બીજો મહારાજો વગેરેની સહીઓ લેવા પૂરતો. એ બાબત મારી છ માસની નોટિસ લેવા એ લોકો તૈયાર દેખાયા. સ્ટેટમેન્ટ પણ આખું વંચાવ્યું. એ તેઓને બહુ ગમ્યું. બહાર જઈને સ્ટેટમેન્ટ કરશે કે મૌનને લીધે બહુ વાત નથી કરી શક્યા, પણ જમીન ભાંગી છે. ગાંધી જોવામાં તંદુરસ્ત અને આનંદી લાગ્યા.

"આ આખી હિલચાલની પાછળ ઘનશ્યામદાસ છે. મુંજેને સ્ટેટમેન્ટ કરાવનાર એ જ. આંબેડકરને કદાચ અત્યારે મળશે. મેં એક જ હાથમાં બધું સોંપવા સામે ખૂબ ચેતવ્યા છે. આંબેડકર આજે અહીં છે, એમ એ લોકો માને છે. એ માણસ બેન્થોલના હાથમાં હોય એમ જણાય છે. બેન્થોલે આવીને મદદ કરવાનું કહ્યું છે, જો જરૂર હોય તો. કેમ કે

જો તમારા કરતાં વહેલો જાઉં તો શોક ન કરશો; પણ આવો યજ્ઞ પૂરો કરવાની જેને ઈશ્વરે શક્તિ આપી એવો નાનો ભાઈ તમને મળ્યો એ જાણી રાચજો. તમે ભાઈ કરતાં મારી ગરજ વધારે સારી છે. મારી ભાભીને આરામ થઈ ગયો હશે.

"આ પ્રાતઃકાળે માથું નમાવતા તમારા નાનકડા ભાઈ,
મોહનદાસના બંનેને પ્રણામ."

. . .ને:

"તમારો અત્યંત સુંદર કાગળ વાંચી અમે બધાએ હર્ષના ઘૂંટડા પીધા છે. તમે બહુ ઊંચે ગયા છો. હજી જજો. ઈશ્વર તમને બળ આપશે જ. તમારા કાગળનો જવાબ તો લાંબો આપવો જોઈએ. પણ અત્યારે તેટલો વખત નહીં આપી શકું. એ કાગળ સાચવીશ. જો શક્તિ અને સમય હશે તો લખીશ, નહીં તો હરકત નહીં. આ યજ્ઞથી તમે કે કોઈ ભાઈઓ ગભરાયા નહીં હો. ઈશ્વર તે કરાવી રહ્યો છે, ઈશ્વર તે પાર પાડો. આ અસ્પૃશ્યતાને દૂર કરવા સારુ આપણે કેટલા યજ્ઞો કરવા પડશે તે કહી શકાતું નથી. તેને સારુ તૈયાર થજો. તૈયારી એટલે આત્મશુદ્ધિ જ છે. આત્મશુદ્ધિમાં કાર્યદક્ષતા આવી જ જાય છે.

"ઝીણું સૂતર મોંઘું તો પડે જ. પણ આપણામાં ઢાકાની મલમલનો પુનર્જન્મ કરવાની શક્તિ હોવી જોઈએ. એમ કરવા જતાં રસ્તામાં ઝીણી ઝીણી શોધો કરી શકીએ છીએ. પૂર્વે આવું સૂતર રાજા લોકો વેઠે કંતાવતા ને વણાવતા. હવે આપણે તે યજ્ઞરૂપે કાંતીએ ને વણીએ. એટલે તેની કિંમતનો પ્રશ્ન જતો રહે છે ને હાથકંતામણનો મહિમા વધે છે. ઈશ્વરની ઇચ્છા હશે તો આ વધારે સમજાવીશ."

લક્ષ્મીદાસભાઈને:

"તમારી ઉંમર મોટી હોય તો ભલે હોય, છતાં તમને, પ્રથમથી જ અમૃતસરમાં મળી ગયા ત્યારથી જ, જ્ઞાની દીકરામાં ગણેલ છે. એટલે અનશન બરોબર સમજ્યા છો એમ માનું છું. અને જો જાઉં તો વારસો શોભાવશો એમ માની જ લઉં છું. અને તેથી જ જરૂર વિના તમને લખતો જ નથી."

વેલાંબહેનને:

"તમે ઠીક ધીરજ રાખી. આનંદીની લવલેશ ચિંતા ન કરજો, અને મારી પણ ચિંતા ન કરજો. માટીનું પૂતળું જવાનું હોય તો છો જાય. ને વળી ધર્મકામમાં ખપી જાય એના જેવું બીજું રૂડું શું? હું તો તમારી

એવો અવસર તો કોઈ જ વાર કોઈકને જ પ્રાપ્ત થાય છે. વળી ઈશ્વરને મારી પાસેથી આ દેહે હજુ સેવા લેવી હશે તો ગમે તેમ કરીને તે જિવાડશે. ને મારી ઘડી આવી પહોંચી હશે તો ખાતોપીતો છતાં નહીં ટકી શકું."

જાનકીબહેન (બજાજ)નો રમૂજી કાગળ આવ્યો હતો કે મને તો 'સી' ક્લાસનો ખોરાક ખાઈને મરવાનો ડર હતો એટલે
૧૯-૯-'૩૨ 'એ' ક્લાસનો ખોરાક ખાધો. હુકમ એવો છે કે 'એ' ક્લાસનો ખોરાક આપજો, બાકી બીજું બધું કરાવજો.

તેને કાગળ લખ્યો :

"'ક' વર્ગનો ખોરાક ખાઈને મરવાની ધાસ્તી તમારા જેવીને લાગે છે તેથી જ વગર ખાધે જીવવાનો રસ્તો મેં પકડ્યા છે. એ કાલથી જોઈ લેજો. ખાતાં ખાતાં તો આખું જગત મરે છે. 'અ' વર્ગનું ખાઈને કેટલું જીવશો એ જોઈ લઈશું. પણ અનશન કરતાં કરતાં જીવવાની કળા કેવી? એક શરત ખરી. બધી મૈયાઓએ જોગણીઓ થઈને બહાર નીકળી પડવું પડશે ને અસ્પૃશ્યોને સ્પૃશ્ય બનાવી પોતે ઈશ્વરની શક્તિ હોવાનો દાવો સિદ્ધ કરવો પડશે. એટલું કરજો. ને પછી 'અ' વર્ગનો જ ખોરાક ખાધા કરજો. પણ જો કોઈ 'અ' વર્ગનો ન આપે તો 'ક' વર્ગના ખોરાકથી સંતોષ માનજો.

"પણ ધારો કે જોગણીઓનુંયે કાંઈ ન ચાલ્યું. તો ભલે પૂતળું હમણાં જ પડી ભાગે. હું તો જીવવાનો જ છું. જ્યાં સુધી એક પણ મૈયા મારું કામ કરતી હશે ત્યાં લગી કોણ કહેશે કે હું મરી ગયો? આપણે ભલે ગીતાનું તત્ત્વજ્ઞાન આત્માની અમરતા વિષેનું છોડી દઈએ. મેં બતાવી એ અમરતા તો આપણી ચામડાની આંખે પણ જોઈ શકાય એવી છે. એટલે ખબરદાર, જરાયે ગભરાટમાં આવી પડ્યાં તો. શોભજો અને શોભાવજો. તન, મન, ધન, ઈશ્વરને સોંપી સુખી થજો ને સુખી રહેજો. નખરાંખોર ઓમને ને જ્ઞાની મદાલસાને આજ ન લખી શકાય. આ તમારે બધાંને સારુ છે, એમ સમજી લેવું. અખંડ સૌભાગ્ય ભોગવજો.

બાપુના આશીર્વાદ"

પોતાના મોટાભાઈ ખુશાલભાઈને :

"જે યજ્ઞનો કાલે આરંભ થાય છે તે તમને ગમ્યો હશે. જો તમને તે ધર્મ્ય લાગ્યો હોય તો ખોબા ભરીને બંને વડીલ આશીર્વાદ મોકલજો.

કાગળ નાથ સાથે એચાર વાર વિચારી જજો. તમે શોભજો — આશ્રમને શોભાવજો."

પુત્રવધૂ નીમુને:

"તું જરાય ગભરાતી નહીં. રામદાસ જેવો વીર અને સાધુ તને સોંપ્યો છે પછી તું શું કામ ગભરાય? મને ક્યાં લગી સંઘરવાનો હોય, અથવા હોય તો તે તો રોજ તમારી બધાંની પાસે વસે છે. દેહ તો જડ છે. તેને શું કરશે? રામદાસની સાથે બે કલાક શુક્રવારે બેઠો હતો. તેણે જરા પણ ગભરાટ નહોતો બતાવ્યો. પિતા અને શિક્ષક તરીકે હું ફુલાયો. તું પણ તેવી જ બનજે અને બાળકોને સંભાળજે. ઘીદૂધ લેતી રહેજે."

"ચિ. નાનીબહેન ઝવેરી:

"આટલા બધા દિવસ લગી મને પત્ર વિના ટગટગાવ્યો તેની માફી તો ન જ દેવી જોઈએ. પણ યજ્ઞનો આરંભ કરતી વેળા તો મહાવેરીને પણ માફી દેવાય તો જ યજ્ઞ ફળે એટલે તમારા જેવી દીકરીઓને માફી ન દઉં તો મારાં છોતાં જ ઊડી જાય ના?"

લક્ષ્મી (પુત્રવધૂ)ને:

"ક્યા જાને ઈશ્વર ક્યા કરના ચાહતા હૈ. મેરે યજ્ઞસે તુમ્હેં ઘબરાનેકા નહીં હૈ. દેખો દેવદાસને કૈસા સુંદર ખત અખબારમેં નિકાલા હૈ? વહ ઘબરાયા નહીં હૈ, પરંતુ હર્ષમેં આ ગયા હૈ. ઔર હોના ભી ઐસા હી ચાહિયે. ધર્મકે કારણ દેહકા બલિદાન દેનેકા અવસર કિસીકો ક્વચિત હી મિલતા હૈ. ઈશ્વર તુમ સબકા કલ્યાણ હી કરેગા. ઔર ઉસકી ઇચ્છા હોગી તો ઇસ મૃત્યુશય્યા પરસે મૈં ઉઠ ખડા હો જાઊઁગા."

વિનોબાનો કાગળ આ દિવસોમાં આવ્યો હતો. તેમાં પોતાના ગ્રામ-પ્રચારનું વર્ણન હતું. कलिः शयानो भवति કહીને કૃતયુગમાં 'ચર'વાનો ધર્મ છે અને આપણે કૃતયુગી થવું જોઈએ એવો ભાવ કાઢ્યો હતો. તેને લખ્યું:

"કૃતયુગી વિનોબા,

"તમારા કૃતયુગનો દ્વેષ કરવાનું કાંઈ કારણ નથી. કેમ કે અમારી પાસે પણ કૃતયુગી સરદાર છે એટલે તમારાથી ઓછામાં ઓછા એક મૂઠી તો વધ્યા જ ના? તમને ખબર છે કે સરદાર તો ઘણો વખત ચાલ્યાં જ કરે છે? પોતાનું નીપજે તો ખાય પણ ચાલતાં જ અને કાંતે પણ ચાલતાં જ. ઘરડે ઘડપણ ગીતા તો ચાલતાં ગોખે જ છે. ઉચ્ચારને સારુ તમારી પાસે મોકલવા જોઈએ, ને તમારા હાથમાં એક નેતરની સોટી મૂકવી જોઈએ. પણ એ લહાવો તો તમને મળે ત્યારે!

પાસે પહ્રોપાથર્યો છું જ. પછી રડશો કોને? આશ્રમ શોભાવજો, શરીર સાચવજો અને સેવામાં વાપર્યાં કરજો.”

વાલજી અને દૂધીબહેનને :

“તમારી ઉપરની મારી અનહદ શ્રદ્ધાને તમે જાણો છો. એ બધી સિદ્ધ કરવાનું બળ ઈશ્વર તમને આપો. મહાયજ્ઞને સારુ સચવાય તેટલું શરીર સાચવજો.”

ગંગાબહેનને :

“મારા યજ્ઞથી મુદ્દલ ભડકતાં નહીં, ઉશ્કેરાઈ પણ ન જવું. એવા યજ્ઞ તમારી બધાંની પાસે કરાવવા છે. તમે કરી શકશો એવી શ્રદ્ધાથી દેહ છોડીશ, જો છૂટવાનો હશે તો. ઘણાંયે પાપોના થર ચડ્યા હોય તેનું પ્રાયશ્ચિત્ત એ જ રીતે થાય. આવાં વ્રતોનું અનુકરણ ન થાય. પોતાના અંતરમાં ઊગે તો જ પાર ઊતરે. અંતરશુદ્ધિ ન હોય છતાં ઊગે તો તે અનશન રાક્ષસી હોવાનો સંભવ છે. તેથી જ આવા યજ્ઞો પ્રથમ અંતરશુદ્ધિ થઈ હોય તો જ કરાય. એવી શુદ્ધિ મેળવવાને સારુ આશ્રમની હસ્તી છે.

“પણ તમે તો કહો છો કે તેની નિંદા બહુ સાંભળો છો. એ નિંદા સહન કરવી. નિંદાની પાછળ જેટલું સાચું લાગે તેટલું પકડી લેવું ને સુધારો કરવો. ખોટું લાગે તો તે વિષે તટસ્થ રહેવું. માણસોને જેવું લાગે તેવું કહેવાનો અધિકાર છે. અને કોઈ તો કેવળ દ્વેષભાવે પણ નિંદા કરે. એવી નિંદાનો તો વિચાર સરખોયે શો કરવો?

“તમારી અશાંતિ વિષે. તેનાં બે કારણો છે: એક તો તમારા પોતાના કામથી તમને સંતોષ નથી રહેતો. થઈ શકે છે તેથી બહુ વધારે કરવાનો લોભ છે. હદની અંદર એ લોભ સારો છે. હદ ઉપરાંત જાય ત્યારે એ દુ:ખ દે છે. એથીયે વધારે અશાંતિનું કારણ તમારી અસહિષ્ણુતા છે. જેટલું તમે કરી શકો છો તેટલું બીજા ન કરે — અથવા તમારું ન માને એટલે તમને અકળામણ થાય છે. એનું ઔષધ સહેલું છે. જેટલું કામ તન–મનથી કરતાં થઈ શકે તેટલાથી સંતોષ વાળવો ને આગળ વધાય તેટલું વધ્યે જવું. આટલું જાણવું કે જેટલો અધિકાર વેદ જાણનારને સ્વર્ગે જવાનો છે તેટલો જ ભંગીનું કામ કરનારને છે. પણ જો વેદ જાણનાર કેવળ વેદિયો કે પાખંડી હોય તો ગમે તેટલો વિદ્વાન હોય છતાં નરકમાં પડે ને ભંગી બહુ અક્ષર ન જાણે છતાં ઈશ્વરાર્પણબુદ્ધિથી પાયખાનાં સાફ કરે તો અવશ્ય ઊંચે ચડે. આ સંતોષ તો એક ઔષધ. બીજું ઉદારતા. પોતે ઇચ્છીએ કે કરીએ તેટલું બીજા ન કરે તોયે મનમાં માઠું ન લગાડવું. આમ કરીએ તો જ સમાજમાં નિકટ રહેતાં છતાં શાંતિ જાળવીએ. આ

ક્યાંય નથી રહેતી. વળી તેં છોકરાઓની સાથે સરખામણી કરી તે પણ બરોબર છે. છતાં એ મહેણાનો આપણે સીધો જ અર્થ કરવો ને માંદા જ ન પડવું. માંદા ન પડવાને સારુ મેં લખ્યું છે તેવા થોડા જ્ઞાનની જરૂર તો છે જ. કુમારિકાનાં શરીર વજ્ર સમ હોવાં જોઈએ, તેવાં જ કુમારોનાં. અત્યારે બંને ખરું જોતાં માંદાંસાજાં રહે છે. પણ બેઉ પરણી ઘણે ભાગે વધારે માંદાં રહે છે. જો ઉમિયા, રૂખી, હરિઇચ્છા. રૂખીને વિવાહ ફળ્યો એમ કંઈક લાગ્યું ખરું ત્યાં તો પાછી માંદી પડી જ છે. એટલે છોકરીઓએ એવો અર્થ પણ ન કરી નાખવો કે પરણે એ માંદા પડે જ. આટલું ખરું છે કે જે કુમારિકા વિકારથી બળે છે તેનો છુટકારો તો પરણ્યે જ થાય. કેમ કે તેના વિકાર તેને ખાય છે. પણ એનો અર્થ તો એ થયો કે એ પરણ્યા વિના પરણેલી સ્ત્રીની જેમ વર્તે છે. તેથી વ્યભિચારિણી છે. મનથી પણ જે સ્ત્રી કે પુરુષ વિકારને પોષે છે તે વ્યભિચારી જ છે.

બાપુના આશીર્વાદ"

બાળકો અને બાળાઓને :

"તમને કંઈ છૂટ પહેલાં મળતી હતી જે હવે નથી મળતી? એ ખરું જ હોય તો એક ડેપ્યુટેશન લઈને નારણદાસભાઈ પાસે જાઓ. તેની ત્રણ મિનિટ તમારી વાતમાં લેવી અને એ તેને જવાબ સારુ આપવી. પછી હું હજુ મારી પથારીમાં આળોટતો હોઉં તો મને લખજો ને અંતની નિદ્રા લીધી હોય તો નાચજો ને પ્રતિજ્ઞા લેજો કે એનું કામ હવે આપણે ઉપાડશું. કેવી મજા, કેવો રસ! એવી અગ્નિપરીક્ષાને સારુ બધાં તૈયાર થજો."

"ચિ. બબુડી (શારદા) :

"તારા પ્રશ્નો કેવા સરસ છે? જેને મરવું જ છે તે તો હંમેશાં મરી શકે છે : જીભ કરડીને, ગળાનો કાકડો દાબીને, કોઈ બાંધી લે તો બંધન તોડતાં હાડકાં ભાંગીને, અને ભારે સતી સ્ત્રી પોતાની કલ્પનામાત્રથી મૃત્યુ આણી શકે છે. આ આપઘાત તો કહેવાય, પણ કેટલાક પ્રસંગે આપઘાત એ ધર્મ થઈ પડે છે. સ્ત્રી ઉપર કોઈ રાક્ષસ બળાત્કાર કરવા આવે ત્યારે તે પ્રસંગ આપઘાતનો છે, જો બીજો કોઈ યોગ્ય ઉપાય ન હોય તો.

"વિદ્યાર્થી મારાથી શરમાઈને ઝઘડશે નહીં એમ નહીં, પણ તેને પોતાની ભૂલોની જ શરમ આવશે ને તેથી નહીં ઝઘડે. મારાથી તો કોઈએ શરમાવાનું હોય જ નહીં."

"તમે ગરીબોને ઠીક ફોસલાવતા લાગો છો! મારા જેવો ગરીબ જ્યારે તમારા કાગળની ઝંખના કરે ત્યારે તેને લખવું જ નહીં અને જ્યારે તે મૃત્યુશય્યા ઉપર સૂવાની તૈયારી કરે ત્યારે તેને લખવું, 'હવે આરંભ કર્યો છે એટલે નિયમસર લખીશ.' પણ દૈવ જાણે કૃતયુગીની પ્રતિજ્ઞાઓ ખોટી થતી નથી જાણી. એટલે તમારા પ્રતિજ્ઞાપાલનને ખાતર મારે આ પથારીએથી ઊઠવાનું હોય તો ભલે. તો તમારા કાગળો નિયમસર મળ્યાં કરવાની આશા રાખીશ.

"આમ ટાયલું કરીને ગંભીર કાગળો લખી રહ્યો છું. એમાંથી મન ખેંચ્યું અને સાથે સાથે એ પણ સૂચવ્યું કે તમારા કામને વિષે ક્યાંય ટીકા કરવા જેવી નથી. જણાવજો. જો અગ્નિપરીક્ષામાંથી દેહ અને જીવ બંને પસાર થઈ નીકળશે તો કંઈ લખવા જેવું હશે તો લખીશ. તમારો કાગળ સાચવું છું."

આજે સવારના પહોરમાં પ્રાચીન સમયમાં આકાશમાંથી તપસ્વીઓ ઉપર પુષ્પવૃષ્ટિ થતી હતી એવી જ આ ગણાય ના? ખ્રિસ્ત સેવા-સંઘના ભાઈઓ અને બહેનોએ બાપુને માટે ફૂલો મોકલાવ્યાં. એના ઉપર 'બાપુજીને, ખ્રિસ્ત સેવાસંઘનાં ભાઈઓ અને બહેનો તરફથી', એટલું જ હતું. બાપુએ લખ્યું:

"Dear Brothers and Sisters of Christ Seva Sangha,

"Without your gift of flowers I knew that I had your hearts and prayers with me. All the same I treasure this physical token. My love, Bapu"

"ખ્રિસ્ત સેવાસંઘનાં વહાલાં ભાઈઓ તથા બહેનો,

"ફૂલોની ભેટ વિના પણ હું જાણું છું કે તમારાં હૃદય અને તમારી પ્રાર્થનાઓ મારી પાસે જ છે. છતાં તેનું આ પ્રતીક હું કીમતી ગણું છું.
પ્યાર, બાપુ"

નાની કુસુમે પૂછેલું કે બાળાઓ માંદી પડે છે ત્યારે એને તુરત પરણાવી દેવાની વાત કેમ કરતા હશે? અને છોકરા માંદા પડે છે ત્યારે પરણાવવાની વાત નથી કરતા. એને લખ્યું: "મારા વ્રતથી તારે ગભરાવાનું નથી. તારો ધર્મ પૂરતો આરામ લઈ તારું શરીર બાંધવાનો છે. આ વિષે વધુ શું લખું? છોકરીઓ માંદી પડે ત્યારે પરણાવી દેવાની વાત કાઢનાર અજ્ઞાની છે. પરણેલી સ્ત્રીઓ જેટલી માંદી રહે છે તેટલી માંદી કુમારિકાઓ

સર પુરુષોત્તમદાસ, ચૂનીલાલ વગેરે સાથે વાતો કરીને પાછા આવ્યા અને આશ્રમના રહેલા કાગળો પૂરા કર્યા. બાર કાગળ તો પોતે જ હાથે લખી ચૂક્યા હતા. હવે બાકીના પૂરા કર્યા. આ રહ્યો એક નાનકડો કાગળ :

"તારું સ્થાન શોભાવજે. સીતાજી રામની મિલકત ન હતી પણ રામની આંખની કીકી હતી. સીતાને વનવાસમાં મોકલીને પોતે વનવાસી થયા, કેમ કે તેનું હૃદય સીતાની પાછળ ગયું. પણ કોઈ પ્રાકૃત માણસ પોતાની સ્ત્રી પ્રત્યે એમ ન વર્તી શકે. કેમ કે સ્ત્રી અને પોતે એક જ છે એવો અલૌકિક પ્રેમ જોવામાં નથી આવતો."

અનશનનું મંગળ પ્રભાત.

"My Dear Friend and Brother,

૨૦-૯-'૩૨ "This is early morning of Tuesday, just a little before 3-00 o'clock. I have just finished a brief letter to Gurudev.

"You have been ever present before me during these days of anguish. I have perhaps read your thoughts. You know my regard for you. Though we are as poles asunder or seem to be so in mental outlook at so many points, our hearts are one. Whenever therefore, I have been able to agree with you it has been a matter of pure joy. Perhaps this step of mine has been for you the last straw. Even so I want to share your laceration. For I do not want you to cease to strive with me. I remained in banishment from my eldest brother, for, I think, 14 years. Year after year he sent me curses by registered post. I rejoiced in his curses. These curses were so many sparks of love. I won him. Six months before his death he saw that I was in the right. One of the reasons for his wrath was this very question of untouchability. In our case, I do not know who is in error. But I do know that you are as blood brother to me. At this (may be) last crisis you must not cease to strive with me. Send me your curses or your blessings. You may open my eyes where others have failed, if you think I am in error. You know me too well not to know that I have the God-given capacity of owning my mistakes, if the conviction comes to me. Do write or wire to me.

રામેશ્વરદાસને :

"મેરે યજ્ઞકા સુનકર નાચો, ઔર રામનામ પર અધિક વિશ્વાસ રખો. દેખો વહ ક્યા કરતા હૈ. અનશન મેરા નહીં, રામકા હૈ. ચિંતા મુઝે નહીં, ઉસકો હૈ. યદિ નિષ્ફલ હુઆ તો નિંદા ઉસકી હોગી, મેરી નહીં. સફલ હુઆ તો ઉસે સ્તુતિ નહીં ચાહિયે ઇસલિયે ઉસકે દ્વાર પર પડા હુઆ ભિખારી મૈં લૂંગા."

કનૈયાલાલને :

"દરિદ્ર વહ હૈ જિસમેં શુદ્ધ પ્રેમકી બુંદ તક નહીં હૈ. ધનવાન વહ જિસકે પ્રેમમેં જંતુસે લેકર મસ્ત હાથી સમા સકતા હૈ. નાસ્તિક વહ જો શરીરકે બાહર વિશ્વવ્યાપી આત્માકો નહીં પહચાનતા. આસ્તિક વહ જો હર જગહ આત્માકે સિવા ઔર કુછ દેખતા નહીં."

બાબલાને :

"કૃષ્ણને પૂછનાર એક જ અર્જુન એટલે તેને બધા મસાલા કાં ન સૂઝે? ને વળી કૃષ્ણ રહ્યો જ્ઞાની, હું રહ્યો થોડા જ્ઞાનવાળો, ને પૂછનારા અર્જુન કેટલા? ગણ જોઈએ. બધાયને થોડું થોડું વહેંચી દઉં તો કેવડી ને કેટલી ગીતા થાય? કેમ કે કૃષ્ણને તો એક જ વાર પુછાયું. મને તો આટલા અર્જુન દર અઠવાડિયે પૂછે."

* * *

સરોજિની દેવીને કાગળ લખ્યો તેમાં ક્રાઈટેરિયનનો ઉલ્લેખ છે. એ વિષે બાપુ કહે : "એ નામના રેસ્ટોરાંમાં વિલાયતમાં ૧૯૧૪માં એ રહેતી. તે વેળા એના ભભકાનો પાર નહોતો. પણ મને મળવા આવતી ત્યારે તદ્દન સાદા વેશમાં આવતી અને મારી આગળ ભોંય ઉપર બેસતી. હું પણ તે વેળા નીચે જ બેસતો હતો. એનામાં એક પ્રકારની સચ્ચાઈ જે તે વેળા જોઈ હતી તે આજ સુધી જોઈ છે. એ બાઈ મુંબઈનાં તોફાનોમાં વીરાંગનાની જેમ ઝૂઝી હતી. એ બાઈએ કોંગ્રેસના પ્રમુખનું પદ પણ શોભાવેલું. એનામાં અહંતાનો છાંટો નથી."

* * *

બાની વાત નીકળી. મેં કહ્યું : "બા તો કદાચ આપની સાથે ઉપવાસ કરી બેસશે, અને એ ઉપવાસ કરે તો એમને કોઈ ન કહી શકે અને એની સામે વાંધો પણ ન લઈ શકે."

બાપુ મૌન હતા, પણ હકારમાં માથું ધુણાવ્યું. પણ આજે બાનો કાગળ આવ્યો, એ ઉપરથી એ ભારે વ્યાકુળ થયા હોય એમ જણાય છે. બાએ આવેશમાં ને આવેશમાં આકરાં વચનો બાપુને કહ્યાં છે.

"I wrote to you a month ago inquiring about your health. I wonder if you ever got my post card."

"પ્રિય મિત્ર અને ભાઈ,

"મંગળવારે પરોઢિયે ત્રણ વાગવાને થોડી વાર છે ત્યાં હું આ લખી રહ્યો છું. ગુરુદેવને એક ટૂંકો કાગળ હમણાં જ પતાવ્યો.

"આ વેદનાના દિવસો દરમિયાન તમે હંમેશાં મારી સન્મુખ રહ્યા છો. તમારા વિચારો પણ કદાચ હું વાંચી શકું છું. તમારે માટે મને કેટલું માન છે તે તમે જાણો છો. જોકે કેટલીયે બાબતો ઉપર આપણા વિચારોમાં ધ્રુવના એ છેડા જેટલું અંતર છે, અથવા એમ દેખાય છે, છતાં આપણાં હૃદય એક છે. એટલે જ્યારે જ્યારે હું તમારી સાથે સંમત થઈ શકું છું ત્યારે ત્યારે મારે માટે એ શુદ્ધ આનંદનો વિષય બને છે. મારું આ પગલું તો કદાચ તમારે માટે છેલ્લા તરણા સમાન નીવડે. એમ બને તોપણ તમારા જખમમાં હું હિસ્સો લેવા માગું છું. કારણ તમે મારે માટે પ્રયત્ન કરવા છોડી દો એમ હું ઇચ્છતો નથી. મારા મોટાભાઈનાથી હું ધારું છું હું ચૌદ વરસ બહિષ્કૃત રહ્યો. દર વર્ષે રજિસ્ટર પોસ્ટથી તેઓ મારી ઉપર ગાળો મોકલતા. તેમની ગાળોથી મને તો આનંદ જ થતો. કારણ એ ગાળો પ્રેમની ચિનગારીઓ જ હતી. છેવટે હું તેમને જીતી શક્યો. પોતાના મરણ અગાઉ છ મહિના પહેલાં તેમને પોતાની ભૂલ જણાઈ અને લાગ્યું કે મારી વાત ખરી હતી. તેમના ગુસ્સાનું એક કારણ તો આ અસ્પૃશ્યતાનો સવાલ જ હતો. આપણી બાબતમાં ભૂલ કોની છે તે હું જાણતો નથી. પણ હું એટલું જાણું છું કે તમે મારા સગા ભાઈ જેવા છો. સંભવ છે કે આ મારો અન્તકાળ પણ હોય. એ વખતે પણ મારે માટે પ્રયત્ન કરવાનું તમારે છોડવું જોઈએ નહીં. તમારી ગાળો અથવા તો તમારા આશીર્વાદ તમે મને મોકલો. તમને એમ લાગે કે મારી વાત ખોટી છે તો બીજા નિષ્ફળ ગયા છતાં કદાચ તમે મારી આંખ ઉઘાડી શકો. તમે મને એટલો સારી રીતે તો ઓળખો જ છો કે મારે વિષે એટલું તમે માનો કે મારી જો ખાતરી થાય તો ભૂલ સુધારવાની ઈશ્વરદત્ત શક્તિ મારામાં છે. મને કાગળ લખો અથવા તો તાર કરો.

"એક મહિના પહેલાં મેં કાગળ લખીને તમારી તબિયતની ખબર પુછાવી હતી. મારું એ પોસ્ટ કાર્ડ તમને મળ્યું છે ખરું?"

"Dear Gurudev,

"This is early morning 3-00 o'clock of Tuesday. I enter the fiery gate at noon. If you can bless the effort, I want

it. You have been to me a true friend because you have been a candid friend, often speaking your thoughts aloud. I had looked forward to a firm opinion from you one way or the other. But you have refused to criticize. Though it can now only be during my fast, I will yet prize your criticism if your heart condemns my action. I am not too proud to make an open confession of my blunder, whatever the cost of confession, if I find myself in error. If your heart approves of the action I want your blessing. It will sustain me. I hope I have made myself clear."

"પ્રિય ગુરુદેવ,

"મંગળવારની પરોઢના ત્રણ વાગ્યા છે. આજે બપોરે મારો અગ્નિપ્રવેશ થશે. એ કાર્યને તમે જો આશીર્વાદ આપી શકતા હો તો મારે તમારા આશીર્વાદ જોઈએ છે. તમે મારા સાચા મિત્ર છો, કારણ તમે મારા નિખાલસ મિત્ર છો અને જે મનમાં આવે તે મોઢેથી કહી દો છો. એક યા બીજી તરફના તમારા દૃઢ અભિપ્રાયની મેં આશા રાખી હતી. પણ તમે ટીકા કરવાની ના પાડી. હવે તો એ ટીકા મારા ઉપવાસ દરમિયાન જ આવી શકે. તમારું હૃદય મારા આ કાર્યને વખોડી કાઢતું હોય તોપણ તમારી એ ટીકા હું ભેટ સમાન ગણીશ. મને જો મારી ભૂલ ખબર પડે તો, તેનો એકરાર કરવાની ગમે તેટલી કિંમત આપવી પડે છતાં, મારી ભૂલનો ખુલ્લો એકરાર ન કરું એવો અભિમાની હું નથી. તમારું હૃદય જો મારા આ કાર્યને પસંદ કરે તો તમારા આશીર્વાદ મારે જોઈએ છે. એ મને ટકાવી રાખશે. હું આશા રાખું છું કે મારું કહેવું હું સ્પષ્ટ કરી શક્યો છું."

શાસ્ત્રીનો કાગળ દેવધર મારફતે મોકલ્યો. દેવધરનો કાલે કાગળ આવ્યો હતો કે આ સોસાયટી તમારું ઘર છે અને ત્યાં આવીને રહો.

"My Dear Deodhar,

"Of course the Society's home is my home. I have lived in exile by choice. When God wills it, He will send me back home.

"I have not the slightest notion where the fast will be taken. This is a wonderful ordeal. I deserve it all. For I have the Hindu heart. And have we not deserved the most terrible chastisement from God for our treatment of the untouchables? And so He is trying me through and

through before admitting me to the untouchable fold. It has been an effort for the past 50 years. Please send the enclosed to Shastri."

"પ્રિય ભાઈ દેવધર,

"સોસાયટીનું ઘર એ જરૂર મારું જ ઘર છે. સ્વેચ્છાએ હું એની બહાર રહ્યો છું. ઈશ્વરની ઇચ્છા હશે તો એ મને પાછો ઘેર મોકલશે.

"આ ઉપવાસ ક્યાં શરૂ થશે એનો મને જરા પણ ખ્યાલ નથી. આ અદ્‌ભુત કસોટી છે. હું એ લાગનો છું, કારણ હાડે હું હિંદુ છું. અસ્પૃશ્ય લોકો તરફ આપણે જે વર્તાવ કર્યો છે તે માટે ઈશ્વરની અતિ ભયંકર સજાને આપણે શું પાત્ર નથી? મને અસ્પૃશ્યોમાં દાખલ કરતાં પહેલાં એ મારી દરેક જાતની તાવણી કરી રહ્યો છે. પચાસ વરસથી હું એની ઝંખના કરી રહ્યો છું. સાથેનો કાગળ શાસ્ત્રીને મોકલવા વિનંતી છે."

શિંદેએ અહલ્યાશ્રમ નામના અસ્પૃશ્યોદ્ધાર આશ્રમમાં બાપુને આવવાનું નિમંત્રણ મોકલ્યું હતું. એને જવાબ :

"I have your touching letter. I have absolutely no notion as to how I am to be disposed of. Therefore it is too early to say anything. I certainly begin the fast here at 12. God alone knows where, when and how it will end. All the same, pray accept my thanks for your sympathy and offer."

"તમારો લાગણીભર્યો કાગળ મળ્યો. મને ક્યાં રાખવામાં આવશે એનો મને કંઈ જ ખ્યાલ નથી. અત્યારે તો કંઈ પણ કહેવું બહુ વહેલું ગણાય. એટલી વાત નક્કી છે કે આજે બાર વાગ્યે મારા ઉપવાસ શરૂ થાય છે. ક્યાં, ક્યારે અને કેવી રીતે તેનો અંત આવશે એ એક ઈશ્વર જ જાણે છે. તમારી સહાનુભૂતિ અને આમંત્રણ માટે આભાર."

મીરાને :

"I got up at 2-30 today to write to Gurudev, then to Shastri and then to you. I have your tearing letter. At first I thought I would send it to the Governor. But I rejected the thought as soon as it came. You have chosen to enter the furnace. You must remain in it. My Satyagraha is no easy job as you have seen all these years. Drink then the poison to the last dregs.

"As I wrote that first letter conveying my vow, I thought of you and of Ba. And for a time I became giddy. How would you two bear the thing? But the voice within said,

'If you would enter in, you must also give up thought of all attachment.' And the letter went. No anguish will be too terrible to wash out the sin of untouchability. You must therefore rejoice in this suffering and bear it bravely. I know how difficult all this is to do. Yet that is exactly what you have to try to do. Just think and realize that there is no meaning in having the last look. The spirit which you love is always with you. The body through which you learned to love the spirit is no longer necessary for sustaining that love. It is well that it lasts whilst there is use for it. It is equally well that it perishes when there is no use for it. And since we do not know when it will outlast its use, we conclude that death through whatever cause means that there was no longer any use for it. If it is any comfort, know that Vallabhbhai, Mahadev, Ramdas, Surendra, Devdas, whom I have met are all bearing the thing wonderfully well. Love to your companions. I am glad Kiran is with you. She is a good and brave girl. May God sustain you."

"આજે અઢી વાગ્યે હું ઊઠી ગયો છું. ગુરુદેવને અને શાસ્ત્રીને કાગળો લખ્યા, હવે તને લખું છું. તારો હૃદયવિદારક કાગળ મળ્યો છે. પહેલાં તો મને લાગ્યું કે એ કાગળ હું ગવર્નરને મોકલી આપું. પણ એ વિચાર જેવો મનમાં આવ્યો તેવો જ મેં કાઢી નાખ્યો. ભઠ્ઠીમાં તપવાનું તેં પસંદ કરીને લીધું છે. એટલે એમાં તારે રહેવું જ જોઈએ. આટલાં વર્ષોમાં તું જોઈ શકી હશે કે મારો સત્યાગ્રહ એ નાનાં છોકરાંનો ખેલ નથી. એટલે તારે ઝેરનું છેલ્લું ટીપું પીવું જોઈશે.

"મારી પ્રતિજ્ઞાની જાણ કરતો પહેલો કાગળ મેં (સરકારને) લખ્યો ત્યારે મને તારા અને બાના વિચાર આવ્યા હતા. ઘડીભર તો મને ચક્કર આવી ગયાં. તમે બે જણાં આ શી રીતે સહી શકશો? પણ મારા અંતર્નાદે કહ્યું, 'જો તારે આમાં પ્રવેશ કરવો હોય તો તમામ આસક્તિના વિચાર તારે છોડી દેવા જોઈએ.' પછી કાગળ ગયો. અસ્પૃશ્યતાનું પાપ ધોવાને માટે કોઈ પણ વેદના વધારેપડતી નથી. એટલે આ સહન કરવામાં તારે રાચવાનું છે અને બહાદુરીથી સહન કરવાનું છે. એમ કરવું કેટલું કઠણ છે તે હું જાણું છું. છતાં તારે એનો જ પ્રયત્ન કરવાનો છે. જરા વિચાર કર અને સમજ કે મને છેલ્લો છેલ્લો જોઈ લેવાનો કશો અર્થ નથી. જે

આત્માને તું ચાહે છે તે તો હંમેશાં તારી પાસે જ છે. જે શરીરની મારફત એ આત્માને તું ચાહતાં શીખી એ શરીરની, એ પ્રેમને ટકાવી રાખવા માટે હવે કશી જરૂર નથી. જ્યાં સુધી શરીરનો ઉપયોગ હોય ત્યાં સુધી જ તે રહે એ સારું જ છે. અને તેનો ઉપયોગ મટી જાય ત્યારે તેનો નાશ થઈ જાય એ પણ એટલું જ સારું છે. આ શરીરનો ઉપયોગ ક્યાં સુધી હોય છે તે આપણે જાણતાં નથી. તેથી આપણે એમ જ માનવું કે કોઈ પણ કારણસર મૃત્યુ થાય એટલે શરીરનો ઉપયોગ રહ્યો નહોતો. એથી તને કાંઈ સમાધાન મળે એમ હોય તો હું જણાવું કે વલ્લભભાઈ, મહાદેવ, રામદાસ, સુરેન્દ્ર, દેવદાસ, જેમને હું મળ્યો છું તે બધા આ વસ્તુ સરસ રીતે સહી રહ્યા છે. તારા સાથીઓને પ્યાર. કિરણ તારી સાથે છે તેથી મને આનંદ થાય છે. એ બહુ સારી અને બહાદુર છોકરી છે. ઈશ્વર તને આ સહેવાનું બળ આપો."

નાથનો કાગળ: એમણે દલીલ કરી નથી પણ જણાવ્યું છે કે આ પગલું ધર્મ્ય નથી લાગતું. એમાં સમષ્ટિનું શ્રેય નથી, ભાવના અને વિવેક આપનામાં પ્રબળ છે, પણ તેનો પ્રવાહ ધર્મને પંથે હોવો જોઈએ તે નથી.

એમને જવાબ:

"તમારા કાગળની હું રાહ જોતો જ હતો. કાલ રાત્રે જ મળ્યો. તમારી સાથે સંવાદ થઈ શકત તો ગમત. ઉપવાસ દરમ્યાન પણ ઉપવાસનો અધર્મ મને પ્રત્યક્ષ થાય તો વગર શરમે તત્ક્ષણ છોડી દઉં. આ જગતમાં મને એક જ શરમ છે: અસત્ય વિચારવા, બોલવા કે આચરવાની.

"આ કામ બુદ્ધિથી નથી થયું, અંતર્નાદથી થયું છે. પણ બુદ્ધિએ આમ કહ્યું: 'અસ્પૃશ્યતાનો મેલ કાઢવા સારુ તારા જેવા સેંકડોએ કદાચ મરવું પડે.' અનશન હિંદુ ધર્મમાં બહુ પ્રચલિત છે. મને તે હમેશાં પ્રિય લાગ્યું છે. એ આર્તનાદ છે. પ્રધાનનો ઠરાવ તો નિમિત્તમાત્ર છે. એ સહેજે અનશનનું ચોઘડિયું બન્યો. અનશનનો હેતુ કેવળ ઠરાવ બદલાવવાનો નથી પણ તે બદલાવવાના પ્રયત્નમાંથી જે જાગૃતિ ને શુદ્ધિ નીકળવાં જોઈએ આણવાનો છે. મતલબમાં અસ્પૃશ્યતાની જડને હલાવવાનો આ અવસર હતો.

"ખરું છે કે ધારેલું પરિણામ આવે તેથી પગલું ધર્મ્ય છે એમ નિશ્ચયપૂર્વક ન જ કહી શકાય. એ નિશ્ચય તો સૌએ પોતાને સારુ કરવો રહ્યો; ને જો તે કરવાની પોતાની શક્તિ ન હોય તો ગુરુજનના અભિપ્રાયને માનવો. મને પગલું ધર્મ્ય લાગે છે, એટલું જ નહીં, મારે સારુ ફરજિયાત —આવશ્યક લાગે છે. આટલું વિચારીને મને ફરી લખજો. મારાથી નિરાશ ન થજો. તમારું ખરજવું ગયું હશે."

કાકાને :

"મારી અગ્નિપરીક્ષાનું તો સાંભળ્યું જ હશે. સાંભળીને ખૂબ હર્ષ થયો હશે. શોકનું કારણ હોય જ નહીં. અનશન ને અશન બંને એક જ છે, જેમ જન્મ અને મરણ એક જ છે. પણ કોઈ સાથી કેવળ ધર્મને સારુ દેહ છોડે તો તે શોકનું કારણ હોઈ જ ન શકે. એવો અવસર કોઈકને જ કોઈક વખત આવે છે. તેને તો વધાવી લેવો જોઈએ. તેથી તમે વ્યાકુળ ન થતાં વધારે જાગ્રત, વધારે કર્તવ્યપરાયણ થજો. શરીર વધારે સારું બનાવી બહાર નીકળજો. ઘણી આહુતિઓ અપાશે ત્યારે જ અસ્પૃશ્યતારૂપી મેલ નીકળશે."

ઈશ્વરની કૃપા અપાર છે. રવિબાબુનું બાપુએ પ્રભાતે જ સ્મરણ કર્યું. એમના આશીર્વાદ આપનારા કે નારાજી દર્શાવનારા કાગળની વિનવણી કરી. અને એ કાગળ હું જેલરને આપું છું ત્યાં જ તેની પાસેથી મને એક તારોનો થોકડો મળે છે, તેમાં રવિબાબુનો આ પ્રમાણે તાર છે :

"આપણા દેશની એકતા ખાતર અને આપણા સમાજની અખંડિતતા માટે કીમતી જીવનનું બલિદાન આપવા જેવું છે. આપણા રાજ્યકર્તાઓ ઉપર તેની શી અસર થશે તે આપણે કલ્પી ન શકીએ. આપણા લોકોને માટે આ વસ્તુ કેટલી મહત્ત્વની છે તે એ લોકો ન સમજી શકે. છતાં એટલું તો નક્કી છે કે આવા ઐચ્છિક બલિદાનની આપણા દેશબાંધવોનાં હૃદય ઉપર જે ભારે અસર થશે તે નિષ્ફળ નહીં જાય. હું ઉત્કટ આશા સેવું છું કે આવી રાષ્ટ્રીય આપત્તિને તેની છેલ્લી હદ સુધી પહોંચવા દેવા જેવા કઠોર અમે નહીં થઈએ. અમારાં દુઃખી હૃદય તમારી ભવ્ય તપશ્ચર્યાને પૂજ્યભાવ અને પ્રેમ સાથે અનુસરી રહ્યાં છે.

રવીન્દ્રનાથ ટાગોર"

એટલે બાપુએ તારની ઉપર લખ્યું :

"10-30 A. M. Just as I was handing this to the Superintendent I got your loving and magnificent wire. It will sustain me in the midst of the storm I am about to enter. I am sending you a wire. Thank you.

M. K. G."

"સવારના સાડા દસ. હું સુપરિન્ટેન્ડન્ટને તમારા ઉપર લખેલો કાગળ આપવા જતો હતો ત્યાં તમારો પ્રેમાળ ને ભવ્ય તાર મને મળ્યો. થોડા જ વખતમાં જે અગ્નિપ્રવેશ હું કરવાનો છું તેમાં એ મને ટકાવી રાખશે. હું તમને તાર મોકલું છું. આભાર.

મો૦ ક૦ ગાંધી"

પ્રો. ત્રિવેદીને :

"તમારી પ્રેમાળ લીટીઓ મળી છે. તમારો પ્રેમ હું જાણું છું. ઈશ્વર કાંઈ આકાશમાં નથી. આવો નિર્મળ પ્રેમ મારે સારુ ઈશ્વરરૂપ છે ને તે જ મારી પાસે આવા યત્ન કરાવે છે."

આજના સરસ કાગળોમાં અબ્બાસ સાહેબનો અને શ્રી પરચૂરે શાસ્ત્રીનો, અને તારોમાં રવિબાબુ, સરલાદેવી ચોધરાણી તથા ઇટાલીની પેલી ત્રણ બહેનોનો.

આજે બાપુએ સાંજે છાપાંઓને મુલાકાત આપી. આવીને કહે કે "દિલ્હીમાં છેલ્લે દિવસે થયું હતું તેમ થયું. મને પોતાને ખબર નથી પડતી કે એટલું સુંદર નિવેદન શી રીતે આવી ગયું. ઉપવાસનું રહસ્ય અગાઉ મેં આવી રીતે કોઈ વાર બતાવ્યું નથી. 'ટાઇમ્સ'વાળો ભલો થાય અને શબ્દેશબ્દ આપે તો સારું."

સવારે રવિબાબુને કાગળ લખ્યા પછી મેં એકબે પ્રશ્નો કર્યા: "મૅકડોનલ્ડ જેવા ભરાડી માણસે વિધિનિષેધ વિનાના માણસોને વશ થઈ કરેલો ઠરાવ ફરે એટલે આ ઉપવાસ છૂટે એવી શરત રાખી છે, એ એનો દોષ નથી? એ માણસ ઠરાવ ફેરવે પણ તેમાં એની હૃદયશુદ્ધિ તો થઈ જ ન હોય."

બાપુ કહે: "ના, એમાં શું? હૃદયશુદ્ધિ ન થાય, પણ બીજાં પરિણામો આવ્યા વિના ન રહે. હિંદુ સમાજની શુદ્ધિ થાય એટલે બસ."

હું : "આપ હિંદુ સમાજ પાસે શુદ્ધિ માગો છો અને તે સાત દિવસમાં જ થઈ જવી જોઈએ એ દુરાગ્રહ નથી?"

બાપુ: "ના, સાત દિવસમાં નથી માગતો. સાત દિવસમાં જે માગું છું તે તો થોડું જ છે. અને મારા ઉપવાસ લંબાય તો શું ખોટું? એ લંબાય એટલે જેટલો ખળભળાટ થવાનો હોય તે થાય. અને મૅકડોનલ્ડ ન સાંભળે તોયે શું? બધું જ ભગવાન કરી રહ્યો છે, કરાવી રહ્યો છે, ત્યાં એની લીલા જોઈને નાચવાનું કે ચિડાવાનું? 'જૂગટું રમનારનું જૂગટું હું છું અને છળ કરનારનો છળ હું છું' એમ કહીને એણે આડો આંક વાળ્યો. એ જાણ્યું પછી આ દેહ પડી જાય એની શી પરવા? છળ કરાવનાર એ છે. ઉપવાસ કરાવનાર એ છે."

વલ્લભભાઈને કહે: "તમારામાં રોષ ભરેલો છે. એ રોષ છે ત્યાં સુધી ઉપવાસ આદરતા નહીં, કોઈની પાસે આદરાવતા નહીં. બધાને કહેજો, જેનામાં ક્રોધનો છાંટો ન હોય તેણે આ બાજી ખેલવાની છે. બીજાને ઉપવાસની પ્રતિજ્ઞા લેવાનો અધિકાર નથી.

"પણ વાત તો એ છે કે શરીર પડી જવા વિષે આટલો ડર શો? મારું શરીર બચાવવાના મોહમાંથી નીકળી જવું જોઈએ. જપાની લોકોની હારાકિરીની રીત મને બહુ પસંદ છે. મોરોક્કોના આરબો ફ્રેંચ સિપાઈઓની તોપોના મોંમાં શા સારુ ધસ્યા હતા? એ આપઘાત કરતા હતા?"

મેં પૂછ્યું: "આ ચુકાદો તુચ્છ વસ્તુ છે. પણ સ્થાયી વસ્તુ અસ્પૃશ્યતાનો નાશ છે. ધારો કે અસ્પૃશ્યતાનો નાશ સ્પષ્ટ થયેલો દેખાય છતાં પેલા નાલાયકો એ ચુકાદો ન ફેરવે તોપણ આપ ઉપવાસ ન છોડો?"

બાપુ: "જરૂર છોડું. પણ આ સવાલ પૂછવો ન જોઈએ. અસ્પૃશ્યતાનો નાશ એ ચુકાદો ફરવા કરતાં વધારે મોટો ચમત્કાર છે. પણ આનો જવાબ જાહેર ન થઈ શકે, કારણ એની તો પ્રજા ઉપર ખોટી અસર થાય. મનમાં સમજી લેવા જેવી વાત છે."

રાત્રે જરાય થાક નહોતો. ૨૦૮ તાર કાંત્યા. સૂતા પછી કહે: "ઉપવાસમાં આકાશદર્શનનો જે લાભ ઉઠાવીશ તે અવર્ણનીય છે. તમે તો પરોક્ષ પુરાવો આપો છો પણ મારો પ્રત્યક્ષ અનુભવ છે. આ તારામંડળ જે શક્તિ ક્ષણે ક્ષણે રેડી રહ્યું છે તે આપણને ટકાવી રાખે છે. આ શક્તિ રેડાયાં કરતી હોય ત્યારે આપણે શા માટે કશાની ખોટ છે એમ માનીએ? સર જેમ્સ જીન્સ કહે છે કે અમે સાયંટિસ્ટ લોકો તો હજી કશું જાણી નથી શક્યા. આની અંદર તો અપાર શક્તિઓ ભરેલી છે."

સૂતાં સૂતાં કહે: "વલ્લભભાઈ, તમને એક ગમ્મતની વાત કરવાની રહી ગઈ. પેલો વિલિંગ્ડન, જયકર-સપ્રુને કહે: "Irwin foolishly yielded to that villain of a Bania, not I." "અર્વિન મૂર્ખો તે પેલા બદમાશ વાણિયાને નમ્યો, હું એમ ન કરું." એટલે જયકરને ભૂખ્યા વાઘની વાત યાદ આવી. એ મારા ઉપવાસ વિષે કશું જાણતો નહોતો!"

* * *

રેહાનાનો કાગળ તો 'કંઈ એક જાણે વ્રજની રે ગોપી' યાદ કરાવે એવો છે:

"બાપુજી, જબસે મૈંને સુના તબસે મૈં નાચતી રહી હૂઁ. પર દિલમેં ઇતની બેહદ-તેહા ખુશી થી કિ હલક ઔર જબાન દોનો બંદ હો ગયે. ક્યા લિખતી? યહ ચીઝ કામિલ હૈ. ઉસકી ક્યા તારીફ હો સકે? ઔર જબ આપકી સારી ઝિંદગી હી ગોયા મુજસ્સમ કુરબાની હૈ તો ફિર ઇસ આખરી કુરબાનીસે ક્યા તાજ્જુબ હો સકે? ઘડી આ ગઈ. આપકા યહ ઇરાદા તો મેરે લિયે કિરસનજીકી બાંસરી હી હૈ. ઉસકો સુનકર મૈં

નાચને લગૂં. ઇસમેં ભી કયા તાજ્જુબ? મૈં કુછ કહ ન સકતી ઔર અબ ભી મુઝે કુછ સૂઝ નહીં પડતી, મૈં સિર્ફ ઇતના જાનતી હૂઁ કિ આપ ઇસકે લિયે પૈદા હુયે થે. મૈં આઁખોંસે દેખ રહી હૂઁ કિ કિરસનજી અપના વાદા હરેક બાર કિસ ખૂબીસે પાલ રહે હૈં. ધરમ હક્રાહમેં હૈ, ઉનકો (કિરસનજીકો) આકર ઉસકો બચાના હિ થા. ઘડી આ ગઈ ઔર ધરમકે બચનેકે સબ સામાન તૈયાર હો ગયે. અબ કિરસનકે દિયે હુયે દિલસે ઉનકે ચમત્કાર દેખનેકા હી બાકી રહા. ઔર કયા? આપકી ઇસ કુરબાનીકો મૈં કુરબાની નહીં સમઝતી. બલ્કિ મુઝે તો યે નટરાજકા નાચ હી નાચ માલૂમ હોતા હૈ. જબ નટરાજ નાચે તો તમામ દુનિયાકો નાચના હી પડતા હૈ. હમ સબ નાચ રહે હૈં. બાપુ, આપને નાચકર હમકો નચા દિયા. હમારી દુઆએં હરઘડી બારગાહે ઇલાહીમેં પહુઁચતી હૈં. વહ ભી સુનતે સુનતે થક જાતે હોંગે! કયા કરેં બેચારે! ઉનકે બંદે ઉનકો ભી નચાતે રહતે હૈં. . . . .ને પરણામ ભિજવાયે હૈં. મૈં કયા ભેજૂઁ? મેરે જિસ્મકા, દિલકા દિમાગકા, ઝર્રેઝર્રા નાચ રહા હૈં. રોમ રોમ નાચ રહે હૈં. યહ મહોબ્બત ઔર ખુશીકા નાચ હૈ. આપકો ભેજ દૂઁ? મેરે દિલસે એક ભજન નિકલા હૈ સો ભેજ દૂઁ?

અહો મુરારી લે તૂને મુઝકો લુભા લિયો હૈ ચિડા ચિડા કર,
કિયો હૈ કોમલ હિરદયકો મોરે વિરહ—અગનમેં જલા જલા કર,
તુમ્હારી યુક્તિકો અંત નાહીં, અનંત ભી હૈં હમારી આહેં,
કભૂ હઁસાકર, હમેં રૂલાયેં, કભૂ હઁસાયે રૂલા રૂલા કર.
કભૂ તો ક્રોધ ઔર કભૂ તો પ્રીતિ, કભૂ નિકમ્મી કભૂ ચહેતી,
યે કૈસી તુમરી અનોખી રીતિ, હરાઈ મુઝકો સતા સતા કર.
કભૂ તો બાતેં પ્રિય મધુરી, કભૂ તો વાણી હો બંદ પૂરી,
કભૂ તો ઉંધો ઉત્તર દિયોરી, થકાઈ મુઝકો નચા નચા કર.
કહે હૈ રેહાન સુનો તો ભગવન્ હુઈ જો તુમ પર સદા સમર્પણ,
તો કયા ચેહી બાર મિલોગે મોહન, મરૂઁગી તુમકો બુલા બુલા કર?

નહીં? જવાબ જરૂર મિલેગા. જવાબ તો મિલ હી ગયા. આપકી યહ કુરબાની જવાબ નહીં તો કયા?"

ગઈ કાલે આંબેડકરનું સ્ટેટમેન્ટ વંચાતું હતું ત્યારે કહે: "મને એથી જરાયે ક્રોધ નથી થતો. એને એ બધું કહેવાનો અધિકાર છે. આજે એ જે.જે કરી રહ્યો છે, અંત્યજો. ચિડાઈને જે કરી રહ્યા છે, તેને હું લાગનો છું. આપણે બધા એ જ લાગના છીએ."

સવારે ભગવદ્‌ગીતાનો પાઠ કરવાની શરૂઆત કરતાં ધ્રુસકે ધ્રુસકે રોવાઈ જવાયું. ક્યાં મારા જેવો કુટિલ ખલ કામી એમના ઉપવાસના આરંભે ગીતાપાઠ કરનાર, એટલી જ લાગણી હતી.

બાર વાગ્યા એટલે રેહાનાબહેનનું પ્રિય ભજન "ઉઠ જાગ મુસાફિર ભોર ભઈ" ગાઈને ઉપવાસ શરૂ થયો એમ જાહેર કર્યું. કહે કે "ચુકાદા રૂપી ચીડિયાં ખેત ખાઈ રહી છે, આપણે ઊઠીને જાગીએ નહીં તો મરશું."

આ પછી એક વાગ્યે ડૉઈલ આવ્યા. એણે કહ્યું: "તમારો નિશ્ચય કાયમ છે?"

બાપુ કહે: "હા."

ત્યારે એ કહે: "સરકારે તમારે વિષે આ નિવેદન બહાર પાડવાનો નિશ્ચય કર્યો છે. સીમલામાં આજે એ નિવેદન થશે."

બાપુ કહે: "બરોબર. હું રાજી થયો, પણ તમારા ઉપર કામનો બોજો તૂટી પડવાનો." બીજી થોડી વાતો થઈ પણ તે મેં સાંભળી નહીં.

પછી દેવદાસની વાત નીકળી. ડૉઈલે પૂછ્યું: "તમારો દીકરો આવ્યો હતો તે ક્યાં જન્મેલો? એની ઉંમર?"

બાપુ કહે: "એ મેફિકિંગ ડે*ને દિવસે જન્મેલો. મારી સ્ત્રીની સુવાવડ મેં જ કરેલી. ડૉક્ટરને બોલાવું તે પહેલાં જ એને અતિશય વ્યથા થવા માંડી. મેં સુવાવડ કરાવી, નાળ કાપી અને બાળકને સાફ કર્યો ત્યાં ડૉક્ટર આવ્યો. ડૉક્ટરે કહ્યું બધું બરોબર થયું છે. બીજો છોકરો આફ્રિકા છે, ત્રીજો રામદાસ, ચોથો દેવદાસ. પહેલો તો ઊંધે રવાડે ચડેલો છે."

પછી પોતાના પૌત્ર કાંતિનો કાગળ આવેલો તે ડૉઈલે વીસાપુર મોકલેલો અને તેની તપાસ થઈ રહી છે તે વિષે હસતાં હસતાં કહે: "મારા પૌત્રનો કાગળ તમે વીસાપુર મોકલ્યો. મને તો એ મળ્યો જ નહીં એની એ ફરિયાદ કરે છે."

શેતાની રીતે મલકાઈને પેલો કહે: "અરે, એ તો તમારા પોતરાનું સર્ટિફિકેટ માનીને મેં રાખ્યો છે. અને એ મેં ગવર્નમેન્ટમાં બતાવ્યો કે જુઓ મારી જેલ કેવી ચાલે છે, તે વિષે આ ગાંધીના પોતરાનું સર્ટિફિકેટ છે!"

---

* મેફિકિંગ એ દક્ષિણ આફ્રિકાનું એક નાનું શહેર છે. એ બ્રિટિશોના કબજામાં હતું અને તેના ઉપર બોઅર લોકોનો ઘેરો ઘણા મહિના સુધી રહેલો. સને ૧૯૦૦ની ૧૭મી મેના રોજ એનો છુટકારો થયો. એ પ્રસંગ આખા ઇંગ્લંડમાં ખૂબ ધમાલ અને ઘોંઘાટથી ઊજવવામાં આવ્યો હતો. —સં૦

પછી એણે પૂછ્યું: "બીજું જે કાંઈ કહેવાનું હોય તે કહો." એટલે બાપુએ મથુરાદાસની વાત કાઢી. "એ છોકરો પેરોલ ઉપર છૂટવાની માગણી કરે છે. મેં એને ના લખી છે, પણ આ દિવસોમાં એવાં મારાં બાળકોને મને લખવાની છૂટ હોય, અને બેલગામવાળા વખતસર કાગળ આપે એટલું કરો તો સારું."

પેલો પૂછે: "તમારે મથુરાદાસને મળવું છે?" બાપુ: "ના, મથુરાદાસને મળવાની જરૂર નથી. એણે ત્યાં જ રહેવું જોઈએ."

ડોઈલ: "એ તો ઠીક, મથુરાદાસને માટે જ નથી કહેતો; પણ તમારી શાંતિને માટે જે કરવા જેવું હોય તે કરવા તૈયાર છું."

બાપુ: "ના, ના. આટલા કાગળ લખવાની છૂટ હોય એટલે બસ. પણ એક વાત કહું: મીરા મારે માટે કેટલી બધી ઘેલી છે તે તમે જાણો છો. કાલે આ એનો કાગળ આવ્યો ત્યારે મને ઘડીક તો થયું કે ગવર્નરને લખું કે તમારી કેવી હલકાઈ કે આવી એક એડમિરલની છોકરી, તેને તમે આટલી આટલી ઝુરાવો અને મને ન મળી શકે? પછી મેં જ મનમાં નિશ્ચય કર્યો કે ના જીવ, એ મારી પાસે આવી છે તો આગમાં હોમાવા. એણે હોમાવું જોઈએ અને ઝેરમાં અમૃતના ઘૂંટડા લેવા જોઈએ. એ પ્રમાણે મેં લખ્યું."

ડોઈલને કાગળ બતાવ્યો. ડોઈલ કહે: "હું સરકારને કાને આ વાત પહોંચાડીશ."

નરહરિને:

"તમને ઉપવાસનો ક્ષોભ ન હોવો જોઈએ. જેની ઝંખના હતી તે ઘેર બેઠાં પ્રભુએ મોકલ્યું છે. માગેલું મળે તેનો શોક
૨૧-૯-'૩૨ ન જ હોય. અમે ત્રણે આનંદમાં છીએ ને પ્રભુની લીલા નિહાળી નાચવાનો પ્રયત્ન કરીએ છીએ. નાચતાં હજુ પૂરું આવડ્યું તો નથી. મને લખવાની રજા મેળવી છે એટલે લખજો."

મણિને:

"તને આશ્વાસનની જરૂર હોય કે? ખબરદાર, એક પણ આંસુ ઢાળ્યું છે તો. જે સદ્ભાગ્ય મને મળ્યું છે તે કોઈને જ ક્યારેક પ્રાપ્ત થાય છે. એથી રાચવું હોય, રોવું હોય જ નહીં. તારે ને તારા જેવા સારુ ઉપવાસ નથી, પણ પૂર્ણ તન્મયતાપૂર્વક કર્તવ્યપાલન છે. મને જ્યારે લખવું હોય ત્યારે લખવાની છૂટ મેળવી છે, એટલે મને લખજે."

મથુરાદાસને :

"તારા તારમાંથી તારો ઉકળાટ જોઈ શક્યો છું. મારો તાર પહોંચ્યો હશે. તને મેં જ્ઞાની કલ્પ્યો છે અને તેવો જ નીવડજે. મારી જેલવાળા તને આ કાગળ વહેલો જ પહોંચાડશે ને જવાબ લખવાની રજા આપશે એમ પ્રબંધ કર્યો છે. તું જાણે છે કે તને મારી નીતિનો ચોકીદાર ગણું છું. એ તારો અધિકાર અને ધર્મ બરોબર બજાવજે. જો તને પગલું પસંદ પડયું હોય તો એ કેવળ ઉત્સવનો પ્રસંગ છે એ તો સમજાઈ ગયું હોવું જોઈએ. મને પેટ ભરીને લખજે."

કિશોરલાલને :

"તમને મારું પગલું નીતિમય લાગ્યું કે નહીં તે જાણવાની ઇચ્છા તો રહે જ. નાથને શંકા છે. તેને મેં ઉત્તર વાળ્યો છે. તમે વિચાર્યું હોય તો લખજો. પગલું ધર્મને અનુસરતું જણાયું હોય તો તે આપણે સારુ આનંદોત્સવ છે એ તો સમજાયું જ હશે.

"વલ્લભભાઈના સંસ્કૃત વિષે તમને જે ભય છે તેને સારુ કારણ નથી. વલ્લભભાઈની ખેડૂતી ગુજરાતી તેની પાસેથી કોઈ હરી જ ન શકે. એ પ્રવાહને સંસ્કૃત વધારે મજબૂત કરશે. અને આ વખતે ભગીરથ પ્રયત્ન કરે છે તે જ આપણે તો વધાવી લેવાની વસ્તુ છે. એની અસર વિદ્યાર્થીઓ ઉપર પડ્યા વિના નહીં રહે. સંસ્કૃત આપણી ભાષાને સારુ ગંગા નદી છે. એ સુકાય તો ભાષાઓ નિર્માલ્ય થઈ જાય, એમ મને લાગ્યાં જ કરે છે. એનું સામાન્ય જ્ઞાન આવશ્યક છે એમ ભાસે છે."

જેરામદાસને :

"I know how you must be feeling over this penance. But you are brave enough to perceive that this is no occasion for sorrow but for joy. Many of us may have to die before this monster of untouchability is finally destroyed. You should be filled with joy that a comrade has entered the fiery gate. It is well if I come out unhurt; it is equally well, if not better, if the fire consumes me. God has guided my steps. This will be done to the very end."

"આ તપશ્ચર્યાથી તમને કેવું લાગતું હશે તે હું સમજું છું. પરંતુ આ પ્રસંગ શોકનો નહીં પણ આનંદનો છે એટલું સમજવા જેટલા તમે બહાદુર છો જ. આ અસ્પૃશ્યતારૂપી રાક્ષસીનો વિનાશ થાય તે પહેલાં આપણે ઘણાએ મરવું પડશે. એક સાથીને અગ્નિપ્રવેશ કરવાની તક મળી

છે તેથી તમને આનંદ થવો જોઈએ. કશી આંચ આવ્યા વિના એમાંથી હું બહાર નીકળું તો સારું છે. પણ એ અગ્નિ મને બાળીને ભસ્મ કરી નાખે તે વધારે સારું નહીં તો એટલું સારું તો છે જ. ઈશ્વર મને દોરી રહ્યો છે અને અંત સુધી દોરશે."

જમનાલાલજીને :

"તમે કોઈ મૂંઝાતા નહીં હો. તમારે તો નાચવું જ જોઈએ. તમે જેને બાપ નિરધાર્યો છે તે તમારા પ્રિય કામને સારુ પૂર્ણાહુતિ આપે એ તમારે સારુ તો ઉત્સવ જ હોય. જાનકી મૈયાની સાથે મારો વિનોદ ચાલી રહ્યો છે."

મણિલાલ (કોઠારી) ને :

"સરદાર કહે છે કે મારા પટ્ટશિષ્યને તો નોખો કાગળ લખ્યે જ છૂટકો છે. હું કહું છું, જમનાલાલજીમાં મણિલાલ સમાઈ જાય. એટલે મારી સામે લાલ આંખ કરે છે અને કહે છે, જમનાલાલજી ને બીજા બધા મણિલાલમાં સમાય, પણ મણિલાલ કોઈમાં ન જ સમાય. હું કહું છું, એમ નથી. મણિલાલ તો અહિંસાના પૂજારી હોવાથી બધામાં સમાઈ જાય. તેનામાં કોઈ પણ સમાય એમ એ ઇચ્છે જ નહીં. હવે આ અમારી ખોલીમાં પડેલો કજિયો તો તમે જ મટાડી શકો. જોજો ઇન્સાફ આપજો. કોણ સાચું, સરદાર કે હું? અને જ્યાં આવા સંવાદ ચાલતા હોય ત્યાં જૈનને ભાવતા અનશનના વિચારમાં આપણે પડીએ પણ શાને?

"અમારી મજાનું માપ આ કાગળમાંથી કાઢી શકશો. રોવાની સખત મનાઈ છે."

ફૂલચંદને :

"ઉપવાસનું સાંભળીને સહુને ફુલાવાનું હોય, રોવાનું ન જ હોય. આવો શુભ અવસર ક્યાંથી? મારું જોઈને કોઈ ઉપવાસમાં ન પડે. સહુ પોતાનો અવસર આવ્યે બળી મરે. ન મરે તે માટી શાનો? અત્યારે તો તમારે બધાએ વધારે જાગ્રત, વધારે કર્તવ્યપરાયણ, ને એવાં બલિદાનને સારુ શુદ્ધ થવા વધારે પ્રયત્નશીલ થવાનું છે."

રાજાજી, રાજેન્દ્રબાબુ વગેરેની સાથે ખૂબ વાતો કરી. એમના મન ઉપર એક વાત બહુ જ સ્પષ્ટતાથી ઠસાવી. તે એ કે તમારે સમયપત્રક નક્કી કરવું. અમુક વખતે તો નિર્ણય ઉપર આવવું જ છે, અમુક નિર્ણય કર્યો છે તે ઉપરથી ગમે તે થાય તો ચસવું નથી, અને આંબેડકરની ખુશામત છોડવી છે. એ ન માને તો તરત જ બાકીના માણસોએ ઠરાવ

ઘડી, એ વધારેમાં વધારે બહુમતીનો અભિપ્રાય છે એવો વડાપ્રધાનને તાર કરવો. એની પાસે ચુકાદો બદલવાની માગણી કરવી, અને દેશમાંથી સ્થળે સ્થળેથી માગણી કરાવવી.

૨૨-૯-'૩૨ કાલે સાંજે બાપુને બહુ અશક્તિ હોય એમ મને લાગેલું. પણ આજે સવારે તો સાવ તાજા હતા અને અમારી સાથે બહુ જ ઉત્સાહ અને આવેશપૂર્વક વાતો કરી. આંબેડકરની સાથે મસલત કરીને ઘડેલી યોજનાનો એક ભાગ ખૂબ ચર્ચા પછી અમને ઠીક ખખડાવ્યા અને કહ્યું : "તમે ખૂબ સમજી લો, મારો વિરોધ કરવો ઘટે તો વિરોધ કરો અને વિરોધ ન હોય તો બીજાઓની સાથે ઝઘડો."

રાજાજી, રાજેન્દ્રબાબુ વગેરે આવ્યા. તેમની સાથે એ જ વસ્તુની ચર્ચા થઈ કે એક બેઠક માટે ત્રણ કે ચાર ઉમેદવારોની પ્રાથમિક ચૂંટણી અલગ મતદારમંડળથી કરવાની યોજના થોડી નહીં પણ બધી જ બેઠકોને લાગુ પાડવી જોઈએ.

રાજાજી માણસ ભારે વિવેકી અને વિનયી લાગ્યા. આંબેડકર અને એને બારમો ચંદ્રમા કેમ છે તે સમજાય છે. આ માણસનું હાડ હિંદુ છે, પેલા માણસનું હાડ નાસ્તિકનું છે.

તેજબહાદુર અને જયકર સાથે એ જ વિષય ઉપર વાતો કરી બંનેને પોતાના મતના કરી લીધા. માત્ર રાજાજી અને રાજેન્દ્રબાબુને બધી બેઠકો માટેની પ્રાથમિક ચૂંટણી અલગ હોય એ વાત ગળે ન ઊતરી : "ગમે તે ભોગે અમે તમને બચાવવા ઇચ્છીએ છીએ. કારણ તમારા બચવામાં અસ્પૃશ્યોનો બચાવ છે. એટલે હવે તમે બચો એ માટે તમારે જે કરવું ઘટે તે કરજો."

સાંજે આંબેડકર તેમના ત્રણ અનુયાયીઓ સાથે આવ્યા. એ માણસની ઉદ્ધતાઈનું પૂરેપૂરું પ્રદર્શન થયું. ઉદ્ધતાઈ તો ફરી ફરીને તેના બોલમાં આવતી હતી : "દેશમાં બે ભિન્ન ભિન્ન વિચારધારાવાળા લોકો છે એ આપણે ગૃહીત કરીને ચાલવું જોઈએ અને મને મારો બદલો મળવો જોઈએ. મને બીજી રીતે બદલો મળી રહે એવી સ્પષ્ટ સમજૂતી થાય એમ હું માગું છું. ચુકાદામાં મને ૭૧ જગ્યાઓ મળે છે. એ સાચો, સારો અને ચોક્કસ હિસ્સો છે. ("તમારા વિચાર પ્રમાણે" — બાપુ). તે ઉપરાંત સામાન્ય મતદારમંડળમાં મત આપવાનો અને ઉમેદવાર તરીકે ઊભા રહેવાનો મને હક મળે છે. વળી મજૂરોના મતદારમંડળમાં પણ મને મત મળે

છે. અમે એટલું સમજીએ છીએ કે તમે અમને ભારે મદદ કરનારા છો. ("તમને નહીં" — બાપુ). પણ તમારી સાથે મારો એક જ ઝઘડો છે. તમે કેવળ અમારે માટે નહીં, પણ કહેવાતાં રાષ્ટ્રીય હિતો માટે કામ કરો છો. કેવળ અમારે માટે કામ કરો તો તો અમારા લાડીલા વીર ( Hero ) તમે બનો. ("એ તો ભારે સુંદર" — બાપુ). મારે તો મારી કોમ માટે રાજદ્વારી સત્તા જોઈએ છે. અમારે જીવતા રહેવા માટે એ અનિવાર્ય છે. એટલે મારા સમાધાનનો પાયો મને યોગ્ય બદલો મળે એ છે. હું હિંદુઓને કહેવા ઇચ્છું છું કે મારા બદલાની મને ખાતરી મળવી જોઈએ."

બાપુ: "તમારી સ્થિતિ તમે બહુ સુંદર રીતે સ્પષ્ટ કરી છે. પણ હું તમને એક પ્રશ્ન પૂછવા માગું છું. તમે કહ્યું કે દલિતવર્ગમાં બીજો કોઈ ખરો પક્ષ હોય તો તેને પણ આગળ આવવા માટે પૂરેપૂરો અવકાશ હોવો જોઈએ. એટલે એ લોકો અલગ પ્રાથમિક ચૂંટણીઓ વિના સંયુક્ત મતદાર-મંડળની શરત ન સ્વીકારે એ તદ્દન વાજબી છે. મને જે નથી ગમતું એ તો એ છે કે આવા સ્વરૂપની એક અલગ ચૂંટણી હોવી જોઈએ એમ તમે કેમ કહ્યું નથી? આ વસ્તુનો મેં જ્યાં સુધી અભ્યાસ કર્યો છે ત્યાં સુધી મને લાગે છે કે અલગ પ્રાથમિક ચૂંટણીનો હું સ્વીકાર કરું તેમાં મારી પ્રતિજ્ઞાના શબ્દાર્થનો ભંગ થતો નથી. એટલે હું એ શરત મંજૂર રાખું પણ એની ભાષા મારે ચોક્કસ તપાસવી પડે. અત્યારે તો હું એટલું જ કહું છું કે અલગ પ્રાથમિક ચૂંટણીનો વિચાર મારી પ્રતિજ્ઞાથી વિરુદ્ધ નથી. પણ એમાં તમે ત્રણનું જ પૅનલ* રાખવાનું કહો છો એમાં મને કંઈક ગંધ આવે છે. પડખું ફેરવવાની

---

* જેટલી બેઠકો હરિજનો માટે ખાસ અનામત રાખી હોય તે દરેક બેઠક માટે અમુક હરિજન ઉમેદવારોની ચૂંટણી પ્રથમ એકલા હરિજન મતદારો જ કરે એ અલગ પ્રાથમિક ચૂંટણી. એવી રીતે ચૂંટાયેલા ઉમેદવારોમાંથી જ સંયુક્ત મતદારમંડળ પ્રતિનિધિ ચૂંટી કાઢે. દરેક બેઠક માટે ત્રણ ચાર કે પાંચ, જેટલા ઉમેદવારોને ચૂંટવામાં આવે એટલાની એક પૅનલ કહેવાય. અહીં હરિજન મતદારો પોતાની અલગ પ્રાથમિક ચૂંટણીમાં એક બેઠક માટે ત્રણ ઉમેદવારો ચૂંટે કે પાંચ એ વિવાદનો પ્રશ્ન છે. આંબેડકર ત્રણ કહે છે, બીજાઓ પાંચ કહેતા હતા. છેવટે સમાધાનમાં ચારની સંખ્યા નક્કી થઈ.

બીજો મુદ્દો એ હતો કે ચુકાદામાં ઠરાવેલી બેઠકો ઉપરાંતની જે બેઠકો આ સમાધાનથી આપવામાં આવે તેટલી બેઠકો પૂરતી જ આવી બેવડી ચૂંટણી કરવામાં આવે. ચુકાદામાં ઠરાવાયેલી સંખ્યાની ચૂંટણી તો સંયુક્ત મતદારમંડળથી જ સીધી થાય. આંબેડકર આ વસ્તુ સ્વીકારવા તૈયાર થતા હતા પણ ગાંધીજીનો સ્વેચ્છાએ બનેલા હરિજન તરીકે વાંધો હતો કે જો બેવડી ચૂંટણીની પદ્ધતિ દાખલ કરવી હોય તો તમામ બેઠકો માટે એ પદ્ધતિ હોવી જોઈએ. — સં૦

પણ પૂરતી જગ્યા એમાં મને મળતી નથી. વળી તમે તો અમુક એકકો માટે જ એ જુદી જુદી ચૂંટણીઓનો વિચાર કરો છો. એ રીતે બન્ને પક્ષને સંતોષો છો. એક ચૂંટણી એકલા હરિજન મતદારો તરફથી પ્રાથમિક સ્વરૂપની થાય અને બીજી સંયુક્ત મતદારમંડળથી થાય. મારે એક પક્ષનું હિત નહીં પણ આખી અસ્પૃશ્ય કોમનું હિત આંખમાં તેલ આંજીને સાચવવું છે. મારે અસ્પૃશ્યોની સેવા કરવી છે. તેથી જ તમારી સામે મને જરાયે રોષ નથી. તમે કોઈ અપમાનજનક અથવા તો ક્રોધજનક શબ્દ વાપરો છો ત્યારે મારા દિલને તો હું એમ જ કહું છું કે તું એ જ લાગનો છે. તમે મારા મોં ઉપર થૂંકો તોપણ હું ગુસ્સો ન કરું. ઈશ્વરને સાક્ષી રાખીને હું આ કહું છું, એટલા જ માટે કે તમને જીવનમાં બહુ કડવા અનુભવો થયા છે એ હું જાણું છું. પણ મારો દાવો અસાધારણ છે. તમે તો અસ્પૃશ્ય જન્મેલા છો, પણ હું સ્વેચ્છાથી અસ્પૃશ્ય બનેલો છું. અને એ કોમમાં નવા દાખલ થયેલા તરીકે એ કોમના હિત માટે એ કોમના જૂના માણસોને લાગે તેના કરતાં મને વધારે લાગે છે. અત્યારે મારી નજર સામે મૂંગા અસ્પૃશ્યો — દક્ષિણ હિંદુસ્તાનના 'અગમ્યો' (unapproachables) અને 'અદૃશ્યો' (unseeables) ઊભા છે. એ લાગણીથી આ યોજનાને હું તપાસું છું કે એમાં આ બધાનું શું થવાનું છે? તમે તો કહેશો, 'એની શું કામ ચિંતા કરો છો? અમે બધા ખ્રિસ્તી અથવા મુસલમાન થઈ જઈશું.' હું કહું છું કે મારો દેહ પડે ત્યાર પછી તમારે જે કરવું હોય તે કરજો. આ યોજના વિષે હું કહું છું કે દલિત વર્ગોને માટે જો એ સારી હોય તો એ અખંડ સારી હોવી જોઈએ. શરૂઆતથી જ આવા બે વિભાગ પાડી નાખવામાં આવે એ મને પસંદ નથી. અસ્પૃશ્યો બધા એક અને અખંડ હશે તો સનાતનીઓના કિલ્લાને સુરંગ ચાંપીને હું ઉડાવી દઈ શકીશ અને જમીનદોસ્ત કરી નાખીશ. આખો અસ્પૃશ્ય સમાજ એક અવાજે સનાતનીઓની સામે બંડ કરે એ હું માગું છું. જ્યાં સુધી નિમણૂક કરવાનું તમારા હાથમાં છે ત્યાં સુધી સંખ્યાની પરવા તમારે ન રાખવી જોઈએ. હું તો જીવનભરનો પ્રજામતવાદી છું. મારી ભસ્મ હવામાં ઊડતી થઈ જશે અથવા જો એમ બનવાનું હોય ને ગંગાજીમાં પધરાવવામાં આવશે ત્યાર પછી આખી દુનિયા કબૂલ કરવાની છે કે પ્રજામતવાદીઓમાં હું શિરોમણિ હતો. હું આ અભિમાનથી નથી કહેતો પણ નમ્રતાપૂર્વક સત્યનું ઉચ્ચારણ કરું છું. બાર વરસની કુમળી વયે પ્રજાશાસનનો પાઠ હું ભણ્યો છું. અમારા ઘરના ભંગીને અસ્પૃશ્ય ગણવા માટે મારી મા સાથે મેં ઝઘડો કરેલો. તે દિવસે ભંગીના રૂપમાં ઈશ્વરને

અવતરતા મેં જોયા. તમે જ્યારે કહ્યું કે અસ્પૃશ્યોનું હિત મને મારી જિંદગી કરતાં વધારે વહાલું છે ત્યારે તમે ભગવાનનો બોલ બોલ્યા. હવે સચ્ચાઈથી એને વળગી રહેજો. તમારે મારી જિંદગીની પરવા ન કરવી જોઈએ. પણ અસ્પૃશ્યોને ખોટા ન નીવડશો. મારા મરણથી મારું કામ કાંઈ મરવાનું નથી. પરિષદને એક સંદેશો આપવાનું મેં મારા દીકરાને કહ્યું છે. તેમાં મેં એને કહ્યું કે મારી જિંદગી જોખમાય તે ખાતર અસ્પૃશ્યોનું હિત જતું કરવાની લાલચમાં તું ન ફસાતો. અને મારી ખાતરી છે કે હું મરીશ તો મારી પાછળ મારો દીકરો પણ મરશે. એ એકલો જ નહીં પણ બીજા ઘણા મરશે. કારણ મારે એક દીકરો નથી પણ હજારો દીકરા છે. હિંદુ ધર્મની આબરૂ બચાવવાને ખાતર જો એ પોતાના પ્રાણ ન આપે તો એ મારો લાયક દીકરો ન ગણાય. અને હિંદુ ધર્મની આબરૂ અસ્પૃશ્યતાને જડમૂળથી ઉખાડી નાખ્યા સિવાય બચવાની નથી. એ ત્યારે જ થશે, જ્યારે અસ્પૃશ્યોને દરેકેદરેક બાબતમાં સ્પૃશ્ય હિંદુઓના જેટલો દરજ્જો મળશે. અત્યારે જે 'અદૃશ્ય' ગણાય છે તેને પણ હિંદુસ્તાનના વાઇસરૉય થવાનો પૂરો અવકાશ હોવો જોઈએ. હિંદુસ્તાનમાં આવ્યા પછી મેં પહેલું રાજદ્વારી ભાષણ કર્યું તેમાં કહ્યું હતું કે મારે તો કોઈ ભંગીને કૉંગ્રેસનો પ્રમુખ બનાવવો છે.

"એટલે હું તમને અપીલ કરું છું કે તમે રકઝક ન કરો. જોવીયે ન ગમે એવી ભૂંડી ચીજ મારી પાસે ન લાવો. મારી પાસે તો એવી સુંદર ભેટ લાવો જેથી સ્વેચ્છાએ મરણપથારીએ પડેલા આ માણસના જીવમાં કાંઈ ચેતન આવે. પણ એમ તમે તો જ કરો, જો તમને લાગતું હોય કે મારા સહકારની કાંઈ કિંમત છે."

પછી નીચે પ્રમાણે નિવેદન લખાવ્યું:

"ડૉ. આંબેડકરે પ્રાથમિક ચૂંટણીની જે પદ્ધતિ મને સમજાવી છે અને જે મને આપવામાં આવેલી યોજનાની કલમ ૪માં દર્શાવાયેલી છે તેમાં મારી પ્રતિજ્ઞાની દૃષ્ટિએ હું કાંઈ વાંધો જોતો નથી. પરંતુ કોઈ પણ યોજના હું છેવટની સ્વીકારું તે પહેલાં એ આખી વસ્તુ સ્પષ્ટ ભાષામાં મુકાયેલી જોવાનું મને ગમે. પછી હું કલમ ૪ ઉપર મારો છેવટનો અભિપ્રાય આપી શકું. તેની ભાષા મને ગમતી નથી. તેમાં ઘણા ફેરફાર કરવાની જરૂર છે. એ કલમના કેટલાક ભાગ સામે તેમ જ તેની ભાષા સામે મારા જે મુખ્ય વાંધા છે તે મેં સમજાવ્યા છે.

"મારા વાંધા: (૧) પ્રાથમિક ચૂંટણીની પદ્ધતિ તથા ખાસ અનામત બેઠકો દસ વર્ષ પછી આપોઆપ બંધ થાય. (૨) વસ્તીની સંખ્યા લોધિયન

કમિટીના હેવાલ પ્રમાણે નક્કી કરવામાં આવે. બ વિભાગની સામે એવડો વાંધો છે. જે હેતુ માટે હું આ મરણપથારીએ પડ્યો છું એ હેતુને એ નગણ્ય કરી નાખે છે એટલું જ નહીં પણ રાષ્ટ્રને ભારે નુકસાન પહોંચાડે છે.

"બીજા મુદ્દાઓની બાબતમાં તો તમારે હિંદુ કોમને એની આબરૂ ઉપર છોડવી જોઈએ. મરણપથારીએ પડેલા માણસને જે કરવું ન શોભે એવું કશું કરવાનું તમે મને કહેશો નહીં. હું જો મારા મુદ્દામાંથી ચસું તો હું જાણું છું કે રાષ્ટ્રનું સત્યાનાશ વળે."

આજે સવારે બા આવ્યાં. બા બાપુને પગે લાગ્યાં. બાપુએ હાથ પકડી પાસે ખેંચ્યાં, એટલે બા કહે: "આ શો ઢોંગ માંડ્યો છે?"

બાપુ કહે: "કેમ મારી સાથે મરવું છે ના?"

બા: "ના, હું શું કરવા ઉપવાસ કરું? તમે ઉપવાસ છોડો. ભગવાન તમારી પાસે ઉપવાસ છોડાવે."

પછી બાપુ કહે: "તારાં તો ડાચાં બેસી ગયાં છે. જો, મારા કરતાં પણ તું નબળી દેખાય છે. એનો અર્થ એમ છે કે ભંડારી મને સારી રીતે રાખે છે અને તને અડવાની સારી રીતે રાખતા નહોતા."

બા: "ના, એ તો સિંધી છે, પંજાબી કરતાં સિંધી સારા."

ભંડારી: "એમ બોલો છો કે! એ તો મને અન્યાય કહેવાય."

૨૩-૯-'૩૨ બાપુને આજે પૂનાના વહોરાઓનું એક પ્રતિનિધિમંડળ મળવા આવ્યું હતું. બિચારા સૂતરનો હાર લાવ્યા હતા અને અપીલ લખી લાવ્યા હતા કે અસ્પૃશ્યો સિવાય પણ બીજા ઘણા છે. એ લોકોના રક્ષણની ખાતર પણ તમે જીવો અને ઉપવાસ છોડો. બોલતાં બોલતાં એક માણસને ડૂમો ભરાઈ આવ્યો. બીજા કેટલાક તો રોતા હતા. બાપુના ઉપર બહુ અસર થઈ અને બોલ્યા: "તમે ઊંડો વિચાર કરશો તો જોશો કે આ જગતની અંદર કોઈ પણ કામ પ્રાણ આપ્યા વિના થઈ શકતું નથી. તમારો મારી ઉપરનો પ્રેમ મારી દૃઢતાને લીધે છે, પ્રાણ છોડવાની મારી શક્તિની ઉપર અવલંબેલો છે. એટલે તમે જે મને ચાહો છો તે મને જતો કરો. મારી જિંદગી ખુદાના હાથમાં પડી છે. હું ઇચ્છું તોપણ ન જઈ શકું, અને જવાનો હોઉં તો ભલભલા તબીબો આવે તે પણ મને ન જિવાડી શકે. હું સાચી વસ્તુ માટે મર્યો એમ તમે સાક્ષી આપશો તો એ મોટી વાત છે. આ જે કલંકને માટે હું ઉપવાસ કરી રહ્યો છું તે કલંક હિંદુ ધર્મ ઉપર જ છે

એમ નથી, પણ આખા હિંદુસ્તાન ઉપર છે. કારણ કે આખું હિંદુસ્તાન એ કલંકનું ગવાહ છે. એટલે તમારે બધાએ એ બંદગી કરવી કે ગાંધીએ લીધેલું વ્રત પાર પાડજે. હિંદુ માટે મુસલમાન ઇબાદત ન કરી શકે અને મુસલમાન માટે હિંદુ ઇબાદત ન કરી શકે એવું કશું જ નથી. એ જાતની માન્યતા એ ધાતંગ છે."

બાપુ આ દૃશ્યથી ખુશ ખુશ થઈ ગયા. મિસિસ નાયડુને કહે: "આ દૃશ્ય ભવ્ય ગણાય."

* * *

આજે આખી કમિટી આંબેડકરને લઈને ચાર વાગ્યે આવવાની હતી. પછી ટેલિફોન આવ્યો: છ-સાડા છ વાગ્યે આવશે. પછી સાડા સાત વાગ્યે આવશે એવો ટેલિફોન આવ્યો. એટલે બાપુ કહે: "આ તો કોઈ મરવા પડેલા દર્દીની ખબર ઘડીએ ઘડીએ આવતી હોય એમ ખબર આવે છે. હું મરવા પડેલો દર્દી નથી પણ પેલી સમજૂતી મરવા પડેલી જણાય છે."

બિરલા નવ વાગ્યે આવ્યા અને કહેવા લાગ્યા: "માત્ર રેફરેન્ડમની ઉપર અમે જુદા પડ્યા છીએ. મને એ મહત્ત્વનું નથી લાગતું એટલે એની ઉપર આપણે તોડી ન શકીએ."

બાપુને આશ્ચર્ય થયું. પછી કહ્યું: "તમે કાંઈ સમયપત્રક કર્યું છે કે નહીં? જેટલી વખત બદલતા જાઓ છો તેટલી વાર વ્રત તૂટે છે. એના કરતાં મને જતો કેમ નથી કરતા?"

બધું ટોળું સાડાનવ વાગ્યે આવ્યું. ડૉક્ટરો લાંબી વાત કે ચર્ચાની વિરુદ્ધ હતા. પણ બાપુએ તો આંબેડકરને કહ્યું: "મારી જરાય દયા ખાશો નહીં." આંબેડકરે પોતાનો કેસ સમજાવ્યો: "અમારે તો હિંદુઓ ઉપર સજાની કલમ રાખવી છે કે અમારાં દુ:ખો એ લોકો દૂર ન કરે તો હરિજનોની મતગણતરી (રેફરેન્ડમ) માગીએ; એવા રેફરેન્ડમમાં તમને વાંધો શો હોય? તમે તો મુસલમાનને માટે પણ એવું સ્વીકાર્યું હતું."

બાપુ કહે: "તમે તમારી વાત બહુ સરસ રીતે સ્પષ્ટ કરી. એ તમારી સ્પષ્ટતા મને ગમે છે. તમે હિંદુઓ ઉપર તલવાર લટકતી રાખો એ પણ મને ગમે છે. શા માટે ન રાખો? તમારો અવિશ્વાસ એમાં રહેલો છે. પણ જો તમે ન્યાયથી જોશો તો તમારે પંદર વરસ સુધી એ તલવાર શા સારુ લટકાવવી જોઈએ? હિંદુઓ તમારી સાથે બરોબર રીતે વર્તે છે કે નહીં એ તો તમને એક વરસમાં જ ખબર પડી જવી જોઈએ. એને માટે પંદર વરસની રાહ શા સારુ જોવી પડે? કાં તો તમે

અમને અમારી આબરૂ ઉપર મૂકો અથવા ન મૂકો. જો વિશ્વાસ હોય તો તો તમને એક વરસ પછીની મતગણતરી (હરિજનોની)થી ચાલવું જોઈએ. બહુ બહુ તો પાંચ વરસની મુદત રાખો. પણ લાંબા ગાળાની તમે વાત કરો છો તે તમે મનમાં ભેદ રાખીને કરો છો એમ જ કહેવાય. તમારી સામે મારો મોટામાં મોટો આરોપ એ છે કે તમે સામી બાજુને એની આબરૂ ઉપર છોડવા તૈયાર નથી. તમે ઝનૂની છો, પણ સામાની આબરૂ ઉપર પણ વિશ્વાસ રાખવાને તૈયાર નથી, એ અસહ્ય છે. એ વિશ્વાસ રાખો તો તમે હમણાં રેફરેન્ડમ લો, નહીં તો નવી ચૂંટણી પછી એક વરસમાં રેફરેન્ડમ લો, અને તેમાં અમે હારીએ તો ફરી પાછા પાંચ વરસે રેફરેન્ડમ લેવાય. બાકી પંદર વરસની વાત ખોટી છે. આટલી વાત કરીને હું તમને અપીલ કરું છું કે તમે એ સમજવાનો પ્રયત્ન કરો. પંદર વરસ કે દસ વરસ તમે ઝઘડો લંબાવશો કે પાંચ વરસમાં શાંત કરી દેશો? હિંદુ તરીકે નહીં, પણ હિંદી તરીકે, અને અવર્ણ તરીકે, અને એક મનુષ્ય તરીકે. પણ હું કહું કે આ વસ્તુ તમને અપીલ થવી જોઈએ. જો મારી પૂરી સચ્ચાઈની તમારી ઉપર કશી અસર થતી હોય તો હું કહું કે અમારી આબરૂ ઉપર અમને છોડો.”

આંબેડકરની પાસે આનો જવાબ નહોતો. એ ચૂપ થયો. બસ હવે કાલે આવશું કહીને ઊઠ્યા.

“આટલી સાદી વાત તમે કેમ ન સમજાવી શક્યા?” એમ કહીને બાપુ રાજાજીને વઢ્યા. રાજાજી કહે: “એ તો એ સ્વીકારે એમ નહોતું.” એટલે બાપુ કહે: “ત્યારે તમારે મને ફેંકી દેવો જોઈતો હતો. એ ન માને, ન માને એવી શું વાતો કર્યાં કરો છો?” દેવદાસને પણ કહ્યું કે તેં કશું સમજાવ્યું નથી?

બધા ગયા પછી મેં બાપુને કહ્યું: “તમે દેવદાસ ઉપર નાહકના ચિડાયા. એ તો મીટિંગમાં મોટો ખળભળાટ કરીને આવ્યો હતો. એણે તો બધાને રડાવ્યા હતા, પોતે પણ રડ્યો અને કહ્યું કે મારા બાપે છ મહિના પછી અસ્પૃશ્યો માટે મરવાની પ્રતિજ્ઞા ઊભી રાખીને રેફરેન્ડમનો હક આપેલો જ છે.”

બાપુ કહે: “દેવદાસને બોલાવો. મારે એક મિનિટ જ કામ છે.” મેં દેવદાસને બોલાવ્યો. બસ દેવદાસ આવ્યો એટલે તો બાપદીકરો અડોઅડ મોં લાવીને રોયા! પછી શાંત થઈ બાપુ કહે: “મારાથી આવા ધાર્મિક વ્રતમાં ક્રોધ કેમ જ કરાયો? મેં તને અન્યાય કર્યો. તું તો મને માફ

કરશે, પણ ભગવાન મને શી રીતે માફ કરશે? રાજાજી અને બીજાને પણ કહેજે કે મારે એમની માફી માગવાની છે." પછી આખી યોજના બાપુએ પાછી દેવદાસને સમજાવી.

આજે સવારે 'द्यूतं छलयतामस्मि' યાદ કરીને પાછા કહે છે કે "એ દ્યૂત રમનારા છલકારી માણસોમાં — મૅકડોનલ્ડ આદિમાં — પણ ભગવાન છે. એ દ્યૂત ભગવાન નથી પણ ભગવાન એ દ્યૂતમાં પ્રવેશે છે. એટલે તેમાં એનો અંશ આવે છે, જેમ મેલું પાણી ગંગામાં ભળે અને પવિત્ર થાય છે તેમ."

૨૪-૯-'૩૨ ગઈ કાલે રાત્રે કહેલું: "શરીર, મન અને આત્માની વેદના હમણાં જ શરૂ થઈ." એ વેદના આજે સવારે પણ ચાલુ કહેવાય. છતાં છાપાંવાળાઓને તો કોઈને ના પાડી જ નથી. કોઈએ એમનાં વખાણ કરેલાં કે 'તમે ઉસ્તાદ પ્રચારક છો' એ આ ઉપવાસ દરમ્યાન બાપુ દરેક પ્રસંગે બતાવી રહ્યા છે. એકે છાપાવાળાને કાઢ્યો નથી અને એકેની આગળ નવી વાત કહી નથી, એમ નથી. આજે સવારે 'ઇલસ્ટ્રેટેડ વીકલી'નો મદદનીશ તંત્રી નૉર્મન આવ્યો અને અમેરિકન પ્રેસનો એક પ્રતિનિધિ આવ્યો. આ બધાને મળવાની આતુરતા જણાવતાં કહે: "છેવટે મારા ઉપવાસ એ ઉદ્દેશને આધીન છે. એ ઉદ્દેશ એટલે સમજૂતી કરાવવાનો. તમને તો હું મધરાતે પણ મળું."

પેલાએ પૂછ્યું: "સાધારણ માણસ સહેજ કારણ મળતાં ઉપવાસ લઈ બેસે તો એનાં પરિણામ બૂરાં ન આવે?"

જવાબમાં બાપુએ વાગ્ધારા ચલાવી:

"તમારી વાત સાવ સાચી છે. ઉપવાસમાં ભારે જોખમ રહેલાં છે. પણ એ તો દુનિયાની હરેક મોટી શક્તિને વિષે છે. જેમ શક્તિ મોટી તેમ તેના દુરુપયોગનું નુકસાન વધારે. સોમલ જેવા ઝેરનો દાખલો લો. દવા તરીકે એ બહુ અસરકારક નીવડે છે. ઘણા માણસો એનો દુરુપયોગ પણ કરે. તેથી શું આપણે તેનો નાશ કરીએ? કોઈ વસ્તુમાં બહુ સારાં તત્ત્વો હોય અને યોગ્ય સમયે તથા યોગ્ય માત્રામાં એનો વિશાળ પાયા ઉપર ઉપયોગ કરવામાં આવે તો ઘણા લોકોનું લગભગ ચમત્કારિક ગણાય એટલું સારું તેનાથી થઈ શકતું હોય તો તમારે એ શક્તિનો ઉપયોગ કરવો જ જોઈએ. તેનો ખોટો ઉપયોગ થવાનો સંભવ હોય તેની પરવા

રાખવી જોઈએ નહીં. અને આવા ઉપવાસનો તો દુરુપયોગ થવાનો બહુ અવકાશ નથી. તેનું મુખ્ય કારણ એ છે કે આ વસ્તુ એટલી કષ્ટમય છે કે સાધારણ માણસ તો એના વિચારથી જ ધ્રૂજી જાય. એટલે ભય બહુ મોટો નથી. એવું બને ખરું કે નબળા મનના અને શિસ્ત વગરના માણસો લાગણીના જુસ્સામાં આવીને ઉપવાસ આદરી બેસે અને પોતાની નબળાઈથી પાછા એ તોડે. પણ સત્યપરાયણ માણસ વચમાં કદાચ નબળો પડે તોપણ છેવટ સુધી ખેંચી કાઢે."

સવાલ: "આ ઉપવાસથી આ અટપટો પ્રશ્ન ઊકલી જાય તો બીજા કોઈ હેતુ માટે તમે ફરી પાછા ઉપવાસ કરો ખરા?"

બાપુ: "જરૂર. સત્યાગ્રહની ફિલસૂફીમાં જ એ રહેલું છે કે માણસે પોતાના ધ્યેય માટે બલિદાન આપવું જોઈએ. ધારો કે આ જ પ્રશ્ન ફરી પાછો ઊઠે અને અસ્પૃશ્યો આજે છે તે કરતાં પણ બૂરી હાલતમાં આવી પડે તો મારી પાસે એ ઉપાય હોય: હું એમને માટે મારું જીવન આપી દઉં અથવા તો તેમની સાથે રહીને હિંસક યુદ્ધ કરું. પણ અહિંસાને વરેલો હોઈ હિંસક યુદ્ધ તો મારે માટે છે નહીં. એટલે પવિત્ર વચનનો ભંગ કરનારની સામે ઉપવાસ સિવાય બીજો ઉપાય જ મારે માટે નથી. અને તેનાં પરિણામ બહુ ભારે આવે છે."

છાપાંવાળાઓની સાથે વિનોદ તો ચાલે જ છે. એક સવાલ પૂછતાંની સાથે જ સામા માણસની પ્રામાણિકતાનો તાગ બાપુ કાઢી લે છે. એ માણસ ભલો છે એમ એમને લાગે એટલે એની આગળ પોતાનું હૃદય ઠાલવે છે.

નોર્મને પૂછ્યું: "અમારા 'ઇલસ્ટ્રેટેડ વીકલી' વિષે તમારો શો અભિપ્રાય છે?"

બાપુએ તરત કહ્યું: "ત્યારે તમારે તો 'ઇલસ્ટ્રેટેડ વીકલી' માટે જાહેર ખબર જોઈએ છે. ત્યારે તો મારે કહેવું જ પડે ને કે તમારું અઠવાડિક સારું છે!"

પેલાએ પૂછ્યું: "તમે એમ કેમ કહો છો?"

બાપુ: "હું એમ એટલા માટે કહું છું કે મને તમારી નીતિ એવી લાગે છે કે કાં તો તમે ઇરાદાપૂર્વક વિકૃતિ કરો છો, કાં તો તમારું પૂરું અજ્ઞાન છે. 'ટાઇમ્સ'ના જેવું મોટું છાપું જેને માટે મને બહુ માન છે અને તેના તંત્રીઓ લોકોની સેવા કરવાના એકમાત્ર ઉદ્દેશવાળા થઈ ગયા છે, તે છાપું પોતાના કોલમમાં ઝેરી વાતો લખે અને પોતાના અગ્રલેખ ચોખ્ખી ગેરરજૂઆત કરનારા લખે એથી મને દુઃખ થાય છે. હવે જે

છાપા વિષે હું આવા વિચારો ધરાવતો હોઉં તે છાપા માટે એને જાહેરાત કરવામાં કામ આવે એવો અભિપ્રાય મારાથી ન જ આપી શકાય. મને જે લાગતું હોય તે હું ન કહું તો મારું વર્તન ચોખ્ખું ન ગણાય."

એટલે પેલો કહે: "પણ તમે તો આ દૈનિકનું કહો છો. અમારું અઠવાડિક રાજદ્વારી બાબતોની ચર્ચા જ કરતું નથી. એ તો વત્તુંઓછું સામાજિક સ્વરૂપનું છે."

એટલે તરત જ બાપુ કહે: "હં, હવે અંગ્રેજ માનસ બોલી રહ્યું છે, જે હું પસંદ કરતો નથી. તમે એમ ધારતા લાગો છો કે આ જીવનનાં એકબીજાથી અલગ એવાં જુદાં જુદાં ખાનાં પાડી શકાય. તમે એમ ધારો છો કે ઘરના એક ભાગમાં આપણે ગટરમાં આળોટીએ અને બીજા ભાગમાં ઊંચે સ્વર્ગમાં ઊડીએ. 'ટાઇમ્સ'ની જે નીતિ હોય એને અનુસર્યા વિના 'ઇલસ્ટ્રેટેડ વીકલી'ને ચાલે જ કેમ?"

આટલું કહીને કહે: "આ બધું છતાં હું એમ ન કહી શકું કે તેનાં ચિત્રોમાંથી મને રમૂજ નથી મળી, તેમ કશું જાણવાનું પણ નથી મળ્યું. ઇંગ્લંડ અને અમેરિકાનાં આવાં છાપાંઓની લગભગ તોલે આવે એવું તમારું છાપું ગણાય."

અમેરિકન ખબરપત્રી કહે: "અમેરિકા માટે કંઈ આપો."

બાપુ: "એનો જવાબ તો મેં આપ્યો જ છે, એટલે બીજા કોઈ સવાલ પૂછો."

એટલે પેલો કહે: "પણ હું સાવ કોરો છું એ મેં કબૂલ કર્યું જ છે ને!"

બાપુ: "ત્યારે તમે કોરા જ પાછા વળો એ ઠીક છે."

બપોરે આંબેડકર, રાજાજી વગેરે આવ્યા. આંબેડકર જરા ઠંડા પડેલા હતા. 'હું તમને વીનવું છું, હું તમારી પાસે માગણી કરું છું.' એવાં વચનો આવ્યાં કરતાં હતાં. "તમને પાંચ વર્ષ જોઈએ છે, પણ અમારા માણસો દસ વર્ષ માગે છે."

બાપુ: "હવે તમે મને કહો કે તમારે શું જોઈએ છે? અસ્પૃશ્યો અને સવર્ણ હિંદુઓ વચ્ચે હૃદયની એકતા થાય એ તમારે જોઈએ છે કે નહીં? જો હું જીવવાનો હોઈશ તો એ એકતા સ્થાપવા માટે મારે જીવવું છે. હું તમને કહું છું કે અમારી આબરૂ ઉપર આ વસ્તુ તમે છોડો. અમે વચન આપીએ છીએ કે ઓછામાં ઓછી અમુક બેઠકો તો તમને મળશે જ. ત્યાં અમારી સાચી દાનતની કસોટી થશે. જો એટલા અસ્પૃશ્યો

ચૂંટાઈને ન આવે તો આપોઆપ તમને રેફરેન્ડમ મળે છે. અને હિંદુઓની સાથે સંબંધ ધરાવતા ભાગની તત્કાળ અમે દુરસ્તી કરી લઈશું. જો હું જીવતો રહીશ તો તમને બતાવીશ કે અસ્પૃશ્યો એમની વસ્તીના પ્રમાણમાં નહીં પણ ઘણી મોટી સંખ્યામાં ચૂંટાઈને આવશે. તમે જો તમારી જાતથી તમને અળગા પાડી શકો અને મારી સ્થિતિમાં તમને મૂકી શકો તો તમે જોશો કે મારી સૂચના પાંચ વરસ કે દસ વરસને અંતે અસ્પૃશ્યોની મતગણતરી કરવામાં આવે તેના કરતાં અનંતગણી વધારે ચડિયાતી છે. એમાં તમને ગાંધીના માણસોની સાચી દાનતની કસોટી મળશે. જે પાષાણહૃદયો બીજી રીતે પીગળવાનો ઇનકાર કરતાં હતાં તેમને માટે આ ઉપવાસ ઈશ્વરે મોકલેલી વસ્તુ છે. તમે મને એક વરસની મહેતલ આપો અને મને કામ કરવા દો. હિંદુ કોમના જામીન તરીકે તમારા ખિસ્સામાં હું પડેલો છું."

આંબેડકર: "પણ મહાત્માજી, તમે કાંઈ અમર નથી."

બાપુ: "હું જાણું છું. અમર હોત તો મારે ઉપવાસ શેના કરવાના હોત?"

આંબેડકર: "પણ તમે એક વરસ જીવશો જ અને કામ કરી શકશો જ એની ગેરંટી શી? જો હિંદુ સમાજની આખી શિકલ ફેરવી નાખી શકો એટલાં વર્ષ તમે જીવો તો તો તમે આશા રાખો છો એવાં પરિણામ કદાચ તમે લાવી શકો. એ એક વાત થઈ. બીજી વાત એ છે કે આજે જે ઉદારતા અને સહાનુભૂતિનો ઊભરો આવ્યો છે તે તો પાછો બેસી જાય. આ કટોકટીને પ્રસંગે જે માનસ ઊભું થયું છે તેના ઉપર અમે મદાર બાંધી શકીએ નહીં. જીવનમાં આપણે અમુક રીતે ટેવાઈ ગયેલા હોઈએ છીએ. એકાએક તેમાં ફેરફાર થઈ જાય અને આપણે બધા સદ્બુદ્ધિપૂર્વક જીવન ગાળતા થઈ જઈએ એવું ન બને."

બાપુ: "આ દલીલ તમારે આગળ લંબાવવાની જરૂર નથી. એક ન્યાયાધીશ તરીકે હું જાહેર કરું છું કે દલીલમાં તમે મને હરાવ્યો છે. તમે વધારે સાવધાનીનો માર્ગ શા માટે પસંદ કરો છો તે હું જોઈ શકું છું. હવે આપણે બીજા મુદ્દા ઉપર જઈએ. તમે દસ વરસ શું કરવા માગો છો?"

આંબેડકર: "દસ વરસની એટલા માટે જરૂર છે કે એટલા વખતમાં લોકમત સ્થિર કરી શકાય. મહાત્માજી, અમારામાં રહેલા પૂર્વગ્રહોનો પણ તમારે વિચાર કરવો જોઈએ. રેફરેન્ડમ અથવા તો તેની મુદત, એ કાંઈ તમારી પ્રતિજ્ઞાનો મુદ્દો નથી."

બાપુ : “આ હવે વધારેપડતી દલીલ થાય છે. સીધો મુદ્દો તો આ છે, આની અવેજીમાં શું? એ વસ્તુ સંયુક્ત મતદારમંડળો કરતાં અનંતગણી ચડિયાતી હોવી જોઈએ. મારો ચોક્કસ અભિપ્રાય છે કે પાંચ વરસની મુદ્દત એ વધારેમાં વધારે છે. જેને હું સત્ય ગણું છું તેમાં હું ડગી જાઉં એમ તો તમે ન ઇચ્છો. તમે એમ પણ ન કહી શકો કે દસ વરસ એ તમારે માટે અંતરાત્માનો સવાલ છે, જ્યારે ગઈ કાલે મેં તમને સાબિત કરી બતાવ્યું હતું કે હું એને અંતરાત્માનો સવાલ ગણું છું. ખરી વાત તો એ છે કે તમે દસ વર્ષનો આગ્રહ રાખો તો તમારી પ્રામાણિકતા વિષે તમે મને શંકાશીલ કરો. એટલે છેલ્લી વાત આ છે: પાંચ વરસે મતગણતરી અથવા તો મારું જીવન. તમારા અનુયાયીઓને જઈને કહો કે ગાંધી તો આવું કહે છે. એમની આગળ જઈને મારા કેસની વકીલાત કરો. તમારું કહ્યું જો તેઓ ન માને તો તમારા અનુયાયી કહેવાવાને લાયક તેઓ ન ગણાય. મારી જિંદગી તમારા ખિસ્સામાં છે. મારી આબરૂ પર છોડો. હું બહુ ધિક્કારપાત્ર પ્રાણી હોઈશ પણ જ્યારે સત્ય મારા અંતરમાંથી નીકળે છે ત્યારે હું અજેય હોઉં છું.”

અમે બધા ખૂબ ચિંતામાં પડ્યા. અમારામાંના કેટલાક રોતા હતા. આ માણસના હાથમાં ડોકું મૂકી દીધું. હવે કાંઈ થવાનો રસ્તો નથી એમ કહીને હાથ ઘસતા બેઠા હતા. આ અરસામાં બાપુની અધીરાઈ વધી રહી હતી. ‘રખેને મને બચાવવા કાંઈક અવળું તો ન કરે.’ મને કહે, “માલવીજી, જયકર, સપ્રુ ઉપર આટલો સંદેશો મોકલો: ‘મારે ખાતર અઘટિત ઉતાવળ ન કરે. જે વસ્તુ એમને ઉચિત લાગે એ ઉપર જ સહી કરે. પછીથી મને મનાવવો પડશે તો એ પણ દોષમાં આવશે અને હું પણ આવીશ. ધર્મની વાતમાં રખાપત ન કરાય. એટલે જે સત્ય અને યોગ્ય અને ન્યાય્ય છે તેને વળગવું જ જોઈએ. એ કરતાં મારી જિંદગી તૂટી પડે તો ભલે પડે. એટલે જેને યોગ્ય લાગે તે જ કરે. મારી સ્થિતિ— કાં તો પાંચ વરસ પછી હરિજનોની મતગણતરી કાં તો મને મરવા દેવો— એ જેને યોગ્ય ન લાગે અને નુકસાનકારક લાગે તે કબૂલ ન કરે.’”

બે કલાક પછી દેવદાસ, સર ચૂનીલાલ મહેતા, અને પછી રાજાજી આવ્યા. અસ્પૃશ્ય પક્ષે પાંચ વરસ ન સ્વીકાર્યાં, આંબેડકરે બહુ પ્રયત્ન કર્યા તોપણ. એટલે બિરલાએ રસ્તો કાઢ્યો કે દસ વરસમાં આપોઆપ એ પ્રથા બંધ થાય, દરમ્યાન બંને પક્ષ મળીને બીજો રસ્તો કાઢવો હોય તો કાઢે. બાપુની પાસે આ વસ્તુ આવી કે તુરત જ કહે: “બસ, કબૂલ છે. સરસ વસ્તુ છે. જગતમાં આ સમાધાન પ્રસિદ્ધ થઈ જશે.” સૌનાં હૈયાં હરખાવા

લાગ્યાં. બિરલા આવ્યા. તેમના ગાલ ઉપર બાપુએ મજબૂત તમાચો માર્યો. તેમણે ખબર આપી કે હવે તો દસ્તાવેજ લખાઈ રહ્યો છે.

સાંજે પાંચ છ વાગ્યે કાંઈ ખબર ન આવ્યા, એટલે પાછા કહે : "વળી કાંઈક થયું હશે. ત્રણ વાગ્યે દસ્તાવેજ ટાઈપ થતો હતો તે હજી ટાઈપ જ થયાં કરે છે?" ચંદ્રશંકરને મેં ખબર કાઢવા મોકલ્યા. તે ખબર લાવ્યા કે સહીઓ થઈ રહી છે, અને ત્યાં તો સુલેહની વાહવાહ થઈ રહી છે. આ પછી બિરલા દસ્તાવેજ લઈને આવ્યા, પછી માલવીજી આવ્યા. માલવીજીના હરખનો પાર નહોતો. પછી આંબેડકર આવ્યા. ઠક્કરબાપા સામે બેઠા હતા.

ઠક્કરબાપા કહે : "આંબેડકરનું પરિવર્તન થયું છે."

બાપુ કહે: "એ તમે કહો છો. આંબેડકર ક્યાં કહે છે?"

આંબેડકર: "હા, મહાત્માજી થયું છે. તમે મને બહુ મદદ કરી, તમારા માણસોએ મને સમજવાનો જેટલો પ્રયત્ન કર્યો તેના કરતાં તમે મને સમજવાનો પ્રયત્ન વધારે કર્યો. મને લાગે છે કે એ લોકોના કરતાં મારા અને તમારામાં ઘણું સામ્ય છે."

બધા ખડખડાટ હસ્યા. બાપુ કહે : "હા હા."

આ દિવસોમાં જ બાપુએ કહ્યું હતું ના કે, "હુંયે એક જાતનો આંબેડકર જ છું ના?" ઝનૂનીના અર્થમાં!

સપ્રુ–જયકર પાછળથી બહુ બેઠા. હવે કોઈ પણ રીતે બધી લડતનો અંત આવે અને પાછી બાપુની મદદ મળે એ ઇચ્છતા હતા. બાપુએ કહ્યું : "તમે ભલે વાઇસરૉયને લખો કે હવે જ્યારે દેશની ઉપર સુધારાનું આ મોજું ફરી વળ્યું છે, અને દેશ આ કામમાં પડ્યો છે ત્યારે હવે લડત બહુ ચાલવાનો સંભવ નથી રહેતો. શાંતિનું વાતાવરણ છે એને અનુકૂળ તમે પગલું લો, અને અમને ગાંધી સાથે છૂટથી મળવા દો અને છૂટથી પત્ર-વ્યવહાર કરવાનો મોકો આપો."

* * *

જવાહરને તાર મોકલ્યો:

"During all these days of agony you have been before mind's eye. I am most anxious to know your opinion. You know how I value your opinion. Saw Indu, Sarup's children. Indu looked happy and in possession of more flesh. Doing very well.

Deep love,
Bapu"

"કસોટીના આ બધા દિવસોમાં, મારાં મનઃચક્ષુ આગળ તમે હંમેશાં રહ્યા જ છો. તમારો અભિપ્રાય જાણવા હું બહુ ઇંતેજાર છું. તમે જાણો છો કે તમારા અભિપ્રાયને હું કેટલો કીમતી ગણું છું. સરૂપનાં બાળકો અને ઇન્દુ મળી ગયાં. ઇન્દુ આનંદમાં દેખાઈ. શરીર પણ કાંઇક ભરાયું છે. મારી તબિયત ઘણી સારી છે.

ખૂબ પ્યાર,
બાપુ"

આજે મેડમ ઝગલૂલનો તાર આવ્યો હતો. એને લખાવ્યું :
"પ્રેમભર્યાં સંદેશા માટે આભાર, ઇશ્વરનું ધાર્યું થાઓ."

આજે સવારે મિસ વિલકિન્સન આવી અને સમાધાન ઉપર એક લાંબું નિવેદન બાપુ પાસે લખાવી ગઈ. જે ચાલી રહ્યું

૨૫-૯-'૩૨ છે તેમાં ઇશ્વરનો હાથ જોઉં છું. આસપાસ આશ્ચર્યકારક દર્શન થઈ રહ્યું છે તે વિષે લખાવ્યા પછી જણાવ્યું કે "કેબિનેટ આ સમાધાનને બરોબર ધાર્મિક વસ્તુ સમજે તો તેનો અક્ષરે-અક્ષર સ્વીકારે. નહીં તો તેનો સંપૂર્ણ ત્યાગ કરે."

આ પછી 'ટાઇમ્સ'નો મેફ્રે આવ્યો તેને મુલાકાત આપી.

બપોરે બૉઇડ ટકર આવ્યો. તેણે શાંતિનિકેતનમાં બાપુના ઉપવાસથી થયેલી અદ્ભુત અસરની વાતો કરી. કવિએ પોતે ગામડાંઓમાં ભાષણ આપ્યાં અને એટલે સુધી ઉશ્કેરાઈ ગયા કે એમનાં ભાષણોમાંથી કેટલાંક વાક્યો કાઢી નાખવાં પડતાં. એક નિવેદનમાં લખ્યું : "હું મહાત્મા ગાંધીને અંત સુધી અને પેલે પાર પણ અનુસરવાનો છું." આ બધી ખબરથી બાપુને ભારે સંતોષ થયો.

મિસ વિલકિન્સન બંગાળી ગામડાંઓનું ચિત્ર આપતાં કહે: "બંગાળામાં આંબેડકર એ ગાંધી માટે એક ઇલકાબ થઈ ગયો છે, અને લોકો આંબેડકર ગાંધીકી જે બોલે છે. કહેવામાં આવ્યું કે આંબેડકરની જે કેમ બોલો છો? ત્યારે કહે કે મહાત્મા ગાંધીનું નામ હવે આંબેડકર ગાંધી પડ્યું છે."

શ્રીનિવાસ શાસ્ત્રીનો તાર આખરે આવ્યો, તેથી બાપુને બહુ આનંદ થયો. એમને સામો તાર દીધો કે જેને માટે ઝંખી રહ્યો હતો તે તાર આવ્યો.

સાંજે સેનાપતિ બાપટને તાર કરાવ્યો:

"Your reason for fast is touching, but I would like you reconsider your decision on strength of contrary opinion

of an expert like me in such matters. I feel convinced that your fast has no religious sanction. Since you feel for me, you should not die with me, but live to carry on my work. Think of consequences if all co-workers were to die with me. Will that act not be criminal? Please listen. God bless you."

"ઉપવાસ માટે તમે જે કારણ આપો છો તે લાગણીભર્યું છે. પણ આવી બાબતમાં હું નિષ્ણાત ગણાઉં અને મારો અભિપ્રાય વિરુદ્ધ છે એટલે હું ઇચ્છું છું કે તમે ફરી વિચાર કરો. મારી તો ખાતરી છે કે તમારા ઉપવાસને ધર્મની મંજૂરી નથી. તમને મારે માટે લાગે છે, તેથી કાંઈ મારી સાથે તમારે મરવું જોઈએ નહીં. તમારે તો મારું કામ કરવા ખાતર જીવવું જોઈએ. બધા જ સાથીઓ મારી સાથે મરી જાય તો કેવાં પરિણામ આવે તેનો વિચાર કરો. એમ કરવું એ ગુનો ન થાય? માટે મારું કહ્યું માનો. ઈશ્વર તમારું કલ્યાણ કરો."

લોરેન્સ હાઉસમેનનો તાર આવ્યો. હૉમ્સનો આવ્યો. હાઉસમેને વિલાયતમાં 'ફ્રેન્ડ્ઝ ઑફ ઇન્ડિયા' તરફથી થનારી ખાસ સભાને માટે સંદેશો માગ્યો. સભા બ્રિટિશ પ્રજાને ઉપવાસનું રહસ્ય સમજાવવાને માટે થનારી છે. બાપુને મૌન હતું એટલે મેં ધાર્યું કે બીજે દિવસે મૌન છૂટે નહીં ત્યાં સુધી બાપુ લેખ લખાવી શકે નહીં. એટલે મેં તાર રાખી મૂક્યો હતો. ત્યાં તો બાપુએ માગ્યો. મેં કહ્યું આજે થાકેલા છો, ઉતાવળ નથી. કાલે લખાવજો. એટલે કહે કાલે તો મીટિંગ છે. મેં કહ્યું મીટિંગ હજી પરમ દિવસે છે, કાલે લખાવશો તો ચાલશે, આજે તમે લખવાની તકલીફ ન લો. એટલે કહે: "ના, કાલે પણ સવારે લખવો જ પડશે ના? હમણાં જ મને કાગળ પેન્સિલ આપો." કાગળ પેન્સિલ આપ્યાં તે હાથમાં પડી રહ્યાં અને ઊંઘી ગયા. પછી પ્રાર્થનાનો સમય થયો. મેં "હરિને ભજતાં હજી કોઈની લાજ જતી નથી જાણી રે" એ ભજન ગાયું. બાપુએ "ફરી ગાઓ" એમ કાગળ ઉપર લખ્યું. ફરી ગાયા પછી લંડનને માટે આ સંદેશો લખ્યો:

"My fast is an appeal not merely to Hindus and India in general but to British conscience, indeed to the whole world. This distrust of and misrepresentation about a man who loves British people is an enigma to me, since my deepest faith forbids resort to physical force. I am praying God discover to me such final way corporate selfsuffering extreme kind and to give me strength to undergo it. When

if required such time comes I know it will penetrate every British home. I had hope that appeal from this fiery bed would somewhat wake up British public as it seems to have marvelously roused India. But God's will was perhaps otherwise. Wanting British sympathy and help I would value anything your meeting may do. I know I have the silent sympathy and prayer of thousands of British men and women."

"મારા ઉપવાસ કેવળ હિંદુઓને તથા આખા હિંદને જ નહીં પણ બ્રિટિશ અંતરાત્માને અને સમસ્ત દુનિયાને અપીલ રૂપે છે. જે માણસ બ્રિટિશ લોકોને ચાહે છે તેને વિષે આટલો અણવિશ્વાસ અને ગેરરજૂઆત કેમ થાય છે તે મારે માટે તો એક કોયડો જ છે. ખાસ એટલા માટે કે મારો ધર્મ શરીરબળનો આશ્રય લેવાની ના પાડે છે. હું ઈશ્વરને પ્રાર્થના કરી રહ્યો છું કે ઉગ્ર પ્રકારના સામુદાયિક કષ્ટસહનનો અંતિમ માર્ગ તે મને બતાવે અને તેમાંથી પાર ઊતરવાનું મને બળ આપે. જ્યારે જરૂર પડશે અને એવો વખત આવશે ત્યારે હું જાણું છું કે તેની અસર દરેક બ્રિટિશ ઘરમાં પડશે. મેં આશા રાખી હતી કે આ અગ્નિશય્યા ઉપરથી કરેલી મારી અપીલ બ્રિટિશ લોકોને કાંઈક જાગ્રત કરશે. હિંદી લોકોને તો તેણે અદ્‌ભુત રીતે જાગ્રત કર્યા છે. પણ ઈશ્વરની ઇચ્છા કદાચ જુદી હશે. મારે તો બ્રિટનની સહાનુભૂતિ અને મદદ જોઈએ જ છે એટલે તમારી સભા જે કાંઈ કરે તેને હું કીમતી ગણીશ. હું જાણું છું કે હજારો બ્રિટિશ સ્ત્રીપુરુષોની મૂક સહાનુભૂતિ ને પ્રાર્થના મારે માટે છે."

બાપુની તબિયતની ખબર છેક જર્મની સુધી પહોંચી ગઈ હતી. મ્યૂનિચના એક દાક્તરે તાર કરેલો: 'રીટેન્શન એનીમા લો તો ઊબકા મટશે.' મુંબઈના અનેક દાક્તરોના તારો આવ્યા હતા. દેશમુખ, પટેલ વગેરે આવી ગયા હતા.

કલકત્તાથી વિધાન અને નીલરંજનનો તાર આવ્યો: "છાપાના સમાચાર એવા છે કે તમને ઊબકા આવે છે. અમને લાગે છે કે તે અટકાવવા માટે સોડા ઉપરાંત ગ્લુકોઝ લેવું આવશ્યક છે. અમારી વિનંતી છે કે તમે ગ્લુકોઝ લો."

એમને બાપુએ શાંતિથી તાર લખાવ્યો:

"Your advice as doctors is perfect. Its human value is next to nothing. You will not have a fellow being deny his faith. Thank you very much. Fast going well."

"દાક્તરો તરીકે તમારી સલાહ સંપૂર્ણ ગણાય. પણ તેનું નૈતિક મૂલ્ય કશું નથી. એક માનવબંધુ પોતાના ધર્મનો ઇનકાર કરે એમ તમે ન જ ઇચ્છો. તમારો ખૂબ આભાર માનું છું. ઉપવાસ ઠીક ચાલી રહ્યા છે."

સવારે જવાહરલાલનો તાર આવ્યો તેથી રાજી રાજી થઈ ગયા. એનો મતલબ આ હતી: "છાપામાંથી ખબર પડી હતી. આશ્ચર્ય

૨૬-૯-'૩૨ થયેલું અને ક્ષોભ થયેલો. પછી મારો આશાવાદ આગળ આવ્યો અને મનની શાંતિ મેળવી. સમજ્યો કે અતિ દલિતોના ઉદ્ધારને માટે જેટલો ત્યાગ કરીએ એટલો ઓછો છે, કારણ એ લોકોના સ્વરાજ્ય વિનાનું સ્વરાજ અર્થ વગરનું છે. ધાર્મિક રહસ્ય નથી સમજતો. કેટલાક દુરુપયોગ પણ કરશે. પણ હું આપના જેવા જાદુગરને શી સલાહ આપું?"

મૌન તો બે વાગ્યે ખૂલવાનું હતું. સવારનાં છાપાંઓમાં વાંચ્યું કે કૅબિનેટ હજી બુધવારે મળવાની છે. અમને બધાને ખૂબ ચીડ ચડી. દાક્તરોએ આજે બાપુની તબિયતની વાત કરીને જીવ ઉડાડી મૂક્યો. કહ્યું કે, "આટલા બ્લડપ્રેશર સાથે ચાર દિવસથી વધારે ન ટકે." સરકારને પણ એ લોકોએ ભલામણ કરવાનો વિચાર કર્યો હતો કે આ સ્થિતિમાં જેલમાં રાખી મૂકવા એ જોખમભરેલું છે. મેં તો કહ્યું કે આ સ્થિતિમાં છોડવામાં પણ સલામતી નથી. જે થવાનું હોય તે અહીં જ થવા દો.

આજે અનેક મુલાકાતોનો દિવસ હતો. સરૂપરાણી, વાસંતીદેવી, ઊર્મિલાદેવી, કવિશ્રી ટાગોર. સૌથી પહેલાં સરૂપરાણી ને કમળા આવ્યાં. સરૂપરાણીએ ઘડીક વાર બાપુને જોયા અને પછી રોઈ પડ્યાં. બાપુને ભેટ્યાં. બાપુની આંખમાં પણ પાણી આવ્યાં. પછી સ્વસ્થ થઈને દેશમાં આવેલી જાગૃતિની વાતો કરવા લાગ્યાં. ભારદ્વાજ મંદિર કેમ અસ્પૃશ્યોને માટે ખુલ્લું મુકાયું, કેમ પંડાઓએ અંદર ભંગીઓને ધકેલ્યા, કેમ સરૂપરાણી પોતે ત્યાં ગયાં, કેમ પ્રસાદ વહેંચાયો અને સંકોચાતા છતાં પોતે કેવી રીતે પ્રસાદ ખાધો એ બધાનું વર્ણન આપ્યું. "આપકી જાન બચાની થી તો ભંગીકા ક્યા કુત્તેકે મુહમેંસે ભી ખા લેતી."

આ પછી દાસનાં પત્ની અને બહેન આવ્યાં.

આ બધા છતાં મારો જીવ ઊડી ગયેલો હતો. ત્યાં બાપુએ નહાસ પાશાનો તાર માગ્યો. દેવદાસ એ તાર છપાવવા લઈ ગયો હતો. એટલે બાપુ કહે, "ભલે ત્યારે જોયા વિના જવાબ લખું." બાપુએ જવાબ લખી આપ્યો:

"Deeply touched by your message. May this purificatory fast touch all faiths, bring them and us together in a living bond. Egyptian blanket presented to me during last voyage covers me during this struggle with Allah who is great and merciful. — Gandhi."

"તમારા સંદેશાથી હૃદય દ્રવ્યું. આત્મશુદ્ધિના આ ઉપવાસની અસર સઘળા ધર્મસંપ્રદાયો ઉપર પડો અને જીવતીજાગતી ગાંઠથી તે સૌને અને આપણને બાંધો. મારી છેલ્લી મુસાફરી દરમ્યાન તમે મને ઇજિપ્તની જે કામળી ભેટ આપી હતી તે, આ લડતમાં મને અકબર અને રહીમ અલ્લાનું ઢાંકણ આપી રહી છે. —ગાંધી"

આ તાર જોઈને સરોજિની કહે: "હું કહું છું કે આ ડોસો મરવાનો નથી."

આ પછી એક વાગ્યે એસોશિયેટેડ પ્રેસ તરફથી ખબર આવી કે કેબિનેટે સમાધાન સ્વીકાર્યાનો ઠરાવ આવી ગયો છે. મેજર ભંડારી ઉપર પણ ડોઈલિનો ટેલિફોન આવ્યો, અને એ ત્યાં ગયા. દોઢ કે બે વાગ્યે કવિ આવ્યા. ઘણો વખત ભેટી રહ્યા. કવિના કરતાં બાપુની લાગણી વધારે ભરાઈ આવી હતી. કવિએ શાંતિનિકેતનમાં ઉપવાસથી આવેલી જાગૃતિની વાત કરી. ત્યાંના ઢેડભંગીઓની સભાની વાત કરી અને પછી શાંતિથી છાયામાં જઈને બેઠા. બે વાગ્યા, ત્રણ વાગ્યા, ચાર વાગ્યા પણ સરકાર તરફથી કાંઈ જવાબ ન આવ્યો. ઘડીઓ અને મિનિટો કલાક જેવડી લાગતી હતી. સૌ કહેતા હતા કે "આ તે કેટલું ઘાતકીપણું?"

સવા ચાર વાગ્યે ડોઈલિ સરકારનું નિવેદન લઈને આવ્યા. બાપુને વાંચવાનું કહ્યું. વાંચી ગયા. બાપુ કહે: "આંબેડકરનો અભિપ્રાય જાણ્યા વિના કશું જ ન થઈ શકે. એ લોકોને સંતોષ હોય તો જ આપણાથી એ સ્વીકારાય. અને બીજી અસ્પષ્ટતાઓ પણ પુષ્કળ છે." કુંઝરુ, રાજાજી, વલ્લભભાઈ બધા વિચારવા લાગ્યા. સૌને સંતોષ થયો, અને બાપુને જઈને સમજાવ્યું કે હવે વધારે આગ્રહ કરવાની જરૂર નથી. રાજાજીએ કહ્યું: "એ લોકોને તો આ પસંદ છે જ. એટલાની એ લોકોએ આશા રાખી નહોતી."

આખરે બાપુએ કહ્યું: "બસ, તમે બધા કહો છો તો ભલે. ડોઈલિને બોલાવો." ડોઈલિને બોલાવીને બહુ ધીમે અવાજે કહ્યું: "આ અસ્પૃશ્યતા-નિવારણનું કામ ચાલુ રાખવાને માટે હમણાં મને જે છૂટ આપી છે તે તમારે ચાલુ રાખવી પડશે."

ડોઈલિ કહે: "હું સરકારને વાત કરીશ. મારાથી તો કશો જવાબ નહીં અપાય." પછી રાજી થઈને રજા લેતાં કહે: "મિસિસ ગાંધીના હાથે તમે ઉપવાસ તોડશો એવી આશા રાખું છું." એમ કહીને બાની પાસે જઈને બાની સાથે હાથ મેળવ્યા.

એને બાપુએ કહ્યું: "મારે પરચૂરે શાસ્ત્રીની જરૂર છે." શાસ્ત્રીને બોલાવવામાં આવ્યા. બાપુની જમણી બાજુએ ખુરસી ઉપર કવિ બેઠા, ડાબી

બાજુએ પરચૂરે શાસ્ત્રી કામળી નાખી બેઠા. સામે આખું આશ્રમમંડળ બેઠું. પાછળ જેલર, મેજર ભંડારી અને મહેતા બેઠા.

કવિએ "જીવન જખન શુકાયે જાય" ગાયું. સુભાગ્યે એ મારી પાસે લખેલું હતું. એનો રાગ એ તો ભૂલી જ ગયા હતા.

પછી પરચૂરે શાસ્ત્રી ઉપનિષદમાંથી મંત્રો બોલ્યા અને પછી "વૈષ્ણવ જન" ગવાયું. સૌને ફળ વહેંચાયાં. જેલમંડળે પણ ફળ લીધાં. આનંદ આનંદ છવાયો. આજે આવનારાંઓ સૌ પોતાને ધન્ય માનવા લાગ્યાં.

રાત્રે પાછું "હરિને ભજતાં" બાપુએ ગવડાવ્યું. રાત્રે કટેલીનાં માતુશ્રી, મિસિસ ભંડારી વગેરે આવ્યાં. રાત્રે સાડા આઠ વાગ્યે બાપુએ પોતાનું નિવેદન લખાવ્યું. જાણે કશો જ થાક ન હોય અને ઉપવાસ કર્યા ન જ હોય એટલી એમાં વિગતો હતી.

૨૭-૯-'૩૨ સવારના પહોરમાં મિસિસ ભંડારી બાપુને જન્મદિવસની મુબારકબાદી દેવા આવ્યાં. પછી તો જેલના નોકરોનાં અને તેની સ્ત્રીઓનાં ધણનાં ધણ ચાલ્યાં. તારો તો આખો દિવસ આવતા જ હતા. ઉપવાસ છૂટ્યાના તાર તો હતા જ, તેમાં જન્મદિવસના તારો ભળ્યા. એટલે પછી પૂછવું જ શું? આખો દિવસ મુલાકાતો ચાલી. કવિ, માલવીજી વગેરે આખો દિવસ રહ્યા.

૨૮-૯-'૩૨ કવિએ ખૂબ વાતો કરી — પોતાની યોજના વિષે. એમની યોજના તો સ્વતંત્ર રીતે પ્રગટ થઈ. પછી રાજકીય પરિસ્થિતિ વિષે પોતાને તાર કરવો હતો તે બાપુની પાસે કરાવવાની સૂચના કરી તેઓ ગયા. બાપુએ ખરડો તૈયાર કરી રાજાજીની આગળ વાંચ્યો. રાજાજીએ તુરત જ વાંધો લીધો કે એ તાર તમે અહીં આટલા મંડળમાં બેસીને લખો અને એ અહીંથી જાય એ તો જરૂર અનર્થ ને પાપ થશે. હું તો વિરોધ કરવાનો જ છું. માલવીજી, સરોજિની સૌ સંમત થયાં એટલે તાર ફાટ્યો.

પછી ઝામોરિન ઉપરના તારનો ડ્રાફ્ટ થવા માંડ્યો. એમાં બાપુએ ઉપવાસનો હેતુ ટાઢાં હૈયાંને સતેજ કરવાનો હતો, એમ લખ્યું હતું. માલવીજી કહે: "'ટાઢાં' શબ્દ કાઢી નાખો, એમને અપમાન લાગશે." રાજાજી કહે: "નહીં, એ શબ્દ કાઢશો તો હૈયા વિનાના એવો અર્થ થશે." આખરે એ શબ્દ તો કાઢી નાખ્યો.

પછી બાપુએ કેલપ્પનને લખ્યું કે ઝામોરિનના તાર પ્રમાણે તમે લોકોને નોટિસ આપ્યા વિના ઉપવાસ કર્યો છે તેનો પણ વિચાર કરો.

બપોરે કુંઝરુ–ઠક્કર આવ્યા. એમની સાથે ભાવિ વિષે વાતો થઈ. કુંઝરુ કહે: "તમે સવિનયભંગ ખેંચી લો એ તો બને જ નહીં, પણ અર્વિને કર્યું તેમ કાંઈક માનભર્યું સમાધાન થાય."

બાપુએ કહ્યું: "પૂર્વવત્ સ્થિતિ કરે એટલે બસ. એમાં કેદીઓને છોડવા ઉપરાંત જમીનો પાછી આપવાની વાત પણ થવી જ જોઈએ. અર્વિનની સાથે સાફ વાત થઈ હતી."

એવામાં ફાધર વિન્સ્લો આવ્યા. બાપુએ એને સમજાવ્યા કે "તમારે માટે સહેલો રસ્તો છે. તમારે બધા ખ્રિસ્તીઓના મત લેવા. તમે આજે ઇચ્છો એને મત નથી આપી શકતા, એ અંતરાત્માનો સવાલ કહેવાય. ત્યાં વિલાયતમાં તો માત્ર ડૉ. દત્તાએ વિરોધ કરેલો, બીજા તો કોઈ વિરોધ કરે એવા હતા નહીં. પણ તમે તો અહીં એના ઉપર બરોબર લડત આપી શકો."

ઉમા નેહરુને મંદિરોનો સત્યાગ્રહ કરવાની કળા સમજાવી. મંદિરો ખોલાવવાં અથવા તો તેનો ત્યાગ કરાવવો. કોઈ જ ત્યાં જાય નહીં એટલે થાકે.

૨૯-૯-'૩૨

આજે સરકારના હુકમ મેજર ભંડારીને મળ્યા કે મુલાકાત વગેરે બધું બંધ છે અને હવે પૂર્વવત્ યંત્ર ચાલુ કરી દેવું. બાપુને ચીડ ચડી અને સખત કાગળ લખ્યો. ખાતાં ખાતાં કાગળ લખાવતા જતા હતા અને અકેક વાક્ય ઉચ્ચારાતાં મુખમુદ્રા વાક્યનો ભાવ વ્યક્ત કરતી હતી. સવારે જયકર, કેલકર, માલવીયજી આવીને ગયા. તેમને પાછું આવવું હતું પણ આવવાપણું ન રહ્યું. સરૂપરાણી તો બિચારાં દરવાજે આવેલાં પાછાં ગયાં. ઊર્મિલાદેવી પાછાં આવી પાંચ-દસ મિનિટ વાતો કરવા માગતાં હતાં તે વાતો કરવાનાં રહી ગયાં. પણ કેદ કોને કહેવાય! રખેને કેદમાં છીએ એ ભૂલી જવાય તો!

જયકર, હારજી, માલવીયજી બધા ભવિષ્યમાં શાંતિનો માર્ગ શોધવાની ચર્ચા કરવા આવ્યા હતા. બધું વ્હાઈટ હોલથી થાય તો થાય, સીમલાથી કશી આશા નથી. સી. પી. જેવા માણસો તદ્દન હિતશત્રુ થઈ બેઠા છે. અહીંની સરકાર પાસે કદાચ સુલેહની વાત કરાવી શકાય તો શકાય એવી વાત થઈ. બાપુએ કહ્યું કે "સીમલા ન પલટાય. ત્યાંના માણસો જઈને બીજા ન આવે ત્યાં સુધી પરિસ્થિતિમાં કશા ફેરફારની આશા રાખવી મિથ્યા છે."

કેલપ્પનને ઉપવાસ ત્રણ માસ મોકૂફ રાખવાનો અને એ મુદત વીતવા આવે એટલે પાછી બાપુની સંમતિ લઈને ઉપવાસ જાહેર કરવાનો લાંબો તાર કરાવ્યો. એના ઉપર તારો તો ક્યાં જ કીધા હતા. પછી રંગસ્વામી આવ્યા. તેણે કેટલીક વાતો કરી અને બાપુએ કહ્યું : "બસ હું તાર કરીશ. પણ હવે આ વસ્તુ મારામાં પચવા દો, પછી એને શું કહેવું એ મને ખબર પડશે."

આ પછી બેએક કલાક બીજી વાતો કરતા રહ્યા. તેવામાં ૨૩મીનો લખેલો કેલપ્પનનો કાગળ આવ્યો. તુરત જ બાપુએ લાંબો તાર લખાવ્યો. લખાવીને કહે : "બસ, આ કાગળ આવ્યો એટલે એને શું કહેવું એ મારા મનની અંદર તૈયાર થઈ ગયું."

સાંજે બાને જવું પડ્યું, એ ભારે વસમી વાત હતી. બાપુ કહે : "હવે જેલરને ન રોકો. તુરત જાઓ, તુરત જાઓ."

બાના દિલમાં એમ હતું કે બાપુનું છેલ્લું ખાણું તૈયાર કરીને જાઉં. આખરે તૈયાર થયાં. બાપુને કહે : "લો ત્યારે આવજો, હું જાઉં છું." કહેતાં કહેતાં આંખ ભીની થઈ ગઈ.

બાપુએ એમના ગાલમાં જરાક સરખી ટપલી મારીને કહ્યું : "હું આવીશ કે તું આવશે. ચિંતા કરવાની હોય જ નહીં. આટલા દિવસ રહેવાનું મળ્યું એ ઓછું છે ?"

આજે રાત્રે પણ "હરિને ભજતાં હજી કોઈની લાજ જતાં નથી જાણી રે" એ ભજન ગવડાવ્યું. આજે નિયમ પ્રમાણે તો "યે બહારે બાગ દુનિયા"નો વારો હતો. મેં પૂછ્યું : "તોપણ 'હરિને ભજતાં' જ ગાવું છે ?"

બાપુ : "હા, તોપણ."

એટલે મેં પૂછ્યું : "એ ભજનનો ઇતિહાસ છે એમ તમે કેમ કહેતા હતા ? શો ઇતિહાસ છે ?"

બાપુ કહે : "ખાસ ઇતિહાસ નથી. પણ એક વાર હરજીવન કોટકને કાગળ લખતો હતો અને એ ભજન યાદ આવ્યું. બસ, પછી કેમે કરીને એ કેટલાય દિવસ સુધી મનમાંથી નીકળે જ નહીં. ત્યાર પછી તમે ઉપવાસમાં એક દિવસ ગાયું. મેં ફરી ગવરાવ્યું અને હવે રોજ ગવડાવું છું, કારણ તૃપ્તિ થતી જ નથી."

શાસ્ત્રિયારનો બહુ જ સુંદર કાગળ આવ્યો. વાંચીને સરોજિનીને કહે : "સંપૂર્ણ ધનનો ભંડાર છે."

આજે બાને છોડી દીધાં. મેજર ભંડારીએ જ એમને છોડવાની ભલામણ કરેલી. એટલા ખાતર કે કેદી તરીકે એમને
૩૦-૯-'૩૨ અહીં લાવે તો કદાચ બાપુ કહે કે 'સરોજિની નાયડુને ન આવવા દેવામાં આવે તો બાને પણ હું નથી મળવા ઇચ્છતો.' સરકારને એણે સૂચના કરી અને તે સ્વીકારવામાં આવી. મેજર આમ બાપુની લાગણીમાં પ્રવેશ કરી શક્યા એ બાપુને બહુ રૂડું લાગ્યું.

બાપુએ આજે સવારે વિલાયતના પુષ્કળ પ્રેમપત્રો લખી કાઢ્યા.

પહેલો ચાર્લી ઍન્ડ્રૂઝને :

"Your very first wire showed what my fast meant to you. For me it was the clearest call from God. Events have converted even the scoffers. I did expect a mighty response from the orthodox, but I was unprepared for the sudden manifestation that took place. But I shall not be deceived. It remains to be seen whether the temples opened remain open and the various other things done persist. This breaking of the fast is therefore but a suspension. However, I am not worrying. The fast and its breaking were God's doing. And so will the resumption be, if it is to come.

"Gurudev's visit was a blessing. We have come nearer each other than ever before. I do not know if Mahadev had time to tell you how my letter written to him on the eve of the fast and his wire to me blessing it, crossed each other. And then later on came Shastri's most loving wire.

"But this is all history now. I am daily gathering strength. No anxiety please."

"મારા ઉપવાસની તમારા ઉપર કેટલી અસર થઈ હતી તે તો તમારા પહેલા તારથી જ જણાયું હતું. મારે માટે તો ઈશ્વરનો એ સ્પષ્ટ આદેશ હતો. ત્યાર પછી જે ઘટનાઓ બની છે તેનાથી, ઠેકડી કરનારાઓનાં દિલ પણ બદલાયાં છે. સનાતનીઓ તરફથી ભારે જવાબ મળશે એવી આશા મેં રાખી જ હતી. પણ એકાએક જે ઉત્સાહ પ્રગટ્યો છે તે માટે હું તૈયાર નહોતો. પણ એ બધાથી હું છેતરાઈ જવાનો નથી. જે મંદિરો ઊઘડ્યાં છે તે ક્યાં સુધી ઉઘાડાં રહે છે અને જે વસ્તુઓ બની છે તે ક્યાં સુધી ચાલુ રહે છે તે જોવાનું છે. એટલે આ પારણાં એ માત્ર ઉપવાસની મોકૂફી જ છે. છતાં હું કશી ચિંતા કરતો નથી.

ઉપવાસ અને પારણાં ઈશ્વરે જ કરાવ્યાં છે. અને ફરી વળી ઉપવાસ કરવા-પણું હશે તો એ જ કરાવશે.

"ગુરુદેવની મુલાકાત આશીર્વાદરૂપ નીવડી. અમે પહેલાં કરતાં એકબીજાની વધારે નજીક આવ્યા છીએ. ઉપવાસના આરંભ વખતે જ તેમને લખેલો મારો કાગળ અને ઉપવાસને આશીર્વાદ આપતો તેમનો તાર સામસામા ભટકાયા, અને ત્યાર પછી તરત શાસ્ત્રીનો બહુ પ્રેમભર્યો તાર આવ્યો. એ બધું લખવાનો મહાદેવને વખત મળી શક્યો છે કે કેમ એ હું જાણતો નથી.

"પણ આ બધી તો હવે ઇતિહાસની વાત થઈ ગઈ. પ્રતિદિન મારામાં શક્તિ આવતી જાય છે. ચિંતા કરવાની મના છે."

આ લખ્યા પછી ઍન્ડ્રૂઝ અને વેરિયરનો તાર આવ્યો. એટલે બાપુએ તા. ક. ઉમેરી:

"As I have been writing the European love letters, your cable also signed by Verrier comes to me. God be thanked. I know you are labouring."

"હું યુરોપના પ્રેમપત્રો લખી રહ્યો હતો ત્યાં તમારો તાર જેના ઉપર વેરિયરની પણ સહી છે તે મળ્યો. ઈશ્વરનો મહા અનુગ્રહ છે. હું જાણું છું તમે ખૂબ મહેનત કરી રહ્યા છો."

મિસિસ એસ્થર મેનનને:

"Even from this distance I could realize your agony. But God never comes to us except through the way of fire. There is a deep unconscious joy felt during such purifying agony. I hope that you were partaker of such joy during the trial. I saw or rather heard your name together with those of Horace Alexander and Andrews among the sender of a long message from England. I am growing stronger day by day. You won't expect a long letter from me. I am expending what energy I have in writing love notes to friends in England."

"આટલે દૂરથી પણ તારું દુઃખ હું સમજી શકું છું. પણ ઈશ્વર હંમેશાં આપણી પાસે કાંટાળે રસ્તેથી જ આવે છે. આવી પાવક વેદના વખતે એક ઊંડો, ઉપરથી ન દેખાય તેવો આનંદ અનુભવાય છે. હું આશા રાખું છું કે આ કસોટી દરમિયાન આવા આનંદની ભાગીદાર તું પણ થઈ હશે. ઇંગ્લંડથી હોરેસ એલેક્ઝાન્ડર અને ઍન્ડ્રૂઝ તથા

બીજાઓએ લાંબો સંદેશો મોકલ્યો હતો તેમાં તારું નામ પણ મેં જોયું હતું અથવા સાંભળ્યું હતું. મારામાં પ્રતિદિન શક્તિ આવતી જાય છે. મારા તરફથી લાંબા કાગળની આશા તો તું નહીં જ રાખે. મારામાં જે શક્તિ છે તે ઈંગ્લંડના મિત્રોને પ્રેમપત્રો લખવામાં હું ખરચી રહ્યો છું."

દેવી વેસ્ટને :

"I know what it must have meant to you to hear of my fast. But it was God's will. Could you not trace it in every thing that followed?"

"મારા ઉપવાસનું સાંભળતાં તમને શું શું થયું હશે તે હું જાણું છું. પણ ઈશ્વરની ઇચ્છા એવી હતી. પછીથી જે બધું બન્યું તેમાં એ ઇચ્છા તમે જોઈ શકતાં નથી?"

મ્યુરિયલને :

"All is over and the much advertised fast is a thing of the past. It was an experience well worth having, if only for the sake of the love it evoked from all parts of the world and the wave of reform that passed from one end of India to the other."

"બધું પતી ગયું છે. ખૂબ ગાજેલો ઉપવાસ હવે તો ભૂતકાળનો વિષય બની ગયો છે. આ અનુભવ ઠીક લેવા જેવો હતો. કાંઈ નહીં તો એટલા માટે કે દુનિયાના બધા ભાગમાંથી પ્રેમનો વરસાદ વરસ્યો અને હિંદુસ્તાનના એક છેડાથી બીજા છેડા સુધી સુધારાનું મોજું ફરી વળ્યું."

હોરેસ એલેકઝાન્ડરને :

"During the fast the English friends were ever near my heart."

"ઉપવાસ દરમિયાન અંગ્રેજ મિત્રો નિરંતર મારા હૃદય સમીપ હતા."

વેરિયરને :

"It required my fast, among many other things also, to bring me in physical touch with members of the Sangha. I had loving chats with father Winslow. I was glad to know these brethren. Shyamrao was also with them."

"બીજી ઘણી વસ્તુઓની સાથે આ ઉપવાસથી સંઘના સભ્યોના હું પ્રત્યક્ષ સંપર્કમાં આવ્યો છું. ફાધર વિન્સલો સાથે પ્રેમમય વાર્તાલાપ થયો. આ બધા ભાઈઓનો પરિચય થયાથી હું રાજી થયો. શ્યામરાવ પણ એમની સાથે હતા."

રોલાં ભાઈબહેનોને :

"My Dear Friends,

"I had your loving message. You were ever present to me during the travail. God's mercy was bountiful and traceable during the whole of the great drama. As I was finishing this, I had Mira's letter. Hers has been an agony without felt joy. But she has chosen the spiked bed and she is bravely lying on it."

"પ્રિય મિત્રો,

"તમારો પ્રેમાળ સંદેશો મળ્યો. આ અગ્નિપરીક્ષા દરમિયાન તમે હંમેશાં મારી સન્મુખ હતાં. ઈશ્વરની દયા અપાર હતી અને આખા પ્રસંગમાં પ્રત્યક્ષ થતી હતી. હમણાં જ મને મીરાનો કાગળ મળ્યો. એણે તો આનંદનો લાભ માણ્યા વિના દુઃખ વેઠ્યું. પણ એ બાણશય્યા એણે પસંદ કરી છે, અને એના ઉપર બહાદુરીથી તે સૂતી છે."

પોલાક દંપતીને :

"My Dear Henry and Millie, or Millie and Henry, if you like,

"Your wires and telepathic messages have told me what you must have felt, and done during all these days of joyous pangs. It was travail of new birth, which it has been undoubtedly to me, as I think it has been to superstitious ignorant Hinduism. The great manifestation was worth fasting for. Tokens of love from outside India, from England, have been also many and true. The threefold agony was much eased by the knowledge of all these things."

શાસ્ત્રિયારને જવાબ:

"Dearest Brother and Friend,

"Your wire and your letter are my treasure and my food. I shall not misunderstand you. Under better auspices I anticipate no difficulty in rendering a full and intelligible account of my doings in London. But that is a matter of small account. I want our love to stand the severest ordeal.

"I am flourishing. With deep love."

"પરમ પ્રિય ભાઈ અને મિત્ર,

"તમારો તાર અને તમારો કાગળ, મારું ધન અને મારો ખોરાક છે. તમારે વિષે મારા મનમાં ગેરસમજ થાય એમ નથી. વધારે સારા સંજોગોમાં હું ધારું છું કે લંડન દરમિયાનના મારા ધંધાનો પૂરો અને સમજી શકાય એવો હિસાબ આપવામાં મને કશી મુશ્કેલી નહીં આવે. પણ એ નાની બાબત છે. કઠણમાં કઠણ કસોટીમાં પણ આપણો પ્રેમ ટકી રહે એ મારે જોઈએ છે. મારી તબિયત સારી છે. ખૂબ પ્યાર."

ગોવિંદદાસને :

"અંત્યજ ભાઇઓંકે પ્રેમકે બારેમેં મુઝે કભી અવિશ્વાસ થા હી નહીં. ઇશ્વરને સબ અચ્છા હી કિયા હૈ. અબ હમ આશા રખેં કિ જો ઉત્સાહ પૈદા હુઆ હૈ ચિરસ્થાયી રહેગા ઔર અસ્પૃશ્યતાકી જડ ઉખડ જાયગી."

મેરી બારને :

"Every moment I mutter God is great and merciful."

"હરદમ રટણ ચાલી રહ્યું છે ઇશ્વર મહાન અને કૃપાળુ છે."

રેહાનાબહેનનો બીજો કાગળ આવ્યો. તેને ઉર્દૂમાં લખ્યું :

"પ્યારી બેટી રેહાના,

"ફાકેકે બાદ યહ પહલા ઉર્દૂ ખત હૈ. તુમ્હારે

૧-૧૦-'૩૨ ભજન બહુત અચ્છે હૈં. ફાકા શુરૂ કરનેકે વક્ત જો ભજન ગાયા વહ તુમ્હારા નહીં હૈ, તો ક્યા હૈ? આખિર હૈ તો તુમને દી હુઈ ઉમદા ચીજ. હાં, તુમ્હારા હી હોતા તો મુઝે બહુત જ્યાદા અચ્છા લગતા. ઠીક હૈ, દુબારા જબ ફાકેકા મૌકા ખુદા ભેજ દેગા તબ તુમ્હારા હી બનાયા હુઆ ભજન મુઝે ચાહિયે. આજસે તૈયાર કરો."

અબ્બાસ ડોસાને લખ્યું :

"Your faith was indeed great and events have justified it. It was so vital that you needed no effort to restrain yourselves from running to me as so many friends did. Yes, the prophecy or presentiment of Mrs. Abbas has come true. My warm congratulations to her. I am flourising on milk and fruit."

"સાચે જ તમારી શ્રદ્ધા જબરી હતી અને બનેલા બનાવોથી તે સાચી ઠરી છે. એ શ્રદ્ધા એટલી જીવંત હતી કે બીજા મિત્રોની જેમ અહીં દોડી આવતાં મનને રોકવા માટે તમારે વિશેષ પ્રયત્ન ન કરવો પડ્યો. ખરે જ, બેગમ અબ્બાસની ભવિષ્યવાણી અથવા તો ભાવિની પ્રેરણા સાચી પડી છે. તેમને મારી ખૂબ મુબારકબાદી. દૂધ અને ફળ ઉપર શક્તિ આવતી જાય છે."

ફિલિપ કિન્ગ્સ્લીને સંદેશો મોકલ્યો :

"I wish America could trace the Big Finger of God in all the happenings during the past few days in India. It was not man's doing; it was without doubt God's grace."

"છેલ્લા થોડા દિવસોમાં હિંદુસ્તાનમાં જે બનાવો બની ગયા છે તેમાં ઈશ્વરનો હાથ અમેરિકા જોઈ શકે એમ હું ઇચ્છું છું. આ માણસનું કામ નથી, ઈશ્વરની કૃપા જ છે એમાં શક નથી."

મીરાને :

"The fast was nothing compared to what it brought forth. It was not man's achievement. It was God's doing. All this must remove your sadness."

"ઉપવાસે નિપજાવેલાં પરિણામો જોતાં ઉપવાસ કશી વિસાતમાં ન હતો. આ કામ માણસનું નથી, ઈશ્વરનું છે. આ બધું જોતાં તારી દિલગીરી ભાગવી જોઈએ."

નાજુકલાલને :

"પ્રભુએ નવો અવતાર આપ્યો છે. હવે તેની ઇચ્છા પ્રમાણે દોરશે."

ક્રેસવેલને :

"Yes; God has been good and merciful to me."

"હા; ઈશ્વરની મારી ઉપર દયા છે; તેના મારી ઉપર ચારે હાથ છે."

અબ્દુલ્લ રહીમને :

"I quite agree with you that the other communal questions should also be settled in a spirit of mutual give and take. I hope efforts will be made in that direction."

"તમારી સાથે હું પૂરેપૂરો સંમત થાઉં છું કે બીજા કોમી પ્રશ્નો પણ પરસ્પર આપલેની ભાવનાથી ઉકેલાવા જોઈએ. હું આશા રાખું છું કે એ દિશામાં પ્રયત્નો થશે."

આનંદશંકર ધ્રુવને :

"મારે મન મારા અનુભવો ઈશ્વરસાક્ષાત્કાર જ છે. બીજા સાક્ષાત્કારમાં શું વધારે હશે?"

જમશેદ મહેતા જેમણે લખ્યું હતું કે પ્રાયોપવેશન કોણે કરવું, ક્યારે કરવું, વગેરે વિષે તમે કંઈ નિયમો નક્કી કરો તો સારું. તેને લખ્યું :

"ઈશ્વરના નામનો કેટલો દુરુપયોગ થાય છે એ વિચારી જાઓ. આ દુરુપયોગને તે સાંખે છે તો પછી મહાન શક્તિઓનો ઉપયોગ કરવા જતાં તેનો દુરુપયોગ પણ થઈ જાય તે સાંખવા યોગ્ય છે. છતાં તમે કહો છો તેમ તેને ખાળવા સારુ બને તેટલા પ્રયત્ન કરવા જ જોઈએ. તે કરવા ચૂકીશ નહીં."

મુનશીને :

"જે કંઈ થયું છે તે મનુષ્યકાર્ય જ ન હતું. મેં કાંઈ કર્યું છે એવો ખ્યાલ સરખોયે નથી આવતો. જે કંઈ કર તે મને અર્પીને મારે નિમિત્તે

કરજે, એ ગીતાવાક્યનો પ્રત્યક્ષ અનુભવ પ્રતિક્ષણ કર્યાં કરું છું, ને રસના ઘૂંટડા પીધાં કરું છું."

ઉપવાસ કરવા વિષે ઘણા તારો આવે છે. ગણેશનનો તાર હતો કે શંકર પાર્થસારથિ મંદિર ખોલાવવા ઉપવાસ કરે છે. ટ્રસ્ટીઓને થોડા દિવસની નોટિસ આપ્યા ઉપરાંત કશું કરવામાં આવ્યું નથી. બાપુએ એને તરત જ તાર કર્યો :

"Fasts like Shankar's premature, if not improper. Ask him to abandon his fast."

"શંકરના જેવા ઉપવાસ અયોગ્ય નહીં તો વખત પહેલાંના છે. ઉપવાસ છોડી દેવાનું એને કહો."

બીજા કાગળો પણ પુષ્કળ છે જ. આજે ચૌઘાટથી ઘણા તારો આવ્યા. સવર્ણ પરિષદના કાર્યવાહી મંડળના પ્રમુખનો એક મહત્ત્વનો હતો. એ મતલબનો કે હજારો માણસોની હાજરીમાં આ પરિષદે મંદિર ખોલાવવાનો ઠરાવ કર્યો; પણ ઝામોરિન માનતો નથી; એટલે સવર્ણો અંદર જઈને અને અવર્ણો બહાર રહીને સામુદાયિક ઉપવાસ કરવાનો વિચાર કરે છે. તમારા આશીર્વાદ આપો. કેલપ્પને પણ લખ્યું કે "નોટિસ તો અપાઈ ચૂકેલી છે. ટાઢતડકામાં ઊભા રહીને કેટલાયે સત્યાગ્રહ કર્યો છે એ નોટિસ ન ગણાય? આપના ઉપવાસને મેં સંમતિ માની લીધી. હવે તો લગભગ વિજય દેખાઈ રહ્યો છે. ઉપવાસ છોડવાથી આખી લડત પાછી ઠેલાશે. મારા અંતરાત્માનું જ માનું તો ઉપવાસ લંબાવું, તમારી આજ્ઞા જ હોય તો છોડું."

બાપુએ એને લાંબો તાર કર્યો કે, "તાત્કાલિક સારાં પરિણામ દેખાતાં હોય, તેથી પગલાંની નીતિ ઉપર કશી જ અસર પહોંચતી નથી. બધા સંજોગો ધ્યાનમાં લેતાં તમારી ભૂલ થયેલી જોઉં છું. ઉપવાસ છોડો અને ત્રણ માસની નોટિસ આપો."

વલ્લભભાઈને ને મને આથી આઘાત પહોંચ્યો. મારો તો એ જ પ્રશ્ન હતો કે એને એ અંતરાત્માનો સવાલ કેમ ન હોઈ શકે? એટલે બાપુ કહે: "એ મને પૂછે છે, મારા આશીર્વાદ માગે છે, એ જ બતાવે છે કે એને અંતરાત્માનો સવાલ નથી; પણ મારા અભિપ્રાયથી એ ચાલે. બાપટનો મારી સામે વિરોધ હતો, એ મારી શિસ્તમાં નથી, એટલે એને મારે કશું કહેવાનું ન હોય; પણ કેલપ્પન તો શિસ્ત સ્વીકારનારો રહ્યો. કામને કશો ધક્કો પહોંચવાનો નથી. ત્રણ માસ પછી કેલપ્પનમાં શક્તિ હશે તો એ પાછો કરવાનો જ છે. ધારો કે એ ન કરી શકે તો હું તો બેઠો છું જ.

હું તો વચન આપી ચૂકયો કે તારો ભાર હું ઉઠાવીશ. એટલે મર્યે જ છૂટકો છે. દેવને જ હું તો કહું કે એક નિર્દોષ બકરાને છોડાવ્યો છે, હવે એની કિંમતે આ બીજો બકરો લઈ લે."

સાંજે એવા ખબર આવ્યા કે કેલપ્પન બાપુના તારના પરિણામે આવતી કાલે ઉપવાસ છોડશે.

બાપુ કહે: "એની હઠનો કંઈ પાર છે? હજી એને કાલ સુધી રાહ જોવી છે. એક વાર ભૂલ લાગી કે તરત એ સુધારવી જોઈએ."

મેં કહ્યું: "મારા મનમાં આખો દિવસ એ વિચાર આવ્યો કે ભલે કેલપ્પનનો ઉપવાસ છૂટે, અને આપના કહ્યાથી, પણ એ જ સાથે મંદિર પણ ખૂલે."

બાપુ કહે: "મને એવો વિચાર નથી આવ્યો. મને તો એમ જ થયું છે કે એનો ઉપવાસ બંધ થાય તો સારું. મંદિર ન ખૂલે એની મને પરવા નથી, મંદિર ન ખૂલે તો સારું એમ કહું. કારણ કેલપ્પનની બહાદુરી તો અદ્ભુત કહેવાય, છતાં એ ઉપવાસ દૂષિત છે એને વિષે શંકા નથી. એ ઉપવાસ છોડવામાં એની વધારે બહાદુરી ગણાશે. એની ટીકા તો નહીં જ થાય પણ એની નમ્રતા અને નિયમપાલનની સ્તુતિ થશે. અને ત્રણ માસ પછી તો છે જ. મને શંકા જ નથી કે એ ઉપવાસ દૂષિત છે. અને એમ ઉતાવળે એ મંદિર ખૂલે એ પણ બરોબર નથી."

જબલપુરવાળા એક વકીલે તાર કર્યો કે સહભોજન કરવું કે નહીં? કોંગ્રેસી વિરુદ્ધ છે. બાપુએ તુરત લખ્યું: "મારાથી અભિપ્રાય ન અપાય."

અલીગઢથી એક ડૉ. મોહનલાલે તાર કર્યો હતો: "સવર્ણ હિંદુઓએ સફાઈકામ પ્રચાર માટે શરૂ કર્યું છે. સંમતિ આપો."

બાપુએ જવાબ આપેલો:

"Such cleaning by caste Hindus side by side with real sweepers likely to be good if absolutely sincere, and true spirit understood by sweeper brothers."

"સવર્ણો આવી રીતે ભંગીઓની સાથે રહીને સફાઈકામ કરે એનાં સારાં પરિણામ આવે, જો તદ્દન સચ્ચાઈથી કરવામાં આવે અને ભંગીભાઈઓ આનો સાચો ભાવ સમજે તો."

આજે બિરલા ને મથુરાદાસ વિસનજી આવી ગયા. મુખ્ય કામ અસ્પૃશ્યતાકાર્ય વિષે સૂચના લેવાનું હતું. "અમે તો પૈસા આપી જાણીએ બીજું ન જાણીએ. એટલે સૂચના આપો."

બાપુએ કહ્યું: "મંદિરો વગેરે ઊઘડે ન ઊઘડે પણ એ લોકોના કલ્યાણનાં કામ થવાં જોઈએ. એમની વચ્ચે રહીને એમનું શિક્ષણ, સ્વચ્છતા વગેરે કરનાર નિષ્ઠાવાળા શિક્ષકો જોઈએ."

બિરલાએ પૂછ્યું: "સ્વચ્છતાને કારણે જુદા બેસાડાય કે?"

બાપુ કહે: "ના; એમાં અધર્મ છે, જોખમ લઈને પણ સાથે જ બેસાડવા જોઈએ. એમાં સૈકાઓના પાપનું પ્રાયશ્ચિત્ત રહેલું છે."

એમણે પોતાને હોરની સાથે થયેલી વાતો કરી, બંગાળના ગવર્નરની સાથે થયેલી વાતો પણ કરી. બાપુનો ભાવિ સુલેહને માટે મત માગ્યો. બાપુએ કહ્યું કે "ઓછામાં ઓછી માગણી પૂર્વવત્ સ્થિતિ, જમીન પાછી મળે" વગેરે. છતાં આ વિષે ક્યાંય લખવાની સાફ ના પાડી. બાપુએ કહ્યું: "વાટાઘાટો કરવી હોય તો એ લોકો ભલે શરૂ કરે, આપણાથી ન જ થાય."

એને લખ્યું :

"I can understand your reasoning. Only my fast is not intended to coerce anybody. It is meant to quicken into life sluggish conscience. That it may coerce some is unfortunately true. But such coercion can neither be prolonged nor extensive. A religious reformer does not attempt to dominate the mind. He stirs up people and makes them think and act.

"I must not purchase my relief at the sacrifice of my principles. Removal of untouchability is a vital part of my life's programme, but it is not the sole part of it. My life is in God's hands. He will shape it as He will. Do you not think I am in safe hands?"

"તમારી દલીલ હું સમજી શકું છું. જોકે મારા ઉપવાસ કોઈના પણ ઉપર બળાત્કારને અર્થે નથી, ટાઢા પડી ગયેલા અંતરાત્માને સતેજ કરવા માટે છે. કેટલાક ઉપર બળાત્કાર થાય એ વાત કમનસીબે સાચી છે. પણ આવો બળાત્કાર લંબાવી ન શકાય તેમ વ્યાપક પણ ન થઈ શકે. ધાર્મિક સુધારક લોકોના મન ઉપર આધિપત્ય મેળવવા પ્રયત્ન કરતો નથી, એ તો લોકોને જાગ્રત કરે છે અને તેમને વિચાર કરતા તથા કામ કરતા કરી મૂકે છે.

"મારા સિદ્ધાંતના ભોગે મારે મારી મુક્તિ ખરીદવી ન જોઈએ. અસ્પૃશ્યતાનિવારણ એ મારા જીવનના કાર્યક્રમનો બહુ મહત્ત્વનો ભાગ છે, પણ તે એકમાત્ર ભાગ નથી. મારું જીવન ઈશ્વરના હાથમાં છે, તેને જેમ ગમશે તેમ ઘડશે. તમને નથી લાગતું કે હું સલામત હાથમાં છું?"

"વૈષ્ણવ મંદિરો વિષે વિનય અને પ્રેમપૂર્વક હિલચાલ કરી શકો તો અવશ્ય કરવા જોગ છે. પણ પ્રેમને નામે અધીરાઈથી ઉદ્ધતાઈ ન વપરાય એ ખૂબ ધ્યાનમાં રાખવાનું છે."

"મેરી દૃષ્ટિમેં સ્પર્શ, મંદિરપ્રવેશ, આદિ અસ્પૃશ્યતાનિવારણકા અંગ હૈ. ભોજન ઐચ્છિક બાત હૈ."

આખરે કેલપ્પનનો તાર આવ્યો :

"બાપુના પ્રેમની આજ્ઞાને આધીન છું. પારણાં કર્યાં. આજે આઠ દિવસ થયા. બાપુના જન્મદિવસે તેમને નમ્રતાપૂર્વક પ્રણામ."

આખા હિંદુસ્તાનમાંથી જેને ઉપવાસ છોડવાના તારો જતા હતા અને કોઈનું સાંભળતો ન હતો તે બાપુના આદેશને વશ થઈને ઉપવાસ

છોડે છે એ પણ પ્રેમના મહિમાનું અને આજ્ઞાપાલનનું સરસ દર્શન કરાવે છે.

શાસ્ત્રીનું એક સુંદર ભાષણ આજે વાંચ્યું. એમાં એમણે દક્ષિણનાં મંદિરો ખોલવાની બાપુની માગણીને ઉદ્દેશીને બાપુની અંત્યજસેવાનું હૃદયવેધક વર્ણન આપ્યું છે. ટ્રાંકિવબારના એક તામિલને ઘેર બાપુએ કેમ યાત્રા કરી, દક્ષિણ આફ્રિકામાં ગોળી ખાધેલા એ વીરની વિધવા કેમ બાપુની પાસે આવતાં ડરતી હતી, એનું પણ વર્ણન હતું. બાપુએ એનું વધારે વર્ણન આપતાં કહ્યું: "એ નાઈકરનો બાપ. નાઈકરની માગણી કરવા હું ગયેલો. એ છોકરાને મેં નવરાવીધોવરાવી, સાફસૂફ કરીને પ્રથમ સભામાં લીધેલો અને કહેલું કે આ કહેવાતો અંત્યજ છોકરો મારી સાથે છે, હવે તમારે સભાનો ત્યાગ કરવો હોય તો કરો. એ છોકરાને લઈને જ પછી મેં પ્રવાસ કરેલો. નટેશનના પ્રાચીન વિચારનાં માતુશ્રીને પ્રથમ મેં નટેશન મારફતે પુછાવ્યું કે તમારે ત્યાં ઊતરવામાં વાંધો હોય તો નહીં ઊતરું.' એની માતાએ કહ્યું, 'ગાંધીની સાથે અંત્યજ કે ગમે તે હોય તે મારે ત્યાં ભલે આવે. એને ઘરમાં જમાડતાં મને અડચણ નહીં આવે.'"

* * *

ઉપવાસ દરમ્યાન વલ્લભભાઈનો વિનોદ સુકાઈ ગયેલો હતો તે હવે પાછો પુરબહારમાં ખીલ્યો છે. પોતાના કબાટમાંથી અનેક ટુવાલો 'સ્પંજ બાથ' આપવાને માટે કાઢેલા તેની વાત નીકળતાં બાપુ કહે: "હું બધાનો હિસાબ માગીશ."

વલ્લભભાઈ: "એ હિસાબ શેનો અપાય? અમે તો તમને ખોઈને બેઠેલા હતા. અમને થોડી જ ખબર હતી કે પાછા હિસાબ માગવાને માટે આવવાના છો?" બાને કહે: "જુઓને બા, આમનો જુલમ. માલવીયજીની પાસે ખાદી પહેરાવી, અસ્પૃશ્યને અડકાડ્યા, જેલમાં લાવ્યા, વિલાયત લઈ ગયા, અને હવે અસ્પૃશ્યની સાથે રોટીબેટીવ્યવહાર પણ કરાવશે."

જેલના ઘંટાનો રણકાર ઘણી વાર સંભળાયો તે તરફ મેં બાપુનું ધ્યાન ખેંચ્યું. વલ્લભભાઈ કહે: "ઉપવાસનો રણકાર એટલો સંભળાય તો કેવું સારું!"

બાપુનાં મોટાબહેનને જન્મદિવસનો તાર કરેલો:

"અંતઃકરણપૂર્વક પ્રાર્થના કરું છું કે તમારું શરીર ફૂલના જેવું ખીલે. ઈશ્વર તમારું કલ્યાણ કરો. જવાબની રાહ જોઉં છું."

એને બાપુએ તારથી જવાબ આપ્યો :

"Blooming like flower by God's grace but have you put yourself right about untouchability?"

"ઈશ્વરની કૃપાથી ફૂલની જેમ ખીલી રહ્યો છું પણ અસ્પૃશ્યતાની બાબતમાં તમારું મન તમે સુધારી લીધું ?"

એ કાગળ પોતાના મોટાભાઈ ખુશાલભાઈ મારફત મોકલ્યો, એટલા જ હેતુથી કે એઓ પણ એ તાર જોઈને જાણે કે આને આશીર્વાદ આપવામાં કેવી જવાબદારી રહેલી છે.

૩–૧૦–'૩૨ આશ્રમની ટપાલને માટે પચાસ કાગળો મૌનવારને દિવસે લખી કાઢ્યા.

પૂંજાભાઈને :

"મેં તમારી સાથે દોડવાનું કર્યું તો ખરું, પણ હમેણાં તો હાર્યો ગણાઉં. ફિકર નહીં. 'જીવને કે મરણે નહીં ન્યૂનાધિકતા.' મારે સારુ નવો જન્મ છે. ઈશ્વરને જે કરવું હોય તે કરે. પ્રભુએ લાજ રાખી છે. કસોટી બહુ હળવી કરી. હું તો ક્ષણે ક્ષણે ઈશ્વરની કૃપા અનુભવી રહ્યો છું."

એસ. કે. જ્યૉર્જને :

"Yes, *Rama-raj* is possible even with this mixture, if the workers are true. This does not exclude me. If I am true there must be true co-workers; if false, co-workers also false."

"હા, આ ઔષધથી પણ રામરાજ્ય શક્ય છે, જો કાર્યકર્તાઓ સાચા હોય તો. કાર્યકર્તામાંથી મને બાતલ ગણવાનો નથી. હું જો સાચો હોઉં તો સાથીઓ સાચા હોય જ. હું ખોટો હોઉં તો સાથીઓ પણ ખોટા હોય."

"વડીલોની હાંસી અને તિરસ્કાર આપણે મનમાં પણ કેમ કેળવીએ? અને એ તિરસ્કારમાં રહેલી આપણા દોષો પ્રત્યેની ઉદાસીનતા કેવી હાનિકારક છે?"

"લાંબો જવાબ આપું એટલી શક્તિ મેળવી નથી લીધી. વળી લખું પણ શું? મને ફરી લખવું. મારો નવો જન્મ છે ના? પૂર્વજન્મમાં સાંભળેલાનો ઉત્તર આ જન્મમાં આપવાપણું હોય? હોય તો ખરું, પણ નવીન રૂપે. એટલે પૂછવા જેવું હવે લાગે તે પૂછવું."

"ઉપવાસમાં પણ તને ભૂલ્યો ન હતો. તારે વિષે રંગૂન લખી રહ્યો હતો. મને કંઈ થાય તોયે તું નિર્ભય રહી શકે એમ પણ કર્યું હતું. પણ હજી મારે આ શરીરે સેવા કરવાપણું છે એમ જણાય છે."

"આ ઉપવાસમાંથી આપણે વધારે સાવધાન અને કર્તવ્યપરાયણ થતાં શીખીએ. મેં તો રસના ઘૂંટડા પીધા છે."

"ગામડાંઓમાં અંત્યજનું કામ ઘણું અઘરું છે એ હું જાણું છું. ઉપવાસ–સપ્તાહની જાગ્રત ગામડાંમાં કેટલી પહોંચી એ તો તમારા જેવા જ કહી શકે. તેને સારુ પણ વધારે ઉપવાસ જોઈતા હતા. પણ આ તો થઈ મનુષ્યકલ્પના. ઈશ્વરે ધાર્યા હતા તેટલા ઉપવાસ કરાવ્યા. હજુ તેને કેટલા કરાવવાના છે તે કોણ જાણે? એ રાખે તેમ રહીએ. ઊકળતા તેલમાં નાખે તોયે નાચવા તૈયાર રહીએ. નાચવાની શક્તિ પણ તે જ આપે એવો તેનો કોલ છે ના?"

ભણસાળીને :

"તમારો કાગળ જોઈ હું તો ખુશ ખુશ થઈ ગયો. પણ તમારો સંન્યાસ તો ત્યારે જ શોભે કે જ્યારે તમે જ્ઞાન સહિત પાછા આશ્રમમાં આવી સેવા કરો, સેવા કરતાં અલિપ્ત રહો. પથ્થરની ગુફા અને મડદાં બાળવાનું સ્મશાન તે ગુફા કે સ્મશાન નથી. ખરી ગુફા હૃદયમાં છે, ને સ્મશાન પણ ત્યાં જ છે. આપણે એ ગુફામાં રહી વિકારોમાત્રની રાખ કરીએ ત્યારે ખરો સંન્યાસ કહેવાય. એનો મહિમા ગીતાએ ગાયો છે. આમ હજુ તો મારો આત્મા સાક્ષી પૂરે છે."

"અર્જુનને તો શંકા ઉત્પન્ન થઈ હતી તે તેણે કૃષ્ણ પાસે મૂકી. મને તો શંકા ન થઈ પણ કૃષ્ણે જ કહ્યું: 'ગેક, શું સૂતો છે? વેળા આવી છે તે ન ચૂકતો. અનશન એ અહિંસાની પરાકાષ્ઠા હતી એમ મેં માન્યું છે. પરિણામ પણ એ જ સૂચવતું લાગે છે. હિંદુ ધર્મમાં વર્ણવાયેલી તપશ્ચર્યામાં અનશનને સ્થાન છે અને તે મોટું છે. આમ અર્જુનના કેસમાં ને મારા કેસમાં ભેદ છે. તેથી હું વધારે જ્ઞાની, એમ કહેવાનો આશય નથી. માત્ર આ દાખલામાં મારા મોહની વાત નથી એટલું જ બતાવવું છે. આ સમજ્યું?"

નારણદાસને :

"ઉપવાસમાં યાતના ઠીક ભોગવી પણ શાંતિનો પાર ન હતો. પ્રભુએ કસોટી ઠીક કરી છતાં હળવી હતી. સાત ઉપવાસ તો કાંઈ જ નહીં. પણ તે દરમ્યાન શારીરિક, માનસિક યાતના સારી કહેવાય. મારા અનુભવથી ભિન્ન પ્રભુનાં દર્શન કેવાં હશે એ મને ખબર ન પડે. એ દર્શન એટલે પૂર્ણ જ્ઞાન એમ કહેવાનો હેતુ નથી. એ અકથનીય અનુભવ છે. પૂર્ણ દર્શન એ પણ ન કહેવાય."

ભાવનગરના એક યુવકે એક દુકાનદાર સામે અનશન શરૂ કર્યું છે. કારણ કે એણે અંત્યજોને દુકાન ઉપર આવવા દેવાનું વચન આપ્યું, પછી સનાતનીઓમાં ભળી તેમના મેનિફેસ્ટોમાં સહી આપી. એણે અનશન આદર્યાં પછી બાપુને કાગળ લખ્યો. બાપુએ એને લખ્યું :

"એ દુકાનદાર સાથેનો તમારો સંબંધ જાણ્યા વિના હું અભિપ્રાય ન આપી શકું. ત્યાં નાનાભાઈ છે તેને પૂછવું ઘટે. વળી પગલું ભર્યાં પછી તમે સલાહ માગો છો એ પણ બરોબર નથી. અનશન કરવાથી માણસો પોતાનો સ્વભાવ તુરત બદલે એ સંભવતું નથી."

* * *

કેલપ્પનને વિષે ઝામોરિનને તાર મોકલ્યો તેની નકલ એ. પી. આઈ. ને મોકલવાની હતી. મેજરે એ તાર અને રંગસ્વામીનો તાર તથા એ. પી. આઈ. ને મોકલવાની નકલ બધું સરકારમાં મોકલ્યું. બાપુને આથી ઠીક આઘાત પહોંચ્યો અને સાંજે કહેતા હતા કે આ અસ્પૃશ્યોની બાબતમાં લડી લેવું પડશે.

કેલપ્પનને વિષેના ઝામોરિનને મોકલેલા તાર વિષે વાત કરતાં મેં પૂછ્યું : "આ બાબતમાં તમે તમારી સ્થિતિમાં આગળ વધ્યા છો. તમે તો કહેલું કે કેલપ્પન જો ઉપવાસ ન કરી શકે તો આપને કરવા પડશે. આજે કહો છો કે તમે એની સાથે કરશો."

બાપુ કહે : "જરાય ફેરફાર નથી કર્યો. મારી વૃત્તિ તમે નથી જાણતા કે જેની હું સલાહ આપું તે હું પોતે કરવાને તૈયાર હોવો જોઈએ. કેલપ્પન પોતે સફળ ન થાય તો એવો સંભવ છે કે હું તેની સાથે જોડાઈ જાઉં. એ એક સંભવ મારે જણાવવો રહ્યો. તે વખતે હું જોડાઉં તો નોટિસ આપ્યા વિના જોડાયો કહેવાઉં."

મેં કહ્યું : "ત્યારે રાજાજી કહે છે તે સાચું કે જે લોકો પોતે અનશન કરે તેવા ન હોય તેઓ તમારા અનશનને વખાણે એનો કાંઈ અર્થ નથી."

બાપુ : "ના, એ બરોબર નથી. એવા લોકો અનશનની સલાહ ન આપે કે સૂચના ન કરે. પણ સ્તુતિ કરનારને વિષે જોશો કે જેઓ પોતે ન કરી શકતા હોય તે બીજામાં જુએ એટલે તેની સ્તુતિ કરે. કવિને મારા અનશનની આટલી અસર કેમ થઈ? કારણ એ જાણે છે કે પોતાનાથી એ ન થાય. આ સામાન્ય નિયમ જ છે એમ કહી શકાય."

આજે સવારમાં મને બાવીસ કાગળો લખીને આપ્યા. એમાં ઘણાં પત્તાં હતાં એ વાત સાચી. પણ બાવીસ કાગળોનો નિકાલ કર્યો
૪–૧૦–'૩૨ એ તો ખરું જ ના? એમાં કેટલાક કાગળો જન્મ-દિવસના ધન્યવાદ આપનારાં બાળકો ઉપર હતા. એક અમેરિકન સ્ત્રીનો કરુણ કાગળ હતો તેમાં એણે લખેલું કે મારો દીકરો ક્ષયથી પીડાય છે. એની સારવારનાં ઓછાં જ સાધન છે. એ મોટા માણસોના હસ્તાક્ષર ભેગા કરે છે, અને એમાંથી જે પૈસા મળે તે ઇલાજ લેવામાં કામ આવે છે. બાપુએ એને લીટી મોકલી :

"May you recover soon."

"તમે જલદી સાજા થઈ જાઓ."

એક માણસે દક્ષિણમાં સ્વમાનસંરક્ષણ પ્રવૃત્તિમાં ખૂબ ભાગ લીધેલો. હિંદુ ધર્મને ગાળો આપેલી અને બાપુને પણ ગાળો આપેલી. એનો કાગળ આવ્યો કે "મને હવે તમારા ઉપવાસ પછી તમારી સચ્ચાઈનું ભાન થાય છે અને પશ્ચાત્તાપ થાય છે. અને પ્રાયશ્ચિત્ત તરીકે ૪૦ દિવસ મૌન અને એક ટાણાં કરીશ." એને બાપુએ લખ્યું :

"I thank you for your letter. Misunderstanding about the life and motive of a public man will always arise. Your confession does you credit."

"તમારા કાગળ માટે આભાર. લોકસેવકનાં જીવન અને ઇરાદાઓ વિષે હંમેશાં ગેરસમજો ઊભી થવાની. તમારો એકરાર તમને શોભાવે છે."

એક ઇસિપ નામના રોમન કેથલિક હિંદીએ અનશન એ આત્મહત્યા છે એમ કહીને કાગળ લખેલો. એને લખ્યું :

"I thank you for your touching appeal. The matter is over for the time being. But I suggest to you that such matters are too deep for argument. They must be left to God and His creature."

"લાગણીભરી અપીલ માટે આભાર. હાલ તુરત તો એ વાત પતી ગયેલી છે. પણ તમને મારી સૂચના એ છે કે આવી વસ્તુઓ દલીલથી પર હોય છે, એ ઈશ્વર અને તેના બંદા ઉપર છોડી દેવી જોઈએ."

એક બાળમંદિરનાં બાળકોએ પોતાના નામની પાછળ 'ભાઈ' અને 'બહેન' લગાડેલાં. તેમને લખ્યું :

"તમે બધાં ટીચૂકડાં ભાઈઓ અને બહેનો બનશો તો સારા જોવાનું શું થશે? ઉપેન્દ્રને ઉપેન્દ્રભાઈ અને ભદ્રિકાને ભદ્રિકાબહેન કોણે બનાવ્યાં? હું ત્યાં આવું તો કોઈને ભાઈ કે બહેન કહેવાનો નથી. એ શરત ગમે કે? બીજી શરતો તો મેં સંઘરી રાખી છે."

અસ્પૃશ્યતાનિવારણ એટલે રોટીબેટીવ્યવહાર નહીં એ નીચેના સૂત્રમાં જણાવ્યું:

"Removal of untouchability does not include interdining unless untouchables are excluded on the ground of their being born so, when others are not."

"અસ્પૃશ્યતાનિવારણમાં સહભોજન આવી જતું નથી, સિવાય કે બીજાઓને અલગ ન રાખવામાં આવે પણ એકલા હરિજનોને જ તેમના જન્મને કારણે અલગ રાખવામાં આવે."

સ્ટવ સળગાવતાં દાઝીને બળી મૂએલાં પ્રો. ત્રિવેદીનાં ભાભીના અવસાન નિમિત્તે લખતાં: "તારાગૌરીના અવસાનનું હૃદયદ્રાવક વર્ણન મોકલ્યું એ ઠીક કર્યું. પડછાયાની જેમ આપણી પાછળ ચાલતું મોત ક્યારે આપણો ટોટો પકડશે એ કોણ જાણે છે? મનુને આઘાત પહોંચશે. પણ તે બહાદુર છે. ઘા સહી લેશે. તારાગૌરીના શ્રાદ્ધ નિમિત્તે તમારા કુટુંબમાંથી પ્રાયમસને તિલાંજલિ આપો તો બહુ મહાન ત્યાગ કર્યો નહીં ગણાય, ને કદાચ બીજી બહેનો એ રાક્ષસના મુખમાંથી છૂટે."

ચંદ્રશંકર પંડ્યાને લખ્યું:

"જમાનો બદલાય પણ તમે શાને બદલાઓ? કેટલાક પોતાના રોગને વરે છે, તેમાં તમે પતિધર્મનો ભંગ કરો છો તેનીયે દરકાર નથી કરતા. ભોગજોગે છૂટાછેડાનેયે અવકાશ ન મળે."

"મને તો શક્તિ ઘોડાવેગે આવી રહી છે. સરદાર પોતાની સરદારી અહીં એડે પણ છોડતા નથી ને છોડવાનું કહીએ તો કહે છે અફીણી કાકી જો અફીણ છોડે તો હું સરદારી છોડું. આ દુઃખ ક્યાં રડીએ?"

આજે અનેક પ્રકારની ભેટો આવી. લાહોરના એક વૈદ્યે સામો મોકલ્યો. એરિસ્ટાર્શીએ રશિયન ક્રૉસ મોકલ્યો. મૂર્તિજાપુરના એક વૈદ્યે પારાનું શિવલિંગ મોકલ્યું. બંગાળથી એક જણે મધ મોકલ્યું.

સ્કૉટ હેન્ડરસન નામના એક પાદરીને:

"If I say God inspired my fast and you say He did not, who will be the judge? Can you show me why I should prefer your opinion to the Inner Voice in me? Do you not think that I am safer in God's hands than men's?"

"હું કહું કે ઉપવાસની પ્રેરણા મને ઈશ્વરે કરી અને તમે કહો કે તેણે નથી કરી; તો આપણા બે વચ્ચેનો ન્યાય કોણ તોળે? મારા અંતર્નાદ કરતાં તમારો અભિપ્રાય હું શા માટે પસંદ કરું એ તમે બતાવી શકો

એમ છો? તમને એમ નથી લાગતું કે માણસના હાથમાં રહેવા કરતાં ઈશ્વરના હાથમાં રહેવામાં હું વધારે સલામત છું?"

આજે સરકારને કાગળ લખવાને માટે સવારના પહોરમાં નોટબુક માગી, પણ પછી હાલ તુરત લખવાનો વિચાર માંડી વાળ્યો અને બીજા કાગળો લખ્યા. આજે પણ ઢગલો કાગળો કાઢ્યા.

૫–૧૦–'૩૨

"Now that the fast is a thing of the past and has perhaps justified itself, George Lancaster would not want me to argue all its ethics. After all things that come from God are hardly capable of being fully reasoned out. . . ."

"ઉપવાસ હવે ઇતિહાસનો વિષય બની ગયો છે. અને કદાચ એ સુફળદાયી પણ સાબિત થયો છે એટલે તેની નીતિમત્તાની ચર્ચા જ્યૉર્જ લેન્કેસ્ટર હવે નહીં ઇચ્છે. જે વસ્તુ ઈશ્વર પાસેથી આવે છે તેનાં પૂરેપૂરાં બુદ્ધિગમ્ય કારણો ભાગ્યે જ આપી શકાય છે."

"I prize the weather from Mr. Lloyd George's garden charged as it is with his love."

"મિસ્ટર લૉઇડ જ્યૉર્જના બગીચાની હવાને હું મૂલ્યવાન ગણું છું, કારણ તેમના પ્રેમથી તે ભરેલી છે."

"I am regaining my lost strength rapidly. It was all a rich experience. I have gone through many more and prolonged fasts. But none was so joy giving."

"મારી ગુમાવેલી શક્તિ થોડાવેગે પાછી આવતી જાય છે. બહુ કીમતી અનુભવ મને મળ્યો. મેં ઘણી વાર અને લાંબા ઉપવાસો કરેલા છે. પણ એકેમાં આટલો આનંદ નથી મળ્યો."

"Manilal must be reaching Bombay in a day or two. Poor boy! He is coming to see me dying. He will have a disappointment of his life."

"મણિલાલ એક બે દિવસમાં મુંબઈ આવી પહોંચશે. એ બિચારો મને મરણપથારીએ જોવા આવે છે. એને જીવનની એક નિરાશા સાંપડશે!"

"My saying that in Europe people could not live without some compromise was surely not meant to apply to man like Satyavan. But you and I must not judge him. After all even the strongest have to compromise to an extent. No one can lay down the law for the other."

"મારું કહેવું કે યુરોપમાં લોકો કાંઈ ને કાંઈ તડજોડ કર્યા વગર જીવન ગાળી શકતા નથી એ વસ્તુ સત્યવાન જેવા માણસને અનુલક્ષીને મેં નથી કહી. પણ તમે અને હું તેનો ન્યાય ન તોળીએ. છેવટે તો સમર્થમાં સમર્થ માણસને પણ અમુક દરજ્જે તડજોડ કરવી પડે છે. કોઈ પણ માણસ બીજાને માટે નિયમ ન બનાવી શકે."

સંત ફ્રાન્સિસના એક ઇટાલિયન મઠની બહેનોને:

"Your loving letter of the 2nd September has duly reached me. I had also that beautiful cable during my holy fast. Tokens such as yours were food for me sent by God."

"બીજી સપ્ટેમ્બરનો તમારો પ્રેમાળ કાગળ મને મળ્યો છે. તમારો સુંદર તાર પણ મારા પવિત્ર ઉપવાસ દરમિયાન મને મળ્યો હતો. તમારા જેવાનો પ્રેમ મારે માટે ઈશ્વરે મોકલેલા ખોરાક સમાન થઈ પડ્યો હતો."

"The days of agony were also the days of inner joy. It was a little penance for the great sin of untouchability committed by millions against their fellow beings."

"યાતનાના દિવસો એ આંતરિક આનંદના દિવસો પણ હતા. કરોડો માણસોએ પોતાના માનવબંધુઓ પ્રત્યે અસ્પૃશ્યતા રાખવાનું જે મહાપાપ કર્યું છે તે ધોવા માટે આ નાની તપશ્ચર્યા હતી."

હોરેસને:

"I have written so much to so many friends about the fast that I do not feel like saying anything in this letter. No doubt you will see some of the letters that are going by this week's mail. This however I will say: God was never nearer to me than during the fast. And I felt the love of you all although I had not then any letter from England."

"મેં એટલા બધા મિત્રોને આ ઉપવાસ વિષે એટલું બધું લખ્યું છે કે આ કાગળમાં કાંઈ કહેવાની ઇચ્છા થતી નથી. આ અઠવાડિયાની મેલમાં લખાયેલા કાગળોમાંથી કેટલાક તો જરૂર તમને જોવાના મળશે. છતાં આટલું તો કહું: આ ઉપવાસ દરમિયાન ઈશ્વર જેટલો મારી સમીપ હતો તેટલો કદી નહોતો. વળી જોકે તે વખતે ઇંગ્લંડથી એક કાગળ મને મળી શક્યો નહોતો છતાં તમારા બધાનો પ્રેમ હું અનુભવી રહ્યો હતો."

બદ્રીદત્ત પાંડે, જેમનો પુત્ર ગંગામાં ડૂબીને મર્યો અને તુરત દીકરી ભાઈના આઘાતને લીધે મરી, એને લખ્યું:

"આપકા દુઃખ અવર્ણનીય હૈ. લેકિન સુખ ઔર દુઃખ દોનોં ઈશ્વરદત્ત હૈં. ઇસલિયે દોનોંકા હમ સ્વીકાર શાંતિપૂર્વક ઔર એક હી ભાવસે કરેં. ઔર મૌતકા ડર ક્યોં? વહ તો સબકે લિયે હૈ. જો ગયે વે ગયે નહીં હૈં, જો રહે વે રહે નહીં હૈં. દોનોં હૈં હી. સિર્ફ સ્થાનભેદ હૈ. યહ તો હુઈ જ્ઞાનવાર્તા. ઈશ્વર આપ દોનોંકો શાંતિ દેવે, સહનશીલતા દેવે."

"I cannot imagine a more effective method of honouring the memory of the great Swami Dayanand than by every Aryasamajist devoting his best energies to the cause of the Harijans during the wave of reform."

"દેશમાં સુધારાનું મોજું ફરી વળ્યું છે તે વખતે દરેક આર્યસમાજી હરિજનની સેવામાં પોતાની સઘળી શક્તિ રેડે એના કરતાં મહાન સ્વામી દયાનંદની યાદગીરીને માન આપવાની બીજી વધારે અસરકારક રીત હું કલ્પી શકતો નથી."

"Yes, these have been days of marvel. I only hope that the enthusiasm will not wane."

"હા, આ ચમત્કારના દિવસો હતા. હું એટલી જ આશા રાખું છું કે આ ઉત્સાહ ઓસરી નહીં જાય."

આજે પણ બાવીસ કાગળો બાપુએ લખ્યા. બાપુના તરફથી મને લખવાની છૂટ હતી તે બંધ થઈ એટલે કેવળ પહોંચ

૬–૧૦–'૩૨ સ્વીકારવા પૂરતાં પત્તાં પણ એમને જ લખવાં પડે છે. અસ્પૃશ્યતાના પ્રશ્ન વિષે હરિભાઉ ફાટકનો કેટલાક સવાલોવાળો કાગળ આવ્યો, તેનો વિગતવાર જવાબ બાપુએ આપ્યો:

"Let this suffice as a brief answer to your questions.

"Interdining and intermarriage are not an essential part of removal of untouchability root and branch. These two form a separate reform and must come one day for all sections of Hinduism.

"Nothing can be or should be done by compulsion. Fasting and the like are not designed to compel people to act against their wills, they are designed to make people think and act. If 'untouchables' are no longer untouchable what are they in Hindu Society? My own opinion is that the *Varna* system has just now broken down. There is no true *Brahmana* or true *Kshatriya* or *Vaishya*. We are all *Shudras* i. e. one *Varna*. If this position is accepted then

the thing becomes easy. If this does not satisfy our vanity, then we are all Brahmins. Removal of untouchability does mean root and branch destruction of the idea of superiority and inferiority. He who says 'I am more than my fellow' debases himself; he who says 'I am the least among my fellows' raises himself. My fast was intended not to deal with the question superficially but to make us true.

"I wish I could mechanically fix the time limit. Who am I to do so? But this I can say from my past, there will be no fast in this matter if the reform is progressing steadily and there is no humbug or make-believe behind it. Real progress is self-demonstrated. The Harijans will feel its glow in unmistakable terms. I would beseech you therefore not to worry about the time limit.

"We all believe in idols and images of some sort. I do. The ordinary temple has no attraction for me personally. But it has a tremendous spiritual value. Therefore it must be open to Harijans. Reform of temples, not their destruction, is necessary."

"તમારા સવાલોના આ ટૂંકા જવાબો પૂરતા છે.

"અસ્પૃશ્યતાનું જડમૂળથી નિવારણ કરવા માટે સહભોજન અને મિશ્રવિવાહ અનિવાર્ય નથી. આ બે સુધારા અલગ અલગ છે. અને હિંદુ સમાજની બધી જ્ઞાતિઓએ એક દિવસ તે સ્વીકારવા પડશે.

"બળજબરીથી કશું થઈ શકે નહીં અને કશું કરવું પણ ન જોઈએ. ઉપવાસ અને એવા ઉપાયો લોકો પાસે તેમની મરજી વિરુદ્ધ કશું કરાવવા માટે નથી. એ તો લોકોને વિચાર કરતા તથા કામ કરતા કરી મૂકવા માટે છે. 'અસ્પૃશ્યો' જો હવે અસ્પૃશ્ય ન રહ્યા હોય તો તેઓ હિંદુ સમાજમાં શું છે? મારો અભિપ્રાય એવો છે કે આજે વર્ણવ્યવસ્થા નાશ પામેલી છે. સાચો બ્રાહ્મણ અથવા સાચો ક્ષત્રિય અથવા સાચો વૈશ્ય આજે નથી. આપણે બધા જ શૂદ્રો છીએ એટલે કે એક વર્ણ છીએ. આ સ્થિતિ સ્વીકારવામાં આવે તો વસ્તુ બહુ સહેલી થઈ જાય છે. પણ આનો સ્વીકાર કરતાં આપણું અભિમાન ઘવાતું હોય તો આપણે બધા બ્રાહ્મણો કહેવડાવીએ. અસ્પૃશ્યતાનું નિવારણ કરવું એટલે ઊંચનીચના ભેદભાવનો જડમૂળથી નાશ કરવો. જે એમ કહે કે 'હું બીજા માણસો કરતાં ચડિયાતો છું' તે પોતાને હલકો પાડે છે. જે એમ કહે કે 'હું તો બધા માણસો કરતાં

પહેલે જ દિવસે તેમણે આપેલાં ભાષણોમાંથી એકનો તરજુમો કરી મહાદેવે મને વાંચી સંભળાવ્યો. ભારે ઉત્તેજક ચીજ હતી. આ દિવસોમાં ઈશ્વરના પ્રેમની બીજી પણ ઘણી નિશાનીઓ મળી. આખા પ્રસંગમાં ઈશ્વરની દોરવણી હતી એ વિષે મને કદી શંકા ઊઠી નથી.

"પણ મોટું કામ તો હજી બાકી છે. મને લાગે છે હજુ તમારું સ્થાન ત્યાં જ છે."

એગેથાને :

"I know I gave you all a most anxious time. It was inevitable. It was all God's doing. I could trace His hands in everything that happened during those days."

"હું જાણું છું કે તમને બધાંને મેં બહુ ચિંતા કરાવી. પણ એ અનિવાર્ય હતું. એ બધું ઈશ્વરનું કામ હતું. એ દિવસોમાં જે બન્યું તે દરેક ચીજમાં ઈશ્વરનો હાથ હું જોઈ શકતો હતો."

બેલગામથી આવેલ પત્રના જવાબમાં :

"I thank you for your letter and the *Prasadam.* Please thank all the merchants for the *Akhand Saptah.* I have no doubt that all such spiritual effort helped the great manifestation of the fast week."

"તમારા કાગળ તથા પ્રસાદ માટે આભાર. અખંડ સપ્તાહ માટે બધા વેપારીઓનો હું આભાર માનું છું. ઉપવાસના અઠવાડિયા દરમિયાન જે ઉત્સાહ પ્રગટ્યો તેમાં આવાં બધાં આધ્યાત્મિક કાર્યોની મદદ હતી એ વિષે મને શંકા નથી."

મિસિસ લિંડસેને :

"Thanks for your sweet letter. Yes, it would be tragic if God was accessible only to the learned. My feeling coincides with your washerwoman's. There was once a scientific expedition in search of God. The scientists are reported to have come to India and to have found God not in the homes of Brahmins nor in the palaces of kings, but they found Him in a hut of an untouchable. Hence my cry to God to admit me to the untouchable fold. After fifty years of trial they found me worthy to be so admitted. And I rejoice over the event."

"તમારા મીઠા કાગળ માટે આભાર. જો ભગવાન પંડિતોને જ મળી શકતા હોય તો એ તો મહા કરુણ કહેવાય, એ તમારી વાત સાચી છે. મારી લાગણી તમારી ચોખ્ખણની સાથે મળતી આવે છે. એક વખત ઈશ્વરની શોધમાં બધા વૈજ્ઞાનિકો નીકળી પડ્યા હતા. વાત એવી છે કે એ વૈજ્ઞાનિકો હિંદુસ્તાનમાં આવ્યા. ત્યાં એમને બ્રાહ્મણોના ઘરમાં કે રાજાઓના મહેલમાં ઈશ્વર જડ્યો નહીં, પણ એક અસ્પૃશ્યની ઝૂંપડીમાં જડ્યો. તેથી જ ઈશ્વરને હું કહું છું કે મને અસ્પૃશ્ય બનાવ. પચાસ વરસની પરીક્ષા પછી અસ્પૃશ્ય બનવાને હું યોગ્ય ઠર્યો છું અને તેથી મને આનંદ આનંદ થઈ રહ્યો છે."

"A thief does not steal in accordance with God's wish but even his stealing cannot be but by His permission."

"ચોર ઈશ્વરના આદેશ અનુસાર ચોરી કરતો નથી એ વાત ખરી છે. પણ એનું ચોરવાનું કામ પણ એની પરવાનગી વગર તો થઈ શકતું નથી જ."

"વૈષ્ણવ હવેલી અને સ્વામીનારાયણનાં મંદિર જાહેર મંદિર અવશ્ય ગણાય. પણ ત્યાંયે ટ્રસ્ટીને મનાવ્યા વિના પરાણે દાખલ ન થવાય."

પદ્મજાને :

"I miss your presence. The flower-pots are a constant reminder. But then it is a prisoner's privilege to miss the presence of dear ones."

"તારી ગેરહાજરી મને બહુ સાલે છે. ફૂલદાનીઓથી તું હંમેશાં યાદ આવે છે. પણ એ તો કેદીનો લહાવો છે કે વહાલાંથી વિખૂટા રહેવું."

"ગરીબીના ગંડળમાંથી ગોચી ઇત્યાદિ ભાઈઓને બાતલ રાખવામાં આવે એ અવશ્ય અધર્મ છે. પણ તે દૂર કરવા સારુ તમે એકદમ ઉપવાસ માંડો એ બરોબર નહીં ગણાય. તમારે ગોટેરાને વીનવવા ઘટે છે. તમારે તેમની સેવાથી પ્રતિષ્ઠા મેળવવી ઘટે છે. કોઈને ફરજ ન પાડી શકાય."

અસ્પૃશ્યતા વિષે મિત્રોને મળવાની અને છૂટથી પત્રવ્યવહાર કરવાની અને છાપાંમાં લખવાની છૂટ માગનારો બીજો કાગળ સરકારને આજે લખ્યો.

૭-૧૦-'૩૨ કહાન ચંદ્ર ગાંધીએ બાપુને બહુ વિનયપૂર્વક લખ્યું કે હિંદુ સમાજમાં નાહકનો ખળભળાટ ન કરો. ચાલ્યું આવ્યું તેમ ચાલશે. તમને બહુ વિજય મળ્યો. હવે તપશ્ચર્યાનો આ ઉપયોગ ન કરો. સૂચના કરવા માટે માફી પણ માગી. તેને લખ્યું:

"તમારો માયાળુ પત્ર મળ્યો છે. તમારી માયાની પાછળ રહેલી માગણી એવી છે કે મારે પચાસ વરસની માન્યતા અને મહેનતને છોડી દેવી. એ માયાને વશ થઈને પણ કેમ બની શકે?"

હીરાલાલની છોકરી લીલીએ લખ્યું: "પારણું મારે કરાવવું હતું પણ હું ન કરાવી શકી. મારે હાથે પારણું કરવું પડશે હો?"

બાપુએ એને લખ્યું:

"મને પારણું કરાવવાનો અર્થ સમજે છે? મારે તારા પારણા સારુ ઉપવાસ કરવા?"

ધારવાડના એક સજ્જનને ખૂબ લાંબા કાગળના જવાબમાં પત્તું:

"In my opinion all selfless service leads to self-purification. Economic and moral development should go hand in hand. *Atma* is that which animates the body. Realization comes through purification. Prayer is necessary for all, if food is.

"Liberty should be taken away in lunacy."

"મારા અભિપ્રાય પ્રમાણે તમામ પ્રકારની નિઃસ્વાર્થ સેવાનું પરિણામ આત્મશુદ્ધિમાં આવે છે. આર્થિક અને નૈતિક ઉન્નતિ સાથેસાથ થવી જોઈએ. આત્મા એ કે જે શરીરને પ્રાણવાન બનાવે. આત્મશુદ્ધિમાંથી આત્મજ્ઞાન થાય છે. ખોરાક બધાને માટે આવશ્યક છે, તો પ્રાર્થના પણ બધાને માટે આવશ્યક છે.

"માણસ ગાંડો થાય ત્યારે એની સ્વતંત્રતા છીનવી લેવી જોઈએ."

મણિશંકર ગણપતરામને:

"રોટીબેટીવ્યવહાર અસ્પૃશ્યતાનિવારણનું અંગ નથી. આમાં કોઈની ઉપર બળાત્કાર કરવાપણું તો છે જ નહીં; પણ રોટીબેટીવ્યવહાર કોઈ રાખે તો તેને અટકાવવાપણું પણ ન હોય, જેમ નાતજાત વચ્ચે એવો વ્યવહાર રાખનારને કોઈ અટકાવતું નથી. અસ્પૃશ્યતાનિવારણ અને આ વ્યવહાર નોખી વસ્તુ છે."

કિશોરલાલભાઈને માટેના કાગળમાં:

"ઉપવાસની યોગ્યતા અયોગ્યતા વિષે લખવાપણું નથી રહેતું. તેમાં દોષ તો હતો જ, પણ તે વિના ચાલે એમ ન જ હતું. અહિંસાનું એ છેલ્લું પગથિયું ગણાય."

"ઝીણું સૂતર જ્યાં લગી કંતાય ત્યાં લગી કાંતવાની આવશ્યકતા છે. ઝીણું વસ્ત્ર પહેરવાનો દોષ હું પણ સ્વીકારું છું. પણ ઝીણા વસ્ત્રના બીજા ઉપયોગો છે. કળાની દૃષ્ટિએ તેની બહુ આવશ્યકતા છે. ઝીણું સૂતર કાઢતાં

વચ્ચે ઘણી શોધો થાય છે, ને હાથની ક્રિયાઓને ઉત્તેજન મળે છે. વળી પૂર્વે ઝીણું સૂતર વેઠથી કઢાવતા. આ વેઠના પ્રાયશ્ચિત્તરૂપે પણ આપણે કેટલાક યજ્ઞાર્થે ઝીણું કાંતીએ કે જેથી જ્યાં જ્યાં એવા વસ્ત્રની આવશ્યકતા સિદ્ધ થાય ત્યાં યજ્ઞાર્થે કાંતેલું સૂતર મળે. ઝીણા સૂતરની પૂરી મહેનત આપવા બેસતાં તેનું દામ બહુ જ વધી જાય."

"રવીન્દ્રનાથે આ વેળા આડો આંક વાળ્યો. અમે બહુ નજીક આવ્યા."

कामये दुःखतप्तानां प्राणिनामार्तिनाशनम् — એ શ્લોકનું કિશોરલાલનું ભાષાંતર બાપુને ગમ્યું :

"હું તો ઇચ્છું સર્વ મારું સદાય
કો પ્રાણીનાં દુઃખનાશાર્થ થાય."

શૌકતઅલીને સવારના પહોરમાં તાર લખાવ્યો :

"I am delighted you have postponed your American visit. It will be glorious day when solid Hindu-Muslim-Sikh unity is achieved. Rest will follow as day follows night. If you will search diligently you will still find me in your pocket. Love."

"તમે અમેરિકા જવાનું મુલતવી રાખ્યું તેથી મને આનંદ થયો છે. જ્યારે હિંદુ–મુસલમાન–શીખની નક્કર એકતા સધાશે ત્યારે એ ભવ્ય દિવસ હશે. બાકીનું બધું તો રાત પછી જેમ દિવસ આવે છે તેમ આવી રહેશે. તમે બરાબર જોશો તો હજી મને તમારા ખિસ્સામાં જ પડેલો જોશો. પ્યાર."

એમણે કરેલો તાર તો મેજરે બાપુને આપ્યા પહેલાં હજી સરકારમાં મોકલ્યો છે, ત્યાં તો એ તાર છાપામાં આવ્યો. અને બાપુએ આ જવાબ લખાવ્યો. વલ્લભભાઈ કહે છે: "એ તાર હાથમાં નથી આવ્યો એ તો અંદર લખાયો !"

વાતચીતમાં કહ્યું :

"I do not mind any one preaching atheism for I know that his preaching won't travel beyond the tip of his nose. There have been many atheists. Which of them has succeeded?"

"કોઈ માણસ નાસ્તિકતાનો પ્રચાર કરે તેની મને પરવા નથી. હું જાણું છું કે એનો પ્રચાર એના નાકના ટેરવાથી આગળ જઈ શકવાનો નથી. ઘણાયે નાસ્તિકો થઈ ગયા, એમાંનો કોણ સફળ થયો છે?"

મથુરાદાસને :

"હવે તો ખરું જોતાં કોઈ એવું જાણીતામાંથી નથી રહ્યું જેના આશીર્વાદ અનશનને ન મળ્યા હોય. અહિંસા

૮-૧૦-'૩૨ એ અંતિમ શસ્ત્ર છે એમાં શંકા નથી. તેનો દુરુપયોગ થઈ રહ્યો છે ને વધારે થાય એ પણ સંભવ છે. છતાં એના દુરુપયોગમાંયે ખૂબી ભરી છે. એ કેવળ દુરુપયોગ કરનારને જ ઈજા પહોંચાડી શકે. અને તે પણ ઊંડું વિચારીએ તો થોડી જ. હેતુ શુભ હોય તો આત્મા કલુષિત ન થાય. દેહને જ ઈજા પહોંચે. વળી એવો દુરુપયોગ ઘણાથી તો ન થઈ શકે. ઉપવાસની યાતના ભોગવવા કેટલાક તૈયાર થાય?

"મને શક્તિ સરસ રીતે આવી રહેલ છે. બે રતલ દૂધ ને નારંગી, મોસંબી, દ્રાક્ષ કે દાડમનો પુષ્કળ રસ લઉં છું. ટામેટાનો રસ પણ લઉં છું. વજન ઘટીને ૯૩।। લગી ગયું હતું. પાછું ૯૯ લગી ચડી ગયું છે. દિવસમાં દોઢ કલાક ફરી શકું છું. એટલે લગભગ અસલ શક્તિને પહોંચ્યો છું એમ કહેવાય. ૨૦૦ તાર ઓછામાં ઓછા લગભગ ૪૫ આંકના કાંતું છું. આમાં બહુ થાક પણ જણાતો નથી. એટલે મુદ્દલ ચિંતાનું કારણ નથી. ઉપવાસમાં શારીરિક વ્યથા તો ભોગવી, પણ શાંતિના રસના ઘૂંટડા પીધા."

મોહનલાલ ભટ્ટને :

"મહમદ કાજીના રોજાના નિશ્ચયમાં તથ્ય છે. સંકટ સમયે રોજાનું ફરમાન ઇસ્લામમાં છે. આમ બીજા એક મુસલમાન ભાઈએ એ અરસામાં રોજા રાખ્યા હતા. રોજો એ ઉપવાસ નથી. મુસલમાન ભાઈઓની ફરજ આ બાબતમાં એ છે કે જેમ અંત્યજ પ્રશ્નનો નિવેડો આવ્યો, તેમ હિંદુ-મુસલમાન-શીખનો પણ આવે એમ તીવ્રપણે ઇચ્છવું અને તે વિષે કર્તવ્યપાલન કરવું."

"મારા ઉપવાસ પાછળ ધાર્મિક ઉકેલ તો હતો જ. અને હિંદુ જનતા વગર પરિશ્રમે તે સમજી ગઈ. ભારે જાગૃતિ થઈ છે, તે તો ધાર્મિક જ છે.

"સરકારી ઠરાવથી ધાર્મિક દૃષ્ટિએ અંત્યજના ચૂરા થઈ જતા હતા. તેની સામે રાજપ્રકરણી પ્રશ્ન તો નજીવો હતો. રાજપ્રકરણ એ ધર્મના પેટામાં છે. રાજપ્રકરણ એ સ્વતંત્ર વસ્તુ નથી. અંત્યજના ધાર્મિક ઉકેલમાં બધા દેશોમાં કચડવામાં આવેલી બધી જાતિઓનો સમાવેશ થાય છે. આ વાત ખ્રિસ્તી અને મુસ્લિમ સમાજ પણ સમજી ગયેલ જણાય છે."

"દારૂ ન પીનાર મિજલસમાં દારૂની પ્યાલી પસાર કરે તેમાં હું સિદ્ધાંત-દોષ નથી જોતો. એવી મિજલસમાં ગયા પછી પ્યાલી પસાર કરવાનો ધર્મ છે એમ મારી માન્યતા છે. એમાં દંભ નથી. સૂક્ષ્મ રીતે દારૂ પીનારનો પ્રેમ હરણ કરવાની એ રીત છે. આ દલીલ ચુસ્ત દારૂનિષેધકને લાગુ પડે છે. પ્રશ્ન પણ એવાને અવલંબીને થયેલો છે. આ જવાબ બરોબર ન સમજાયો હોય તો તેનો અનર્થ થવા પામે એમ છે. પણ તમારી પાસે આ ઉત્તર જાય તેમાં મને નિર્ભયતા છે."

એક અમેરિકન બાઈને :

"My inner being tells me that spiritual unity can only be attained by resisting with our whole soul the modern false life."

"મારો અંતરાત્મા કહે છે કે આધુનિક ખોટા જીવનનો આપણે આપણા સમસ્ત પ્રાણથી વિરોધ કરીએ તો જ આધ્યાત્મિક એકતા સિદ્ધ થઈ શકે."

રવિબાબુના સુંદર કાગળમાં અપીલ : "ઉપવાસનાં પરિણામથી સૌ આશ્ચર્યચકિત છે, હવે મુસલમાનો ને હિંદુને એક કરવા માટે આપના તરફથી એક વચન નીકળવું જોઈએ."

ફાધર વિન્સ્લોનો કાગળ કે "તમે બતાવેલું કામ સફળ થશે એવી આશા આવી છે, અને તમને અમે મળવા માગીએ છીએ."

ચિંતામણિનો કાગળ :

"હું આ કાગળ તમને એક લિબરલ તરીકે નથી લખતો, પણ એક હિંદી તરીકે લખું છું, જેને કૉંગ્રેસની પ્રતિષ્ઠાને ધક્કો પહોંચે તો દુઃખ થયા વગર રહે નહીં. છતાં કહું છું કે સવિનયભંગની લડત પાછી ખેંચી લો. કાંઈ નહીં તો આ લડત મોકૂફ રાખવાનો વિચાર કરો."

'ઉપવાસનાં પરિણામ' નામના 'લીડર'માં લખેલા લેખમાં પણ ઉપવાસનાં અદ્‌ભુત પરિણામો વર્ણવીને આ જ સૂચના કરવામાં આવી છે.

આવાં પરિણામો પછી આ લોકો આ જ કામમાં એકાગ્ર થશે માટે હવે તમે દમન બંધ કરો અને આ લોકોને છોડો એ સૂચના સરકારને કરવાની એમની હિંમત નથી ચાલતી. અને સવિનયભંગની લડત ખેંચી લેવાથી કૉંગ્રેસની પ્રતિષ્ઠા નહીં ઘટે પણ વધશે એમ માનતા હશે?

આને જવાબ :

"No need whatsoever for apology. I hope you received my previous letter in reply to your earlier letter.

"There are insurmountable difficulties about adopting the way you suggest. As a prisoner I am not free to discuss them. But if it was open to me to discuss them, I think you would be convinced of the soundness of my reason. But this I may say that no one can be more eager than I am to see peace established between the Government and the people or the Congress.

"I hope you are keeping well."

"માફી માગવાની જરાયે જરૂર નથી. પહેલાં તમારો કાગળ આવેલો તેના જવાબમાં લખેલો મારો કાગળ તમને મળ્યો હશે એવી આશા રાખું છું.

"તમે સૂચવો છો એ રસ્તો સ્વીકારવામાં ન ઓળંગી શકાય એવી મુશ્કેલીઓ રહેલી છે. કેદી તરીકે એ બધીની ચર્ચા હું ન કરી શકું. પણ જો હું એ ચર્ચા કરી શકતો હોઉં તો હું ધારું છું કે મારી દલીલોના સંગીનપણાની હું તમને ખાતરી કરાવી શકું. આટલું તમને કહું કે સરકાર અને લોકો અથવા તો કૉંગ્રેસ વચ્ચે શાન્તિ સ્થપાય એ જોવાને મારા કરતાં વધારે ઇન્તેજાર બીજું કોઈ નહીં હોય.

"હું આશા રાખું છું કે તમારી તબિયત સારી હશે."

મૂળચંદ પારેખને :

"ઠક્કર બાપાને હિસાબ મોકલી કોથળી છોડવાની તસ્દી આપજો. પણ

૯-૧૦-'૩૨ આ શુદ્ધિનો વાયરો વાઈ રહ્યો છે ત્યાં એવી પ્રતિજ્ઞા કરજો કે તમે વેચાશો કે તમારા ઘરનાં ભારોટિયાં વેચશો પણ એકે શાળાને કે આશ્રમને પડવા નહીં જ દો. કાઠિયાવાડ એટલા મૂઠીભર રૂપિયા એકઠા ન કરી શકે, એ અસહ્ય ગણાવું જોઈએ. આ કામને તમે વર્યા છો. ઝટ હારશો એ કામ નહીં આવે."

. . .એ પોતાના દુરાચારોની આત્મકથા લખી. તેને માટે પોતાના બાપને જવાબદાર ગણાવી, હવે બાપ પોતાની સુધારાની પ્રવૃત્તિમાં ભાગ નથી દેતા, માટે બાપને ઉઘાડા પાડવાની રજા માગે છે. આ જ ભાઈ જે જામનગરમાં સત્યાગ્રહ કરવા ગયા હતા, અને હમણાં થોડા દિવસ ઉપર . . . ભાઈની દુકાને અંત્યજોને દાખલ કરાવવાને માટે જેમણે સત્યાગ્રહ કર્યો હતો તે. એને બાપુએ લખ્યું :

"કોઈ પુત્ર પિતાનો કાજી નથી બની શકતો. તમારું કામ સુધારકનું છે. સુધારક સિપાહી ગુનેગાર ઉપર અસર પહોંચાડે છે, તેનાં છિદ્રો પ્રગટ

કરતો નથી, તેને કચેરીમાં લઈ જતો નથી. તમે પ્રેમથી પિતાની વર્તણૂક બદલાવો એ તમારો ધર્મ છે. પ્રગટ કરવામાં પાપ છે. તમે તો પિતાના બીજા ઘણા ગુણો વર્ણવો છો. પૈસાનો લોભ ન હોય તો વધારે સારું. પણ તે તમે કાળે કરીને તમારા વિનયથી દૂર કરી શકો છો. દૂર ન થાય ત્યાં લગી સહન કરો. ભાઈબહેનોને સમજાવો. તમારું જીવન વધારે શુદ્ધ, વધારે સંયમમય કરો. બધું કરતાંય પિતા ન જ માને તો ઘરનો ત્યાગ કરો, એમાં હું કાંઈ અનુચિત ન જોઉં. આ ત્યાગ પણ પૂરો સમય આપીને કરાય. આપણે સુધર્યા કે તરત જ જગત આપણા જેવું થઈ જવું જોઈએ એવું અભિમાન ન રાખીએ. આપણામાં એક સુધારો થયો હોય પણ અનેક દોષો ભર્યા હોય એ તો આપણે જોતા પણ ન હોઈએ. આમ વિચારી નમ્ર અને બીજાના દોષો પ્રત્યે ઉદારચિત્ત રહેવું આવશ્યક છે. આમાં તમારા બધા પ્રશ્નોના જવાબ આવી જાય છે."

વાસંતીદેવીને :

"It was fearful not to have met you again. As you were going, I do not know whether you noticed that I was casting hungry eyes on you, when Sarojini said, you were soon coming back. But you were not to.

"What is the meaning of my being a prisoner, if things could happen in the natural course. Let us therefore be thankful for the mercies we had. I was glad that my fast drew you to Poona. I was hungering to see you, since you will not write.

"And now do throw yourself in this glorious work of untouchability."

"તમને ફરી ન મળાયું તે બહુ દુઃખદ હતું. તમે જતાં હતાં ત્યારે હું તમારા તરફ ભૂખી નજરે જોઈ રહ્યો હતો, એ તમે જોયું કે નહીં એ મને ખબર નથી. સરોજિની દેવીએ મને કહ્યું કે તમે તરત પાછાં આવો છો. પણ તેમ થવાનું નિર્માયેલું નહોતું.

"જો બધું સ્વાભાવિક ક્રમમાં બન્યાં કરે તો પછી હું કેદી છું એનો અર્થ શો! ઈશ્વરે આપણા ઉપર જેટલો અનુગ્રહ કર્યો એ માટે આભાર માનીએ. મારા ઉપવાસથી તમે પૂના આવવા ખેંચાયાં તેથી મને આનંદ થયો. તમે કાગળ તો લખતાં નથી એટલે તમને મળવાની મને બહુ ભૂખ હતી.

"અને હવે તો અસ્પૃશ્યતાનિવારણના દિવ્ય કામમાં તમારે પડવું જ જોઈએ."

ઊર્મિલાદેવીને :

"My dear Urmila,

"What a tragedy! As you were passing out that day, I was about to shout out, when Sarojini said you were all coming back soon. And I subsided. But so it was to be. It was to me a sharp reminder that I was a prisoner and therefore not to have all my way. It is a good thing to have these shocks. They keep me humble.

"The lesson is, never put off till tomorrow what you can do today and never put off till the next moment what you can do this moment. I wanted to know all about you and your children. Now you must write fully about your joys such as you may have and sorrows that you do have. But sorrows of God's servants are their joys. They are the fires through which God tries and purifies them. Unmixed joys of this earth will stink in our nostrils and we should die of want of the oxygen of sorrows. I have read your letter to Mahadev. Let your boy go through the hard mill of difficulties instead of getting a soft-job."

"વહાલાં બહેન ઊર્મિલા,

"કેટલું કરુણ! તે દિવસે તમે બહાર જતાં હતાં ત્યારે હું તમને બૂમ મારીને પાછાં બોલાવવા જતો હતો, ત્યાં સરોજિની દેવીએ કહ્યું કે તમે બધાં થોડી વારમાં પાછાં આવવાનાં છો. એટલે હું થોભી ગયો. પણ એમ થવા નિર્માયું હશે. હું કેદી છું અને બધું મારી મરજી પ્રમાણે ન થઈ શકે એની મને તીખી ચીમકી મળી. આવા આઘાત આવે તે સારી વસ્તુ છે. તેને લીધે મારી નમ્રતા કેળવાય છે.

"શિખામણની વાત એવી છે કે આજે જે થઈ શકતું હોય તે કાલ ઉપર ન રાખવું અને જે અબઘડી થઈ શકતું હોય તે બીજી ઘડી ઉપર ન રાખવું. મારે તમારી અને બધાં છોકરાંની ખબરઅંતર પૂછવી હતી. હવે તો તમે જે હર્ષ અનુભવ્યો હોય, અને શોક તો અનુભવો છો જ, એ બધા વિષે વિગતવાર લખજો. ઈશ્વરના ભક્તને તો શોકના પ્રસંગો એ બધા હર્ષના પ્રસંગો જ છે. એની આગમાં ઈશ્વર આપણને તાવે છે અને વિશુદ્ધ કરે છે. આ દુનિયામાં એકલાં સુખો જ સુખો હોય તો આપણો જીવ એનાથી ઉબકાઈ જાય. દુઃખના પ્રાણવાયુ વિના આપણે મરી જઈએ.

"મહાદેવ ઉપરનો તમારો કાગળ મેં વાંચ્યો છે. એ તમારા દીકરાને સહેલાં કામ મળે તેના કરતાં મુશ્કેલીઓની કઠણ ચક્કીમાં એ પિસાય એ એને માટે સારું જ છે."

બાવીસ કાગળો આજે લખાયા.

"એક તાંતિયો તો તમે ભાંગી નાંખિયો. હવે બીજો ભાંગો એટલે થયું." બાએ બેલગામવાળાની સાથે થયેલી વાતોનો રિપોર્ટ આપતાં તેનું વાક્ય ટાંકી બતાવ્યું.

ગઈ કાલે વૈકુંઠ અને ગગન તથા સૌદામિનીની અણધારેલી મુલાકાત થઈ. એ લોકો એટલા ઉલ્લાસમાં હતાં કે તે જોઈને મને બહારની જાગૃતિનો સારો ખ્યાલ આવી શક્યો. ગગન કહેતા હતા કે એ લોકોએ તો એમ જ માન્યું કે ગાંધીજીના ઉપવાસ છૂટે એટલે સ્વરાજ મળ્યું. એ છ સાત દિવસ તો સુલેહ જ હતી એમ કહેવાય. બાપુએ ન ધાર્યું હોય એવું અને એટલું લોકોએ ઉપવાસમાંથી સમજી લીધું, એ જ બતાવે છે કે આ ઉપવાસ ઈશ્વરે કરાવ્યો. એની પાછળ મનુષ્યની અહંતા નહોતી. જ્યાં જે પ્રકારની અસ્પૃશ્યતા છે તેની ઉપર પ્રહાર થઈ રહ્યા છે. બંગાળમાં નારાજોલનો ખાન ૩૦,૦૦૦ માણસોને સહભોજન આપે છે, ત્યારે મદ્રાસમાં ધીમે ધીમે મંદિરો ખૂલે છે. પાલાઘાટમાં એક મંદિર ખૂલ્યું અને તેમાં નાયાડીઓને મંદિરના જ ચોગાનમાં સાથે બેસાડીને જમાડવામાં આવ્યા એ અસાધારણ વાત કહેવાય. વૈકુંઠ કહેતા હતા કે વાલપાખાડીનું દૃશ્ય પણ અદ્ભુત હતું. 'હિંદુ'નાં કૉલમ તો આ જ ચર્ચાથી ભરેલાં આવે છે. એમાં શિંદેની અસ્પૃશ્યતાનિવારણ માટે અપીલ છે. તેમાં તેની બાપુજી સાથેની મુલાકાતનું રોમાંચક વર્ણન છે. "આધ્યાત્મિક ધર્મ, ધરમૂળનો સંસારસુધારો અને ઉચ્ચ પ્રકારનું રાજ્યપ્રકરણ, એ ત્રણમાં હું કશો ભેદ કરતો જ નથી. હું જાણું છું કે આજે મહાત્માજી આ ત્રિવિધ ધર્મના ઈશ્વરપ્રેષિત પયગમ્બર છે."

બાપુની ઉપર મુલાકાતો વગેરેની પૂર્વવત્ બંધી મૂકવાની વાત સામે એણે સખત વિરોધ દર્શાવ્યો છે અને થોડાં સુંદર વાક્યો લખ્યાં છે. "મહાત્માજી તો કેદી છે, તેની સરકારને કાંઈ ખાતરી જોઈએ છે? પોતાના અક્કર સિદ્ધાંતોના તેઓ હંમેશા કેદી જ છે. પોતાના સિદ્ધાંતોની ઝીણામાં ઝીણી વિગતનો પણ તેઓ ભંગ કરે તે કરતાં પોતે રચેલી કેદ-ખાનાની દીવાલોમાં (સિદ્ધાંતોની) રહેવાનું તેઓ વધારે પસંદ કરે છે."

અસ્પૃશ્યતાનિવારણને એણે અસ્પૃશ્યો અને તમામ સ્પૃશ્યો — હિંદુ-મુસલમાન-ખ્રિસ્તી — વચ્ચેનું દ્વંદ્વ કહ્યું છે. જેટલા હિંદુસ્તાનનું નિમક

ખાય છે એ બધા અસ્પૃશ્યતાની જડ ઉખેડવાને માટે બંધાયેલા છે. બાપુને એમ પૂછેલું કે: 'તમે આ સવાલમાં વ્યવહારને અંગે કાંઈ સમાધાન કરો કે?' તેનો જે જવાબ બાપુએ આપેલો તે એ સહર્ષ વર્ણવે છે:

"I am not going to be party to any quarter being granted to untouchability — this enemy of all truth, rightousness and progress."

"અસ્પૃશ્યતા તો તમામ સત્યની, ધર્મની, પ્રગતિની દુશ્મન છે. એને જરાય મચક આપવામાં મારો હાથ હોય જ નહીં."

૧૦-૧૦-'૩૨ આજની ટપાલમાં આશ્રમના તેવીસ કાગળ ઉપરાંત બીજા અઠ્ઠાવીસ કાગળો બાપુએ લખ્યા. આજની મનોદશા અને મંથન ગુરુદેવને લખેલા કાગળમાં સુંદર રીતે વ્યક્ત થાય છે:

"Dear Gurudev,

"I have your beautiful letter. I am daily seeking light. This unity between Hindus and Muslims is also life's mission. The restrictions do hamper me. But I know when I have the light, it will tear through the restrictions. Meanwhile I pray though I do not yet fast.

"I hope you were none the worse for the strenuous work in Poona and equally fatiguing long journey. Mahadev translated for us your beautiful sermon to the villagers on the 20th ultimo."

"પ્રિય ગુરુદેવ,

"તમારો સુંદર કાગળ મને મળ્યો. હું પ્રકાશને માટે નિત્ય પ્રાર્થના કરી રહ્યો છું. હિંદુ-મુસલમાનની એકતા એ પણ એક જીવનકાર્ય છે. અંતરાયો મારી આડે આવે છે પણ હું જાણું છું કે જ્યારે મને પ્રકાશ મળશે ત્યારે એ બધા અંતરાયોને ભેદીને પાર જશે. દરમિયાન હું પ્રાર્થના કરી રહ્યો છું. જોકે ઉપવાસ કરતો નથી.

"પૂનામાં તમારે ખૂબ શ્રમ લેવો પડ્યો અને આ લાંબી મુસાફરી પણ એટલી જ થકવનારી હતી. છતાં તમારી તબિયત સારી રહી હશે એમ હું આશા રાખું છું. ગઈ ૨૦મી તારીખે ગ્રામવાસીઓ આગળ તમે જે સુંદર પ્રવચન કર્યું તેનો અનુવાદ મહાદેવે અમને કરી સંભળાવ્યો હતો."

એક માણસે લખ્યું હતું કે 'અસ્પૃશ્યતાના પ્રશ્નના નિરાકરણ સાથે બીજા અનેક પ્રશ્નોનું નિવારણ થઈ જવાનું. હવે આની સાથે સાથે જ વિધવાવિવાહનો સવાલ ઉઠાવીએ કે?'

એને જવાબ :

"નાતના સુધારા આવશ્યક છે અને જેનાથી તે કાર્ય થઈ શકે તેણે કરવું ઘટે છે. અસ્પૃશ્યતાનિવારણની આડકતરી અસર તેની ઉપર પણ પડશે જ. બાળવિધવાઓને પરણાવવાનો પ્રયત્ન હું સ્તુત્ય માનું છું. આ કામ સંયમી અને પવિત્ર વ્યક્તિઓથી કરી શકાય એવાં છે."

સિલોનથી સોમસુંદરમે પૂછેલું કે 'કરારથી જ તમને સંતોષ થવો જોઈતો હતો. ચુકાદો રદ થાય એ શરત પણ શા સારુ રાખી ?' એના જવાબમાં આ કાગળ લખેલો :

"You do not seem to have studied my very first statement given to the Press. You will find from it that although technically I could express my purpose in the manner I did, the fast was in truth addressed to the Hindus and others who had faith in me. You will observe too that the vast mass of Hindus instinctively understood the purpose of the fast. I hope this is quite clear."

"મેં છાપાજોગું જે પહેલું નિવેદન આપ્યું તેનો તમે બરાબર અભ્યાસ કર્યો જણાતો નથી. તેમાંથી તમે જોશો કે કાયદેસર તો તેમાં મેં લખ્યું છે એ પ્રમાણે જ મારા હેતુઓ હું દર્શાવી શકું. છતાં સાચી રીતે ઉપવાસ હિંદુઓને અને મારી ઉપર શ્રદ્ધા રાખનારા બીજાઓને અનુલક્ષીને હતો. તમે એ પણ જોશો કે હિંદુઓનો વિશાળ જનસમુદાય ઉપવાસનો ઉદ્દેશ અંતર્વૃત્તિથી જ સમજી ગયો હતો. હું આશા રાખું છું કે આ તમને સ્પષ્ટ થશે."

મેં યાદ દેવરાવ્યું કે એના કાગળમાં પ્રશ્ન આ નહોતો પણ બીજો જ હતો (જે ઉપર જણાવ્યો છે). એટલે એક વાક્યમાં એને જવાબ આપ્યો :

"The reason why Government acceptance was necessary was because the Pact would be useless in the teeth of the adverse decision. This was the natural corollary to the Pact and the fast."

"સરકારની અનુમતિ આમાં એટલા માટે આવશ્યક હતી કે વિરુદ્ધ ચુકાદો અસ્તિત્વમાં રહે ત્યાં સુધી આ કરાર નિરર્થક થાય. એ મેળવવી એ કરારમાંથી અને ઉપવાસમાંથી સ્વાભાવિક રીતે ફલિત થતું હતું."

ચૌંડે મહારાજને કાગળ :

"આપકા પત્ર મિલા હૈ. મેરા સંદેશા યહ હૈ : 'મેરા અભિપ્રાય દૃઢ હોતા જાતા હૈ કિ જબ તક હમ ગોરક્ષાકા અર્થશાસ્ત્ર ભલીભાઁતિ નહીં પઢેંગે, જબ તક અંત્યજ ભાઇયોંકો, જિનકે હાથસે બહોત ગોરક્ષાકા કાર્ય

હો સકતા હૈ, નહીં અપનાવેંગે ઔર જબ તક સબ ગોશાલા શાસ્ત્રીય પદ્ધતિસે નહીં ચલેંગી ઔર હમ સબ મૃત જાનવરકે હી ચામકે ઉપયોગકા વ્રત નહીં લેંગે, ગૌરક્ષા અશક્ય હૈ. ઇસલિયે અબ ગોસેવકકા કર્તવ્ય હૈ કિ ઇતની મોટી બાતોંકો અચ્છી તરહ સમઝે ઔર ઉસકા યથાસંભવ પાલન કરે ઔર કરાવે.' "

સુરેશ બેનરજીએ લખેલું કે બંગાળમાં નાતજાત તૂટે એ જ અસ્પૃશ્યતા-નિવારણ કહેવાય. એને લખ્યું :

" I know your views of old on caste and untouchability. I quite agree with you that caste has got to go. But whether it would do so in my generation I do not know. Only let us not mix up the two and spoil both the causes. Untouchability is a soul-destroying sin. Caste is a social evil. Any way you get thoroughly well and work away against caste with your usual vigour. You will find me a good supporter."

" જ્ઞાતિ અને અસ્પૃશ્યતા વિષેના તમારા જૂના વિચારો હું જાણું છું. હું તમારી સાથે પૂરેપૂરો સંમત થાઉં છું કે જ્ઞાતિઓનો નાશ થવો જ જોઈશે. પણ એ મારી હયાતી દરમિયાન થશે કે કેમ તે હું જાણતો નથી. એ બંને મુદ્દાઓને એકબીજા સાથે ભેળવી દઈ આપણે બંનેને બગાડીએ નહીં. અસ્પૃશ્યતા એ આત્માને હણનારું પાપ છે. જ્ઞાતિ એ સામાજિક અનિષ્ટ છે. ગમે તેમ, તમે તો પૂરેપૂરા સાજા થઈ જાઓ અને તમારા હંમેશના જુસ્સાથી જ્ઞાતિની સામે ઝૂઝો. મારો એમાં સારો સાથ તમને મળશે."

બળદેવદાસ બિન્જોરિયાને :

" આપકા કૃપાપત્ર મિલા. અસ્પૃશ્યતાનિવારણ મેરે જૈસોંકે લિયે કેવલ ધાર્મિક પ્રશ્ન હૈ. રાજપ્રકરણકે લિયે મૈં પ્રાણત્યાગકી ચેષ્ટા કભી ન કરૂઁ. હાઁ, ઇતના ઠીક હૈ કિ ધાર્મિક કાર્ય ક્યા, ઔર દૂસરા ભી, ઉસમેં બલાત્કાર નહીં હોના ચાહિયે. જહાઁ તક યહાઁ બૈઠા હુઆ મૈં સમઝ સકતા હૂઁ, આજ જો કાર્ય હો રહા હૈ ઉસમેં બલાત્કાર નહીં હૈ ઔર ઇશ્વર હી કરવા રહા હૈ. છૂઆછૂતમેં ધર્મ કભી નહીં હો સકતા, ઐસા મેરા દૃઢ વિશ્વાસ હૈ. ઔર તો ક્યા લિખૂઁ? કૃપા રખિયેગા."

મેઘાણીના 'છેલ્લી સલામ' કાવ્ય વિષે લખ્યું :

" વિલાયત જતાં જે પ્રસાદી તમે મોકલી હતી તે બહુ ગમી હતી. તેની સાથે આને હું નથી મૂકી શકયો."

રમણ સોનીને લખ્યું :

"કાવ્યો એકંદરે ગમ્યાં છે. પણ કેટલાકની ભાષા કડવી લાગી છે ખરી."

પણ બંને કાગળમાં એક સામાન્ય વાક્ય: "મને કાવ્યોની પરીક્ષા આવડતી નથી."

હરદયાલ નાગને :

"You are always punctual in sending me the right message at the right moment. You put to shame the youth of the country by your enthusiasm at your time of life. May God enable you to finish the century in the same state of vigour."

"એન ઘડીએ ખરો સંદેશો મોકલવામાં તમે હમેશાં નિયમિત રહ્યા છો. આટલી ઉંમરે આવો ઉત્સાહ બતાવીને દેશના જુવાનોને તમે શરમાવો છો. અત્યારના જેટલો જ જુસ્સો કાયમ રાખીને ઈશ્વર તમારી પાસે પાસે સો વરસ પૂરાં કરાવે."

મહેરબાબાએ ઉપવાસ દરમ્યાન એક સંદેશો મોકલ્યો હતો :

"ચાલીસ દિવસના ઉપવાસ કરશો તો ઈશ્વરદર્શન કરાવીશ. આ ઉપવાસ વહેલા છૂટે તોયે પાછળથી ચાલીસ કરવા પડશે. બધાને ચાલીસથી પણ ન થાય. પણ તમારી તપશ્ચર્યા એવી છે કે તમને થાય. રાજકાજ છોડી સામાજિક કાર્ય કરવું જોઈએ," ૪૦.

એમના શિષ્યને કાગળ લખ્યો :

"ભાઈ દાદાચાનજી,

"તમારા ૨૩મીના કાગળનો આ ઉત્તર છે. બાબાને વિષેની મારી સ્થિતિ સ્પષ્ટ કરવા ઇચ્છું છું. કોઈથી બીજાને ઈશ્વરદર્શન કરાવાય છે એમ માનવામાં મને ઘણો સંકોચ છે. હૃદય 'ના' પાડે છે. પણ જ્યારે બાબા એવો દાવો કરે છે ત્યારે હું કહું, 'તમે મને ઈશ્વરદર્શન કરાવો તો ઉત્તમ.' જે કહે કે મેં ઈશ્વરદર્શન કર્યાં છે, તેણે કર્યાં જ છે, એમ માનવું જ જોઈએ એવું કાંઈ નથી. ઈશ્વરદર્શન કર્યાંનું કહેનારા ઘણા તો ભ્રમમાં પડેલા જોવામાં આવ્યા છે. ઘણાને સારુ તો એ કેવળ પોતાના મનના પડઘા હોય છે. ઈશ્વરદર્શન એટલે કોઈ બાહ્ય શક્તિનું દર્શન, એવું તો હું માનતો જ નથી. કેમ કે ઈશ્વર તો આપણા બધામાં વસે જ છે, એમ મારી માન્યતા છે. પણ તેને કોઈક જ હૃદયથી ઓળખે છે. બુદ્ધિથી ઓળખવું બસ નથી. આ દર્શન કોઈ કોઈને ન કરાવી શકે એમ મને લાગ્યાં કરે છે.

"ઈશ્વરનાં દર્શનને સારુ કોઈના કરાવ્યા ઉપવાસ ન થાય. મને અંતર-પ્રેરણા થાય ત્યારે જ તે બને. એવી પ્રેરણા થતાં હું રોક્યો રોકાઉં એમ

નથી. ઉપવાસ કરવાથી ઈશ્વરદર્શન થાય એમ માની લેવાને કંઈ જ કારણ નથી. મારા ચાલીસ દિવસના ઉપવાસના સાટામાં બાબા ઈશ્વરદર્શન કરાવી શકે એ મારા હૃદયમાં ન ઊતરે. એ સાટું તો સહેલું ગણાય. એમ થતાં હોય તે ઈશ્વરદર્શનની કિંમત મારી પાસે નથી.

"હું તો આજ લગી એમ માનતો આવ્યો છું કે બાબા જીવનના વિભાગ નથી કરતા. જેનું જીવન ધર્મથી રંગાયેલું છે તેને મન રાજ્યપ્રકરણ, અર્થશાસ્ત્ર બધાં ધર્મનાં અંગ છે, ને એમાંના એકેયને તે છોડી શકતો નથી. મારી મતિ પ્રમાણે જે ધર્મને ઘણી પ્રવૃત્તિમાંની એક પ્રવૃત્તિ માને છે તે ધર્મને જાણતો જ નથી. એટલે રાજ્યપ્રકરણ કે સમાજ-સુધાર ઇત્યાદિ હું કોઈ દિવસે છોડું એવું મારી કલ્પના બહાર છે. મારા ધર્મના પાલનને અર્થે હું રાજ્યપ્રકરણ, સમાજસેવા, ઇત્યાદિમાં પડેલો છું.

"બાબાનાં લખાણોનું ગુજરાતી કરવાનું વચન મેં નથી આપ્યું. ઊલટું મેં તો બાબાને સૂચવ્યું છે કે તેમણે અંગ્રેજીમાં લખવાનો અથવા બીજાની પાસે લખાવવાનો મોહ છોડી કાં તો પોતાના વિચાર માદરી જબાન ગુજરાતીમાં પ્રગટ કરવા અથવા ફારસીમાં, જે તેમના કહેવા પ્રમાણે તેઓ બહુ સરસ જાણે છે. હા, તેમના લખાણમાંનું કંઈ મારા હૃદયમાં ચોંટી જાય તો તેનું ગુજરાતી હું અવશ્ય કરું.

"ટૂંકામાં, હું બાબાનો એક અભ્યાસી છું. જમશેદ મહેતાને પવિત્ર વ્યક્તિ માનું છું. તેના તારથી હું બાબાને મળ્યો. ઈશ્વરના ભક્તોને હું શોધ્યાં કરું છું. બાબા તેવા હશે તેમ ધારી તેમના પ્રસંગમાં હું આવ્યો.

મોહનદાસ ગાંધીના વંદેમાતરમ્"

રેહાનાએ લખ્યું હતું:

"તમે પાછા ઉપવાસ કરશો ત્યારે વધારે સુંદર ભજન મોકલીશ."

એને લખ્યું:

"પ્યારી બેટી રેહાના,

"બહુત ચાલાક લડકી હૈ. અપને ભજનકે લિયે મુઝે ફાકા કરવાના ચાહતી હૈ. મૈં નહીં કરૂઁગા. ઔર ભજન તૂ ગાકર સુનાયેગી તબ દિલકો ભાયેગા. અગર 'ઉઠ જાગ મુસાફિર' મૈં ન સુનતા તો મુઝે ઐસા દિલચસ્પ ન લગતા. અગર જેલકી દિવારકે બાહરસે ભી તૂ ગાયેગી તો ભી તેરા આવાજ મુઝે પહુઁચ જાયગા. તુમ સબકા નાચ તો મૈં સુન હી રહા હૂઁ."

જયશંકર ત્રિવેદીને :

"તારાગૌરીના ખેદકારક અવસાન પછી તમે બધા આટલું શ્રાદ્ધ ન કરો? કાં તો પ્રાયમસનો કુટુંબમાંથી બહિષ્કાર કરો અથવા તે અશક્ય લાગે તો સ્ત્રીઓ તેને પ્રગટાવવાની બાધા લે. પુરુષોની મારફતે જ પ્રગટાવે. આપણાં બૈરાંનો પોશાક પ્રાયમસ જેવા ચૂલા પ્રગટાવવાને સારુ બનેલો નથી."

આ સૂચનાનો આશ્રમમાં અમલ કરવાનું નારણદાસભાઈને લખ્યું.

પ્રેમાને :

"અમારી પ્રેમીથી તો અમે વિખૂટા પડ્યા છીએ કેમ કે અમને બીજી જગ્યાએ મૂક્યા છે. તેનો વિયોગ તો સાલે છે. પણ શું કરીએ? જિંદગી વિયોગનો સમુદાય જ છે ના?"

પંડિતજીને લાંબો કાગળ:

"પ્રીતિભોજન અસ્પૃશ્યતાનિવારણનું અંગ નથી, છતાંય એ તેનું પરિણામ છે. મને તે ગમે પણ છે. વિરોધ તો થયાં જ કરશે. પણ જો જનતામાં આ વસ્તુએ પ્રવેશ કર્યો હશે તો એને કોઈ રોકી શકે નહીં. જમવા વગેરે આભડછેટને સારુ ધર્મનું તો એક પણ પ્રમાણ નથી.

"મૂર્તિપૂજાને આપણે ઉત્તેજન નથી આપતા; પણ આપણે એનો નિષેધ નથી કરતા. હિંદુ ધર્મ છે ત્યાં લગી એક કે બીજે પ્રકારે મંદિરો રહેવાનાં. હિંદુ ધર્મને જે મંદિરો માન્ય હશે તેમાં અંત્યજને જવાનો અધિકાર હોવો જ જોઈએ. અંત્યજપણું જ કાઢી નાખવું છે, ત્યાં બીજું સંભવે જ નહીં. એટલે આશ્રમનિવાસી મંદિરપ્રવેશને ઉત્તેજન આપે તેમાં વિરોધ નથી. એટલું જ નહીં પણ તેને ઉત્તેજન આપવાનો તેનો ધર્મ છે. ધાર્મિક દૃષ્ટિએ આ પ્રશ્ન અંત્યજને સારુ બહુ મહત્ત્વનો છે. હિંદુજાતિની તેમાં પરીક્ષા છે.

"અસ્પૃશ્યતાનિવારણને અંગે આશ્રમવાસી બહાર નીકળી શકે તે નીકળે એ આવશ્યક સમજું છું. આશ્રમવાસી છેવટે બહાર પથરાઈ જવાને સારુ તૈયાર થાય છે. આશ્રમમાં જેને ગણેશપૂજાદિ કરવાં હોય તેને રોકી ન જ શકાય. પણ મારા મત પ્રમાણે આશ્રમ તરીકે આપણે તટસ્થ રહેવું જોઈએ. અને તેથી આશ્રમમાં જાહેર મૂર્તિમંદિર ન થવા દઈએ. જાહેર મંદિર તો પ્રાર્થનાભૂમિ છે, જેની દીવાલો દિશા છે, જેનું છત્તર આકાશ છે, જેમાં મૂર્તિ નિરાકાર ભગવાન છે. જો આમ ન કરીએ તો આપણે મસ્જિદ, અગિયારી, ગિરજા, સિનેગૉગ વગેરેને સારુ સ્થાન રાખવું જ જોઈએ. આજે હિંદુ વધારે છે ખરા, પણ આપણે ઇચ્છીએ તો એમ કે બીજા ધર્મીઓ પણ પુષ્કળ આવે. સૌ ધર્મ પ્રતિ સમભાવે વર્તીએ તો

આજથી આપણે એવાં દેવળોને સારુ સ્થાન મનમાં તો રાખવું જોઈએ. પણ એ રાખતાં સમભાવ ખોવાઈ જવાનો સંભવ છે, એટલે જેમ બીજામાં તેમ આમાં પણ સંયમ એ જ આપણો સુવર્ણમાર્ગ છે. આ બધું બરાબર સમજી લેજો. ન સમજાય ત્યાં લગી પૂછ્યાં જ કરજો. હું નહીં થાકું અને હવે આવાં કામને પહોંચી વળવા જેટલી શક્તિ આવી ગઈ છે."

બાકીનો કાગળ . . . વિષે છે.

". . . અને . . . નો સંબંધ કેમ બંધાયો એ તો હું ભૂલી ગયો છું. ધાર્મિક પ્રશ્ન તો પહેલાના મનાયેલા વિવાહ વિષે હતો. શિક્ષક અને શિષ્યા વચ્ચે તથા એક જ સંસ્થામાં રહેતા શિક્ષક અને શિક્ષિકા વચ્ચે વિવાહસંબંધ ન થવો જોઈએ એવો આદર્શ તો મેં સૂચવ્યો જ છે. એમાં ધર્મને પ્રતિબંધ છે જ એવું તો કાંઈ નથી. જો કોઈની વચ્ચે વિવાહની ઇચ્છા થઈ આવે તો એને આપણે ઉત્તેજન ન આપીએ, પણ રોકી તો ન જ શકીએ. આ તો સામાન્ય રીતે લખું છું. આ કેસમાં શું થયેલું છે એ હું ભૂલી ગયેલો છું. મારા આદર્શનો પૂરો પ્રચાર પણ નથી થયો. એ વિષે વિદ્યાપીઠમાં ભરતી થનારને ચેતાવવામાંયે નથી આવતા. ત્યાં એ આદર્શ કેમ લાગુ પડાય? આવા દાખલાઓમાં આપણા આદર્શને વળગતાં છતાં ઉદાર વૃત્તિ કેળવવી ઘટે."

છગનલાલ જોષીને :

"લીધેલી પ્રતિજ્ઞા વિચારી જવી. તેનો લવલેશ પણ ભંગ ન થવો જોઈએ. આનો અર્થ એવો નથી કે હું કાંઈ જાણું છું. મને અત્યારે બધાં સ્મરણ પણ નથી. અને તેથી જ મારો આગ્રહ રહેલો છે કે જે પ્રતિજ્ઞા લેવાય તે, તે ઘડીએ લખી લેવી જોઈએ. એમ ન કરે તો માણસ પાછળથી મોળો પડે છે ને પ્રતિજ્ઞા ઢીલી કરી મૂકે છે. મારે પોતાને આવા પસ્તાવા થયા છે."

આજે મણિલાલ આવ્યા. ડરબનથી આવતાં રસ્તામાં ઝાંઝીબાર અને દારેસલામ બંદર ઉપર હજારોનાં ટોળાં બાપુને માટે માન અને લાગણી બતાવવાને માટે આવ્યાં હતાં. દક્ષિણ આફ્રિકાની ચર્ચા કરતાં બાપુએ મણિલાલને બતાવી આપ્યું કે સત્યાગ્રહ કરવામાં ડહાપણ નથી. બાકી મરણિયા થઈને ખપી જવું હોય તો ખપી જાઓ. એમાં કોઈને કાંઈ કહેવાનું તો હોય જ નહીં. પછી લાગણીવાળા પિતા તરીકે સલાહ આપી: "ડહાપણનો રસ્તો એ છે કે શાસ્ત્રી, બાજપાઈ, રેડ્ડી વગેરેને તું મળ, એઓની પાસે કાગળો લખાવ, અમુક રાહતો વિચારી કાઢ, એ મેળવવાનો પ્રયત્ન કર અને ભીનું સંકેલી મૂક."

અસ્પૃશ્યતા વિષેની ટપાલ વધતી જ જાય છે. અસ્પૃશ્યો અને બીજી નાતજાત સાથે રોટીબેટીવ્યવહારને વિષે બાપુની સ્થિતિમાં દરરોજ વિકાસ થતો જાય છે. આજના બે કાગળ પહેલાંની સ્થિતિમાં પ્રગતિ બતાવે છે:

૧૧–૧૦–'૩૨

"અસ્પૃશ્યતાનિવારણ એટલે જેવો વ્યવહાર આપણે બીજી જાતિઓ સાથે રાખીએ છીએ તેવો તેમની સાથે રાખવો. એટલે કે, તેમને અડકીએ, તેમના હાથનું પાણી વગેરે લઈએ, તે ઘરમાં, મંદિરમાં, નિશાળ ઇત્યાદિમાં બીજાઓની જેમ જ આવે. આટલું તો આવશ્યક અંગ છે. તેને હાથે રાંધેલું ખાવું કે તેની સાથે બેસી ખાવું કે બેટીવ્યવહાર રાખવો એ સહુની ખુશીની વાત છે. ધર્મમાં તેનો પ્રતિબંધ નથી, તેમ તે ફરજિયાત પણ નથી. હાલ જે પ્રીતભોજન ચાલે છે તે અસ્પૃશ્યતાનિવારણનું આવશ્યક અંગ નથી. પણ તે સ્તુત્ય છે એ વિષે મને શંકા નથી."

આ કાગળ નાગપુરના એક જિજ્ઞાસુ મારવાડીને લખ્યો.

વિલાસપુરથી એક કાગળ આવેલો તેમાં ઉપવાસને અંગે થયેલી સભાનું દુઃખદ વર્ણન હતું. ચમાર પાસે પાણી મંગાવીને પીવા જાય છે ત્યાં કોંગ્રેસવાળાઓએ સવાલ ઉઠાવ્યો કે ગાંધીજીએ ખાવાપીવાની સલાહ નથી આપી. એટલે સભામાં ભંગાણ પડયું અને પાછળથી પાણી પીનારાઓએ પ્રાયશ્ચિત્ત કર્યું, અને પ્રાયશ્ચિત્ત ન કરનાર ઉપર બહિષ્કાર–ચતુરંગ બહિષ્કારની ધમકીઓ અપાઈ રહી છે. આ બધું યોગ્ય છે ખરું? એ સવાલ એક પ્રાયશ્ચિત્ત ન કરનારે પૂછ્યો છે.

એને જવાબ:

"આપકા પત્ર મિલા હૈ. જિન કોંગ્રેસજનોંને અસ્પૃશ્ય ભાઇયોંકે પાની લાનેસે સભા છોડી ઉન્હોંને બહુત અનુચિત કાર્ય કિયા.

"અસ્પૃશ્યતાનિવારણમેં અછૂત ભાઇયોંકે હાથોંસે પાની પીના આવશ્યક અંગ હૈ. જૈસા વર્તાવ હમ અન્ય જાતિયોંસે રખતે હૈં વૈસા અછૂતોંકે સાથ કરના ધર્મ હૈ. ઇસલિયે જિન્હોંને પ્રાયશ્ચિત્ત કિયા ઉન્હોંને પાપ કિયા હૈ ઔર કોંગ્રેસકા વિરોધ કિયા હૈ. આપકા બહિષ્કાર નીતિવિરુદ્ધ હૈ, આપ પ્રાયશ્ચિત્ત હરગિજ ન કરેં. મુઝે દુઃખ હૈ કિ વિલાસપુરકે કઈ ભાઇયોંને નીતિવિરુદ્ધ વ્યવહાર કરકે અછૂત ભાઇયોંમેં બુદ્ધિભ્રમ પૈદા કિયા હૈ. મૈં ચાહતા હૂઁ કિ વે અપને દોષકા જાહેર સ્વીકાર કરેં.

"રોટીબેટીવ્યવહાર મુઝે તો ઇષ્ટ હૈ. પરંતુ ઉસકો મૈં અસ્પૃશ્યતાનિવારણકા આવશ્યક અંગ નહીં માનતા હૂઁ. જો ઐસા વ્યવહાર ધર્મ સમઝકર કરેં વે સ્તુત્ય કર્મ કરતે હૈં ઐસા મેરા અભિપ્રાય હૈ.

इसलिये आजकल प्रीतिभोजन होता है वह मुझे पुण्यकार्य प्रतीत होता है. रोटीबेटीव्यवहारका प्रतिबंध धर्ममें मैंने नहीं देखा है.

"अब आपके सब प्रश्नोंका उत्तर आ गया है. मुझे लिखें उसमें क्या हुआ?"

એક મુસલમાને — ગુજરાતના મ્યુનિસિપલ કાઉન્સિલરે — મધ, દૂધ વગેરે ન લેવા વિષે કાગળ લખ્યો. કાગળ ગાંડડ જેવાનો હતો. છતાં બાપુએ તેને જવાબ આપ્યો:

"I thank you for your letter. I quite agree with you that milk of cows and buffaloes should be avoided for the reasons given by you. I do not take this milk. But I do take goat's milk, though I consider that too objectionable on more general grounds. I have been trying to find an effective substitute for it, but have so far failed. I did not break my fast on honey, but on orange juice. But I do take honey and I do not consider it objectionable. If honey is taken in scientific manner, not a bee need be destroyed or starved. But I confess to you that I do not always get such harmless honey."

"તમારા કાગળ માટે આભાર. તમે જે કારણો આપ્યાં છે તે મુજબ ગાયભેંસનું દૂધ ત્યાજ્ય છે તેમાં તમારી સાથે હું તદ્દન મળતો થાઉં છું. હું ગાયભેંસનું દૂધ લેતો નથી પણ બકરીનું દૂધ લઉં છું. જોકે વધારે વ્યાપક કારણોસર તેને પણ હું વાંધાભરેલું ગણું છું. તેની અસરકારક અવેજીની હું શોધમાં છું, પણ અત્યાર સુધી નિષ્ફળ નીવડ્યો છું. મેં મધથી નહીં પણ સંતરાના રસથી પારણાં કર્યાં હતાં, જોકે હું મધ લઉં છું અને તેને વાંધાભરેલું ગણતો નથી. જો મધ શાસ્ત્રીય રીતે કાઢવામાં આવે તો એક પણ મધમાખીનો નાશ ન કરવો પડે તેમ તેને ભૂખે પણ ન મારવી પડે. પણ મારે કબૂલ કરવું જોઈએ કે મને હંમેશાં આવું નિર્દોષ મધ મળતું નથી."

'મંગળપ્રભાત'ના મરાઠી ભાષાંતરની પહોંચ સ્વીકારતાં જે સામાન્ય કાગળ લખ્યો તેમાં એમની વિશેષતા છે:

"Thanks for copy translation. If your translation is faithful, absence of permission does not matter."

"ભાષાંતરની નકલ માટે આભાર. તમારું ભાષાંતર જો પ્રામાણિક હોય તો પરવાનગી નથી લીધી તેનું કાંઈ નહીં."

એક કાગળમાં :

"પ્રારબ્ધ અવશ્ય હૈ. પરંતુ સાથ હી પુરુષાર્થ ભી હૈ. પ્રારબ્ધકા ઇતના હી અર્થ હૈ કિ પુરુષાર્થકે અભાવમેં પૂર્વકર્મોંકા ફલ હી બાકી રહતા હૈ. પુરુષાર્થ હોતે હુએ પ્રારબ્ધ બદલ સકતા હૈ. ઇસ કારણ જો બ્રહ્મદર્શન કરના ચાહતા હૈ, ઉસે બ્રહ્મચર્ય આવશ્યક હૈ. દેખેં ગીતા અ. ૧૫. ઐસે તો બ્રહ્મચર્ય ગીતાકા ધ્વનિ હૈ. જો બ્રહ્મમેં લીન હોના ચાહતા હૈ, જો સદા સેવાપરાયણ રહના ચાહતા હૈ ઉસે વિષયેન્દ્રિય સુખકે લિયે અવકાશ હી નહીં હો સકતા હૈ. ઇતનેમેં આપકી સબ શંકાકા ઉત્તર આ જાતા હૈ."

કાલે બા પોતાની મેળે જ કહે છે :

"હવે મારે અહીં આવવાનું બંધ કરવું છે. કેટલાય જેલમાં પડ્યા છે, એમાંના કેટલાય માંદાસાજા હોય તેને કોણ મળી શકે છે? મને ઘણી વાર રામદાસની ચિંતા થાય છે. બાપુની થાય, પછી મનમાં થાય કે હજારો છોકરાઓની મા અને પત્નીઓ એવી જ ચિંતા કરતી હશે ના? સૌનો રક્ષણ કરનારો પરમાત્મા છે. મને સરકારે અહીં આવવાની રજા આપી તેનો લાભ લીધો, પણ હવે વધારે રોકાવું એ બરોબર નથી. એ વધારે-પડતો લોભ કહેવાય."

મેજર કાલે કહે: "મણિલાલ અને રામદાસ બહુ મળતા છે. અને કદાચ હરિલાલ અને દેવદાસ મળતા હશે."

એટલે વલ્લભભાઈ કહે: "પેલા બે બાના દીકરા છે, અને આ બે બાપુના."

બાપુ કહે: "સાચી વાત છે. હું જ્યારે તદ્દન યુરોપિયનાઇઝ્ડ હતો ત્યારનો હરિલાલ. એને થોડી ખબર હતી કે હું યુરોપિયનાઇઝ્ડ હતો છતાં, મારું મન એમાં જરાય નહોતું? એણે મારું બાહ્ય જોયું અને તેવા મોજ-શોખ કરવાનું એને મન થયું. એણે મને કહ્યું, 'મને બૅરિસ્ટર કરો પછી જુઓ હું શું શું કરું છું; આટલો ત્યાગ કરું છું કે નહીં?'"

કચ્છ કેરાવાળા ચમને લખ્યું :

"બાપુ, હું મુંબઈમાં ધારાસભાવાળા મુસલમાનોને
૧૨-૧૦-'૩૨ મળ્યો. તેમણે કહ્યું મહાત્મા હવે હિંદુ થઈ ગયા છે.
એણે હિંદુ માટે ઉપવાસ કર્યો, દેશ માટે થોડા જ કર્યા? બાપુ, આ બાબતમાં ગેરસમજ બહુ છે. તમે કંઈક ખુલાસો નહીં બહાર પાડો?"

એને બાપુએ લખ્યું :

"તમે ઇચ્છો છો તે લખવાની રજા મળે તેમ હાલ તો નથી. જેના હૃદયમાં શક ભર્યો હશે તેનો શક તો ભગવાન જ કાઢે. મારે મન તો મેં બધા ધર્મની સેવા કરી છે. ઘણા મિત્રો તો એ સમજી પણ ગયા છે. આ સાચી જ વાત હશે તો કાંઈ છાની રહેવાની થોડી જ છે? જે ઈશ્વરે ઉપવાસ કરાવ્યા તે તેનો ભેદ પણ મનુષ્યમાં ઉતારશે."

પોલાકે લખ્યું હતું :

"મિલીના જન્મદિવસે તમે આ ઉપવાસનું વ્રત લીધું એ કેવું ભૂંડું કહેવાય? તમે તો ધર્મદંડ જેવા છો, તમે વહાલામાં વહાલાંને અતિશય દુ:ખ આપીને એની સેવા કરવામાં માનતા લાગો છો."

બાપુએ લખ્યું :

"What could be more auspicious than that I should execute God's will on Millie's birthday? She must have many many more birthdays and more opportunity of service."

"મિલીના જન્મદિવસે ઈશ્વરના આદેશનો હું અમલ કરું તેના કરતાં વધારે માંગલિક બીજું શું હોઈ શકે? એના વધારે ને વધારે જન્મદિવસો આવો અને વધુ ને વધુ સેવા કરવાની એને તક મળો."

એક અંગ્રેજ, નામે એ. ટરટને કાગળ લખ્યો તેમાં લખ્યું : "તમારી ખોટ મને બહુ ન લાગત, પણ તમારા સિદ્ધાન્તનો ત્યાગ મને સાલે છે. આ તો આત્મહત્યા કરવા તમે તૈયાર થયા હતા."

બાપુએ લખ્યું :

"Thank God it was not I that embarked on the fast. It was all God's doing. And how shall whole world's 'no' prevail against the God's 'yes'?"

"ઈશ્વરનો આભાર કે ઉપવાસનો આદર મેં નહોતો કર્યો. એ બધું ઈશ્વરનું કામ હતું. અને આખી દુનિયાની 'ના' હોય તોપણ તેનું ઈશ્વરની 'હા' આગળ શું ચાલે?"

જાણે બાની સાથે ઘણો સમય ગાળ્યો નથી અને સેવા બહુ લીધી નથી તેનું સાટું વાળવાને માટે બાપુ બાની પાસે ખૂબ સેવા લે છે.

વલ્લભભાઈ કહે : "એમને હવે ઊંઘ આવે છે, સૂવા દો."

બાપુ : "ના, મને ઊંઘાડીને પછી સૂઈ જજે."

તેલ પણ બાનું ચોળેલું બાપુને ગમે, અને આજે તો હદ જ કરી. દૂધીનો હલવો એક બહેને બહારથી મોકલ્યો હતો, અને બાએ પણ બનાવ્યો હતો. બાપુએ બાનો બધો ખાધો અને પેલો રહેવા દીધો.

આજે ટપાલમાં સુરતના કેટલાક દુ:ખદ કિસ્સાઓનું વર્ણન હતું. અનશન દિન નિમિત્તે સાર્વજનિક કૉલેજના વિદ્યાર્થીઓએ ઉપવાસ કર્યો, રસોઇયાઓએ રાંધ્યું નહીં. આથી ચિડાઈ આંટિયાએ કૉલેજમાં જઈને વિદ્યાર્થીઓને ધમકાવ્યા, રસોઇયાને ગાળો દીધી, એકને ફટકાર્યો. આફવા ઇસરોલી ગામના લોકોએ અંત્યજો સાથે એક કૂવે સ્નાન કર્યું, અને પ્રસાદ લીધો. તેની ખબર એક છાપાવાળાએ આપી. આ ગામમાં જઈને પેલા પાસે લખાવી લીધું કે અમે એવું કશું કર્યું નથી. પછી છાપાવાળાને ખોટી ખબર આપવા માટે ખૂબ ધમકાવ્યો.

મેં બાપુને કહ્યું: "લોકો કેટલા પડ્યા છે? આ જાણીને ત્રાસ છૂટે છે."

બાપુ કહે: "આ સુરતની વાત છે એટલે આપણને ખબર પડે છે, પણ બંગાળમાં જે ચાલી રહ્યું હશે એની આપણને કલ્પના નથી. આખો દિવસ ઘરમાં બેસી રહેવાના હુકમ, રાત્રે ન નીકળવાના હુકમ એટલે શું? યુ. પી.માં ખેડૂતો ઘરબાર વિનાના થયા છે. રાસવાળા બહાદુર, મરણિયા તેમ જ કાબેલ એટલે ભૂખ્યા ન મરે. આ તો અજ્ઞાન માણસો; બહાવરા બની જાય અને ભૂખે ટળવળે." ફરી પાછા કહે: "માણસો ઉપર ત્રાસ ગુજરે એ મને નથી ખૂંચતું, જેટલું માણસનું પતન થાય એ ખૂંચે છે."

જેમ અસ્પૃશ્યોને માટે મંદિર ખૂલતાં જાય છે તેમ ક્યાંક ક્યાંક સનાતનીઓના વિરોધના રિપોર્ટો પણ આવતા જાય છે.

૧૩–૧૦–'૩૨ ઉપવાસ મુલતવી રાખીને પંદર દિવસ કે થોડાં અઠવાડિયાં લોકોને કામ કરવાને માટે મહેતલ આપી હોત તો કદાચ આ અંધકારનાં બળોને કામ કરવાની વધારે તક મળત. તેઓ દેખીતો વિરોધ ઉત્પન્ન કરવાનો ઘણો પ્રયત્ન કરત, સરકારને પણ ઠીક બહાનું મળત.

મદુરામાં હરિજનોની એક સભા થઈ. તેમણે ઠરાવ કર્યો કે મંદિરો આપણે માટે ખોલવામાં આવે છે, અને સહભોજન થાય છે તેમાંથી એકેમાં આપણે ન જવું, કારણ કે એ સવર્ણ હિંદુઓની બાજી છે. બીજો ઠરાવ શહેનશાહને વફાદારીનો!

બાપુ કહે: "એ ઉપવાસ મુલતવી રહ્યા હોત તો એની ધાર્મિકતા જ મટી જાત. એ ધર્મક્રિયા હતી. માટે જ એને માટે ઘડીપળ પણ નક્કી થઈ ગયેલી હતી. વીસમીએ બાર વાગ્યે એનું ચોઘડિયું હતું તે તો છઠ્ઠીના લેખ જેવું જ હતું."

અસ્પૃશ્યતાનિવારણની સામેનો વિરોધ જુદે જુદે સ્થાને જુદાં જુદાં સ્વરૂપ લીધે જાય છે. રત્નાગિરીથી એક શાળાનો શિક્ષક પૂછે છે કે, "વર્ણ

કેટલા છે? અહીં કેટલાક બ્રાહ્મણ અને શૂદ્ર એમ બે જ વર્ણ કહે છે અને શૂદ્રોને વેદોચ્ચારનો અધિકાર નથી એમ કહે છે. અને મેં એમની પાસે વેદોચ્ચાર કરાવ્યો એટલે મારો બહિષ્કાર થયો છે." બાપુએ એને લખ્યું કે 'વર્ણમાત્ર શૂદ્ર છે, અને દરેક હિંદુને વેદોચ્ચારનો અધિકાર છે.'

અસ્પૃશ્યતા વિષેના કાગળો :

"અસ્પૃશ્યતાનિવારણનું આવશ્યક અંગ મંદિરપ્રવેશ. સામાન્ય રીતે જે વ્યવહાર બીજી જાતિઓ વચ્ચે છે તે જ અંત્યજ

૧૪-૧૦-'૩૨ ભાઈઓ બહેનો પ્રત્યે હોવો જોઈએ. સહભોજન સહુની ઇચ્છા ઉપર છે. એ અસ્પૃશ્યતાનિવારણનું આવશ્યક અંગ નથી. પણ મારી માન્યતા એવી છે કે હિંદુ ધર્મમાં ગમે તેની સાથે खाद्य पदार्थ खावाने પ્રતિબંધ નથી."

એક જણે પૂછ્યું હતું કે અસ્પૃશ્યો ગોમાંસ ખાય, મદિરા પીએ, સ્વચ્છ ન થાય ત્યાં સુધી શું થાય? એને લખ્યું :

"I firmly believe that the so-called caste Hindus are responsible for every evil habit that one finds among the Harijans. They can only be removed by sympathetic treatment."

"મારી દૃઢ માન્યતા છે કે હરિજનોમાં જે કુટેવો જોવામાં આવે છે તે દરેકને માટે કહેવાતા સવર્ણો જવાબદાર છે. સહાનુભૂતિપૂર્વક તેના ઉપાય કરવાથી જ તે દૂર થઈ શકે."

બીજાને :

"Removal of untouchability does not necessarily include interdining and intermarriage. But it is open to anyone to dine with and intermarry among Harijans. In other words Harijans should have the same status as the rest of Hindus in all matters. Interdining does not mean eating out of the same plate. Therefore there can be no question of anybody's saliva mixed with food."

"અસ્પૃશ્યતાનિવારણમાં સહભોજન અને મિશ્રવિવાહ અનિવાર્ય રીતે આવી જતા નથી. પરંતુ હરિજનો સાથે કોઈ ભોજનવ્યવહાર અથવા કન્યાવ્યવહાર કરે તો તેનો પ્રતિબંધ ન હોવો જોઈએ. બીજા શબ્દોમાં કહીએ તો હરિજનોનો દરજ્જો તમામ બાબતોમાં બાકીના હિંદુઓ જેવો હોવો જોઈએ. સહભોજનનો અર્થ એક થાળીમાં ખાવું એવો તો થતો જ નથી એટલે ખોરાકની સાથે બીજાનું થૂંક પણ ભળે એ પ્રશ્ન ઉપસ્થિત થતો નથી."

ખ્રિસ્ત સેવાસંઘના બ્રધર કેશવને લખ્યું:

"Yes, the fast was God's gift to me. Whatever personal service you render to the untouchables without proselytization at the back of your mind is to the good."

"હા, ઉપવાસ એ ઈશ્વરની ભેટ હતી. તમે ધર્માન્તર કરાવવાનો વિચાર મનમાં રાખ્યા સિવાય અસ્પૃશ્યોની જે કાંઈ સેવા કરી શકો તેથી ભલું જ છે."

રેનલ્ડ્ઝનો કાગળ આવ્યો. ૧૫મી સપ્ટેમ્બરનો એટલે ઉપવાસનો પત્રવ્યવહાર બહાર પડ્યો તેને બીજે જ દિવસે લખેલો. તેમાં હતું:

"બીજા ઘણાની માફક હું તમને એવું મનાવવાનો પ્રયત્ન નહીં કરું કે તમારો નિર્ણય ખોટો હતો. કારણ હું પોતે જ માનું છું કે એ નિર્ણય ઈશ્વરપ્રેરિત હતો. જે તમને ખૂબ ચાહે છે અને જે ઘણી વાર તમારા વિચારો સાથે અસંમત પણ થાય છે છતાં જે હંમેશાં તમારા પ્રત્યે ભારે પૂજ્યભાવ રાખે છે એવા તમારા એક અંગ્રેજ મિત્ર તરીકે હું તમને કહેવા ઇચ્છું છું કે નિરાશ અને હારેલા માણસના જેવા દેખાતા તમારા આ કાર્યને હું તમારા જીવનનું મોટામાં મોટું કાર્ય માનું છું."

બાપુએ એને લખ્યું:

"Your dear letter. It is like a soothing draught. I knew that you and others whom I have in mind would see the inwardness of the fast. God let me down gently as a mother her child. And the glorious manifestation all over the land was more than meat to me."

"તમારો પ્રિય પત્ર મળ્યો. મને એ ઠંડા પવનની લહેર સમાન થઈ પડ્યો છે. તમે અને બીજા પણ મારા ધ્યાનમાં છે, તેઓ આ ઉપવાસનું રહસ્ય જોઈ શકશો એમ હું જાણતો જ હતો. માતા જેમ બાળકને સુવાડે તેમ ઈશ્વરે હળવે રહીને મને (ઉપવાસની શય્યા ઉપર) સુવાડ્યો. અને આખા દેશમાં ઉત્સાહનાં જે ભવ્ય દર્શન થયાં તેણે તો મારે માટે ખોરાક કરતાં પણ વધારે ગરજ સારી છે."

જેલની બહેનોને કાગળ:

"દુર્ગાબાઈ જોગને કહેજો કે બહેનોને આવતાંજતાં જે ડર પેસી ગયો છે તે મનને દૃઢ કરવાથી નીકળી જાય. મનમાં નિશ્ચય કરીને કે રક્ષા કરનારો રામ છે, જ્યાં સેવા કે કામ અર્થે જવું ઘટે ત્યાં નીકળી જવું. ડર કોનો? પુરુષનો જ કે? પુરુષોમાત્ર કાંઈ બહેનો ઉપર હુમલો કરવાને માટે તાકીને બેઠેલા થોડા જ હોય છે? તેનો જન્મ પણ માતાના ઉદરમાંથી

થયો છે. એ માતા સમાન સ્ત્રીજાતિ ઉપર એમ હુમલો જ ન કરે એમ વિશ્વાસ રાખવો ઘટે. સ્ત્રી પોતાનું માતૃપદ ધારણ કરે ને જો માતા પોતાના બાળકથી ડરે તો પુરુષથી ડરે. એમ છતાં કોઈ કામાંધ પુરુષ નીકળી આવે તો બહેનો સમજે કે પોતાની પવિત્રતારૂપી કવચ રક્ષણ કરશે જ."

બા આજે ગયાં. એમની વિદાય કરુણ હતી. "ભગવાન ક્યારે પાછાં ભેગાં કરશે?"

બાપુ કહે: "આ વખતે ભેગાં થઈશું એમ કોણે જાણ્યું હતું?"

વલ્લભભાઈ તો એમની બાળકવત્ નિર્દોષતાની સ્તુતિ કરતાં થાકતા જ નથી.

વાઇસરૉયનું વિમાન અમારા માથા પરથી ઊડતું અમારી પડોશમાં ઊતર્યું. બાપુ કહે: "કેટલો મદ છે? એક રેસમાં આવવા માટે હજારો રૂપિયાનું પાણી."

વલ્લભભાઈ: "અહીં આવીને એને બતાવવું છે કે હજી મારું રાજ છે અને ગાંધી અહીં કેદી છે."

આજે સવારે કહેતા હતા કે "એક જવાબદાર અંગ્રેજ અમલદાર આવું બોલે તે બહુ વિચિત્ર લાગે છે." વાત એમ બની હતી કે એક દિવસ અમે જમવા બેઠા હતા, ત્યાં પેલા સાહેબ આવીને વાતવાતમાં કહે: "ગાંધી આ જગતનો બીજો મોટો પાખંડી છે." . . .

અમે પૂછ્યું: "પહેલો કોણ?"

પેલો કહે: "પહેલો જિસસ હતો." આ કહીને એણે ઉમેર્યું: "આ લોકો નૈતિક જગતની જે વાતો કરે છે તેમાં હું માનતો નથી. હું તો મદ્ય અને માનિનીના આધુનિક જગતમાં માનું છું."

વલ્લભભાઈ કહે: "એ જ જાતનો આપણો ઢાંઢો છે!"

સરકારે ઝામોરિનનો અને રંગસ્વામી આયંગરનો તાર મોકલવાની રજા આપી. એ રજા બે દિવસ ઉપર આવી, એમ આજે મેજરે ખબર આપી. હજી મુલાકાતો વિષે તો ખબર નથી જ આવી. શૌકતઅલીનો તાર તો તેને નહીં જ મોકલાય, એમ પણ ખબર આપી.

આજે કેલપ્પન, રંગસ્વામી અને ઝામોરિનને કાગળ લખ્યા, અને ત્રણેને ઝામોરિનને કરેલા તાર મોકલ્યા.

૧૫–૧૦–'૩૨ કેલપ્પનને લખ્યું:

"I should have written earlier but the authorities were considering whether such correspondence should be allowed. They had held up my telegram to the

Zamorin which I had handed in the same day as I had sent the one to you i. e. 3rd inst. It has now been sent. I enclose copy herewith. You will see therefore that I began work immediately.

"You will move there gently and courteously. There should be no threats and no loud claims made. The real thing is conversion even of the most orthodox. Please keep me regularly informed of the progress of the movement."

"મેં તમને વહેલો કાગળ લખ્યો હોત, પણ આવો પત્રવ્યવહાર ચાલવા દેવો કે કેમ તેનો સત્તાવાળાઓ વિચાર કરી રહ્યા હતા. મેં તમને ત્રીજી તારીખે તાર કર્યો, તે જ દિવસે ઝામોરિન ઉપર એક તાર સત્તાવાળાઓને મેં આપ્યો હતો. પણ એ તેમણે રોક્યો. હવે એ મોકલવામાં આવ્યો છે. તેની નકલ આ સાથે મોકલું છું. એટલે તમે જોશો કે મેં તો કામ તરત શરૂ કર્યું છે.

"તમારે સલૂકાઈથી અને સભ્યતાથી કામ લેવું જોઈએ. ધમકીઓ બિલકુલ ન અપાય તેમ વધારેપડતા દાવા પણ ન કરાય. ખરું કામ તો કટ્ટરમાં કટ્ટર સનાતનીનું પણ પરિવર્તન કરવાનું છે. ચળવળની પ્રગતિથી મને નિયમિત રીતે વાકેફ રાખતા રહેજો."

રંગસ્વામીને એ જ હકીકત લખી જણાવ્યું:

"You will see therefore that there is not much time to lose if the temple is to be opened in the due time. I hope therefore that you and the friends you mentioned will quickly move in the matter."

"એટલે તમે જોશો કે આપણે જો મંદિર નક્કી કરેલા વખતમાં ઉઘડાવવું હોય તો હવે બહુ વખત ખોવા જેવું નથી. તેથી હું આશા રાખું છું કે તમે અને તમે જણાવેલા મિત્રો આ બાબતમાં જલદી કામ કરવા મંડી પડશો."

ઝામોરિનને:

"Dear Friend,

"The wire which I handed in on 3rd inst. was considered by the authorities and released for despatch only three days ago. I hope you duly received it. I trust that you will please move in the matter and ensure the opening of the temple during the period of suspension.

"I do not know the proper style of addressing you. If therefore there is any want of propriety you will please instruct me knowing it to be wholly unintended."

"પ્રિય મિત્ર,

"મેં ત્રીજી તારીખે જે તાર સત્તાવાળાઓને આપ્યો હતો તે જવા દેવા વિષે તેમણે વિચાર કર્યો અને ત્રણ દિવસ ઉપર જ તે રવાના કરવાનું નક્કી કર્યું. હું આશા રાખું છું કે તમને એ બરાબર મળ્યો હશે. મને ખાતરી છે કે આ બાબતમાં કરવું ઘટે તે તમે કરશો અને મોકૂફીના ગાળામાં મંદિર ખૂલી જાય તે જોશો.

"તમને કઈ રીતે સંબોધન કરવામાં આવે છે તે, હું જાણતો નથી. એટલે રીતમાં કાંઈ ખામી હોય તો તે જરાય ઇરાદાપૂર્વકની નથી એમ ગણી મને સૂચના આપશો."

એસ. કે. જ્યોર્જને લખ્યું :

"I do not isolate politics from religion as you appear to me to do. Religion to be true must pervade every activity of life and that activity which cannot be pursued without sacrificing religion is an immoral activity to be shunned at all costs. Politics is not only not such an activity but it is an integral part of civic life. The rest of the discussion must be postponed to a more auspicious occasion. Only do not give me up in despair."

"તમે કરતા જણાઓ છો તેમ હું રાજ્યપ્રકરણ અને ધર્મને એક-બીજાથી અલગ પાડતો નથી. સાચો ધર્મ જીવનની દરેક પ્રવૃત્તિમાં વ્યાપેલો હોવો જોઈએ. કોઈ પણ પ્રવૃત્તિ ધર્મનો ભોગ આપ્યા વિના ન થઈ શકતી હોય તો એમ સમજવું કે તે પ્રવૃત્તિ અનૈતિક છે. હરકોઈ ભોગે તેનો ત્યાગ કરવો જોઈએ. રાજ્યપ્રકરણ આવી પ્રવૃત્તિ નથી, પણ સમાજ-જીવનનું તે અંતર્ગત અંગ છે. બીજી ચર્ચા તો વધારે અનુકૂળ અવસર ઉપર મુલતવી રાખવી જોઈએ. મારે વિષે નિરાશ બની મારો ત્યાગ ન કરો એટલું માગું છું."

મીઠીબહેન નામની એક ગુજરાતી નવી પુત્રી બની છે અને તે કલકત્તાથી અસ્પૃશ્યતાનિવારણ વિષે સૂચના માગે છે. એણે પૂછ્યું કે માલવીજી કહે છે એમાં અને તમે કહો છો એમાં શો ફેર છે? એને લખ્યું :

"અસ્પૃશ્યતાનિવારણમાં રોટીબેટીવહેવાર નથી આવતો. પણ જેઓ અસ્પૃશ્ય ગણાતા હરિજન સાથે રોટીવહેવાર રાખે છે તે અધર્મ કરે છે એવું હું નથી માનતો. રોટીબેટીનો પ્રતિબંધ હિંદુ ધર્મનું અવિભાજ્ય અંગ નથી. એ રૂઢિ થઈ ગઈ છે. હરિજન વચ્ચે ને બીજી ન્યાતો વચ્ચે ભેદ ન જ રખાય. આમાં કોઈને ફરજ પાડવાપણું નથી એટલે દુઃખ ન લાગવું જોઈએ."

આજે સેતલવાડનો પૂના-કરાર ઉપર 'ટાઇમ્સ'માં જબરદસ્ત હુમલો આવ્યો. જાણે વિલિંગ્ડન સાહેબ અહીં આવ્યા તેમને સવારના પહોરમાં વાંચવાને માટે જ હોય ને!

બાપુ કહે: "કોણ જાણે કેમ હંટર કમિટી વખતથી એ માણસનું મારે માટેનું ઝેર નીકળતું જ નથી. લંડનમાં ૧૧, કિંગ્ઝ સ્ટ્રીટમાં આંબેડકર તો કદી આવ્યો જ નહોતો. અનામત બેઠકોના ધોરણ ઉપર બંધાયેલી એક પણ ચોક્કસ દરખાસ્ત મારી પાસે મૂકવામાં આવી નહોતી. અને આંબેડકરને તો માત્ર સરોજિની દેવીને ત્યાં જ મળેલો. ત્યાં તેણે અલગ મતદારમંડળ કોઈ કાળે ન છોડવાની વાત કરેલી. આ માણસ પ્રાથમિક ચૂંટણીમાં અને અલગ મતદારમંડળમાં ભેદ નથી જોતો કારણ એ જોવા નથી માગતો. પ્રાથમિક ચૂંટણીની અસર તો અસ્પૃશ્યોનાં મંડળો ઉમેદવારોની નિમણૂક કરે એના કરતાં કાંઈ જુદી નથી. અને વાત તો એ છે કે ચાર ઉમેદવારો ઊભા થાય ત્યાં સુધી તો પ્રાથમિક ચૂંટણીની પણ જરૂર નથી. જરૂર તો ચારથી વધારે હોય ત્યારે જ પડશે. અને એક ઉમેદવાર હોય ત્યારે તો પ્રાથમિક ચૂંટણી અને સામાન્ય ચૂંટણી એમાંથી એકે કરવાની જરૂર ન પડે. એટલી વાત કબૂલ છે કે વિલાયતમાં આ જ યોજના મારી આગળ મૂકવામાં આવી હોત તો કદાચ કબૂલ ન કરત. કારણ કે ત્યાં વાતાવરણ જ નહોતું. અહીં તો અવર્ણ સવર્ણના આટલા બધા પ્રતિનિધિઓએ મળીને જે કર્યું એને, ત્યાં કંઈક કરેલું હોય એની સાથે શી રીતે સરખાવી શકાય? પણ સાચી વાત તો એ છે કે એ માણસ એમ માને કે મારા ઉપવાસે હિંદુ સમાજમાં ચેતન ભરી દીધું તો પછી એને બીજું કાંઈ કહેવાનો હક રહેશે નહીં. હિંદુ સમાજ આ ઉપવાસથી એક થયો તેવો બીજી રીતે ન થાત અને એ એકતા મુખ્ય વાત છે. પ્રતિનિધિત્વની વાત તો ગૌણ છે."

મેં પૂછ્યું: "આજે કેલપ્પનને લખ્યું છે કે હિંદુ સમાજનું પરિવર્તન એ મુખ્ય વસ્તુ છે. આપ માનો છો કે ઉપવાસથી એ પરિવર્તન થાય છે?"

બાપુ: "દરેક ઉપવાસથી નહીં. એટલે તો મેં ઉપવાસ કેવો હોય તે કહી દીધું. એની પાછળ નિર્મળમાં નિર્મળ હેતુ જોઈએ. એમાં કોઈના ઉપર દબાણ લાવવાપણું ન હોય. એમ તો કોઈ દારૂડિયો અને વ્યભિચારી માણસ હોય તેને પણ અસ્પૃશ્યતાના સવાલ ઉપર ખૂબ જ લાગતું હોય અને તે ઉપવાસ કરે, પણ એ ઉપવાસની કાંઈ અસર થાય તો ક્ષણિક જ થાય. આનું કારણ એ છે કે ઉપવાસ કરનારે સમજવું જોઈએ કે એ ઈશ્વરનો પ્રતિનિધિ છે. અને ઈશ્વરના પ્રતિનિધિ તરીકે એનામાં કોઈ પણ

પ્રકારનો મેલ ન જોઈએ. એ સ્થિતિ હોય તો ઉપવાસની વ્યાપક અસર થયા વિના રહે નહીં."

મેં કહ્યું: "સામાન્ય માણસની પણ અસર થાય છે, કારણ કે કળિયુગમાં તો અલ્પ તપસ્યા પણ ફળે છે."

બાપુ: "બરોબર, જેમ મારા છ દિવસના ઉપવાસની આટલી અસર થઈ."

મેં કહ્યું: "હું આપના ઉપવાસની વાત નથી કરતો. પણ ભાવનગરમાં પેલાએ બે દિવસ ઉપવાસ કર્યા અને દુકાનવાળાએ માફી માગી. એ અલ્પ તપસ્યાં અને સામાન્ય માણસ દ્વારા થયેલી તપસ્યાનો દાખલો છે."

બાપુ: "એ બરોબર, એની વ્યાપક અસર ન થાય. વ્યાપક અસર તો છઠ્ઠી એપ્રિલ ૧૯૧૯માં જે ઉપવાસ અને પ્રાર્થનાની અને સૂચનાની થઈ હતી તે કહેવાય. એવી જ આ ઉપવાસની થઈ એમ હું માનું છું. આટલી અસર થશે, અને લોકો સનકારામાં આટલું સમજી જશે એમ મેં તો માનેલું જ નહીં."

'લોકશિક્ષણ'માં 'તિલકભક્ત' નામધારી લેખકે કેળકરને સાઠ વરસ પૂરાં થયાં તે નિમિત્તે મહારાષ્ટ્રમાં થયેલા ઉત્સવો ઉપર એક બહુ કડવો લેખ લખ્યો છે. આગરકર, ચિપળૂણકર, આપ્ટે, અણે, ખાડીલકર આદિ મહારાષ્ટ્રીય પ્રસિદ્ધ વ્યક્તિઓની તુલનામાં એ ક્યાંય ન ઊતરી શકે, એનામાં ધ્યેયશૂન્યતા છે, એ સ્વસ્થ–પ્રકૃતિ છે, તિલકની ગાદી સાચવવાને બદલે તિલકસત્તાનો લોપ એણે આણ્યો એવી ટીકા એ લેખમાં ઠીક કડવી ભાષામાં કરેલી છે. આ વાત બાપુની આગળ કરતાં બાપુ કહે: "એ બધું અસ્થાને છે, અપ્રસ્તુત છે. એ લેખ આ સમયે લખીને એ સમાજની શી સેવા કરવા ધારે છે? તિલકની ગાદી લેવી એટલે શું? તિલકના જેવા જ થવું એ અર્થ હોય તો તો કોઈએ તિલકની ગાદી લીધી નથી. અને એમ ગાદી લેવાતી હોય તો તિલકની વિશિષ્ટતા ચાલી જાય. ગાદી તો એણે જરૂર જાળવી. 'કેસરી' ચલાવ્યું, વધાર્યું, તે એટલે સુધી કે તિલક પાછા આવ્યા ત્યારે એ ગાદી ઉપર પાછા બેસી ગયા અને બહાર ન ગયા હોય એવી રીતે એ ચલાવવા માંડ્યું. આવીને તુરત મહાસભાનો કબજો લીધો અને હોમરૂલની ચળવળ ઉપાડી. એ બધાનો યશ કેળકરને ઘટે છે. તિલકની સત્તા ઉપરનો ૧૯૦૮નો અંગ્રેજોનો હુમલો ગણીએ તો તે હુમલા સામે દેશ બરોબર ટકી શક્યો એમ કહેવાય. મારો જો હુમલો ગણીએ તો તે હુમલાને વશ થવામાં મહારાષ્ટ્રનું ગૌરવ હતું, સામે થવાપણું હતું તો એ 'તિલકભક્ત' જ શા સારુ સામે ન થયા? એની ઘણી

ટીકામાં તથ્ય હોય તોપણ આ એનો પ્રસંગ નથી. ભલેને કેળકરને અપાયેલા માનપત્રમાં અતિશયોક્તિ હોય. તેમાં શું? માનપત્ર તો કયું અતિશયોક્તિથી મુક્ત હોય છે? માનપત્ર વજન આપવા જેવી વસ્તુ જ નથી. એવો લેખ 'લોકશિક્ષણ'વાળાએ લીધો શા માટે?"

મેં કહ્યું: "સંપાદકે એક નોંધ લખી છે, જેમાં પોતાને એના વિચાર સાથે સંબંધ નથી એમ જણાવ્યું છે. અને કેવળ બીજા વિચારોને સ્થાન આપવા ખાતર લીધો છે એમ જણાવ્યું છે. વળી એની એ જ વસ્તુને સૌમ્ય ભાષામાં કહી શકાય એમ પણ લખ્યું છે:" ત્યારે બાપુ જરા શાંત થયા.

વલ્લભભાઈ કહે: "જે માણસ મહારાષ્ટ્રીય હોય એ પોતાના નિકટ પરિચયને લીધે એને ઓળખે અને એવું લખે. આપણે શું જાણીએ?"

બાપુ: "ના, એ મર્યાદા છોડીને લખેલું કહેવાય, અને એમાં દ્વેષ પણ હોવાનો સંભવ છે."

૧૬–૧૦–'૩૨ આજે આશ્રમની આખી ટપાલ સાંજ સુધીમાં જ પૂરી કરી. ઉપવાસની યોગ્યાયોગ્યતા ઉપર પોલાકનો સખત સપાટો — આઠ નવ ટાઈપ કરેલાં પાનાંનો આવ્યો. એ ઉપરથી એમ તો જણાય છે કે વિલાયતમાં જવલ્લે જ કોઈ ઉપવાસને સમજ્યું હશે.

આશ્રમની ટપાલમાં નોંધવા જેવા કાગળો:

જમનાબહેનને લખ્યું:

"ત્રણ મહિનાનું તમારું બધું મળીને રૂ. ૧૨૫ ખર્ચ વધારે નથી ગણતો. એ જાણવાની મને ઇચ્છા હતી. કેમ કે તેમાંથી મને ઘણી ખબર મળી રહે છે. ભલે પોતાના પૈસા હોય તોપણ દરેકે કોડીએ કોડીનો હિસાબ રાખવો જ જોઈએ. કેમ કે સાચી વાત તો એ છે કે પોતાનું આ જગતમાં કંઈ જ નથી, બધું ઈશ્વરનું છે એવું આપણે રોજ અનુભવીએ છીએ. તેથી બધું ત્યાગબુદ્ધિથી જ ભોગવીએ, ખરચીએ. આમ જે કરે તે પાઈએ પાઈનો હિસાબ આત્મસંતોષ સારુ રાખે. આ પ્રમાણે જો રૂ. ૧૨૫નો હિસાબ ન રાખ્યો હોય તો હવે રાખવાની ટેવ પાડવી. મને યાદ છે કે દેવભાભી આવો હિસાબ મોઢે રાખતાં."

નર્મદા ભુસ્કુટેને:

"વાઙ્મય સાધ્ય નહીં હૈ, સેવા સાધ્ય હૈ. વાઙ્મય સેવાકા સાધન હૈ, ઇસલિયે જબ તક હમારે હાથમેં કુછ ભી સેવા આઈ હો તબ તક શાંતિસે ઉસમેં તન્મય રહના. ગીતામાતાકી પ્રતિજ્ઞા હૈ કિ જો ઈશ્વરકે

ભક્ત હૈં ઉનકો ભગવાન સાધન દે દેગા. હાઁ, જબ સમય મિલે તબ અક્ષર-જ્ઞાનમેં વૃદ્ધિ અવશ્ય કરના. ઉસમેં ભી સમઝો કિ પઢનેસે વિચાર જ્યાદા ચીજ હૈ. ભલે પઢનેકા થોડા હો. જિતના પઢના ઉસે હજમ કરના."

છગનલાલ જોષીને :

"મને તો બધી પરીક્ષા ગમે. ઈશ્વરે શરત કરી જ નથી કે તેના ભક્તોને આટલે લગી જ તાવશે. હા, આટલી મર્યાદા છે ખરી, કોઈને તેની શક્તિ ઉપરાંત નથી તાવતો.

"બધું અનાસક્ત રહીને કરતાં શીખી જશો તો કુશળ જ છે. હું તો જોઉં છું કે આરોગ્યની ચાવી પણ તેમાં જ રહેલી છે."

બાળકોબાને :

"ઉપવાસ દરમ્યાન નામસ્મરણાદિ વધારે હતાં એમ કહેવાય. કેમ કે શારીરિક દુઃખ છતાં શાંતિ ઘણી હતી. જેને અસાધ્ય રોગ છે તે અમુક સંજોગોમાં અનશન લે તેમાં આત્મહત્યાનો દોષ ન હોય એમ બને. પણ અસાધ્ય રોગવાળો, જેનું મન સાફ છે, તેને અનશનનો અધિકાર નથી. કેમ કે તે મનથી પણ સેવા કરી શકે છે. મારી છેલ્લી માંદગી એટલે કોલ્હાપુરમાં થયેલી તે? ગમે તે હોય. મારું સ્મરણ એવું છે કે મને પ્રત્યેક માંદગી અનુગ્રહરૂપે જ થઈ છે. ઈશ્વરના ભક્તને એમ થવું જ જોઈએ. પછી ભલે માંદગી તેની મૂર્ખાઈને લીધે આવી હોય. રામનામનો ઉપયોગ તો જાણ્યેઅજાણ્યે રોજ થાય છે. પણ પ્રત્યેક ભીડ વેળા એ જ્ઞાનપૂર્વક થાય છે ને મારા સ્મરણ પ્રમાણે તેથી હંમેશાં શાંતિ મળી છે. નામસ્મરણનો કોઈ મુકરર સમય છે એમ ન કહેવાય."

એક બહેનને :

"બંગડી, ચાંલ્લો, રંગીન સાડી શણગાર હોય ને કેવળ રૂઢિ પણ હોય. જેમ ખાવું ભોગ હોય અથવા દેહનું ભાડું હોય. ભોગ અર્થે ખાઈએ તે છોડીએ. ભાડા અર્થે શરીરને જે દેવું ઘટે તે દઈએ. પછી ભલે તે ભોગની વસ્તુ પણ હોય. દૂધ, દહીં, ખજૂરમાં ક્યાં ઓછો ભોગ છે? છતાં ખાઓ છો ના? કેમ કે તમારે સારુ તે ભોગની વસ્તુ નથી. તેમ જ બંગડી, ચાંલ્લો કે રંગ જો તમારામાં વિકાર પેદા કરતાં હોય તો તે જગતની સામે થઈને પણ ત્યજો. પણ જો માત્ર રૂઢિ ખાતર જ વાપરો અથવા વડીલોને રાજી રાખવા તો તેમાં દોષ નથી. એટલે કે એ ન વાપરવાનો એકાંતિક ધર્મ નથી — જેમ જૂઠું ન બોલવાનો એકાંતિક ધર્મ છે. આવા કારણસર મેં લખ્યું કે બંગડી ન પહેરવાનું વ્રત લેવામાં દોષ હતો. જે એકાંતિક ધર્મ નથી તેનું વ્રત એકાએક ન લઈ લેવું ઘટે.

તેમાં ભારે ત્યાગ નથી. હા, જો બંગડીની પાછળ તમે મરી પડતાં હોત, બંગડીને ખાતર દેશ પરદેશ રખડતાં હોત, ચોરી કરતાં હોત તો તેની આધા લેવી ઘટતી હતી. એવી સ્ત્રીઓને હું જાણું છું કે જેને અનેક પ્રકારની બંગડી જોઈએ, તે મેળવવા લડે, ચોરી કરે. એવી બહેનો વ્રત લે તો સારું. પણ એવી વાત કરું તોયે એ તો મારી સાથે લડે. જેને ચોટલામાં જ બધો શણગાર છે અને ચોટલાનો ત્યાગ કરવાનું કહેતાં જ જે લાલ આંખ કરે, તે ભલે ચોટલો કાપે. પણ જેને ચોટલો અળખામણો થઈ પડ્યો છે, બોજારૂપ છે, તે માબાપને રાજી રાખવા કે સમાજને ન છોડવા ખાતર રાખે તો કાંઈ ખોટું નથી. તે રાખવાનો ધર્મ પણ હોય. હવે આ બંગડીનું શાસ્ત્ર સમજાયું?"

આંબેડકરને બાપુને મળવાની અને ઇચ્છા પડે તે વિષયની છૂટથી ચર્ચા કરવાની રજા મળી છે.

૧૭–૧૦–'૩૨ ઉપવાસ વિષે દલીલ કરનાર એક માણસને લખ્યું:

"I can only say this that where a man pleads the promptings of the inner voice, he should be left to God's mercy."

"હું એટલું જ કહી શકું કે જ્યારે માણસ અંતર્નાદની પ્રેરણા હોવાની વાત કરે છે, ત્યારે એને ઈશ્વરની દયા ઉપર છોડી દેવો જોઈએ."

હેંડરસન નામના પાદરીને:

"Argument is useless when you talk of your God and my God. Hitherto I have thought there was only one God for the wise and the foolish, saints and sinners. Instead of arguing with me, I suggest your praying for me, so that 'your' God may open the eyes of my understanding and let me see what in your opinion is my error."

"તમે જ્યારે મારો ઈશ્વર અને તમારો ઈશ્વર એવી વાત કરો છો ત્યારે તમારી સાથે ચર્ચા કરવી વૃથા છે. હું તો આજ સુધી એમ જ માનું છું કે ડાહ્યાનો અને મૂરખનો, પાપીનો અને સંતનો ઈશ્વર એક જ છે. હું એમ સૂચવું છું કે મારી સાથે દલીલ કરવાને બદલે તમે મારે માટે પ્રાર્થના કરો કે 'તમારો' ઈશ્વર મને સદ્‌બુદ્ધિ આપે અને તમારે મતે જે મારી ભૂલ છે તે હું જોઈ શકું."

આંબેડકરને બાપુ બાર વાગ્યે ઑફિસે મળવા ગયા. શ્રીમતી નાયડુ પણ ત્યાં જ આવ્યાં હતાં. આરંભમાં હડસનનો આવેલો કાગળ આંબેડકર અને

બાપુને વંચાવવામાં આવ્યો. તેમાં જણાવવામાં આવ્યું હતું કે કેવળ અસ્પૃશ્યતા વિષે વાતો કરવામાં આવે અને એ વિષે બહાર ક્યાંય પણ જાહેરમાં લખાણ ન થાય, અથવા ગાંધી તરફથી નિવેદન બહાર ન પાડવામાં આવે એ શરતે જ વાતો થાય. જો એ શરતોનો ભંગ થાય તો ભવિષ્યમાં આવી મુલાકાતો ન મળે. બાપુને આ વાત ન ગમી અને આંબેડકરને પણ ન ગમી. આંબેડકરે તો 'કશા અંતરાય વિનાની મુલાકાત'ની રજા માગી હતી અને એને 'તમારા તારમાં લખ્યા પ્રમાણેની' રજા પણ મળી હતી. તેને આ કાગળ અહીં જેલમાં જોતાં અચંબો થયો અને હડસન સાથે ટેલિફોનથી વાત કરી. હડસને કહ્યું: "લૉર્ડ વિલિંગડનની સાથે વાત થયા પછી આ ઠરાવ કરવો પડ્યો છે." એટલે લાચારીએ આંબેડકરે કબૂલ કર્યું. આ છતાં આંબેડકરે કહી દીધું કે "હું તો અસ્પૃશ્યતા વિષે નહીં, પણ રાજદ્વારી પરિસ્થિતિ વિષે વાત કરવા આવેલો, પણ હવે તો થયું."

બાપુ કહે: "સાચી વાત. મારાથી એ વિષે તમારી સાથે વાત ન થઈ શકે, તમે કરો તોયે હું અભિપ્રાય ન આપી શકું, મારું મન જ એ દિશામાં કામ ન કરે."

આંબેડકર કહે: "હું તો માત્ર કહી દઉં કે આટલા માટે હું આવેલો. મારે તમને સવિનયભંગ છોડીને બહાર નીકળી ગોળમેજીમાં આવવાને વીનવવા હતા. વાત એ છે કે તમે ન આવો તો વિલાયતમાં કશું મળવાનું નથી, ઊલટું બધું બગડશે. ઇકબાલ જેવા માણસો તો દેશના વેરીઓ છે, એ બગાડી આવશે, અને અમારે તો ગમે તેવું બંધારણ હોય તેના ઉપર કામ કરવાનું છે. એટલે હું નાનો માણસ છતાં તમને વીનવું છું કે તમે ચાલો."

બાપુ કહે: "તમે આખી દલીલનો વિસ્તાર કરો તો હું એના ઉપર વિચાર કરું. મારી સૂચના છે કે તમે બહાર જઈ છાપામાં એ વસ્તુ લંબાણથી લખો. હું એના ઉપર વિચાર કરીશ."

આંબેડકર: "એ વસ્તુ આખી લખાય એવી નથી. એમાં તો મુસલમાનોને બહુ દુઃખ લાગે એવું મારે કહેવું પડે અને એ હું જાહેરમાં ન કહી શકું. પણ હવે તો નામ વિના જુદી રીતે હું લખીશ કે લખાવીશ તે તમે જોજો અને મારું છે એમ સમજીને એના ઉપર વિચાર કરજો."

બાપુ કહે: "તમે તમારા નામથી જ લખો એ સારું છે. પછી તો તમારી મરજી." શ્રીમતી નાયડુ એ અભિપ્રાયમાં સંમત થયાં.

પછી અસ્પૃશ્યતા વિષે વાત નીકળી. આંબેડકર કહે: "મારે પ્રામાણિકપણે કહેવું જોઈએ કે આ મંદિરો ખૂલે છે, સહભોજનો થાય છે, એમાં

મને રસ નથી, કારણ એમાં તો અમારો મરો છે. મારા માણસોને માર ખાવો પડે છે, કડવાશ વધે છે. વિલેપારલેમાં સહભોજન થયા પછી મરાઠા કામ કરનારાઓએ હડતાલ પાડી. જો ઊંચ વર્ણના હિંદુઓમાં તાકાત હોત તો અસ્પૃશ્યોને નોકર તરીકે રાખત. પણ એ તો થાય એમ નહોતું. એટલે આમાં મને રસ નથી આવતો. મારે તો સામાજિક અને આર્થિક હાડમારીઓ મટે એ જોઈએ છે."

બાપુ કહે: "તમે દાખલા આપો."

એણે કહ્યું: "અસ્પૃશ્યોને રહેવાનાં ઘરો નથી મળતાં; એના ઉપર અન્યાય અને અત્યાચારો થયાં કરે છે. એક કેસમાં એક અસ્પૃશ્ય ઉપર મરાઠાના ખૂનનો આરોપ હતો. કેસ સેશનમાં લઈ જઈને હું એને છોડવી શકત, પણ મૅજિસ્ટ્રેટે એના ઉપરથી ખૂનનો ચાર્જ ફેરવીને ગંભીર વ્યથાનો ચાર્જ કર્યો. હવે તેને અમુક સજા થશે. મારા પોતાના ઉપર પણ કેવી વીતે છે તે તમે નહીં જાણતા હો. મને મુંબઈમાં પોર્ટ ટ્રસ્ટની ચાલ સિવાય બીજે ક્યાંય રહેવાનું મળતું નથી. મારા ગામમાં તો મહારોનાં ઘોલકાંમાં મારે રહેવું પડે છે. પૂનામાં બીજા બધા પોતાના મિત્રોને ત્યાં ઊતરે. મારે નેશનલ હોટેલમાં ઊતરવું પડે છે અને સાત રૂપિયા અને ગાડીભાડું ખર્ચવું પડે છે."

બાપુ કહે: "સર્વન્ટ્સ ઑફ ઇન્ડિયા?"

આંબેડકર: "હા, ત્યાં કદાચ રહી શકાય. પણ તે પણ કદાચ. વઝેને પૂછો તો ખબર પડે. વઝેના દેખતાં એના નોકરે મારું એક વાર અપમાન કર્યું હતું. મારે તો આ બધી હાડમારીઓ કાઢવી છે."

બાપુ કહે: "હું તમારી સાથે સંમત છું. તમારે જાણવું જોઈએ કે મારો ઉપવાસ પૂરો થયો નથી, હજી ઊભો જ છે. કરાર સુધરાવવો એ તો ગૌણ વાત હતી. મુખ્ય વાત તો હજી બાકી રહેલી છે. એને માટે હું પ્રાણ આપવા તૈયાર છું. તમે જે કહો છો એ બધા અન્યાયો મટવા જ જોઈએ."

આંબેડકરે કહ્યું: "મને બિરલાએ અસ્પૃશ્યતાનિવારણ સભાના બોર્ડમાં લેવાનું કહ્યું. મેં ના પાડી, કારણ હું એકલો શું કરું? મારે તમે જે ઇચ્છો તે રીતે અસ્પૃશ્યતાનિવારણના કામમાં સંમતિ આપવી રહી. અમે જો ઘણા હોઈએ તો અમે ઇચ્છીએ એ રીતે સુધારા કરાવી શકીએ. તમે ઇચ્છતા હો કે મંદિર બાંધવું કે કૂવા ખોદાવવા. અમને એમ લાગતું હોય કે આ પૈસા નકામા જાય છે, એને માટે બીજો રસ્તો જોઈએ."

બાપુ કહે: "તમારું દૃષ્ટિબિંદુ સમજું છું, અને હું એ ધ્યાનમાં રાખીશ અને શું કરી શકાય તે જોઈશ."

પછી બાપુ અમને કહે: "વાત એણે બહુ મીઠી કરી. એનામાં સિદ્ધાંત તો નથી, પણ આ બધી વાત બહુ સીધી રીતે કરી. એણે એમ પણ કહ્યું કે મારે રાજદ્વારી સત્તા જોઈતી હતી તે મળી ગઈ. હવે મારે તો રાષ્ટ્રીય કામ કરવાનું રહ્યું. તમને હવે તમારા કામમાં હું વિઘ્નકર્તા નથી થવાનો. એમ. સી. રાજા ઑર્ડિનન્સ બિલને અહીંથી જઈને ટેકો આપે તેમ મારાથી ન અપાય. મેં તો મારા માણસોને કહ્યું: 'હવે તમે મારી પાસેથી આ કામમાં બહુ આશા ન રાખતા. મારે દેશના કામને માટે મારી શક્તિ ખર્ચ કરવી જોઈશે.' પણ તમે બહાર નીકળીને દેશકાર્ય ઉપાડો તો થાય. એમ ને એમ કશું નથી વળવાનું.

"પોતે પોતા વિષે કહ્યું: 'સરકાર મને પૈસા આપે છે એમ કહેવાય છે. મારા જેવો ભિખારી કોઈ નથી. ત્રણ વરસ થયાં મારી કમાણી કાંઈ જ નથી. આ કામ કરતાં મારે મારો પોતાનો પૈસો ખરચવો પડે છે. અને મારા કેસોનું કાર્ય ઓછું થાય છે. જાહેર કામને લીધે વખત પણ જાય અને પૈસાનો પણ ખરચ થાય. થોડા થોડા કેસો મળે તેમાંથી મારો નિર્વાહ કરું છું. આજે પણ સાવંતવાડી એક કેસ છે ત્યાં જતાં અહીં રસ્તામાં ઊતર્યો છું.'"

૧૮–૧૦–'૩૨ નરસિંહરાવની દીકરી લવંગિકાની મૃત્યુનોંધ છાપામાં જોઈ અને બાપુનું ધ્યાન ખેંચ્યું. બાપુએ તુરત કાગળ લખ્યો, આ મતલબનો:

"તમારી દીકરીના અવસાનના ખબર વાંચી અમે સૌ દિલગીર થયા. મહાદેવે કહ્યું, આટલી એક જ દીકરી રહી હતી. તમને ખરખરો કરવાનો ન હોય. તમે બંને જ્ઞાની છો. પ્રભુ તમને શાંતિ બક્ષો."

આટલાં વાક્યોની નરસિંહરાવ ઉપર અદ્ભુત અસર થઈ. એમણે લખ્યું:

"આમ હમારું હાવા પ્રસંગમાં સ્મરણ રાખ્યું એ વિચારથી હૃદય આર્દ્ર થયું. પ્રભુ કૃપાળુ આમ અણધાર્યાં આશ્વાસનોનાં અમૃત સીંચે છે એ ઓછી ધન્યતા છે? 'પરંતુ આનું દુઃખ તમને ન હોય' એ પાંચ શબ્દોમાં જે અમૂલ્ય સદ્ભાવ આપે પૂર્યો તે બીજે કહીંથી — એ રૂપમાં તો — હમને મળ્યો નથી. આપે જે ઊંચી કક્ષામાં — જ્ઞાન, તપશ્ચર્યા વગેરે સંપત્તિને સંબંધે — મૂક્યાં તે યોગ્યતા પ્રાપ્ત કરવાને પ્રભુ હમને સામર્થ્ય આપો. હમે હજી રંક માનવની ભૂમિકામાં ભમીએ છીએ. માત્ર

હાવી કસોટીને પ્રસંગે ઉચ્ચતર ભૂમિકામાં ચઢવાને પ્રભુ દયાળુ આપ જેવા સ્નેહાળ સજ્જનની દ્વારા પાંખો આપે છે એ લાભ ઓછો નથી.

"કસોટી તો બાકી ભારે જ છે. પ્રથમ એ સંતાન ચાલ્યાં ગયાં તે ત્રણ અઠવાડિયાં માંદગી ભોગવીને. હાણે તો ચાર કલાકમાં જ એકાએક બેભાન થઈને દેહ છોડી દીધો. શાંતિદાતા શાંતિ આપે છે અને આપશે. આપના પત્ર માટે આભાર નહીં માનું, પરંતુ કહીશ કે એ પત્રને અમૂલ્ય ધન તરીકે સંઘરી રાખીશ."

બીજે કાગળ લખીને:

"મારી પ્રિય પુત્રીના અવસાનના દશાહ પ્રસંગે સાડા આઠ વાગ્યે પ્રાર્થના રાખી છે તે સમયે આપ હૃદયમાં પ્રાર્થના કરશો? એ ગત આત્માને માટે નહીં. એ તો ચિર શાંતિધામમાં બિરાજે છે. પણ આ અશાંતિના અંધ અરણ્યમાં ભટકતાં હમે પાછળ રહ્યાં છીએ હેમને જ માટે. આપના પત્રમાં તો હમને 'પ્રભુ શાંતિ બક્ષો' એ પ્રાર્થનાના શબ્દો છે જ, છતાં હમારી તે પ્રસંગ માટે વિનંતી."

એમને કાગળ લખ્યો:

"સુજ્ઞ ભાઈશ્રી,

"સવારની ચાર વાગ્યાની પ્રાર્થના અમે કરી રહ્યા અને આ લખવા બેઠો છું. તમારા બંને કાગળો મળ્યા છે. અમે ત્રણે આજે ૮–૩૦ વાગ્યે તમારી સાથે દશમાનું શ્રાદ્ધ ઊજવતા હોઈશું. મૂક પ્રાર્થનાને બદલે 'લીડ કાઇન્ડલી લાઈટ'નો તમારો અનુવાદ ગાઈશું. તેમાં તમને બંનેને જોઈએ તેટલી શાંતિ ક્યાં ભરી નથી? તમારાં બાળકો તો ચિરશાંતિ ભોગવે છે. પણ આ જગતમાં જેટલાં બાળક છે તેટલાં તમારાં ક્યાં નથી? તમે તો એવું જ્ઞાન ઘણુંય આપ્યું છે. તે અત્યારે તમને સહાય કરો.

"'પ્રેમળ જ્યોતિ'ની એક વાત તમને ગમશે. જતાં જતાં ફાધર એલ્વિને ધાર્યું કે જો ખ્રિસ્તીઓનો મિત્રવર્ગ દર અઠવાડિયે મારી સાથે માનસિક સંબંધમાં આવે તો સારું. તેમ કરવા સારુ તેણે મારી પાસેથી એક ભજન માગ્યું, કે જે બધાએ ધારેલે વખતે દરેક અઠવાડિયે ગાવું. મેં પેલું ન્યૂમેનનું ભજન પસંદ કર્યું. તે આજે યુરોપ, અમેરિકા, અહીં ને બીજા દેશોમાં મિત્રમંડળ દર શુક્રવારે ૭–૩૦ વાગ્યે સાંજે ગાય છે. અમે અહીં ને આશ્રમવાસીઓ સાબરમતી ઇત્યાદિમાં 'પ્રેમળ જ્યોતિ' દર શુક્રવારે સાંજની પ્રાર્થનામાં ગાઈએ છીએ. એમ એ ભજનમાં તમે જે પ્રાણ રેડ્યો છે તેમાં વૃદ્ધિ થતી જાય છે. આવી આ તમારી ભેટ તમને પણ ફળો.

તમારો
મોહનદાસ"

પોલાકને જવાબ આપ્યો :

"This is just 4-20 A. M. after morning prayer. I got your letter of the 7th inst. yesterday. The value I attach to your letter you will perceive from the fact that I am devoting to the reply my most precious hour. The value lies in that it is an expression of your love and sincerity. It has little or no value as an agency designed to carry conviction. If I have erred, I should love to have the conviction even after the event, since it would serve to protect me against repetition of the error. But I miss that conviction.

"I see that though our mutual love remains the same, our view-points have become different, our way of approaching things has also become different. We have therefore to agree to differ.

"In this matter I had thought that even if everybody else would not understand my action, you and Millie would instinctively perceive it and become my shield. But that pleasure was not to be mine. I derive however the richer pleasure that our love can persist even in spite of political and spiritual differences. I was unprepared for the latter. But I see that political, social and the like are inextricably mixed up with and derived from the spiritual outlook. Therefore when we have sharp political differences, the odds are that they are traceable to the spiritual.

"You seem to have missed the very core of the fast. You have to go back to my speech at the Minorities Committee. It was not a prepared speech. The end of it came irresistibly. The fast was an inevitable result of that solemn declaration. I little knew how that declaration was to find fulfilment. I say that the declaration was from God and so was the fulfilment. If it was so, all argument is useless. If it was a hallucination, friends who believe it to be such are bound to drive home the truth to me with all the love and persistence they can summon to their assistance.

"Everything that happened since confirms me in the opinion that the fast was a God-given trust.

"Not the Premier but Sir Samuel was the vehicle through whom the message of the fast had necessarily to go. But if you had followed all the statements I have made and even my letter to the Premier you would have seen that the fast was addressed to the millions who had faith in me, and who had surrounded me with their undying affection whenever I went in their midst. They understood the fast with all its implications, without any argument. For them, the political part of it was trivial, internal reform was everything. The latter is still going on. And remember the fast is only suspended, it may have to be resumed if people go off to sleep. When a lover fasts to prevent the loved one from going astray, it is not blackmail, it is the cry of an anguished heart ascending to heaven. Of such, in your language, is the music of the sphere made. My fast was a whip administered to lethargic love.

"You ask why it was not administered ten years ago. The answer is God did not call me to it. He comes to wake you up when you least expect Him. His ways are not our ways. You will of course believe me when I say that I had then the same capacity for sacrifice that I seem to have now.

"Lastly, you should accept my judgment based on much ampler data than yours that the same settlement could not have been arrived at in London and that the Premier was not called upon in any way to decide on any question outside the Hindu-Muslim-Sikh tangle.

Love to you all. — Bhai"

Silence Day, 17-10-'32

"સવારની પ્રાર્થના થઈ ગઈ અને ૪–૨૦ થઈ છે. તમારો સાતમીનો લખેલો કાગળ મને ગઈ કાલે મળ્યો. તમારા કાગળની કિંમત હું કેટલી આંકું છું તે તમે એટલા ઉપરથી જોઈ શકશો કે એનો જવાબ આપવા માટે મારો કીમતીમાં કીમતી વખત મેં પસંદ કર્યો છે. તમારા કાગળની કિંમત તો એમાં છે કે એમાં તમારા પ્રેમનો અને તમારી સચ્ચાઈનો પડઘો પડે છે. મારા વિચારો ફેરવવા માટેની દલીલો તરીકે એની બહુ ઓછી કિંમત છે અથવા કશી કિંમત નથી. જો મારી ભૂલ થઈ હોય તો

બનાવ બની ગયા પછી પણ હું તે સમજું તે મને ગમે. કારણ એ ભૂલ ફરી કરતો હું અટકું. પણ મેં ભૂલ કરી છે એવી મારી ખાતરી થતી નથી.

"હું જોઉં છું કે જોકે આપણો પરસ્પર પ્રેમ એનો એ જ છે છતાં આપણા વિચારો એકબીજાથી જુદા પડતા જાય છે. વસ્તુઓને જોવાની આપણી રીત પણ જુદી પડે છે. એટલે આપણે જુદા પડવામાં સંમત થવું રહ્યું.

"આ બાબતમાં મેં ધાર્યું હતું કે બીજા સઘળા મારું આ કાર્ય ન સમજી શકે તો પણ મિલી અને તમે અંતર્વૃત્તિથી એ સમજી જશો અને મારી ઢાલ બનશો. પણ એ આનંદ મારા નસીબમાં નહીં હોય. પણ મને એના કરતાંય વધારે ભારે આનંદ મળી રહ્યો છે કે રાજદ્વારી અને આધ્યાત્મિક મતભેદો છતાં આપણો પ્રેમ કાયમ છે. આપણી વચ્ચે આધ્યાત્મિક મતભેદો પણ ઊભા થશે એમ મેં ધાર્યું નહોતું. પણ હું જોઉં છું કે રાજદ્વારી, સામાજિક અને બીજા વિષયો ઉપરના વિચારો આધ્યાત્મિક વિચારો સાથે જ વણાઈ ગયેલા હોય છે, અને તેમાંથી જ નીપજે છે. એટલે આપણી વચ્ચે જે તીવ્ર રાજદ્વારી મતભેદ છે તેનું કારણ વધારે સંભવ છે કે આધ્યાત્મિક મતભેદમાં શોધી શકાય. ઉપવાસનો મૂળ મુદ્દો જ તમે ચૂકી ગયા લાગો છો. એ માટે 'લઘુમતી સમિતિ' આગળનું મારું ભાષણ તમારે જોવું જોઈએ. એ પહેલેથી તૈયાર કરેલું ભાષણ નહોતું. તેનાં આખરનાં વચનો તો હું બોલ્યા વગર રહી જ ન શક્યો. એ ગંભીર પ્રતિજ્ઞાનું આ ઉપવાસ એ અનિવાર્ય પરિણામ હતું. એ પ્રતિજ્ઞાનું પાલન શી રીતે થશે તેની તે વખતે મને થોડી જ ખબર હતી. હું કહું છું કે એ વચન ઈશ્વરે કઢાવ્યાં હતાં અને એનું પાલન પણ ઈશ્વરે કરાવ્યું. વાત આમ છે ત્યાં સઘળી દલીલ નકામી છે. પણ જો એ મારો ભ્રમ હોય તો જે મિત્રો એમ માને છે, તેમણે પોતાના તમામ પ્રેમ અને આગ્રહથી સત્ય વસ્તુ મને દેખાડવાનો પ્રયત્ન કરવો જોઈએ.

"પછીથી જે બધું બન્યું છે તે ઉપરથી પણ મારા અભિપ્રાયને પુષ્ટિ મળી છે કે ઉપવાસ એ ઈશ્વરદત્ત કાર્ય હતું.

"વડાપ્રધાન મારફત નહીં પણ સર સેમ્યુઅલ મારફત જ ઉપવાસનો મારો સંકલ્પ મારે જણાવવો જોઈતો હતો. મેં કરેલાં બધાં નિવેદનો અને વડાપ્રધાનને લખેલો મારો કાગળ પણ તમે જોયાં હોય તો એમાંથી તમને જણાશે કે આ ઉપવાસ, મારી ઉપર શ્રદ્ધા રાખનારા અને જ્યારે જ્યારે તેમની વચ્ચે હું જતો ત્યારે ત્યારે પોતાના અપાર પ્રેમથી મને વીંટળાઈ વળનારા કરોડો માણસોને અનુલક્ષીને હતા. એ લોકો કશી દલીલ

વિના ઉપવાસ તથા તેના તમામ ફલિતાર્થને સમજી ગયા. એનો રાજકીય ભાગ તો એમને માટે નજીવો હતો. આંતરિક સુધારો એ જ એમને માટે મહત્ત્વનો હતો. એ સુધારો હજી ચાલી રહ્યો છે. અને તમારે યાદ રાખવું કે આ ઉપવાસ માત્ર મુલતવી રહ્યા છે. જો લોકો પાછા ઊંઘી જાય તો ઉપવાસ ફરી કરવા પડે. પોતાના પ્રેમપાત્રને અવળે રસ્તે જતા રોકવા માટે પ્રેમી ઉપવાસ કરે તો તેમાં બળાત્કાર નથી. એ તો દુઃખી હૃદયની ઈશ્વરને પહોંચતી આહ છે. તમારી ભાષામાં આકાશનું સંગીત આવી આહોનું હોય છે. મારો ઉપવાસ ઊંઘમાં પડેલા પ્રેમને ચાબુક સમાન હતો.

"તમે પૂછો છો કે ત્યારે તમે દસ વરસ પહેલાં ઉપવાસ કેમ ન કર્યા? એનો જવાબ એટલો જ છે કે ઈશ્વરે તે વખતે મને આદેશ ન આપ્યો. તમે એની ઓછામાં ઓછી આશા રાખતા હો ત્યારે તમને જગાડવાને તે આવે છે. એના રસ્તા ને આપણા રસ્તા ન્યારા છે. હું એમ કહું કે બાલદાન આપવાની જે શક્તિ આજે મારામાં દેખાય છે તે શક્તિ મારામાં દસ વરસ પહેલાં પણ હતી તો એ વસ્તુ તો તમે જરૂર માનશો.

"છેવટમાં, જે સમાધાન અહીં થયું તે લંડનમાં ન જ થઈ શકત, એ બાબતમાં તો મારો નિર્ણય તમારે સ્વીકારવો જ જોઈએ. કારણ તમારી પાસે છે તે કરતાં ઘણી વધારે હકીકતો ઉપર એ બંધાયેલો છે. વળી ત્યાં હિંદુ-મુસ્લિમ-શીખ કોયડા ઉપરાંત બીજા કોઈ પ્રશ્ન ઉપર નિર્ણય કરવાનું વડાપ્રધાનને કહેવામાં આવ્યું નહોતું.

તમને સૌને પ્યાર — ભાઈ"

મૌનવાર, ૧૭–૧૦–'૩૨

કાઠિયાવાડથી અંત્યજના પ્રશ્ન વિષે ઊભી થતી મુસ્કેલીઓ વિષે શંભુશંકરનો કાગળ આવ્યો. બાપુ કહે: "આ કાઠિયાવાડ છેવટે મુસ્કેલી આપવાનું છે. કશું કરવું નહીં, અને આવી બાબતમાં મુસ્કેલીઓ લાવવી. રાજાઓને પણ પોતાની મોજમજા ઓછી નથી કરવી એટલે લોકોનો વિરોધ પોતાની સામે ન થાય એમ કરવાને માટે લોકોને આવી બાબતોમાં ટેકો આપે છે."

આજે ડૉ. કટિયાલ હોમ સેક્રેટરીની રજા લઈને બાપુને મળી ગયો. લંડનમાં પોતે બાપુનો 'મેડિકલ ઍડવાઈઝર' હતો અને પોતે પાછો વિલાયત જાય છે તે પહેલાં મળી લેવા માગે છે એમ જણાવીને રજા મેળવી. પંજાબની ખબર આપતાં એણે જણાવ્યું કે ફઝલી હુસેન સિવાય

બીજું કોઈ ત્યાં મુશ્કેલી ઊભી કરે એમ નથી. આખા સવાલનો સંતોષકારક ફડચો આવશે એવી એ માણસની વાત ઉપરથી બાપુને છાપ પડી.

સાયંપ્રાર્થનામાં 'નિંદક બાબા વીર હમારા' એ ભજન ગાયું. પ્રાર્થના પૂરી થયા પછી બાપુ કહે: "આ ભજન આપણે ગાઈ શકીએ ખરા?"

મેં કહ્યું: "એને બહુ ચૂંથવા જાઓ તો કદાચ તે ન ગાવા જેવું લાગે, પણ મને તો એમાંથી ક્ષમાભાવનો જ ધ્વનિ નીકળતો લાગે છે."

બાપુ: "મેં પણ એમ જ માન્યું છે. પણ આજે બોલતાં બોલતાં મને સૂઝ્યું કે આપણે એમ ઇચ્છી શકીએ ખરા કે જુગ જુગ જીવો નિંદક મારા? આ આખા ભજનમાં કટાક્ષ નથી?"

મે કહ્યું: "મને નથી લાગતું કટાક્ષ હોય. મને તો એ ભજન વાંચીને ઘણી વાર તમારી જ વૃત્તિઓ અંદર ધ્વનિત થતી હોય એમ લાગ્યું છે. ઘણી વાર તમારા ઉપર સખત ટીકા થાય છે ત્યારે તમે કહો છો એ સારું છે, એ ટીકાના લાભો વર્ણવો છો."

બાપુ: "એ સાચું. એ ભજનનો રાગ મધુર છે, શબ્દરચના પણ સારી છે, અને ગાવું હંમેશાં ગમ્યું છે. પણ આજે વિચાર થયો કે આપણી નિંદા કરનારો હંમેશાં નિંદાનો જ ધંધો કર્યાં કરે, પોતે ડૂબ્યાં કરે અને બીજાને તાર્યાં કરે એમ આપણે પ્રાર્થના કરી શકીએ ખરા?"

હું: "આ ભક્તોનાં ભજનો તે તે વેળાની મનોવૃત્તિના પડઘા છે. આમાંથી ક્ષમાભાવ ઉપદેશવા સિવાય એનો બીજો કંઈ ઉદ્દેશ હોય એમ હું માનતો નથી. બાકી એનું પૃથક્કરણ કરતાં સંભવે છે કે એમાંથી ક્ષમા નીકળવાને બદલે તિરસ્કાર નીકળે."

બાપુ: "બસ એ જ મારું કહેવું છે. એમાં કટાક્ષ છે અને નિંદકનો તિરસ્કાર છે. દુષ્ટમાં દુષ્ટ માણસ પણ દુષ્ટતા છોડે એમ આપણે ઇચ્છીએ, દુષ્ટતામાં કાયમ રહે એમ કદી ન ઇચ્છીએ. આ ભજન ગવાય કે નહીં એ વિચાર તો મને એટલા માટે આવ્યો કે 'ભજનાવલિ'ની નવી આવૃત્તિનો વિચાર કરી રહ્યો છું ના?"

હું: "બરોબર. નિંદકને માટે શુભેચ્છાને બદલે એમાં શાપ ભરેલો છે એમ કોઈ કહે તો ખોટું ન કહેવાય. એ દૃષ્ટિએ "તું તો રામ સુમર જગ લડવા દે" એ પણ ન ગવાય. કારણ એમાં તો "નરક પચત વાકો પચવા દે" એ તો Revelation (રેવેલેશન — બાઇબલના નવા કરારનો એક ભાગ)ના શાપવાક્યનું ભાષાંતર જ લાગે છે. 'He who

is in hell, let him go deeper still' 'નરકમાં પડેલો છે, એને વધુ ઊંડી ખાઈમાં પડવા દો."

બાપુ: "બરોબર છે, એ ન ગવાય."

૧૯–૧૦–'૩૨ ગઈ કાલના કાગળોમાં મહેરબાબાના મંત્રીનો કાગળ હતો. તેમાં એણે બાપુની એની સાથેની મુલાકાતોના રિપોર્ટો આપ્યા હતા. બધા રિપોર્ટનો ભાવ એટલો જ લાગ્યો કે બાબા એક મહાવિશ્વગુરુ છે એમ ગાંધીજીને છાપ પડી હતી અને બાબાની પાસેથી ઈશ્વરજ્ઞાન મેળવવાની ગાંધીજીએ ઉત્કંઠા બતાવી હતી. મને આખાનો ઉદ્દેશ બાપુની સાથેના સંબંધનો લાભ ઉઠાવવા સિવાય બીજો ન લાગ્યો.

એને બાપુએ લખ્યું: "તમારો ૮મીનો કાગળ મળ્યો. તેની સાથેની નોંધ પણ મળી. એ વાંચી ગયો છું. મને લાગે છે કે તે ન છપાય એવી છે. તેમાં ઘણું રહી ગયું છે, ને જે અપાયું છે તે એવી રીતે મુકાયું છે કે અર્થ બદલો થઈ જાય છે. આથી કાંઈ ન છાપી શકાય એવો મારો અભિપ્રાય છે. માત્ર એટલું જ છાપવાની જરૂર છે કે બાબા અને મારી વચ્ચે ગુરુશિષ્યનો સંબંધ નથી. સામાન્ય મિત્રો વચ્ચે જે સંબંધ હોય તેના જેવો છે. અને વાર્તાલાપ ઘણે ભાગે આધ્યાત્મિક વિષયો ઉપર થતો. આમ પ્રજાએ અહીં કે પશ્ચિમમાં એ વાર્તાલાપને કે મેળાપને મહત્ત્વ આપવાની કશી જરૂર નથી."

જાતપાઁતતોડક મંડળના મંત્રીએ કાગળ લખીને પુછાવ્યું કે હવે આ પ્રસંગનો લાભ લઈને બધી નાતજાતને તોડવાનું કાર્ય ન સાધો? વર્ણ વર્ણમાં પણ એક પ્રકારની ક્રમિક અસ્પૃશ્યતા તો છે જ. એ બધાનો નાશ ન થાય ત્યાં સુધી અસ્પૃશ્યતાનો નાશ નથી થવાનો. એને બાપુએ લખ્યું:

"યદિ જાતપાઁત તોડનેકા અર્થ વર્ણકા ઉચ્છેદ હે તો યહ બાત મુઝે અયોગ્યસી પ્રતીત હોતી હૈ. યદિ ઉસકા અર્થ અસંખ્ય જાતિયોંકા તોડના હૈ તો મૈં ઉસમેં સંમત હૂં. તદપિ જાતપાઁત તોડના ઔર અસ્પૃશ્યતાનિવારણ દોનોં ભિન્ન પ્રવૃત્તિ હૈં. અસ્પૃશ્યતાનિવારણકા અર્થ જિસકો અસ્પૃશ્ય માનતે હૈં ઉનકે સાથ વ્યવહાર કરના, જૈસે ઇતર હિંદુકે સાથ કિયા જાતા હૈ. દોનોંકો સાથ મિલાનેસે દોનોં કાર્ય બિગડનેકા ડર હૈ. ફલતઃ રોટીબેટી-વ્યવહાર અસ્પૃશ્યતાનિવારણકા અનિવાર્ય અંગ નહીં હૈ. કિન્તુ હરિજનોંકે સાથ રોટીબેટીવ્યવહાર અધર્મ્ય ભી નહીં હૈ."

વાળવા (જિ. સતારા)ના હરિજનોની સુંદર અક્ષરે મોટા પહોળા કાગળો ઉપર લખેલી અરજી આવી કે "અમને સ્પૃશ્ય હિંદુઓ તરફથી ભારે દુઃખ છે. અમારાં ઝૂંપડાં દર વરસે ધોવાઈ જાય છે. પણ અમને ઊંચી જગ્યાએ ઝૂંપડાં બાંધવાની રજા સ્પૃશ્યોના વિરોધને લીધે નથી મળી શકતી. અમારે બીજા ધર્મમાં શા સારુ પ્રવેશ ન કરવો? પણ તમે બાબાસાહેબ આંબેડકરની સાથે હવે સુલેહ કરી છે એટલે અમે તમે હવે શું કરો છો તેની રાહ જોઈને બેઠા છીએ."

એને લખ્યું:

"આપ ભાઇયોંકા સુંદર અક્ષરોંમેં સુંદર ભાષામેં લિખા હુઆ ખત મુઝે મિલા હૈ. આપ લોગોંકા દુઃખ મૈં સમઝ સકતા હૂઁ. બાબાસાહેબ આંબેડકરસે મેરી બહોત બાતેં હુઈ હૈં. યહાઁસે મૈં થોડી હી સેવા કર સકતા હૂઁ. મેરી સલાહ હૈ કિ આપ લોગ આપકે દુઃખકી કથા નયા મંડલ જો સ્થાપિત હુઆ હૈ ઉસે લિખેં. મુઝકો તો અવશ્ય લિખા કરેં."

"આપ લોગ હિંદૂ હૈં, યહ કિસી પર ઉપકાર કરનેકે લિયે નહીં હૈ. ઇસલિયે મૈં કૈસે કહૂઁ આપ દુઃખકે મારે ધર્મ છોડેં? ધર્મકી પરીક્ષા હી દુઃખમેં હોતી હૈ. હાઁ, મૈં આપ ભાઇયોંકો ઇતના આશ્વાસન દે સકતા હૂઁ કિ મૈંને ઇસ દુઃખકે નિવારણકે કારણ પ્રાણાર્પણ કિયા હૈ. ઔર યદિ ઇતર હિંદૂ આપ લોગોંસે ન્યાયપૂર્વક વ્યવહાર નહીં કરેંગે તો પ્રાયશ્ચિત્ત રૂપમેં મૈં મુલતવી રખા હુઆ અનશનકા આરંભ કર દૂઁગા. ઐસા કરનેકી શક્તિ ઈશ્વર મુઝે દેવે.

હરિજનોંકા સેવક
મોહનદાસ ગાંધી"

શંભુશંકરનો કાઠિયાવાડમાં પડતી અસ્પૃશ્યતાનિવારણની કઠણાઈઓ વિષે કાગળ આવ્યો. એને ઉત્તર:

"જ્યાં લોકમત વિરુદ્ધ હોય ત્યાં પરાણે હરિજનને દવાખાનામાં કે મંદિરમાં લઈ જવાનો આગ્રહ ન રાખવો. પણ જેઓ તેની સેવા કરવા ઇચ્છતા હોય તેણે તેઓને સારુ તેઓના જ લત્તામાં કે તેમની નજીક તેવી સગવડ પેદા કરી દેવી ને ત્યાં હરિજન સિવાયના બીજાને આવવું હોય તેને આવવા નોતરવા. દરમ્યાન લોકોને વિનયપૂર્વક સમજાવવા. લોકોની ઉપર ગુસ્સો કરવાથી કે તેમની ઝેરી ટીકા કરવાથી કામ સુધરવાનું નથી. પૂર્ણ પ્રેમથી લોકોનું અજ્ઞાન ટાળી શકાશે. જે જે સગવડો તેને સારુ નથી તે પેદા કરવાનો ભગીરથ પ્રયત્ન થવો જોઈએ. સ્ટેટ તો ઘણુંયે કરી શકે.

તેઓને જમીનની માલિકી આપે, તેઓના લત્તા સુધારે, ઘર સારાં કરી આપે, તેઓના પગાર સારા કરે.

"ભંગીને એઠવાડ ન અપાય. તેઓમાં સ્વચ્છતા વગેરેનો પ્રચાર કરાય. ટૂંકોમાં જે જે રીતે તેઓની હાલત સુધારી શકાય તે ઉપાયો ઘર્ષણ પેદા કર્યાં વિના યોજવા જોઈએ."

આજે નવા યાર્ડમાંથી જૂના યાર્ડમાં પ્રસ્થાન થયું.

મણિલાલ મળી ગયા. દેવદાસની તબિયત સારી ન હોવાને લીધે તે ન આવી શક્યો. દક્ષિણ આફ્રિકાની સ્થિતિ વિષે બહુ વિગતવાર સલાહ બાપુએ આપી.

૨૦-૧૦-'૩૨

આજની ટપાલમાં જનારા કાગળોમાં મોટો અને સૌથી અગત્યનો વાલજી ઉપર હતો. મારી કારકિર્દી શરૂ થતાં હરિલાલ માધવજી ભટ્ટનો ગોખલેના ભાષાંતરનો ભાગ છપાઈ ગયેલો તે આખો રદ કરવાની સલાહ આપેલી તેવી જ વાલજીભાઈના ઈશુના પુસ્તક વિષે સલાહ આપી. આ રહ્યો કાગળ :

"તમારું પુસ્તક મળ્યું કે તુરત વાંચી ગયો એમ લગભગ કહેવાય. તમારી ભાષા મને મીઠી લાગે છે એટલે તે તરફ મેં ધ્યાન નથી આપ્યું. આપું તો કેટલુંક ડહાપણ કરું. પણ એ તો નજીવું લાગે છે.

"મને પુસ્તક નથી ગમ્યું. તમે નામ 'ઈશુ ચરિત' આપ્યું છે. અંદર એવું નથી જોતો.

"તમે એક વખતે કહેલું મને યાદ છે, અથવા મેં તમારે વિષે ધારી લીધેલું કોઈને કહેલું યાદ છે. તમે માનો છો, 'હું મૌલિક વસ્તુ આપવાવાળો કોણ? આપણે તો પૂર્વજોએ જે ઉત્તમ આપ્યું છે તેનો અનુવાદ આપીને સંતોષ માનીએ.' આ દલીલ હું કબૂલ રાખું તો તો કદાચ તમારું પુસ્તક પાસ કરું. પણ એ દલીલ હું કબૂલ રાખતો નથી. એ જો તમને લાગુ પડે તો બીજાઓને પણ પડે. એમ બધા કરે તો આપણે પૂર્વજોના કૂવામાં બૂડી મરવું રહ્યું. હું માનું છું કે આપણો ધર્મ પૂર્વજોના વારસામાં વૃદ્ધિ કરવાનો છે, તેને આજના ચલણી સિક્કામાં વટાવવાનો છે, તેને આજના યુગને અનુકૂળ કરવાનો છે. આ કામ કેવળ અનુવાદોથી ન થાય. જે તમે લખ્યું છે એવું તો ગુજરાતી ભાષામાં મળી આવે એમ છે. ખ્રિસ્તીઓએ જ અથાગ મહેનત ઉઠાવીને જે તરજુમા બહાર પાડ્યા છે એ નાખી દેવા જેવા નથી. એનો જ પ્રચાર કાં ન કરીએ? તમારી મીઠી વાણીનો જ

પ્રચાર કરવા સારુ તો આવાં પુસ્તક તમે નહીં લખો ના? અને એમ કરો તોયે એટલેથી એ વાણીનો પ્રચાર નહીં થાય.

"આ કૃતિમાં હું એક પ્રકારનું આળસ જોઉં છું. જે બહુ વાંચે છે, બહુ લખે છે, એ ઉદ્યમી જ છે એમ તો તમે નહીં જ કહો. તમારે વિષે તો હું એમ માનું છું કે તમને બહુ વાંચવાનો ને અનુવાદો કરવાનો રોગ છે. એ છૂટવો જોઈએ. હું તમારી પાસેથી આ માગું. ભલે 'ઈશુ ચરિત' આપો. નવો કરાર જેટલી વાર વાંચવો હોય તેટલી વાર વાંચો. પછી પુસ્તક માત્ર અભરાઈએ મૂકી દો અને વાંચેલામાંથી ઈશુનું જીવન ખડું કરો.

"આ પુસ્તકને છપાવ્યું એટલે પ્રજાને આપવું જ જોઈએ એવો ન્યાય ન તોળશો. જો મારું લખવું દુરસ્ત લાગે તો છાપેલું રદ કરજો. ભલે એટલા પૈસા જાય. ને નવું, હું કહું છું તેવું મૌલિક લખવાનો આદર કરજો. તે વધારેપડતી મહેનત લાગે તો શાંત રહેજો. વાંચવાનું છોડીને કંઈક ને કંઈક શારીરિક પ્રવૃત્તિમાં રોકાઈ જઈ શરીર સુધારજો. વાંચવાના રોગવાળા મેં અહીં અને બીજે બહુ ભાળ્યા છે. એ રોગ તમને પણ પીડે છે. એ રોગમાંથી મુક્તિ મેળવવા સારુ કરો, ઈશ્વરની લીલા નિહાળો, કુદરતનું પુસ્તક વાંચો, ઝાડોની ભાષા જાણો, આકાશમાં થતું ગાન સાંભળો, ત્યાં રોજ રાત્રે થતું નાટક જુઓ. દહાડે કાંતો, થાક લાગે ત્યારે સીવો, સુથારી કામ થાય તો કરો, મોચીનું કામ કરો. તમારે હાથે કળ ચડે છે એ હું જાણું છું. અભ્યાસે એ મટશે.

"અંગ્રેજીમાં ઈશુનાં ચરિત્રો સુંદર લખાયેલાં પુષ્કળ છે. તેમાંથીયે કંઈક વિણાય. પણ એ બોજો હું તમારી ઉપર ન લાદું.

"મજકૂર પુસ્તકમાં દેવદૂત વગેરેના આગમનનો ભાગ અયોગ્ય છે. એવું તો આપણે ત્યાં બહુ છે. તેમાં વધારો શો કરવો? દેવદૂતો અને જ્ઞાનીઓ આવ્યા ન હોય તોયે ઈશુના નામને હાનિ પહોંચે તેમ નથી. મારી ફરિયાદ એ છે કે તમે ઈશુની છબી વાંચનાર આગળ ખડી નથી કરી. તમે ઈશુ-નીતિ આપી દીધી છે અને તે પણ અવતરણચિહ્નમાં. તમારી જ ભાષામાં આપો તો કોણ અવિશ્વાસ કરનારું છે?

"હું જાણતો નથી, તમે આ પુસ્તક કોને ઉદ્દેશીને લખ્યું છે. જો જનસમાજને ઉદ્દેશીને લખ્યું હોય તો તેની ઉપર પરદેશી નામોનો બોજો ન ખપે. બાઇબલનાં નામોને તમે તમારાં વસ્ત્ર પહેરાવ્યાં છે એ મારા જેવા ઘણું ઓછું વાંચવાવાળાને ખબર ન પડે. મને ભય છે કે તેથી બહુ ફાયદો નથી થતો. જો તમારે ગુજરાતી ભાષામાં ભળી જાય એવાં

નામ આપવાં હતાં તો બાઇબલના દરેક નામ સાથે અર્થ હોય છે. એટલે તે અર્થ લઈને તેમાંથી ઠાવકાં ગુજરાતી નામ વણી કાઢવાં જોઈતાં હતાં.

"આ બધું લખતાં છતાં તમે પુસ્તક છપાવવાનો આગ્રહ રાખો તો તે માત્ર ટપાલખર્ચ લઈને કોઈને આપવાની જરૂર નથી. પડતર કિંમતે આપતાં પણ લોકો ન લે તો ભલે ન લે. તમારું નામ હશે એટલે પુસ્તક ખપશે તો ખરું જ. એને પુસ્તકપરીક્ષા રૂપે ન માનશો. તમારું કામ લેખકનું છે. પડતર દામ પણ ન આપી શકે એવાને પુસ્તક આપવું હશે તો તે કોઈ એવું કામ કરનારી પરોપકારી સંસ્થા કરે. એક માણસ બે ઘોડે ન ચડે એ જ ઠીક. પેલા ૧૫૦ રૂપિયા ભલે વ્યાજ ખાઈને વધ્યાં કરે.

"મેં ધાર્યું હતું તેના કરતાં બહુ વધારે લખાયું છે. વળી મેં સારી પેઠે મારા ઊભરા કાઢ્યા છે. એટલે હું મોહમાં પડ્યો છું અને આ રજિસ્ટર કરવામાં પૈસા ફેંકવાનો છું.

"ચાલતાં ચાલતાં ફેરવાય એટલા સારુ તો તકલી નથી ગમી ના? તકલી પણ નિરાંતે ચલાવાય. અતિ લોભ તે પાપનું મૂળ. તમારી સાધના શરીર વજ્ર સમ કરવાની છે."

બીજા કાગળો ગઈ રાત્રે લખાયા. આજની ટપાલની વિવિધતા અને બોધકતા અસાધારણ કહેવાય. જે પ્રતિક્ષણ સત્ય અને અહિંસાનાં દર્શન કરતો જીવે છે તેને કારાવાસ શું અને મુક્તિ શું? એની એક લીટી કે એક વિચારમાત્ર જગદ્‌હિતને માટે પૂરતો છે. આ અનુભવ પ્રતિક્ષણ થાય છે, અને આજની ટપાલ સવિશેષ કરાવે છે. વિચાર — શુદ્ધ હૃદયથી થતા વિચાર — ના બળના પ્રભાવ વિષેની સાક્ષી પૂરતો આ કાગળ જુઓ:

સતીશબાબુના પથારીવશ પુત્ર અરુણને :

"You must not give way to despair. Even organic defects have been known to have been removed or at least brought under control. Proper breathing, proper diet and fresh air added to the will to be better, brings the desired recovery. You should have a living faith in God and know He will keep your body intact so long as He has use for it.

"And why do you think that we can serve only with the body? Mind is a far more powerful instrument of service. Those serve best who have perfect purity of heart. Indeed, we serve so as to attain perfect purity. Thoughts of the pure in heart can do what the bodies with corrupt

hearts can never do. Therefore in no case have you the slightest cause for despair. Do not seek to prove how thoughts work. Enough for you to believe that they do work and produce mighty results. Therefore always cultivating purity of heart, you should be perfectly at peace whether you are well in body or not. Will you do this?"

"તારે નિરાશ થઈ જવું જોઈએ નહીં. ઇંદ્રિયોને લગતી ખોડો પણ સુધર્યાનું જાણ્યામાં આવ્યું છે અથવા કંઈ નહીં તો એ કાબૂમાં તો આવે જ છે. યોગ્ય શ્વાસોચ્છ્વાસ, યોગ્ય ખોરાક, તાજી હવા અને એની સાથે સાજા થવાનો સંકલ્પ, એટલું હોય તો સાજા થવાય છે. તને ઈશ્વર ઉપર જીવંત શ્રદ્ધા હોવી જોઈએ. એટલું જાણ કે જ્યાં સુધી આ શરીરનો એને ઉપયોગ હશે ત્યાં સુધી એ એને બરાબર રાખશે જ.

"અને તું એમ શા માટે ધારે છે કે આપણે શરીરથી જ સેવા કરી શકીએ? મન એ સેવાનું ઘણું વધારે બળવાન સાધન છે. જેમનાં હૃદય પરિપૂર્ણ પવિત્ર છે તેઓ વધારેમાં વધારે સેવા કરે છે. સંપૂર્ણ પવિત્રતા પામવાને માટે જ આપણે સેવા કરીએ છીએ. પવિત્ર હૃદયવાળાના વિચારો, અપવિત્ર હૃદયવાળાનાં શરીર જે કદી કરી શકતાં નથી તે કરી શકે છે. એટલે કોઈ પણ રીતે તારે નિરાશ થવાનું જરા પણ કારણ નથી. વિચાર કેવી રીતે કામ કરે છે એની ઝીણવટમાં ઊતરવાનો પ્રયત્ન કરીશ નહીં. એ કામ કરી શકે છે અને ભારે પરિણામો નિપજાવે છે એમ માનવું એ તારે માટે બસ છે. તેથી હૃદયની પવિત્રતા હંમેશાં કેળવવાનો પ્રયત્ન કરતાં, તારું શરીર સાજું હોય કે ન હોય છતાં, તારે પૂરી શાંતિ રાખવી. આટલું તું કરશે?"

આ જ પ્રકારનો પોતાના આંતરજીવન ઉપર પુષ્કળ પ્રકાશ પાડતો ઍન્ડ્રૂઝ ઉપરનો કાગળ જુઓ:

"My dearest Charlie,

"God's grace has been wonderful. Those days were days of basking in the sunshine of His presence. There was not one step taken out of self-will. Never have I experienced such an immediate definite response to prayer.

"Yes, it was well you stayed there. I knew what it would mean for you to remain there. And yet, I did not take a moment to decide in reply to your cable. Vallabhbhai and Mahadev too had never had any doubt about the correctness of the decision. Indeed it is wonderful how

they instinctively felt the soundness of all the fateful decisions that had to be taken during those terrible days.

"But the work has only just begun. It is a life and death struggle for me. The fast has to be a fast to the finish or untouchability has to go now. It is a tremendous task. I must test the affection of the millions who have flocked to those meetings. I have to wrestle with God Himself. But He is both indulgent and exacting. He will have full surrender or none. The late fast was possibly only a prelude to what is yet to come. But no more of this speculation. His will, not mine be done. I can but try to prove worthy of the sacrifice if it has to come.

"And you have still to be there. The untouchability you speak of is far subtler and wears the cloak of respectability. Ours in India looks what it is and therefore in a way less difficult perhaps to fight.

"I have almost regained my lost strength.

"Our love to you and all the members of the ever-growing family.

Yours Mohan"

"વહાલા ચાર્લી,

"ઈશ્વરની કૃપા અદ્ભુત છે. એ દિવસોમાં એની હાજરીની જેરકીમાં હું મોજ માણી રહ્યો હતો. એક પણ પગલું મેં મારી પોતાની ઇચ્છા પ્રમાણે લીધું નથી. પ્રાર્થનાનો આવો ચોક્કસ તત્કાળ જવાબ મળ્યાનો મને કદી અનુભવ થયો નથી.

"તમે ત્યાં જ રહ્યા એ સારું કર્યું. ત્યાં રહેતાં તમને કેટલું વસમું લાગ્યું હશે તે હું જાણું છું. છતાં તમારા તારના જવાબનો નિર્ણય કરતાં મને એક ક્ષણની પણ વાર લાગી નહોતી. એ નિર્ણયના ખરાપણા વિષે વલ્લભભાઈ તથા મહાદેવને પણ જરાય શંકા નહોતી. એ કારમા દિવસોમાં ભાવિને ઘડનારા જે નિર્ણયો લેવાયા છે તેનું સંગીનપણું તેઓ સહેજે સમજી ગયા, એ કેટલું અદ્ભુત છે? પણ કામ તો હજી હવે જ શરૂ થયું છે. મારે માટે આ જીવનમરણનો ઝઘડો છે. કાં તો અસ્પૃશ્યતા મરે કાં તો હું મરું. મહા ભારે કામ છે. મારી સભાઓમાં જે લાખો લોકો આવતા તેમના પ્રેમની કસોટી મારે કરવાની છે. ખુદ ઈશ્વરની સાથે મારે કુસ્તી કરવાની છે. એ તો નરમ અને કડક બન્ને છે. એને સંપૂર્ણ સ્વાર્પણ ખપે છે અથવા કશું નહીં. મારા છેલ્લા ઉપવાસ એ હજી હવે જે

બનવાનું છે એની કદાચ પ્રસ્તાવના હોય. પણ આવા મનસૂબા હું ન કરું. એનું ધાર્યું થાઓ, મારું નહીં. મારે તો જો બલિદાન આપવાનું આવે તો એને લાયક થવાનો પ્રયત્ન કરવાનો છે.

"તમારે હજુ ત્યાં જ રહેવાનું છે. તમે ત્યાંની જે અસ્પૃશ્યતાની વાત કરો છો તે વધારે સૂક્ષ્મ છે, અને આબરૂદારપણાનો અંચળો ઓઢીને ફરે છે. આ દેશમાંની અસ્પૃશ્યતા જેવી છે તેવી દેખાય છે અને તેથી એની સાથે લડવાનું એક રીતે કદાચ ઓછું મુશ્કેલ હોય.

"મારી ગયેલી શક્તિ લગભગ પાછી આવી ગઈ છે. તમને અને આપણા વધતા જતા કુટુંબનાં બધાં સભ્યોને પ્યાર.

તમારો મોહન"

એ જ પ્રકારનો આત્મશુદ્ધિ ઉપર ભાર મૂકનારો મીરાબહેન ઉપર લખેલા પત્રનો નીચેનો ભાગ જુઓ:

"You mention 'criminals' as your companions now. The word criminal should be taboo from our dictionary. Or we are all criminals. 'Those of you that are without sin, cast the first stone.' And no one was found to dare cast the stone at the sinning harlot. As a jailor once said all are criminals in secret. There is profound truth in that saying half uttered in jest. Let them be therefore good companions. I know that this is easier said than done. And that this is exactly what the Gita and as a matter of fact all religions enjoin upon us to do."

"તું તારા સાથીઓને હવે 'ગુનેગાર' કહે છે. ગુનેગાર શબ્દ ઉપર જ આપણા શબ્દકોશમાં હડતાલ મારવી જોઈએ અથવા આપણે સૌ ગુનેગાર છીએ. 'તમારામાંથી જે નિષ્પાપ હોય તે પહેલો પથરો ફેંકે' એમ કહેતાં આખા ટોળામાંથી તે પાપી વેશ્યા ઉપર પથરો ફેંકવાની કોઈની હિંમત ચાલી નહીં. એક વખત એક જેલરે મને કહેલું કે આપણે સૌ છૂપા ગુનેગાર છીએ. એ વાક્ય એ તો અર્ધું મજાકમાં બોલેલો. પણ એમાં ભારે સત્ય સમાયેલું છે. એટલે તારા સાથીઓ સારા સાથીઓ બનવા જોઈએ. હું જાણું છું કે આ કરવા કરતાં કહેવું સહેલું છે. પણ ગીતા અથવા તો વસ્તુતઃ સઘળા ધર્મ આ જ વસ્તુ કરવાનો આપણને ઉપદેશ આપે છે."

આ ઉપરાંત આ કાગળમાં ચોપગાં પ્રાણીઓ માટેનો પોતાનો પ્રેમ પણ ઊભરાય છે:

"Did I tell you that during the fast we were removed to another yard, where there could be more seclusion? Our feline companions were therefore left behind us. We have now been brought back to the old yard much to the joy of these gay four-footed companions. They are all purring round about us."

"મેં તને લખેલું ખરું કે ઉપવાસ દરમિયાન અમને બીજા યાર્ડમાં, જ્યાં વધારે એકાંત મળી શકે ત્યાં ખસેડ્યા હતા? અમારી બિલાડી બહેનપણીઓને અમારે છોડી જવી પડી હતી. હવે અમને પાછા જૂના યાર્ડમાં લાવ્યા છે. એટલે આ આનંદી ચોપગાં પ્રાણીઓ ખુશ છે. મ્યાંઉ મ્યાંઉ કરતાં અમને વીંટળાઈ વળ્યાં છે."

વિલાયતની એક બાળાએ ઉપવાસ છૂટ્યા પછી કાગળ લખ્યો:

"સહાનુભૂતિ પાઠવવાની મારી હિંમત ચાલતી નથી. મારા દેશબાંધવોની મૂર્ખતા અને અંધતા પ્રત્યે મારી ભારે શરમ અને દુઃખ જણાવવાની એથીયે ઓછી હિંમત ચાલે એમ છે. . . . બાપુ, મારા હૃદયમાં જે બધું ચાલી રહ્યું છે તે આપની આગળ પ્રગટ કરી શકું એમ હું ઇચ્છું છું. મારે વિષે એક વસ્તુ તો તમે જાણી જ લો. એ કહી જાય એવી નથી. પણ કહેવાનો હું પ્રયત્ન કરીશ. હિંદુસ્તાન વિષે મારામાં પ્રેમ અને રસ જાગ્યે એકવીસ મહિના જ થયા. તે પહેલાં હું એક દુષ્ટ કુટેવનો ભોગ થઈ પડેલી હતી. તેને લીધે મારું શરીર, અને કદાચ મારી બુદ્ધિ પણ, બરબાદ થવાની અણી પર હતું. 'ફાધર ઇંડિયા' તથા બીજાં પુસ્તકો મારફત આપની જાત સામે આપને ચલાવવા પડેલા સંગ્રામ વિષે મને ખબર પડી. મેં બ્રહ્મચર્ય વિષે વાંચ્યું અને આપના ઉપદેશને નમ્રતાપૂર્વક આચરવાનો પ્રયત્ન કર્યો. હું સારી અને સ્વચ્છ થવા ઇચ્છતી હતી. બાપુજી, હું હવે સ્વચ્છ છું, કદાચ બહુ સારી ન કહેવાઉં. હું જુવાન છું અને 'અંદર રહેલા વાનર તથા વાઘ' સાથે હજી મારે લડવાનું છે."

એને સુંદર કાગળ:

"My dear Dorothy,

"I prize your love letter. Muriel was right when she told you 'pray' in reply to your question. Real praying from the heart brings the real work behind it. For in the end work itself becomes prayer. I like your simple affirmation 'I am clean now'. God will keep you clean. Do not look back to the past. You have had your lesson from it. Look forward to the future in hope and confidence."

"પ્રિય ડોરોથી,

"તારા પ્રેમપત્રને હું મૂલ્યવાન ગણું છું. તારા સવાલના જવાબમાં મ્યુરિયલે તને 'પ્રાર્થના કરવાનું' કહ્યું, તે સાચું છે. હૃદયની સાચી પ્રાર્થનાથી સાચા કર્તવ્યની આપણને ખબર પડે છે. આખરે તો કર્તવ્ય કરવાં એ જ પ્રાર્થના બની રહે છે. 'હું હવે સ્વચ્છ છું' એ તારું સાદું વાક્ય મને ગમે છે. ઈશ્વર તને સ્વચ્છ રાખો. પાછી વળીને ભૂતકાળ પ્રત્યે જોતી નહીં. એમાંથી લેવાનો પાઠ તને મળી ગયો છે. ભવિષ્ય સામે આશા અને વિશ્વાસથી જોતી રહેજે."

હવે આ એક વૈદ્યને લખેલો કાગળ જુઓ. એણે સુશ્રુતમાંથી ગરમ પાણી મધ સાથે કૃશ પ્રકૃતિને માટે હાનિકારક બતાવનારા શ્લોકો ટાંકીને બાપુને વિનંતી કરી હતી કે તમે ઠંડા પાણી સાથે મધ લો. એને વિસ્તારપૂર્વક લખ્યું :

"ઉષ્ણોદક મધ ન પીના ચાહિયે ઐસા વૈદ્ય મિત્રોંને તિન ચાર વર્ષ પૂર્વ મુઝે લિખા થા. પશ્ચિમકી ઉપાધિવાલે દાક્તર મિત્રોંને ઇસ બારેમેં કુછ વિરોધ નહીં કિયા હૈ. ઉનકી સંમતિકા મુઝ પર પ્રભાવ નહીં પડ સકતા હૈ, ક્યોંકિ ખાદ્યપદાર્થોંકે અસરકા ઉન્હોંને સૂક્ષ્મ અભ્યાસ નહીં કિયા હૈ. ઉનકે યહાઁ પથ્યાપથ્યકા બહુત ભેદ નહીં હૈ પરંતુ મૈં નિજી અનુભવકી બાત લિખતા હૂઁ. મુઝકો ઉષ્ણોદકમેં મધ લેનેસે કુછ હાનિ નહીં હુઈ, કિન્તુ લાભ હુઆ હૈ. એક દાક્તરકે કહનેસે મૈંને મધકા આરંભ કિયા. ઉનકે કહનેકા કારણ યહ થા, મેરે શરીરમેં કાર્બોહાઈડ્રેટ કમ હૈ ઇસલિયે શર્કરાકી આવશ્યકતા થી. સબસે અચ્છી શર્કરા ઉનકી દૃષ્ટિસે મધકી થી. તબસે મૈં મધ લેતા આયા હૂઁ. ઉષ્ણોદકમેં લેનેકા ઉન્હોંને પ્રતિબંધ નહીં કિયા.

"હમારે વૈદ્યોંકે ખિલાફ મેરી ફરિયાદ યહ હૈ કિ વે પ્રાચીન પુસ્તકોંકો સંપૂર્ણ સમઝકર ઉસમેં જો લિખા હૈ વહ અનુભવસે વિરુદ્ધ હો તો ભી માનતે રહતે હૈં. મેરા અભિપ્રાય હૈ કિ વૈદ્યકીય શાસ્ત્ર બહુત અપૂર્ણ હૈ. ઉસમેં અનુભવસે સુધારણા કરની ચાહિયે. ઉષ્ણોદકમેં મધ ડાલનેસે ક્યા વિકૃતિ હોતી હૈ? મધકા આપને પૃથક્કરણ કિયા હૈ? સ્થૂલતા કૃશતા સાપેક્ષ ગુણદર્શક શબ્દ હૈં. કિસ પ્રકારકે કૃશ લોગોંકે લિયે ઉષ્ણ મધ અપેય હૈ? ઔર ક્યોં અપેય હૈ? અંતમેં આપ જો કહેતે હૈં વહ અનુભવસે સિદ્ધ કિયા હૈ? ઇસ તરહ વૈદ્ય લોગ નહીં કરતે હૈં; પરન્તુ પ્રાચીન ગ્રંથોંમેંસે શ્લોક બતાકર સંતુષ્ટ રહતે હૈં. આપસે મેરા વિનય હૈ આપ

ઇસ અનુચિત સ્થિતિમેંસે નિકલ જાયઁ ઔર જો કુછ પ્રાચીન ગ્રંથોંમેં લિખા હૈ ઉસકી અનુભવસે પરીક્ષા કરેં."

આ બે કાગળો અસ્પૃશ્યતાનિવારણની પ્રવૃત્તિને અંગે:

"Removal of untouchability does not include interdining and intermarriage. But in my opinion Hinduism does not prohibit interdining or intermarriage with anybody by reason of mere birth. Essential religion has nothing to do with the regulation of such social relations."

"અસ્પૃશ્યતાનિવારણમાં સહભોજન અને મિશ્રાવવાહનો સમાવેશ થતો નથી. પણ મારા મત પ્રમાણે હિંદુ ધર્મ કેવળ જન્મને કારણે કોઈની પણ સાથે ભોજનવ્યવહાર અથવા કન્યાવ્યવહારનો પ્રતિબંધ કરતો નથી. આવા સામાજિક સંબંધોના નિયમન સાથે ધર્મના તત્ત્વને કશી લેવા દેવા નથી."

મદ્રાસમાં અસ્પૃશ્યોએ 'હરિજન' શબ્દ સામે વાંધો લીધો. શૈવો હરિજન કેમ કહેવડાવે? અમે તો હરજન, હરિજન નહીં! શંકરે લખ્યું: 'આ લોકોને આદિ હિંદુ કહીએ તો એમને ગમે એમ છે. તમે રજા આપો.' એને બાપુએ લખ્યું:

"I am sorry about the objection to the name of Harijan. You may use any name that your friends like. But do please explain to them that I had not the remotest idea of thinking of Vishnu or Shiva. For me the name means 'people of God'. I make no distinction between Vishnu, Shiva or Brahma. They are all names of God. But let their decision be taken and prevail."

"હરિજન નામ સામેના વાંધા બદલ મને દિલગીરી થાય છે. તમારા મિત્રોને પસંદ પડે તે નામ તમે વાપરી શકો છો. પણ તેમને એટલું સમજાવજો કે મારા મનમાં વિષ્ણુ અથવા શિવનો છાંટાભાર પણ ખ્યાલ નહોતો. મારે માટે તો આ નામનો અર્થ 'ભગવાનના માણસ', એટલો જ થાય છે. વિષ્ણુ, શિવ અથવા બ્રહ્મામાં હું કાંઈ ભેદ ગણતો નથી. બધાં ઈશ્વરનાં જ નામ છે. પણ આ બાબતમાં તેમના નિર્ણયનો અમલ કરવો."

અબુલ કલામ આઝાદનો તાર આવ્યો કે તેર સુદ્ધા હિંદુઓ કબૂલ કરે તો સંયુક્ત મતદારમંડળ ઉપર ઐક્ય થઈ શકે એમ છે. તમે બહાર નથી એટલે અડચણ આવે છે. તમે આશીર્વાદ ન આપો?

"પ્રિય ડોરોથી,

"તારા પ્રેમપત્રને હું મૂલ્યવાન ગણું છું. તારા સવાલના જવાબમાં મ્યુરિયલે તને 'પ્રાર્થના કરવાનું' કહ્યું, તે સાચું છે. હૃદયની સાચી પ્રાર્થનાથી સાચા કર્તવ્યની આપણને ખબર પડે છે. આખરે તો કર્તવ્ય કરવાં એ જ પ્રાર્થના બની રહે છે. 'હું હવે સ્વચ્છ છું' એ તારું સાદું વાક્ય મને ગમે છે. ઇશ્વર તને સ્વચ્છ રાખો. પાછી વળીને ભૂતકાળ પ્રત્યે જોતી નહીં. એમાંથી લેવાનો પાઠ તને મળી ગયો છે. ભવિષ્ય સામે આશા અને વિશ્વાસથી જોતી રહેજે."

હવે આ એક વૈદ્યને લખેલો કાગળ જુઓ. એણે સુશ્રુતમાંથી ગરમ પાણી મધ સાથે કૃશ પ્રકૃતિને માટે હાનિકારક બતાવનારા શ્લોકો ટાંકીને બાપુને વિનંતી કરી હતી કે તમે ઠંડા પાણી સાથે મધ લો. એને વિસ્તારપૂર્વક લખ્યું:

"ઉષ્ણોદક મધ ન પીના ચાહિયે ઐસા વૈદ્ય મિત્રોંને તિન ચાર વર્ષ પૂર્વ મુઝે લિખા થા. પશ્ચિમકી ઉપાધિવાલે દાક્તર મિત્રોંને ઇસ બારેમેં કુછ વિરોધ નહીં કિયા હૈ. ઉનકી સંમતિકા મુઝ પર પ્રભાવ નહીં પડ સકતા હૈ, ક્યોંકિ ખાદ્યપદાર્થોંકે અસરકા ઉન્હોંને સૂક્ષ્મ અભ્યાસ નહીં કિયા હૈ. ઉનકે યહાઁ પથ્યાપથ્યકા બહુત ભેદ નહીં હૈ પરંતુ મૈં નિજી અનુભવકી બાત લિખતા હૂઁ. મુઝકો ઉષ્ણોદકમેં મધ લેનેસે કુછ હાનિ નહીં હુઇ, કિન્તુ લાભ હુઆ હૈ. એક દાક્તરકે કહનેસે મૈંને મધકા આરંભ કિયા. ઉનકે કહનેકા કારણ યહ થા, મેરે શરીરમેં કાર્બોહાઇડ્રેટ કમ હૈ ઇસલિયે શર્કરાકી આવશ્યકતા થી. સબસે અચ્છી શર્કરા ઉનકી દૃષ્ટિસે મધકી થી. તબસે મૈં મધ લેતા આયા હૂઁ. ઉષ્ણોદકમેં લેનેકા ઉન્હોંને પ્રતિબંધ નહીં કિયા.

"હમારે વૈદ્યોંકે ખિલાફ મેરી ફરિયાદ યહ હૈ કિ વે પ્રાચીન પુસ્તકોંકો સંપૂર્ણ સમઝકર ઉસમેં જો લિખા હૈ વહ અનુભવસે વિરુદ્ધ હો તો ભી માનતે રહતે હૈં. મેરા અભિપ્રાય હૈ કિ વૈદ્યકીય શાસ્ત્ર બહુત અપૂર્ણ હૈ. ઉસમેં અનુભવસે સુધારણા કરની ચાહિયે. ઉષ્ણોદકમેં મધ ડાલનેસે ક્યા વિકૃતિ હોતી હૈ? મધકા આપને પૃથક્કરણ કિયા હૈ? સ્થૂલતા કૃશતા સાપેક્ષ ગુણદર્શક શબ્દ હૈં. કિસ પ્રકારકે કૃશ લોગોંકે લિયે ઉષ્ણ મધ અપેય હૈ? ઔર ક્યોં અપેય હૈ? અંતમેં આપ જો કહતે હૈં વહ અનુભવસે સિદ્ધ કિયા હૈ? ઇસ તરહ વૈદ્ય લોગ નહીં કરતે હૈં; પરન્તુ પ્રાચીન ગ્રંથોંમેંસે શ્લોક બતાકર સંતુષ્ટ રહતે હૈં. આપસે મેરા વિનય હૈ આપ

પ્યારેલાલે મુંબઈના રૂના વેપારીનો ઝઘડો પતાવવામાં મહત્ત્વનો ભાગ લીધો. એનું સ્ટેટમેન્ટ સુંદર હતું. એના પ્રયત્નની 'ટાઈમ્સ'ને પણ નોંધ લેવી પડી એ સરસ કહેવાય. બાપુ બહુ રાજી થયા.

લાલા દુનીચંદે લખ્યું હતું કે હવે તમે ભવિષ્યમાં આવું પગલું લો ત્યારે દેશને બધી બાબતની જાણ કરીને આવું કરજો.

૨૧-૧૦-'૩૨ દેશની શિસ્તમાં તમારે પણ રહેવું જોઈએ. એને લખ્યું:

"Of course, I am under discipline like everybody else. But what shall man's discipline avail when God imposes His own?"

"ખરી વાત છે. બીજા સઘળાની માફક હું શિસ્તને અધીન જ છું. પણ ઈશ્વર જ્યારે પોતાની શિસ્ત ફરમાવે ત્યારે મનુષ્યની શિસ્તનું શું ચાલે?"

એક બહેને લખ્યું કે "મારા પતિએ ઉપવાસ માટે દુઃખ બતાવ્યું, તેમાં હું ભળી નહોતી. કારણ મને તો વિશ્વાસ હતો કે બધાં સારાં વાનાં જ થવાનાં છે." તેને બાપુએ લખ્યું:

"Women like you instinctively saw the correctness of the fast and did not fear the result. Infect your husband with your faith."

"તમારા જેવી બહેનો અંતર્વૃત્તિથી ઉપવાસની યોગ્યતા જોઈ ગયાં અને તેમને પરિણામનો ભય ન લાગ્યો. તમારી શ્રદ્ધાનો ચેપ તમારા પતિને લગાડો."

જેક હોઈલેન્ડનો સરસ કાગળ આવ્યો હતો જેમાં એણે ઉપવાસને 'બલિદાનનું અદ્ભુત કાર્ય' કહીને લખ્યું હતું:

"વર્તમાનપત્રો પરથી તો જણાય છે કે તમારી પદ્ધતિ જેને હું ખ્રિસ્તી પરિભાષામાં ક્રૂસારોહણની પદ્ધતિ માનું છું તે સફળ થતી હોવાનાં ચિહ્ન જણાય છે, જ્યારે જમાનાઓ થયાં બીજી વૃત્તિથી અને બીજી પદ્ધતિએ કરેલા પ્રયત્નો લગભગ નિષ્ફળ નીવડ્યા હતા."

એને બાપુએ લખ્યું:

"*Your letter is among the treasures, I have received* on the fast. It is a matter of great joy to me if some have misunderstood the fast, friends like you have had no difficulty in appreciating it. And if one may judge an act by its results it has proved to have been from God."

બાપુએ આશીર્વાદ આપ્યો કે "આપણે ઐક્યને માટે ઝંખીએ છીએ તે આવો. બાકી શરતો વિષે ખરી સ્થિતિ જાણ્યા વિના અહીં બેઠાં મારાથી કાંઈ કહી શકાય નહીં."

વલ્લભભાઈ કહે: "આ સ્થિતિ મુશ્કેલ છે એમ બતાવે છે. એ લોકો તેરેતેરને વળગી રહેતા હોય તો ચૌદમું શા માટે ન આપવું? તેર કોઈ હિંદુ ન આપે."

બાપુ: "એ તારમાં એવું મને નથી લાગતું કે તેરની સામે સંયુક્ત મતદારમંડળનું સાટું કર્યું છે." સાંજે શૌકતઅલીનું સ્ટેટમેન્ટ આવ્યું તેમાં પણ એમ હતું કે આપણા મુસલમાન ભાઈઓ આપણી વિરુદ્ધ હતા. તેમણે હવે તેરેતેર મુદ્દા કબૂલ કર્યા છે, ઇત્યાદિ.

બાપુને મેં પૂછ્યું: "હવે વલ્લભભાઈના ડરને કાંઈક વધારે કારણ મળે છે કે નહીં?"

બાપુ: "ના, મારો તો પહેલેથી જ વહેમ છે કે શૌકતઅલી આ બધું શા માટે કરી રહ્યો છે? પણ આ સ્ટેટમેન્ટથી મારા વહેમને વધારે પુષ્ટિ મળે એમ નથી. શિલટાનું રાજેન્દ્રબાબુનું સ્ટેટમેન્ટ એમ બતાવે છે કે બધા મળીને કાંઈક કરતા લાગે છે. પણ મારી તો મુશ્કેલી એ છે કે બધું થશે પણ શીખો જ કબૂલ નહીં કરે. એટલે શીખોથી જ આ બધું ભાંગી પડવાનું છે."

કવિનું કાર્લ હીથને મોકલેલું અદ્ભુત સ્ટેટમેન્ટ 'લિબર્ટી'માં છપાયું છે. એમાં પૂરેપૂરું પરિવર્તન દેખાય છે. કોઈ કોંગ્રેસી આથી વધારે સારું સ્ટેટમેન્ટ ન કરી શકે. જેલમાં કવિ આવ્યા અને ઉપવાસને બીજે દિવસે જે મુસદ્દો બાપુએ ઘડ્યો હતો તે કવિને માટે કૃત્રિમ થાત. તેના કરતાં ઘણું વધારે સારું આ સ્ટેટમેન્ટ છે. બાપુ કહે: "કોઈ માને નહીં કે કવિનું આ સ્ટેટમેન્ટ છે. પણ હવે તો આપણે એની વૃત્તિ જાણીએ છીએ. એની સાથેના માણસો સારા પ્રચારક નથી લાગતા, નહીં તો આ એકલા 'લિબર્ટી'માં જ કેમ આવે?"

મહંમદ આલમની સ્ત્રીનું અસાધારણ વીરત્વ દાખવતું સ્ટેટમેન્ટ બહાર પડ્યું. બાપુ કહે: "આની પાછળ મહંમદ આલમનો હાથ છે. તોપણ એની ઉપર સહી કરવી એ પણ અસાધારણ વાત છે. ભાગ્યે જ કોઈ સ્ત્રી એમ કહેશે કે મારે અધમૂઆ છૂટીને ઘેર આવેલા મારા પતિને નથી જોવા, એના કરતાં આબરૂભેર જેલમાં મરેલા પતિને જોઈને હું રાજી થઈશ. જુઓની, . . . એ એક બચ્ચું માંદું પડ્યું છે તે માટે ધણીને છોડાવવાની અરજી કરી છે. ત્યારે આ બાઈનું વીરત્વ જુઓ."

બાપુ: (ખડખડાટ હસીને) "અરે, તમને તો ખબર લાગે છે. ભલે એટલું કબૂલ કરો છો એટલે બસ છે. પણ આ શ્લોક ક્યાંથી જાણ્યો? છઠ્ઠો અધ્યાય તો હજી શીખ્યા નથીને."

હું: "કાલે જ શરૂ કરેલો અને આ શ્લોક છેલ્લો જ શીખ્યા."

બાપુના શબ્દેશબ્દ અને અક્ષરેઅક્ષર સૌ આંખ ચોળી ચોળીને વાંચે છે, તેનું પૃથક્કરણ કરે છે અને સમજવા મથે છે. એનો દાખલો:

૨૨-૧૦-'૩૨

કરીમનગરની મિસ મેરી બાર પૂછે છે: "તમે દક્ષિણ ભારતના હિંદુઓને તમારી અપીલમાં લખો છો કે 'અને પછી ઈશ્વરનું સાચું અધિષ્ઠાન એ મૂર્તિઓમાં થશે.' અને છતાં તમે મૂર્તિપૂજામાં તો માનતા નથી. ત્યારે આ વાક્ય શું લખ્યું છે?"

એને બાપુએ લખ્યું:

"It is true I do not believe in idol-worship in the sense generally understood. But I do not disbelieve in others worshipping God through idols. In one sense we are all idol-worshippers. We worship God of our image. That image will not have a physical form. Each one has his own imagination of and attributes for God. And yet God in reality is without attributes and beyond our imagination. Hence when we form our own picture of God, we are idol-worshippers. Therefore my mind does not condemn those who conceive God as residing in a stone or metal image. They are not wrong, for God is everywhere and in everything. Now whenever we want to worship God in anything we consecrate it. But if a man excludes his fellows from participation in common worship, we are entitled to say that God flees from such worship. And He is installed when there is repentance and the bar against one's fellows is removed. I hope this explanation is capable of being understood, even though it may not be appreciated. In my opinion it covers a profound truth. If the truth is not seen, the fault lies in my inability to express clearly what I want to say. You must tax me again if I have not stated my position clearly."

"ઉપવાસ દરમિયાન મળેલા કીમતી ધન પૈકીનો તમારો કાગળ એક છે. મને ખૂબ આનંદ થાય છે કે જ્યારે કેટલાકોએ ઉપવાસનો અનર્થ કર્યો છે ત્યારે તમારા જેવા મિત્રોને એ સમજવામાં મુશ્કેલી આવી નથી. પરિણામ ઉપરથી કાર્યનો ન્યાય આપણે કરીએ તો તો આ કાર્ય ઈશ્વર-પ્રેરિત હતું એમ સાબિત થાય છે."

ઉપવાસ દરમિયાન આપેલાં બધાં સાધનો ઉપવાસ પૂરો થતાં ઉઠાવી જવામાં આવ્યાં. છેવટે એક મોટું ટેબલ અમને આપેલું હતું તે કાલે આ નવા યાર્ડમાં આવતાં લઈ ગયા; અને અહીં આણેલી એક આરામખુરશી હતી તે પણ લઈ ગયા. ટેબલને વિષે વલ્લભભાઈએ માગણી કરી એટલે જેલરે કહ્યું: "અમારે ઑફિસમાં જોઈએ છે." ખુરશી લઈ ગયા તે વલ્લભભાઈને અને મને ન ગમ્યું.

બાપુ કહે: "એ ખુરશી એ લોકોને વેચવાની હશે એટલે મંગાવી લીધી હશે."

મેં કહ્યું: "પણ એનામાં એટલી સભ્યતા નહીં કે તમને પૂછે કે હવે આની જરૂર ન હોય તો લઈ જઈએ."

બાપુ: "ના, એ ખુરશી અત્યાર અગાઉ પાછી મોકલી આપવાની સભ્યતા આપણામાં હોવી જોઈતી હતી. તેમાં આપણે ચૂક્યા. બાને એણે કહ્યું તે પહેલાં આપણે રજા આપી એ શોભ્યું. અહીં આ યાર્ડમાં પાછા આવવાની એણે કહ્યું તે પહેલાં આપણે માગણી કરી એ પણ શોભી. એણે કહ્યું હોત તો દુઃખ લાગત."

વલ્લભભાઈ: "તમને તો બધાના ગુણ જ દેખાય છે. જ્યાં ગુણ ન હોય ત્યાંય ગુણ જ દેખાય. એ લોકો તદ્દન જડ જેવા છે. બધી ઘણી વસ્તુઓ એકાઉન્ટમાં ચઢાવી તેમ આ પણ ચઢાવે તો કોણ પૂછવાનું હતું? એને વેચવાની ઉતાવળ હોય તો તમારા ખાતામાં નાખીને વેચેલી બતાવત. પણ આ તો અસભ્યતા બતાવવી એટલે શું?"

બાપુ: "ના, અસભ્યતા બતાવવાનો હેતુ તો નહીં જ. સુપરિન્ટેન્ડન્ટને ખબર પણ ન હોય કે એ લઈ ગયા."

વલ્લભભાઈ: "એને બધી ખબર હશે. એને પૂછ્યા વિના કોણ લઈ જાય?"

બાપુ: "ના, વલ્લભભાઈ, એમાં દુઃખ માનવાનું કારણ નથી. તમે છઠ્ઠો અધ્યાય શીખ્યા કે નહીં?—मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः। અને આત્મા આત્માનો બંધુ છે."

વલ્લભભાઈ: "છેસ્તો. પણ આત્મા એ આત્માનો શત્રુ પણ છે ને?"

"ગીતાના સતત અભ્યાસથી તમામ ચિંતાથી મુક્ત રહેતાં તમારે શીખવું જોઈએ. આપણા સૌની કાળજી રાખનારો ઈશ્વર બેઠો છે, ત્યારે એ બોજો આપણે નાહક શું કામ વીંધારીએ? આપણે તો આપણે ભાગે આવેલું કામ કરી છૂટવાનું છે.

"એટલે તમે નિવૃત્તિનો વિચાર જ ન કરો એમ હું કહું. ખરી નિવૃત્તિ શરીરની નથી હોતી, એ તો અંદરથી ઊગે છે. સતત પ્રવૃત્તિની વચ્ચે આપણે નિવૃત્તિ શોધવાની છે. અને ગુફામાં રહેનાર લોકોનાં મન પણ ઘણી વાર સતત પ્રવૃત્તિમાં હોતાં નથી?

"આપણી મુશ્કેલીઓનું આપણે રટણ ન કર્યાં કરીએ. જે લોકો સંકટોમાં પડેલા છે તેમની સામે, હંમેશાં નહીં તો ઘણુંખરું, મુશ્કેલીઓ હોય છે જ."

"સામાન્યપણે સમજાય છે તે અર્થમાં મૂર્તિપૂજામાં હું માનતો નથી એ વાત સાચી છે. પણ બીજાઓ મૂર્તિ મારફત ઈશ્વરની પૂજા કરે તેમાં હું નથી માનતો એમ પણ નથી. એક અર્થમાં તો આપણે બધા મૂર્તિપૂજકો છીએ. આપણી મૂર્તિના ઈશ્વરને આપણે પૂજીએ છીએ. એ મૂર્તિ સ્થૂળ રૂપની જ હોવી જોઈએ એવું નથી. ઈશ્વરની કલ્પના અને ઈશ્વરના ગુણો દરેક માણસનાં જુદાં જુદાં હોય છે. તેમ છતાં વાસ્તવમાં ઈશ્વર નિર્ગુણ છે અને કલ્પનાતીત છે. એટલે જ્યારે આપણે આપણું પોતાનું ઈશ્વર વિષેનું ચિત્ર બનાવીએ છીએ ત્યારે આપણે મૂર્તિપૂજક બનીએ છીએ. તેથી જેઓ પથ્થરની અથવા ધાતુની મૂર્તિમાં ઈશ્વરનો વાસ માને છે તેમને મારું મન વખોડી કાઢતું નથી. તેઓ ખોટા નથી હોતા. કારણ ઈશ્વર સર્વ સ્થળે અને સર્વ વસ્તુઓમાં છે. કોઈ વસ્તુને આપણે ઈશ્વર તરીકે પૂજવા ઇચ્છીએ ત્યારે તેમાં ઈશ્વરનું અધિષ્ઠાન કરીએ છીએ. પણ જ્યારે માણસ સામુદાયિક પૂજામાં ભાગ લેતાં પોતાના સાથીઓને રોકે ત્યારે આપણને કહેવાનો હક છે કે એ પૂજામાંથી ઈશ્વર ભાગી જાય છે. ફરી પાછો પશ્ચાત્તાપ કરવામાં આવે અને પોતાના સાથીઓ પ્રત્યેનો પ્રતિબંધ૦ દૂર કરવામાં આવે ત્યારે ત્યાં ઈશ્વરની પ્રતિષ્ઠા થાય છે. હું આશા રાખું છું કે આ ખુલાસો સમજી શકાય એવો છે. તમે એ ન માનો એ જુદી વાત છે. મારે મતે આમાં ગંભીર સત્ય સમાયેલું છે. એ સત્ય ન જોવામાં આવે તો હું જે કહેવા માગું છું તે સ્પષ્ટ રીતે કહેવાની મારી અશક્તિનો દોષ છે. મારી સ્થિતિ મેં સ્પષ્ટ રીતે ન મૂકી હોય તો તમે મારો કેડો ન મૂકશો."

ઊર્મિલાદેવીને :

"By a constant study of the Gita, you should learn to shed all care. When God is the care-taker for us all, why need we carry the burden? Ours is but to do the task that falls to our lot.

"Hence I would urge you not to think of retirement. True retirement is not a physical state, it comes from within. We have to find retirement in the midst of ceaseless work. And are not the minds of those who are living in caves, oftener than not ceaselessly at work?

"We should not brood on our hard lot. The lot of those who would serve is generally, if not always, hard."

વલ્લભભાઈ વચ્ચે પડીને કહે છે: "તમે એમને જવાબ આપતાં ન પહોંચી શકો. હોઠ સાજા તો ઉત્તર ઝાઝા. કોઈ વાતમાં એઓ આપણું માને છે?"

બાપુ: "વલ્લભભાઈ, હોઠ તો મારા કરતાં તમારા મોટા છે, એવો અનુભવ છે."

વલ્લભભાઈ: "ત્યારે શું! પણ અહીં જ્યાં બેસવાનું ત્યાં જ ખાવાનું, ત્યાં જ ફળ તૈયાર કરવાનાં. અહીં માખી થશે, અહીં પાણી ઢોળાશે."

બાપુ: "મીરાબહેનની એક જ ઓરડીમાં રસોડું, સૂવાનું, વાંચવાનું, ઊઠવાબેસવાનું બધું જ છે ના?"

વલ્લભભાઈ: "એ તો એક જ ઓરડીમાં આખું ઘર હોય તેમનું પણ એમ જ હોય છે ના? પણ અહીં જ્યારે જગ્યા છે ત્યારે શા માટે એનો ઉપયોગ ન કરીએ?"

બાપુ: "ગરીબ માણસોની થોડી નકલ તો કરીએ. આફ્રિકામાં સાદું જીવન ગાળવાના અખતરા પછી રસોડું, બેસવાનું, મોં ધોવાની કૂંડી, વાસણ માંજવાનું, સૂવાનું બધું એક જ ઓરડીમાં હતું, છતાં એની સ્વચ્છતા વિષે કોઈ કહી જ ન શકે."

આજે બપોરે શીખ ભાઈ પ્રતાપસિંગને સરકલમાંથી બોલાવવામાં આવ્યા. જબરદસ્ત કદાવર શીખને જોઈને બાપુ બહુ ખુશ થયા. એ રહમીએ છૂટવાના છે. બાપુને કહે: "કાંઈ સંદેશો આપો."

બાપુ કહે: "મારાથી સંદેશો અપાય જ નહીં."

શીખ કહે: "મારા પોતાના સંતોષ ખાતર આપો."

બાપુ: "હા, એક સંદેશો આપું, કેમ કે એ મને જાહેર આપવામાં સંકોચ ન થાય. તે એ કે કૉંગ્રેસના કામ કરનારાએ છૂપું કામ કરતા બંધ થઈ જવું. આપણો તો પકડાઈ જવાનો ધર્મ છે તે છૂપા શા સારુ ફરીએ? એથી પ્રજામાં બીક સિવાય બીજું કશું ઉત્પન્ન થયું નથી."

શીખ ભાઈ કહે: "તો તો જેટલા કામ કરવાવાળા છે એ બધા જેલમાં જાય અને બીજું કોઈ બહાર રહેશે જ નહીં."

બાપુ: "એ તો સારું. ઈશ્વરની ઉપર બધું છોડ્યું છે ત્યાં માણસની તદબીર તે ક્યાં સુધી કામ લાગવાની હતી? આપણી પાસે કામ કરનાર ન હોય, તો ભલે સૌ જાણે કે કોઈ હવે રહ્યું નથી. પણ આખો સમાજ આમ ડરપોક બની જાય એ અસહ્ય છે. હું તો સરકાર મારફતે પણ આ વસ્તુ જાહેર કરું. પણ નથી કરતો એનું કારણ એ કે સરકાર એનો દુરુપયોગ કરે અને અનર્થ કરે."

તેનાથી જેમ સૌ બીતા તેમ સૌ તેના પ્રત્યે માન પણ રાખતા. જ્યાં જ્યાં તે ગયો ત્યાં ત્યાં એણે બહુ સારા અભિપ્રાયો મેળવેલા છે."

સુપરિન્ટેન્ડન્ટે પોતાના અનુભવ કહ્યા : "મેં એના હાથ નીચે કામ કરેલું છે. અને એની કડક શિસ્તથી મને બહુ લાભ થયો છે. મારી કારકિર્દીની શરૂઆતમાં ઠરડેલા સૂતરની ગાંસડીના હું પચાસ રૂપિયા વધારે આપતો. તે માટે એણે મારી ધૂળ કાઢી નાખી હતી. ત્યારથી હું સાવધાન રહેતાં શીખ્યો છું. એ ઘણી વાર તીખા કાગળો લખતો. છતાં તેના પ્રત્યે હંમેશાં મારો આદરભાવ રહેલો છે."

પછી બીજા સુપરિન્ટેન્ડન્ટ ડીલની વાત ચાલી. જ્યાં જ્યાં તે ગયો ત્યાં ત્યાં એ બદનામ થયેલો. રાજ્યપ્રકરણ, અર્થશાસ્ત્ર, અપરાધશાસ્ત્ર, બધાનું જ્ઞાન હોવાનો તે દાવો કરતો. જોન્સનો મિજાજ બહુ ખરાબ હતો. જોકે એનું હૃદય માયાળુ હતું. મેલ બહુ મીંઢા માણસ તરીકે જાણીતો થયો હતો. એના મોઢામાંથી શબ્દ જાણે બહાર નીકળે જ નહીં અને તે શું કહે છે તે આપણે બહુ મુશ્કેલીથી સાંભળી શકીએ.

બધી વાતો બ્રેલ્વીની ઉપરથી નીકળી. પોતાને અમુક વાતથી અપમાન લાગ્યું, તે વિષે સુપરિન્ટેન્ડન્ટને વાત કરવાની હિંમત જ ન ચાલી, અને તેથી ચિડાઈને ખાસ ખોરાક લેવાની ના પાડી. પોતાને ખરચે મળે તો લેવાની હા કહી. બાપુ વચ્ચે પડ્યા અને બધું પાટે ચઢાવ્યું. સુપરિન્ટેન્ડન્ટે ફરિયાદ કરી કે "એ કાંઈ પણ કામ કરવાની ના પાડે છે. માત્ર કાંતવાનું આપો તો લઉં એમ કહે છે. મેં કહ્યું : એ ન મળે, પણ સીવવાનું કામ કરો."

આજે સવારે બાપુ કહે : "તમે ફળ સાફ કરવામાં એકલા ૪૫ મિનિટ આપો તે નહીં ચાલે. અહીં લાવો અને આપણે ત્રણે સાફ કરીએ, એટલે ૧૫ મિનિટમાં થશે."

મેં કહ્યું : "મારી એટલી મિનિટ જાય, પણ તમે એટલો વખત કામ કરી શકશો."

બાપુ : "ના, કામનું એવું ભૂત કેમ બનાવાય? તો ખાવાનું બંધ કરું, પાયખાને જવાનું બંધ કરું, ચાલવાનું બંધ કરું, તો ઘણા કલાક કામ કરવાના મળી રહે. વાલજીને હું ઠપકો આપું, પણ હું એના કરતાં શું સારો?"

હું : "ત્યારે મારો વખત બગડે એમ શા સારુ કહો છો? હું આખો દિવસ વાંચવાલખવામાં આપું એના કરતાં આટલું કામ કરું તે સારું ના?"

almost immediately. But surely there must be places in India where innocent honey is prepared. What about the Himalayan honey which we see in the market?

"It was good of you to have sent the different varieties of honey. The parcel has not yet been received. I know we shall all eat it with relish and without any sense of guilt. Do you stock this honies or have you specially bought the specimens sent by you? With regards from us all,

Yours sincerely
M. K. Gandhi

"P. S. Do I gather from your letter that it is possible to extract honey by scientific means from wild honey combs without injuring the comb or the bees? If it is not, must wild honey be beyond human reach unless one is prepared to destroy the comb and the bees?"

"તમારા લાંબા કાગળ માટે ખૂબ આભાર. તમે મને લગભગ વટલાવ્યો છે! જંગલી મધ લેવામાં રહેલા પાપની (મારી દૃષ્ટિએ) મને ખબર હતી. પણ મૂર્ખાઈથી અને આળસથી હું એ લીધાં કરતો હતો. જંગલી મધ કેવી રીતે એકઠું કરવામાં આવે છે એનું તમે જે આબેહૂબ વર્ણન આપ્યું છે તે ઉપરથી જંગલી મધનો ત્યાગ કરવા હું લગભગ તૈયાર થયો છું. એટલે તમે જોશો કે હું યરવડામાંથી જ્યારે બહાર નીકળીશ, જો બહાર નીકળું તો, ત્યારે મારે શું કરવું એમ તમે ઇચ્છો છો એ હું તરત જ કરીશ. હિંદુસ્તાનમાં જરૂર એવાં સ્થળો હોવાં જોઈએ જ્યાં નિર્દોષ મધ મળી શકતું હોય. બજારમાં હિમાલયનું મધ આવે છે એને વિષે શી હકીકત છે? તમે મને મધની જુદી જુદી જાતો મોકલી આપી એ માટે આભાર. હજી પારસલ અમને મળ્યું નથી. મળશે ત્યારે અમે બહુ સ્વાદથી અને પાપ કર્યાના ખ્યાલ વિના તે ખાઈશું. તમે મધ વેચો છો, કે મોકલેલા નમૂના ખાસ ખરીદીને મોકલ્યા છે? અમારા બધાના વંદન.

તમારો
મો. ક. ગાંધી

"તા. ક. જંગલી પૂડામાંથી મધમાખીને અથવા તો પૂડાને કશું નુકસાન પહોંચાડ્યા વિના શાસ્ત્રીય પદ્ધતિથી મધ લેવાનું શક્ય છે ખરું? જો ન હોય તો જંગલી પૂડાનું મધ માણસ મધમાખીનો અથવા પૂડાનો નાશ કરવા તૈયાર ન થાય ત્યાં સુધી આપણે મેળવી જ ન શકીએ એમ ગણાય ના?"

આજે જનારી ટપાલમાં નોંધવા લાયક કાગળ એક જ હતો, મિ. ડેવિડનો. ડેવિડને બાપુએ થોડા દિવસ ઉપર પૂછેલું
૨૩-૧૦-'૩૨ કે તમે મને ઘણા દિવસ ઉપર નિર્દોષ મધ મોકલેલું એવું મધ ક્યાં બને છે? અને કેવાં ફૂલોમાંથી એ થાય છે? એટલા પત્તાનો ત્રણ ફુલ્સકેપ કાગળ ભરીને એણે જવાબ મોકલ્યો. એમાં નિર્દોષ મધ બનાવવાના એક મિ. એલ્ડ્રીના અખતરા વિષે અને તે કેમ નિષ્ફળ ગયા એ વિષે લખ્યું. જંગલી મધમાં કેટલી માખી નાહકની મરે છે, એમાં કેટલો મેલ અને કચરો આવે છે અને એ રીતે એ કેટલું અશુદ્ધ — સ્વચ્છતા અને અહિંસા બંનેની દૃષ્ટિએ — છે એ એણે બતાવ્યું.

"હું જાણું છું તે પ્રમાણે મારી માફક તમે પણ નિયમિત રીતે મધ વાપરો છો. ખોરાક તરીકે અને દવા તરીકે મધનો પૂરેપૂરો લાભ ઉઠાવવો હોય તો એ સંપૂર્ણ ચોખ્ખું હોવું જોઈએ, એમ હું માનું છું. વળી એ અહિંસક રીતે એકઠું કરાયેલું છે એ જ્ઞાનથી જ એ વાપરવામાં મને લાગે છે કે તમને તો ખૂબ આનંદ આવે."

આટલું લખીને પોતે પેલેસ્ટાઈનનું, અમેરિકાનું (પૂડાવાળું અને પૂડા વિનાનું) ન્યૂઝીલેન્ડનું અને ફ્રાન્સનું મધ નમૂના તરીકે મોકલ્યું. અને વળી લખ્યું:

"મિ. એલ્ડ્રી હિંદુસ્તાનમાં રહ્યા તે દરમિયાન તેમણે ચોક્કસ સાબિત કર્યું હતું કે હિંદુસ્તાનનું મધ બહારથી આયાત કરવામાં આવતા મધ કરતાં ગુણમાં ઊતરતું નથી. . . . હું એ નિર્ણય ઉપર આવ્યો છું કે યરવડામાંથી છૂટચા પછી તમે શુદ્ધ હિંદી મધ વાપરવાનો આગ્રહ રાખશો અને એ સિવાયનું બીજું નહીં જ લો. હિંદુસ્તાનમાં આધુનિક ખેતીની સ્થાપના કરવાનો એ ઝડપીમાં ઝડપી માર્ગ થશે."

બાપુને આ કાગળ બહુ ગમ્યો. અંગ્રેજોમાં આ પ્રકારના ઉપયોગી શોખ હોય છે એનો આ બીજો દાખલો. વિલાયતમાં 'સ્ટાર'નો ખબરપત્રી આવી રીતે પોતે તૈયાર કરેલું મધ લાવ્યો હતો.

બાપુએ ડેવિડને આ પ્રમાણે જવાબ આપ્યો:

"Many thanks for your elaborate letter. You have almost converted me. I knew the sinfulness (for me) of taking wild honey. But stupidly and lazily I went on taking it. Your graphic description of the manner in which wild honey is prepared has almost driven me to the abjuring of wild honey. So you see what you would have me to do when, if ever, I am outside Yeravda, I am likely to do

almost immediately. But surely there must be places in India where innocent honey is prepared. What about the Himalayan honey which we see in the market?

"It was good of you to have sent the different varieties of honey. The parcel has not yet been received. I know we shall all eat it with relish and without any sense of guilt. Do you stock this honies or have you specially bought the specimens sent by you? With regards from us all,

Yours sincerely
M. K. Gandhi

"P. S. Do I gather from your letter that it is possible to extract honey by scientific means from wild honey combs without injuring the comb or the bees? If it is not, must wild honey be beyond human reach unless one is prepared to destroy the comb and the bees?"

"તમારા લાંબા કાગળ માટે ખૂબ આભાર. તમે મને લગભગ વટલાવ્યો છે! જંગલી મધ લેવામાં રહેલા પાપની (મારી દૃષ્ટિએ) મને ખબર હતી. પણ મૂર્ખાઈથી અને આળસથી હું એ લીધાં કરતો હતો. જંગલી મધ કેવી રીતે એકઠું કરવામાં આવે છે એનું તમે જે આબેહૂબ વર્ણન આપ્યું છે તે ઉપરથી જંગલી મધનો ત્યાગ કરવા હું લગભગ તૈયાર થયો છું. એટલે તમે જોશો કે હું યરવડામાંથી જ્યારે બહાર નીકળીશ, જો બહાર નીકળું તો, ત્યારે મારે શું કરવું એમ તમે ઇચ્છો છો એ હું તરત જ કરીશ. હિંદુસ્તાનમાં જરૂર એવાં સ્થળો હોવાં જોઈએ જ્યાં નિર્દોષ મધ મળી શકતું હોય. બજારમાં હિમાલયનું મધ આવે છે એને વિષે શી હકીકત છે? તમે મને મધની જુદી જુદી જાતો મોકલી આપી એ માટે આભાર. હજી પારસલ અમને મળ્યું નથી. મળશે ત્યારે અમે બહુ સ્વાદથી અને પાપ કર્યાના ખ્યાલ વિના તે ખાઈશું. તમે મધ વેચો છો, કે મોકલેલા નમૂના ખાસ ખરીદીને મોકલ્યા છે? અમારા બધાના વંદન.

તમારો
મો. ક. ગાંધી

"તા. ક. જંગલી પૂડામાંથી મધમાખીને અથવા તો પૂડાને કશું નુકસાન પહોંચાડ્યા વિના શાસ્ત્રીય પદ્ધતિથી મધ લેવાનું શક્ય છે ખરું? જો ન હોય તો જંગલી પૂડાનું મધ માણસ મધમાખીનો અથવા પૂડાનો નાશ કરવા તૈયાર ન થાય ત્યાં સુધી આપણે મેળવી જ ન શકીએ એમ ગણાય ના?"

આશ્રમની ટપાલ. વિનોબાએ ઝીણા સૂતર સામે વાંધો ઉઠાવ્યો હતો. સામાન્ય સૂતરને વાલ્મીકિની અને ઝીણાને બાણની કાદંબરીની ઉપમા આપી હતી. ગામડાંઓમાં અનિયમિતતા, ગાયનું દૂધ મળવાની અશક્યતા, શાકનો અભાવ વગેરે મુશ્કેલીઓની વાત કરી હતી. તેને જવાબ:

૨૪–૧૦–'૩૨

"બાણભટ્ટ અને વાલ્મીકિની સરખામણી બરોબર નથી. બાલકાંડ અને કિષ્કિંધાકાંડની કરાય. કદાચ તેથીયે વધારે સરખામણી કિષ્કિંધા અને ઉત્તરકાંડની. ઝીણું ૨૦૦ આંકનું અને તેથીયે ઉપરનું તે ઉત્તરકાંડ છે. તેના વિના કિષ્કિંધાનો ઉપયોગ ન હોય. પૂર્વજોએ ગરીબોની પાસે વેઠ કરાવીને ઢાકાની શબનમ ઉત્પન્ન કરાવીને ભોગીના ભોગને પોષ્યા. આપણે તેનું પ્રાયશ્ચિત્ત કરી યજ્ઞરૂપે ઝીણામાં ઝીણું સૂતર કાંતીએ અને ભગવાનને અર્પણ કરીએ. કળા બંનેની સામાન્ય છે. પેલી સ્વાર્થપોષક હતી, આ પરમાર્થપોષક થાઓ. ખાદીને વ્યાપક બનાવવા સારુ પૂર્વની શક્તિનો પુનરુદ્ધાર આવશ્યક છે. જે ત્યારે ગુલામી સ્થિતિમાં શક્ય હતું તે આપણે સ્વતંત્રતાના યુગમાં સિદ્ધ કરી બતાવવું જોઈએ. વિષયી જે વેશ્યાને સારુ કરે તેટલુંયે ભક્ત ભગવાનને સારુ ન કરે? આમાં આપત્તિ નથી, ખર્ચ નથી. કેમ કે ધીરે ધીરે આપણે આત્માર્પણ કરી બારીક કાંતવું છે. ખાદી સારી સોંઘી ને સારી કરવાની યુક્તિઓ પણ ઝીણું કાંતતાં ઝટ મળે એમ છે. એ મેં અનુભવ્યું. 'यावान् अर्थ उदपाने' અહીં લાગુ પડે છે.

"ઉપલી વિચારશ્રેણી તમને ભાવે તો યાજ્ઞિકને સારુ વીસનો આંક કાં હું ઓછામાં ઓછો ગણું છું તે સમજાવવાપણું નથી રહેતું. પણ એ કાંઈ વેદવાક્ય નથી, એ સિદ્ધાંતરૂપે નથી મુકાયું. યાજ્ઞિકના ભાવની તેમાં પરીક્ષા રહેલી છે. એક સંસ્થાએ આવું કંઈક કરવું જ જોઈએ. ગમે તેવો તાંતણો ખેંચે તે યજ્ઞમાં નહીં ખપે, કંઈક નિયમ હોવો જોઈશે, કંઈક પ્રમાણ હોવું જોઈશે. જો એમ હોવું જોઈએ તો વીસ આંક ભારે ન જ ગણાવો જોઈએ. યાજ્ઞિક વેઠ ન ઉતારે. યાજ્ઞિક પોતાના યજ્ઞમાં ભાવ ભરે, કળા પૂરે, રંગ રચે, તદ્રૂપ થાય. યજ્ઞનું દ્રવ્ય શુદ્ધતમ હોવું જોઈએ ના?

"હજુ ન સમજાવી શક્યો હોઉં તો ફરી પૂછજો. મને મારા મત વિષે શંકા નથી. પણ તમને ન સમજાય ત્યાં લગી મને ચેન ન વળે.

"ગામડાંઓ વિષે બહુ કઠણ કામ છે. પ્યાજ વિષે સ્મૃતિ કંઈ કહે તેની ચિંતા નહીં. આપણો અનુભવ કહે તે સાચું. પ્યાજ ઔષધરૂપે લેવા યોગ્ય છે. મેં તો તેનો પ્રયોગ બહુ કર્યો છે. તેની બદબો મને પણ અળખામણી છે. હું તેનો ઉપયોગ નથી કરતો, પણ આવશ્યક જણાય

તો જરૂર કરું. છેલ્લા ભોજન વખતે તેનો ઉપયોગ કરવાથી કોઈના પ્રસંગમાં ઓછું આવવાનું રહે. ઔષધની માત્રામાં લેવાથી તેની બદબો ઓછી હોવાનો સંભવ છે. ગાયનું દૂધ ક્યાંય ન મળે. એ તો આપણું દેવાળું જ છે ના? સાથે ગાયના દૂધનો માવો રાખે તો ઘી અને પ્રોટીન બન્ને મળે અને તેની ભૂકી કરી ગરમ પાણીમાં ડોઈ નાખે તો લગભગ દૂધનો ગુણ આવે. તેમાં મેં સાકર ગોળ નથી સૂચવ્યાં, કેમ કે તેની આવશ્યકતા નથી રહેતી, અને તે લેતાં સ્વાદમાં કદાચ ખપી જાય. એટલે રોટલો, પેંડો, પ્યાજ ને આંબલી અથવા લીંબુ આટલી વસ્તુથી ગુજારો થાય. રાત્રીના મોડા ખાવાનું સેવકો ન રાખે. ગ્રામવાસીઓની પાસે માત્ર રોટલાની અને પ્યાજની ભિક્ષા કબૂલે અથવા સ્વયંપાકી રહે. દરેક ઠેકાણે બની શકે તો પાણી ઉકાળી લે અને તે જ પીએ. આમાં કોઈની ઉપર પડવાપણું ન રહે. કોઈને કષ્ટ ન પડે. આપણે સારુ કંઈ જ નવું કરવાનું ન રહે. સૂવાનું ખુલ્લામાં રાખે. સર્પાદિથી યથાસંભવ બચવા સારુ ખાટલો મળે તો તેનો સ્વીકાર કરે. આ બધું વગર અનુભવે જ ભરડચે જાઉં છું. ગામડાંમાં જતાં મને જે સગવડો મળી છે તે બીજાને ન મળે એ હું જાણું છું. આમાંથી જે શક્ય અને સ્તુત્ય હોય તે કરવું ને બાકીનું ફેંકી દેવું. આ તો તમને વધારે વિચાર કરવામાં ઉત્તેજન મળે તેથી લખી નાખ્યું છે. ગ્રામપ્રવેશ અતિશય કઠણ છે એ હું બરાબર સમજું છું. એમ છતાં આપણે એ કર્યે જ છૂટકો છે. તેથી તમારો આરંભ મને બહુ ગમ્યો છે. દરેક સેવકને સામાન્ય વૈદાનું જ્ઞાન હોવું જ જોઈએ. એ સહેલું છે."

પૂંજાભાઈના મરણના ખબર શનિવારે રાત્રે મળ્યા. એના જેવા 'मत्-कर्मकृत्', 'मत्परायण' 'मद्याजी' અને 'मां नमस्कार કરવાવાળો' બાપુભક્ત જોયો નથી. એમનાં છેવટનાં વર્ષ બાપુના સ્મરણ અને ધ્યાનમાં ગયાં. સાધુતા સિવાય એનામાં બીજું કશું ભાળવાનું મળ્યું નથી. બાપુએ એમને વિષે મર્યાદા મૂકીને પ્રેમોદ્‌ગાર કાઢ્યા છે, — 'ચિરંજીવી પૂંજાભાઈ' નામની નિવાપાંજલિમાં.

આજે તાર કર્યો આશ્રમને:

"Satyagraha Ashram, Sabarmati. Let us rejoice over Punjabhai's long sleep. Send full accounts last moments. Hope Ashram fully represented at funeral."

"સત્યાગ્રહાશ્રમ, સાબરમતી. પૂંજાભાઈની ચિરનિદ્રાનો આપણને આનંદ હોય. છેલ્લી ક્ષણોનો સંપૂર્ણ હેવાલ મોકલો. આશા રાખું છું સ્મશાનમાં આશ્રમનું સંપૂર્ણ પ્રતિનિધિત્વ હશે."

કાલે સવારે મેજર ભંડારી આવીને અસ્પૃશ્યતા વિષે, મુલાકાતો વિષે અને કાગળોની છૂટ વિષે ચાલતા તુમારનો જવાબ
૨૫-૧૦-'૩૨ સંભળાવી ગયા. બાપુએ બપોરે જ જવાબ લખ્યો. સાંજે નકલ થઈને એ મેજર પાસે ગયો. મેજરે કૉપી આપવાની ના પાડી હતી એટલે તે વિષે આરંભમાં સખત વિરોધ દર્શાવીને એને અપમાનજનક વર્ણવ્યું હતું. રાત્રે ૧૧ વાગ્યે કટેલી આવ્યા અને મને ઉઠાડી કહેવા લાગ્યા કે પહેલો પૅરેગ્રાફ કાઢી નાખો એમ મેજર ઇચ્છે છે. તેઓ નકલ આપવા તૈયાર છે. બાપુ, વલ્લભભાઈ પણ જાગી ઊઠ્યા. આનો ભેદ ન સમજાયો. કાગળ ઉપર 'ખાનગી' લખ્યું હતું એટલે એ ન આપ્યો હોય એમ અમે માનેલું. પણ આખરે મેજરે આપવાનો કેમ ઠરાવ કર્યો એ સમજવામાં ન આવ્યું. સવારે ઊઠીને પ્રાર્થના પછી બાપુએ એમાં ફેરફાર કર્યા અને મેં નકલ કરી અને ૭ વાગ્યે એ કાગળ ચાલ્યો ગયો. "અસ્પૃશ્યતા વિષે ઇચ્છું એને ન મળવા દે અને લખેલા કાગળમાંથી ઇચ્છું એ ન છાપવા દે તો સરકારની સાથેનો મારો સહકાર છોડીશ અને શરીર ચાલે ત્યાં લગણ 'સી' વર્ગનો ખોરાક લઈશ." મુદત પહેલી નવેમ્બરની આપી છે! આમ અમારે તો 'नित्यं प्रच्युति शंकया क्षणमपि स्वर्गे न मोदामहे'ની સ્થિતિ છે. '૩૦માં પણ આવી જ નોટિસ આપવી પડી હતી. તે વેળા બીજા કેદીઓને મળવાનો અને તેમની સુખાકારી જાણવાનો માનવહક એક સમાજસુધારક તરીકે એમણે માગી લીધો હતો, અને તે ન મળે તો ઉપર પ્રમાણે ત્યાગ કરવાની નોટિસ આપી હતી. પ્રથમ માર્ટિન ચિડાયેલ. બાપુ કહે: "તમે ક્રોધમાં વાત કરો છો. હું તમારી સાથે ન વાત કરું." પછી ઠંડો પડીને આવ્યો. કાગળ ફાડી નાખવાની વિનંતી કરેલી. બાપુ કહે: "તારી મિલકત છે; એ મારાથી ન ફડાય અને મારા હાથમાંથી એ છૂટી ગયો એટલે એ તો મારે પ્રતિજ્ઞાવાક્ય છે. એ ફરી ન શકે." અસહકાર કરીશ એનો અર્થ એ બતાવેલો કે "ખાસ ખોરાક છોડીશ, ખાટલો ગોદડાં છોડીશ, કાગળપત્રો, પુસ્તકો છોડીશ — બધુંયે છોડતો જઈશ — જેમ તમે વધારે કષ્ટ આપતા જશો તેમ તેથીયે વધારે કષ્ટ લઈને હું પેલા કષ્ટને સુખ માનતો જઈશ." અમે 'સી' ક્લાસનો ખોરાક લેવાની વાત કરી એટલે કહે: "એ તો સહાનુભૂતિની હડતાલ થઈ. એ ન થાય. અને એમ થાય તો મારું કૃત્ય શોભી નીકળતું અટકે. હા, તમારો સમય ત્યારે જ આવે કે જ્યારે એ લોકો લડાઈ શરૂ કરે, મારા ઉપર કષ્ટ નાખવાનાં શરૂ કરે, મને 'સી'માં નાખે, સેપરેટમાં પૂરે, દંડાબેડી આપે, વગેરે. એવું ન કરે એ હું માનું છું, પણ એ કરે તો

તમારે એકલાએ જ નહીં પણ તમામ જેલોમાં જ્યાં જ્યાં આ ખબર પહોંચાડી શકાય ત્યાં એમ કરવું જોઈએ."

આજે સર પુરુષોત્તમદાસનું સ્ટેટમેન્ટ આવ્યું. તે સાંભળીને બાપુ કહે: "એ બરોબર છે. એ માણસ અહીંથી જ કહીને જાય છે કે લગભગ વિરોધ દર્શાવવા જ જાઉં છું. એમ કહેવાનો અને કરવાનો એને અધિકાર છે. એણે એ પણ સ્પષ્ટ કર્યું છે કે વેપારીમંડળને ગોળમેજી ઉપર પ્રતિનિધિત્વ મળ્યું નથી. મને લાગે છે કે બિરલાએ પણ એને સંમતિ આપી હોવી જોઈએ."

ડૉ. બહેરામ ખંભાતાએ ડૉ. દીનશા મહેતાનો અભિપ્રાય ટાંક્યો કે ગાંધીજી જે સંયમથી રહે છે તે સંયમ જોતાં એમના શરીરમાં રોગ હોવો જ ન જોઈએ અને હાડકાંમાં દરદ ન હોવું જોઈએ. એનો ઉલ્લેખ કરતાં બાપુએ લખ્યું:

"એ જેમ માને છે તેમ હું પણ માનું છું કે ગમે તેવો સંયમ પાળતો હોઉં છતાં મારામાં જ ક્યાંક રોગ ભરેલો છે, અને તે હાથના દુઃખ વાટે કે બીજી રીતે બહાર નીકળે છે. આંતરડાં તો નબળાં છે જ, હું જન્મથી તો સંયમી ન જ ગણાઉં. ઘણાંયે વરસો સ્વચ્છંદ પણ પોષ્યો અને જ્ઞાનપૂર્વક સંયમ શરૂ કર્યો તેમાંય કેટલો અસંયમ ભળ્યો હશે એનું માપ કોણ કાઢે?"

શીતલા સહાયને લખ્યું:

"હમેં લડકેલડકિયોંકી ઓર શંકિત નજરસે નહીં દેખના ચાહિયે. જાનબૂઝકર ઉન લોગોંકો લાલચમેં ન ડાલેં. યહાઁ કોઈ ઐસી ચીજ નહીં હૈ. . . . સાવધાન હૈ. અબ વહ છોટા લડકા નહીં. ઉસકી ઉંમર કરીબ ૩૨ સાલકી હૈ. . . . બી સમઝદાર લડકી હૈ ઔર . . .મેં એક અચ્છી આદત હૈ. મેરેસે વહ કુછ છિપાતા નહીં હૈ. વિકારવશ હો જાય તો વહ મુઝે કહ દેતા હૈ. ઇસલિયે મૈં ઇન દોનોંકે સંબંધકે બારેમેં બિલકુલ નિશ્ચિંત હૂઁ. રોમન કેથલિક નિયમોંસે મૈં થોડા બહુત પરિચિત હૂઁ. હમારા પ્રયોગ અનોખા હૈ, ઉસમેં કાફી ભય હૈ. હિંદુસ્તાનકે વાયુમંડલસે પ્રતિકૂલ ભી હૈ. લેકિન સ્ત્રીજાતિકી જો સેવા હમ કરના ચાહતે હૈં, ઉનકે લિયે જો સ્વતંત્રતા ઇષ્ટ હૈ વહ, ખતરા ઉઠાનેકે સિવા કભી હાસિલ નહીં હો સકતી હૈ. સાવધાનીસે ઇશ્વર પર વિશ્વાસ રખકર હમ નીડરતાસે આગે બઢતે હૈં. ઔર ઇસી કારણ આશ્રમકે મંત્રીકી પસંદગીમેં હમેં બહુત સાવધાન રહના પડતા હૈ. જહાઁ તક મુઝે જ્ઞાન હૈ નારણદાસસે બઢકર પવિત્ર, ધૈર્યવાન, સંયમી ઔર વ્યવસ્થિતચિત્ત વ્યક્તિ હમેં નહીં મિલ

સકતા. ઉનકે હોનેસે મૈં બિલકુલ નિર્ભય રહતા હૂં, તથાપિ તુમ્હારે દિલમેં યદિ કુછ શંકા હો, કોઈ બાત તુમ્હારે કાનોં પર આઈ હો, તો મુઝે લિખો."

આજના કાગળો: વસંતલાલ મોરારકાને:

"પ્રાર્થનામેં મનકી સ્થિરતા અભ્યાસસે હી આ સકતી હૈ. પ્રાર્થના કરનેકે સમય ઐસા ચિંતવન કરના કિ જૈસે શરીરકે લિયે અન્ન આવશ્યક હૈ, ઉસસે ભી અધિક પ્રાર્થના આત્માકે લિયે આવશ્યક હૈ, ઐસા ચિંતવન કરકે પ્રાર્થનામેં બૈઠનેસે થોડે હી દિનોંમેં આનંદ આ જાયેગા. રામનામકા વિસ્મરણ હી સબસે બડા દુ:ખ હૈ ઐસા વિશ્વાસ રખનેસે નામસ્મરણ સ્થાયી હો જાયેગા. અસત્ય સબસે બડા પાતક હૈ, ઐસા વિશ્વાસ રખનેસે ઔર અસત્યસે કુછ ક્ષણિક લાભ મિલ જાય તો ઉસકા ત્યાગ કરનેસે સત્ય સહજપ્રિય હો જાયગા."

૨૬–૧૦–'૩૨

રામનાથ સુમનને:

"સામુદાયિક પ્રાર્થનાકી જડ વૈયક્તિક પ્રાર્થના હી હો સકતી હૈ. સામુદાયિક પ્રાર્થના પર મૈંને વજન દિયા હૈ ઉસકા યહ અર્થ કભી નહીં હૈ કિ વહ વૈયક્તિક પ્રાર્થનાસે અધિક મહત્વ રખતી હૈ. પરંતુ ક્યોંકિ હમેં સામુદાયિક પ્રાર્થનાકી આદત હી નહીં હૈ, ઇસલિયે મૈંને ઉસ પ્રાર્થનાકી આવશ્યકતા બતાનેકી ચેષ્ટા કી હૈ. જો કુછ અનુભવ એકાંતમેં બૈઠકર તુમ્હેં હોતા હૈ વહ સમૂહમેં હોના અશક્ય નહીં તો કઠિન તો હૈ હી, ઔર મૈંને ઐસા ભી દેખા હૈ કિ કઈ લોગ એકાંતમેં બૈઠકર પ્રાર્થના કર હી નહીં સકતે, સમુદાયમેં હી કર સકતે હૈં. ઉનકે લિયે વૈયક્તિક પ્રાર્થના આવશ્યક હો જાતી હૈ. મૈં યહ ભી કબૂલ કરૂંગા કિ સામુદાયિક પ્રાર્થનાકે બિના મનુષ્ય રહ સકતા હૈ, વૈયક્તિકકે બિના કભી નહીં રહ સકતા.

"અસ્પૃશ્યતાકે બારેમેં આજ કુછ ભી નહીં લિખ સકતા. થોડે દિનોંકે બાદ દુબારા પૂછીએ."

કૃષ્ણદાસની ઉપર લખેલા સાદા કાગળમાં પ્રારબ્ધ, પુરુષાર્થ અને સુખદુ:ખમાં સમતા વિષેની બાપુની વૃત્તિ સરસ રીતે સમજવાની મળે છે:

"Humanly speaking, it must be evil fate that took you to Sinhergaon. You went there for recuperation and came in for an attack of influenza. But who knows whether it is for your well-being that you have had this attack leaving you completely prostrate. And since we are so

hopelessly ignorant as to the truth of things, I suppose the Gita teaches us to be equi-minded, no matter what fate overtakes us. So on the one hand we have to learn to be equi-minded, and on the other we have to apply natural remedies within our means in order to get well when we are ill. I shall try therefore not to be anxious about your health but pray that whatever is good for you may happen to you."

"મનુષ્ય તરીકે બોલતાં એમ કહેવાય કે તમારું બદકિસ્મત તમને સિનહરગામ લઈ ગયું. તમે ત્યાં તબિયત સારી કરવા ગયા અને ઇન્ફ્લુએન્ઝામાં પટકાઈ પડ્યા. પણ તમને સાવ પથારીવશ કરનારી આ માંદગી તમારા ભલા માટે કેમ નહીં હોય, એ કોણ જાણે છે? સાચું શું છે એ બાબતમાં આપણું અજ્ઞાન એટલું નિરાશાજનક હોય છે કે હું ધારું છું કે ગમે તે દશામાં આપણે આવી પડીએ તોપણ, ગીતા આપણને ચિત્તની સમતા જાળવવાનું શીખવે છે. એટલે એક તરફથી ચિત્તની સમતા જાળવવાનું આપણે શીખવું અને બીજી તરફથી જ્યારે માંદા પડીએ ત્યારે સાજા થવાને માટે આપણાં સાધનની મર્યાદામાં હોય એવા કુદરતી ઉપચારો કરવા. એટલે તમારી તબિયતની ચિંતા નહીં કરવાનો હું પ્રયત્ન કરીશ અને પ્રાર્થના કરીશ કે જેમાં તમારું ભલું હોય તે થાઓ."

રામદાસની કેળવણી તો દરેક કાગળ દ્વારા હોય જ:

"મનનથી તારા નિશ્ચયને બળ મળ્યાં જ કરશે. ગીતાને છણી નાખે ને તેના મૂળ શબ્દોનો વિચાર કર્યાં કરે તો તેમાંથી જ ઘણું અને જોઈતું બળ મળે છે. મને તો એમ જ થાય છે. ગીતાને સંસ્કૃતમાં સમજી લે છે? સંસ્કૃતનો અભ્યાસ કરે છે કે? બીજું વાચન ટૉલ્સ્ટૉયના નિબંધો. 'ઇમિટેશન ઑફ ક્રાઇસ્ટ' વાંચવા યોગ્ય છે. બુદ્ધદેવનું ચરિત્ર વાંચવું જ જોઈએ. 'લાઇટ ઑફ એશિયા' સમજાય તો તે. રામાયણ વાંચી જાય તે તો સરસ છે જ. હિંદીમાં 'બ્રહ્મચર્ય' નામનું નાનકડું પુસ્તક બહુ સારું છે. તે વાંચવાની ઇચ્છા હોય તો આશ્રમમાંથી મંગાવી દઉં. "નીતિનાશને માર્ગે" નામના મારા લેખો છે તે પણ વાંચવા જેવા છે. હાલ તો આટલું વાચન બસ ગણાય. નિશ્ચય કેમ પાર ઊતરશે એવી મિથ્યા ચિંતા ન કરતાં, તેને બદલે એમ વિચારજે કે નિશ્ચય પાર ઊતરશે જ ને ભગવાન સહાય કરશે જ. એ મનમાં દઢાવીને તારા કાર્યમાં લીન થઈ રહેજે. વાંચવામાંય અધીરો ન થજે. ન સમજાય તે ફરી વાંચજે. ભલે વાર લાગે. યાદ ન રહે તોયે ઉકળાટ ન કરતાં પ્રફુલ્લિત રહેજે. તારી

ગતિ ગમે તેવી ધીમી હોય તેની ફિકર ન કરતો. કોઈ દિવસ બધું એની મેળે સહેલું પડશે. શરીર બગાડીને કાંઈ ન કરતો. મગજ બોજો ઉપાડી શકે તેટલો જ તેની પાસે ઉપડાવજે.

"બાળકો વિષે તારો લોભ બરોબર છે. આજથી એની ચિંતાનું કારણ નથી. હાલ તો તેનાં શરીર સરસ થાય તે આવશ્યક છે. તેમાં નીમુની મદદ જોઈએ. નીમુને હું લખી રહ્યો છું. હમણાં તો કાગળ ઠીક આવે છે. તું લખ્યાં કરજે. તેનાં શરીર બરોબર ઘડાશે ને શુદ્ધ વાતાવરણમાં ઊછરશે તો તેની મેળે તું ઇચ્છે એવાં થશે. તારું લખવું તો યથાર્થ જ છે કે તેઓને અર્થે પણ તમારે બંનેએ સંયમ જાળવવો રહ્યો છે. શુદ્ધ કેળવણી કોને કહેવી, એ કેમ અપાય, આ જમાનાને યોગ્ય કેળવણી કઈ, આ બધું વિચારવા જેવું છે. તે વિચારવાને વખત પુષ્કળ છે. એ વિષે જે પ્રશ્નો ઊઠે તે પૂછજે. તું ઇચ્છીશ તો ટૂંકામાં તને મદદરૂપ થાય એવું થોડું લખી મોકલીશ. . . .

"સુરેન્દ્રનું મોચીકામ ધમધોકાર ચાલતું હશે. તેને કહેજે કે ભગવાન જોડામાં, મૃત જાનવરના ચામડામાંયે સુખેથી રહે છે. મારે સારુ હમણાં તળિયાનું ચામડું આવ્યું તે સરસ છે. તેમાં ભગવાન બહુ રૂપાળા લાગે છે. ભગવાન કંઈ ગ્રંથોમાં જ વસે છે એવું નથી. તુલાધારની વાત સુરેન્દ્રની પાસે સમજી લેજે, ને તે પણ ફરી વિચારી જાય. ભગવાનને ગોતવા સારુ અભિમન્યુના ચકરાવામાં ગોથાં નથી ખાવાં પડતાં. એ છે કાખમાં, ને વિસ્મૃતિથી ગામ બધું ખૂંદી વળીએ છીએ, ને પછી જ્યારે યાદ આવે છે કે એ તો કાખમાં છુપાઈને બેઠો છે ત્યારે આપણી મૂર્ખાઈને રડીએ છીએ ને હસીએ છીએ."

કાલે મેજર ડોઈલનો કાગળ ભંડારી બતાવી ગયા. 'રાજદ્વારી કેદી મો. ક. ગાંધીને જણાવજે કે મારા પર લખેલો, પણ સરકારને માટેનો એમનો કાગળ સરકારમાં મોકલ્યો છે!'

ઉપવાસનાં પારણાં વખતે કવિ હાજર રહ્યા હતા, ત્યારના દૃશ્યનું કવિની કલમનું વર્ણન છાપામાં આવ્યું છે. સરસ વર્ણન છે.

ડોક્ટર ભાસ્કર પકડાયાના ખબર છે. ખૂબ કામ કર્યા પછી પકડાવું એના જેવી શાંતિપ્રદ વાત એકે નથી.

૨૭-૧૦-'૩૨ ડૉ. હરિસિંગ ગૌરનો કાગળ આવ્યો, જેમાં જણાવ્યું કે "બૌદ્ધ ધર્મ જ હિંદુ ધર્મનું શુદ્ધ સ્વરૂપ છે. શંકરાચાર્યે બ્રાહ્મણની ઉચ્ચતાના પાયા ઉપર બંધાયેલો હિંદુ ધર્મ

ચલાવ્યો અને હિંદુ ધર્મ ઉપર થતા અનેક હુમલાઓને અવકાશ આપ્યો. હવે એકીકરણ માટે બૌદ્ધ સિદ્ધાંત ઉપર બંધાયેલા હિંદુ ધર્મના પુનર્જીવનની જરૂર છે." લંકામાં સકળ બૌદ્ધ પરિષદ ૧૯૩૩માં ભરાવાની છે એની ખબર પણ આપી અને હિંદુ ધર્મના પુનર્જીવન વિષે બાપુનો અભિપ્રાય માગ્યો. બાદ્ધ ધર્મ ઉપરનું પોતાનું પુસ્તક પણ મોકલ્યું. બાપુએ એને કાગળ લખીને પુસ્તક માટે આભાર માની જણાવ્યું :

"I confess that I do not feel the same afflatus as you do, for I do not share the view that you hold about the brahmanical influence. Whilst the *Brahmanas* have undoubtedly a great deal to answer for, I am sure that they have been much more sinned against than sinning. Every religion has produced its own *Brahmanas.* That they have not been known as such makes no difference. Our *Brahmanas* would, I think, compare favourably with the others. At the same time I am not in love with the caste system with all its ignorant restrictions. I do believe in *Varnashram,* without the restrictions superimposed upon it about interdining and intermarriage and the idea of superiority and inferiority. I believe with Vivekanand that Shankara never drove Buddhism from India for he was himself a *Prachchhanna Buddha.* He merely rid it of the bad things that were creeping into it, and prevented its alienation from Hinduism. In my opinion nowhere has the influence of the teaching of Buddha been more abiding than in India. Nevertheless I would go with you the whole distance in saying that we need again a very thorough cleansing."

"હું કબૂલ કરું છું કે તમને જે જાતની પ્રેરણા થાય છે તેવી મને થતી નથી. કારણ બ્રાહ્મણોની અસર વિષે તમે જે વિચાર ધરાવો છો તેમાં હું મળતો થતો નથી. ઘણી વસ્તુઓ માટે બ્રાહ્મણોને જરૂર જવાબદાર ગણી શકાય. પણ મારી ખાતરી છે કે તેઓ જેટલા દોષપાત્ર છે તેના કરતાં ઘણા વધારે દોષ તેમને દેવાયા છે. દરેક ધર્મે પોતાના બ્રાહ્મણો પેદા કર્યા છે. એ નામે તેઓ ઓળખાયા નથી તેથી કાંઈ ફરક પડતો નથી. હું ધારું છું કે બીજા ધર્મના બ્રાહ્મણોની સરખામણીમાં હિંદુ ધર્મના બ્રાહ્મણો સારા છે. આની સાથે જ મારે કહેવું જોઈએ કે જાતજાતનાં અજ્ઞાનમય બંધનોવાળી જ્ઞાતિવ્યવસ્થા ઉપર હું વારી જતો નથી. હું વર્ણાશ્રમમાં જરૂર માનું છું. પણ ઉપરથી લાદવામાં આવેલાં સહભોજન અને મિશ્ર-

વિવાહ વિષેનાં બંધનોમાં તેમ જ ઊંચનીચના ભેદમાં હું માનતો નથી. વિવેકાનંદની માફક હું માનું છું કે શંકરાચાર્યે હિંદુસ્તાનમાંથી બૌદ્ધ ધર્મને હાંકી કાઢ્યો નથી કારણ શંકરાચાર્ય પોતે જ પ્રચ્છન્ન બુદ્ધ હતા. તેમણે તો માત્ર તેમાં પેસી ગયેલા સડા દૂર કર્યા અને હિંદુ ધર્મથી તેને અલગ પડી જતો અટકાવ્યો. મારો અભિપ્રાય એવો છે કે બુદ્ધના ઉપદેશની અસર હિંદુસ્તાનના જેવી સ્થાયી બીજે ક્યાંય થઈ નથી. તેમ છતાં હિંદુ ધર્મમાં આપણે ધરમૂળથી સફાઈ કરવાની જરૂર છે એમ કહેવામાં હું તમારી સાથે પૂરેપૂરો સહમત થાઉં છું."

શંકરરાવ ધાટગેએ લખ્યું કે પુનર્જન્મ વિષે ચાર લીટી એવી લખો કે જેથી એને વિષે શ્રદ્ધા ઉત્પન્ન થાય. બાપુએ લખ્યું :

"ઇસ શરીરકે નાશકે સાથ આત્માકા નાશ નહીં હૈ ઐસી પ્રતીતિ સબકો હૈ. ઐસે હી ઇસ શરીરકે પહલે ભી આત્માકા અસ્તિત્વ થા. યદિ યહ સચ હૈ તો આત્માકો દુબારા દેહ ધારણ કરના નહીં હોગા, યા ઇસ દેહકે પહલે દેહ ધારણ નહીં કિયા થા ઐસા માનનેકા કોઈ કારણ નહીં હૈ. પરંતુ આજ આત્મા દેહધારી હૈ ઇસલિયે ભવિષ્યમેં ભી દેહધારી હોગા ઐસા માનના પ્રવાહપતિત હૈ."

મીરાબહેનના અહીંના વાસનાં સાત વરસ વિષે એનો કાગળ હતો. બાપુને સાતમી નવેમ્બરે જોયા તે દિવસે બ્રહ્મચર્યનો ઉદય થયો, તે થયો, એ ભાવ અદ્‌ભુત છે. બાપુએ એને જવાબ આપ્યો તેમાં આ સાત વરસમાં એને ઘડવાના પોતાના પ્રયત્ન વિષે ઉલ્લેખ કરતાં લખે છે:

"The seven years seem like a dream. As I recall the terrible scoldings I tremble, and I derive such comfort as is possible from the fact that it was love that was scolding. But I know that there was a better way. As I look back upon the past I realize that my love was impatient. To that extent it was ignorant. Enlightened love is ever patient. Ignorant love is a crude translation of the word *moha* in Sanskrit. I shall learn to be patient. As I watch myself in little things, I know that I have not yet acquired that measure of patience which true love demands. That patience shall come."

"સાત વર્ષ સ્વપ્ના જેવાં લાગે છે. હું તને ખૂબ વઢ્યો છું તે યાદ કરતાં હું ધ્રૂજી જાઉં છું. પણ પ્રેમ એ ઠપકા આપતો હતો એ હકીકતમાંથી શક્ય તેટલું આશ્વાસન હું લઉં છું. હું જાણું છું કે એના કરતાં સારો માર્ગ હતો. ભૂતકાળનો વિચાર હું કરું છું ત્યારે મને સમજાય છે કે મારો

પ્રેમમાં અધીરાઈ હતી. એટલે દરજ્જે એ પ્રેમ અજ્ઞાન હતો. જ્ઞાનમય પ્રેમમાં હમેશાં ધીરજ હોય છે. અજ્ઞાન પ્રેમ એ સંસ્કૃત શબ્દ મોહનું કઢંગું ભાષાંતર છે. વધારે ધીરજ કેળવવા હું પ્રયત્ન કરીશ. નાની નાની વસ્તુઓમાં મારી જાતને હું તપાસું છું ત્યારે હું જોઉં છું કે સાચો પ્રેમ જેટલી ધીરજ માગી લે છે તે હજી મારામાં નથી આવી. એ ધીરજ કેળવ્યે જ છૂટકો છે."

આજે રાત્રે પહેલી નવેમ્બર પછી ઉત્પન્ન થતી પરિસ્થિતિમાં શું શું કરવાનું છે એ વિષે ઠીક ચર્ચા થઈ. હજી બાપુએ આશા છોડી નથી કે કાંઈ તોડ આવશે અને બાપુને તપશ્ચર્યા નહીં આદરવી પડે. પણ આદરવી પડે અને અમને છૂટા પાડે તો, અથવા ન છૂટા પાડે તો અમારે કરવાના કર્તવ્ય ઉપર ઠીક ચર્ચા થઈ અને સ્પષ્ટીકરણ થયું.

સ્કોટલૅંડના બાળમંડળના તંત્રીનો એક કાગળ હતો જેમાં બાળકોની પ્રાર્થના અને ધન્યવાદ હતા. એને કાગળ લખ્યો:

૨૮–૧૦–'૩૨ "I have always prized the blessings of children, because they are generally so innocent. Don't you know that there is no such thing as soul force without God behind it? Therefore the distinction that you have made is wrong. Any way I have no knowledge of any person believing in the existence of the soul and denying God.

"I like very much the idea of your praying for the peace and prosperity not only of your own land, but of the whole world. Personally I do not believe in patriotism that excludes the welfare of other countries than one's own. I therefore wish you every success."

"બાળકોના આશીર્વાદનો હંમેશાં હું બહુ ભૂખ્યો હોઉં છું, કારણ સામાન્ય રીતે બાળકો બહુ નિર્દોષ હોય છે. જેની પાછળ ઈશ્વરનો હાથ નથી એવું આત્મબળ જ ન હોઈ શકે એ તમે જાણતા નથી? તમે જે ભેદ પાડ્યો છે તે ખોટો છે. હું તો એવા કોઈ માણસને ઓળખતો નથી જે આત્માના અસ્તિત્વમાં માનતો હોવા છતાં ઈશ્વરનો ઇન્કાર કરતો હોય.

"કેવળ પોતાના દેશની નહીં, પણ આખી દુનિયાની શાંતિ અને આબાદી માટે પ્રાર્થના કરવાનો તમારો વિચાર મને બહુ ગમે છે. હું પોતે તો એવી દેશભક્તિમાં માનતો જ નથી, જેમાં પોતાના દેશ સિવાય બીજા

સૌ દેશોના કલ્યાણનો વિચાર ન હોય. એટલે તમને સફળતા મળો એમ ઇચ્છું છું."

જેમ ઉપવાસના આગલા દિવસોના કાગળમાં ભાવિ પગલાંના ભણકારા વાગવા લાગ્યા હતા તેમ આ વખતે પણ થયું છે. પ્રિન્સેસ એરિસ્ટાર્શીને લખેલા કાગળમાં લખ્યું :

"I have almost regained my normal health and am pursuing my normal activities without much strain being felt. Please therefore entertain no anxiety about me. What the future has in store one does not know, and one is not permitted to pry into it. God will take care of the future if we would mind the present."

"મારી તબિયત લગભગ પહેલાં જેવી થઈ ગઈ છે અને ખાસ કશી તાણ જણાયા વિના પહેલાંની જેમ મારાં બધાં કામ હું કરી શકું છું. એટલે મારી તબિયતની કશી ચિંતા કરશો નહીં. ભવિષ્યના ગર્ભમાં શું છે તે કોઈ જાણતું નથી. તેમાં ડોકિયાં કરવાનો આપણને અધિકાર નથી. વર્તમાનની કાળજી આપણે કરીશું તો ભવિષ્યની ભગવાન કરશે."

રાત્રે પ્રાર્થના પછી આવતા અઠવાડિયાના પગલા ઉપર અને શૌકત-અલીને વાઇસરૉયે આપેલા જવાબ ઉપર વાતો ચાલી. વાઇસરૉયના જવાબ વિષે કહે :

"મને એ જવાબ ગમે છે. એથી પણ બધા ચેતે અને એકત્ર થાય તો સારું. એ માણસને મારું અપમાન કરવાની એક પણ તક છોડવી નથી. ઘણી વાર એમ થાય છે કે એક કાગળ લખું અને એને જણાવું કે કોઈ કાળાન્તરે હું સવિનયભંગ છોડવાનો નથી, અને તમને બધાને જવાબ આપવાની તસ્દી પડે છે તેના કરતાં આટલો જવાબ બહાર પાડી દો તો પછી તમને બીજા તકલીફ આપતા અટકે અને તમને તકલીફ પડતી ઓછી થાય. પણ પછી થયું કે આમાં ક્રોધ છે એટલે તરત વિચાર પાછો ખેંચી લીધો."

અમને ન ખસેડે અને બાપુની ખરાબ થતી સ્થિતિ જોયાં કરવી પડે તો શું? બાપુ કહે : "તોપણ તમારે તો ખબર નહીં જ આપવાની અને કાંઈ ન બન્યું હોય તેમ તમારે હંમેશનું કાર્ય કર્યે જવાનું, જેમ ઉપવાસમાં વર્ત્યા હતા તેમ. એ તો બધું થાય. એ લોકો થોડા જ કાંઈ ખબર આપવાને બંધાયેલા છે? અહીં બીજા કેદીઓ માંદા પડે છે, મરે છે, તેનાં સગાંને છેવટે ખબર આપે છે તેમ મારાં સગાંને ખબર આપે અને કહે તમારે એને જોવા જવું હોય તો જોઈ આવો, અને મરી ગયા

પછી ખબર આપે કે એ એની હઠને લીધે મૂઓ તેમાં સરકાર શું કરે? એને મારી પ્રતિષ્ઠા વધે એની ઈર્ષા છે. કોઈ પણ રીતે એની પ્રતિષ્ઠા વધતી શી રીતે અટકાવી શકાય? આ છૂટો આપત્રી એમાં મારી પ્રતિષ્ઠા વધારી મૂકવાપણું રહેલું છે એટલે એ ન જ થાય. 'એને મરવું હોય તો મરે' એમ જરૂર એ કહી શકે છે. પણ મને આશા છે, સરકાર એટલી હદ સુધી ન ઊતરે. પણ ઊતરે તોયે શું? હરિશ્ચંદ્રને પોતાની સ્ત્રી અને દીકરા પ્રત્યે શું કરવું પડ્યું હતું? સત્યાગ્રહની પરાકાષ્ઠા તો એ જ ના? અને સાચી વાત તો એ છે કે ગયા સત્યાગ્રહના કરતાં પણ આ વધારે શુદ્ધ છે અને વધારે સરળ તો છે જ. ગયો સત્યાગ્રહ સમજાવવા માટે ભાષ્યની જરૂર રહેતી અને તોય કેટલાક ન સમજી શક્યા. આને તો બાળક પણ સમજી શકે. ગયો સત્યાગ્રહ વાજતેગાજતે કર્યો. આ શાંતિથી કોઈ ન જાણે એમ કરીશું. એમાં એની વધારે શોભા છે. ઈશ્વર મને ટકાવી રાખે, અંતિમ હદ સુધી જવાની શક્તિ મને આપે એટલે કે અંતિમ ઘડી સુધી હું પ્રેમથી જ ઊભરાયા કરું, ક્રોધ અને ચીડ પ્રવેશ ન કરે તો એ સત્યાગ્રહ સ્વરાજનું એક મોટામાં મોટું પગથિયું થઈ પડવાનો છે. એમાંયે આખા દેશને તાલીમ છે. પેલો ઉપવાસ છોડ્યાને મહિનો થયો ત્યાં તો ઈશ્વરે આ અનુપમ અવસર આપી દીધો, તે કેવી રૂડી વાત છે?"

૨૧-૧૦-'૩૨ એક બંગાળીએ લખ્યું: "તમે 'હરિજન' નામ આપીને અસ્પૃશ્યનું બીજું નામ કાયમ કરવા માગતા લાગો છો. એને જુદું નામ આપવાનું જ જવા નહીં દો?" મોટો લાંબો એક ફૂલસ્કેપનો કાગળ ભર્યો હતો. તેના જવાબમાં:

"Your objection would be sound if 'Harijan' was to be used for all time to denote 'untouchable' brethren, but whilst they have to be distinguished, I felt that 'untouchables' or its vernacular equivalent was no longer equivalent."

"'હરિજન' શબ્દ અસ્પૃશ્ય ભાઈઓને ઉદ્દેશીને કાયમ વપરાવાનો હોય તો તમારો વાંધો બરાબર છે. પણ અત્યારે તો તેમને જુદા પાડીને દર્શાવ્યા સિવાય છૂટકો નથી. તેની સાથે મને લાગે છે કે 'અસ્પૃશ્ય' અથવા તો દેશી ભાષાઓમાં વપરાતા બીજા શબ્દો તેમને માટે વાપરવા હવે યોગ્ય નથી."

બેસતા વરસની શુભેચ્છાઓ ઘણાના કાગળમાં લખી. બધામાં એક જ ભાવ: "તમારી ધર્મજાગૃતિ વધો, તમારું નીતિબળ વધો, તમે વધારે સેવાપરાયણ થાઓ."

એક સોની સજ્જને ફરી પરણવું કે નહીં — માતાની ઇચ્છાને વશ થઈને — એને વિષે નિર્મળ ભાવે કાગળ લખ્યો હતો. પરણવાની ઇચ્છા જરાય નથી. માતાનો અતિશય આગ્રહ છે અને એક શુભેચ્છક અને ઉપકારકર્તાને ત્રણ મોટી છોકરીઓ પરણાવવાની રહેલી છે, અને નાતમાં વરની અછત છે એટલે પેલાનું મન દુભાય છે. એને લખ્યું કે:

"તમે કદી ન જ પરણો એવો વિશ્વાસ હોય તો ન પરણજો. પણ ઊંડે ઊંડે ઇચ્છા હોય તો માતાની ઇચ્છાને વશ થજો. વરોની અછત માટે કન્યાઓને બહાર આપવી જોઈએ. નાતજાતના વાડાને ધર્મની સાથે કશોય સંબંધ નથી. હિંદુ ધર્મમાં એ ઘણા કાળથી ચાલતી આવેલી રૂઢિ થઈ ગઈ છે એ વાત ખરી, પણ રૂઢિઓ તો કાળે કાળે બદલાયાં જ કરે છે. તમારો કાગળ બહુ સ્વચ્છ છે એટલે આટલા ખુલાસા સાથે તમને જવાબ લખ્યો છે. નવા વરસમાં તમારી ધર્મવૃત્તિ વધો."

આ છેલ્લું વાક્ય તા. ક. તરીકે અને અજાણ્યા માણસને !

૩૦–૧૦–'૩૨ આજે સંવત ૧૯૮૯નું વર્ષ શરૂ થાય છે. બાપુએ શ્રીમતી સરોજિનીને એક હાર અને બકરીના દૂધનો પેંડો મોકલ્યો, સાથે એક કાગળ. લેડી ઠાકરસીને પણ એક કાગળ મોકલ્યો — નવા વરસની શુભેચ્છાઓ સાથે. અસ્પૃશ્યતા-નિવારણમાં કામ કરનારા શંકર નામના સેવકને લખ્યું:

"I hope that the New Year will give you a larger spirit of sacrifice, greater steadiness of purpose and a more vivid appreciation of self-restraint."

"નવા વર્ષમાં ત્યાગની વધારે વિશાળ ભાવના, ધ્યેયની વિશેષ સ્થિરતા અને આત્મસંયમની વધારે તાદૃશ સમજ તમારામાં આવો એમ ઇચ્છું છું."

મોહનલાલ ભટ્ટને લાંબો કાગળ લખ્યો. તેમાં અનશન ક્યારે કરાય, કોનાથી કરાય, એ પ્રશ્નનું થોડું વિવરણ કર્યું:

"તમને સંતોષ થાય એવી રીતે અનશનના નિયમ ઘડી શકું એમ નથી જોતો. આટલું કહી શકાય, તેમાં પૂર્ણ સત્ય અને પૂર્ણ અહિંસા હોવાં જોઈએ; તે અંતરપ્રેરણાથી જ થાય, દેખાદેખીથી કદી ન થાય. પોતાના સ્વાર્થને અંગે કદી ન થાય, તેનો હેતુ કેવળ પારમાર્થિક હોવો જોઈએ. કોઈનો પણ દ્વેષ જેમાં હોય એવા કામમાં અનશન કોઈ જ ન

શકે. પણ અંતર્નાદ કોને કહેવો? એ બધાને હોય? એ બે પ્રશ્ન મોટા છે. અંતર્નાદ તો બધાને હોય જ. પણ મધુરમાં મધુર સંગીત બહેરો જેમ ન સાંભળી શકે તેમ જેના કાન અંતર્નાદ સાંભળવાને સારુ ઊઘડ્યા નથી તે એ નાદ ન સાંભળી શકે. અને જે સંયમી નથી તેના કાન અંતર્નાદ સાંભળવાને ઊઘડતા જ નથી. જેનામાં બીજા અધ્યાયમાં કહેલા સ્થિતપ્રજ્ઞનાં, અથવા બારમા અધ્યાયમાં કહેલા ભક્તનાં અથવા ચૌદમા અધ્યાયમાં કહેલા ગુણાતીતનાં લક્ષણ હોય અથવા જેનામાં ત્રણેનું સંમિશ્રણ હોય એનામાં જ એ યોગ્યતા સંભવે."

સુંદરમ્ નામના એક જેલી ખ્રિસ્તી ભાઈએ સવાલ પૂછ્યો: "તમને કયો ધર્મ સત્યની સૌથી અધિક પાસે લાગ્યો છે?" એને મોહનલાલના કાગળમાં જ જવાબ:

"ભાઈ સુંદરમ્ પૂછે છે એ સવાલ ન પૂછવા જેવો છે, પણ જ્યારે એ પૂછે જ છે ત્યારે મારે કહેવું જોઈએ કે મારી દૃષ્ટિએ એકંદરે જોતાં 'સત્યની સૌથી અધિક પાસે' હિંદુ ધર્મ છે. પણ સાથે જ એટલું કબૂલ કરતાં મને જરાયે સંકોચ નથી થતો કે એમાં મોહને વશ થઈને હું ભૂલ કરતો હોઉં. પણ જો એ ભૂલ હોય તોયે એ ક્ષંતવ્ય છે અને આવશ્યક પણ છે, કેમ કે એટલો મોહ ન હોય તો મનુષ્ય કોઈ ધર્મને વળગી ન શકે અને જો બીજા કોઈ ધર્મમાં એ વધારે સત્ય જુએ તો તેમાં ગયા વિના રહી ન શકે, ન રહેવું જોઈએ. આને ઈશ્વરની માયા કહો કે જે નામથી ઓળખવું હોય તે નામથી ઓળખો; પણ એ જગતમાં છે. એમ હોવા છતાં બધા ધર્મ પ્રત્યે સમભાવ હોવો જોઈએ. એટલે કે ખ્રિસ્તી ખ્રિસ્તી ધર્મને સત્યની વધારે નજીક માને, મુસલમાન ઇસ્લામને વિષે એમ માને, એ મારે હિંદુ તરીકે સ્વીકારી લેવું જોઈએ, અને તેઓને સારુ, તે તે ધર્મમાં ચુસ્ત રહેવાને સારુ એ આવશ્યક છે એમ પણ માનવું જોઈએ. એવી માન્યતાને સારુ મારામાં તેને વિષે દ્વેષ પણ ન હોવો જોઈએ. તેઓની એ માન્યતા ભૂલભરેલી છે એમ પણ મારે ન માનવું જોઈએ. હું ઉમેદ રાખું છું કે ભાઈ સુંદરમને અને તમને બધાને આ વાત સ્પષ્ટ થઈ હશે. એવો સંભવ છે કે બધા ધર્મોને વિષેનો આ મારો વિચાર મૌલિક છે. બીજાઓએ પણ એ રીતે વિચાર્યું હોય તો હું જાણતો નથી. મારે સારુ તો એ મૌલિક છે જ અને મેં એમાંથી રસના ઘૂંટડા પીધા છે અને એ વિચારને લઈને હિંદુ ધર્મમાં ચુસ્ત રહેતો છતાં બીજા ધર્મોને પૂજી શકું છું અને તેમાંથી જે સારું હોય તે વિના સંકોચે લઈ શકું છું. આ શોધની ઉત્પત્તિ અહિંસામાંથી છે."

ઈશોપનિષદમાંના 'વિદ્યા' 'અવિદ્યા' અને 'સંભૂતિ' 'અસંભૂતિ'નો અર્થ ભાઈ કુલકર્ણીએ પૂછેલો. તેનો જવાબ આપ્યો :

"વિદ્યા એટલે જ્ઞાન અને અવિદ્યા એટલે કર્મ. સંભૂતિ અને અસંભૂતિનો અર્થ પણ એને લગતો જ છે. તેથી અસંભૂતિ એટલે શરીર અને સંભૂતિ એટલે આત્મા. આ માત્ર મારા સંતોષ પૂરતું છે અને એ રીતે ઈશોપનિષદનો અર્થ મને સરળ અને સંતોષજનક લાગ્યો છે."

બીજા એક સવાલના જવાબમાં:

"સંસ્થાઓમાં એકસૂત્રતા નથી હોતી તેનું કારણ અનુદારતા છે, સૂત્રધારમાં શૂન્યતા નથી હોતી, એ છે. જ્યાં સૂત્રધાર સંયમી હોય ત્યાં ઘણે ભાગે અડચણ નથી આવતી. પણ આમાંથી આપણે એટલો નિયમ તો જોઈ શકીએ છીએ કે જેમ સંસ્થામાં વધારે સંયમ તેમ તેમાં ઐક્ય વધારે હોવાનો સંભવ છે."

સ્વિટ્ઝર્લૅંડમાં રહેતી એક અંગ્રેજ બહેને પૂછ્યું કે ગુપ્ત વિદ્યાઓ વિષે તમારો શો અભિપ્રાય છે? એનો જવાબ આપતાં લખ્યું :

"You have asked me for my opinion about occult sciences. I am not in love with them. The book of life is open to the simplest minds and it should be so. There is nothing occult in God's plan. Any way the mysterious and the occult have never made any appeal to me. Truth has no secrets and Truth is God."

"ગુપ્ત વિદ્યાઓ વિષે મારો અભિપ્રાય તમે પૂછ્યો છે. મને તેમાં રસ નથી. જીવનનું પુસ્તક સાદામાં સાદી બુદ્ધિને માટે પણ ખુલ્લું છે અને એમ હોવું જ જોઈએ. ઈશ્વરની યોજનામાં કશું ગુહ્ય અથવા ગુપ્ત નથી. ગુહ્ય અને ગુપ્ત પ્રત્યે હું કદી આકર્ષાયો નથી. સત્યને કશું ગુપ્ત નથી. સત્ય એ જ ઈશ્વર છે."

મથુરાદાસને નવા વરસની શુભેચ્છા : "તારી સામે હજુ તો જીવન પડેલું છે. તારી બધી શુભેચ્છાઓ પાર પડો, અને સેવા કરવાના તારા બધા કોડ સફળ થાઓ. સત્ય અને અહિંસાનો તું સાચો પ્રતિનિધિ બન."

સવારે 'ઉઠ જાગ મુસાફિર' ગાયું. પણ તેમાં બેત્રણ સૂરનો ખીચડો થયો એટલે બાપુને ન ગમ્યું. બાપુ કહે : "બીજાને માટે એ સાચું હોય તો કોણ જાણે. મારે માટે સાચું છે કે સરસ રીતે ગવાય નહીં તો મારે માટે ગમે તેવું સારું ભજન કે કાવ્ય નિરર્થક થઈ પડે. મને આજે સવારે થતું હતું કે આ હવે ક્યારે પૂરું થાય. મેઘાણી કહે છે કે એનાં ગીત એ ગાઈ

સંભળાવે ત્યારે જ ખરેખર રસ લઈ શકાય છે એ વાત સાચી છે એમ જોઉં છું."

સાંજે ખાતાં ખાતાં મહાવીર વિષે પુસ્તક વાંચતા હતા તેમાંથી એક વાક્ય પોતે જે કર્યું છે અને કરવા ધારે છે એના અણુધાર્યા ટેકા તરીકે મળ્યું, તે મને ઇશારો કરીને બતાવ્યું.

મેં કહ્યું: "ખરે ટાંકણે જ આવ્યું છે ના?" બાપુએ સાનંદાશ્ચર્યથી ડોકું હલાવ્યું.

વલ્લભભાઈ કહે: "પોતાને માટે ટેકા શોધ્યાં જ કરવાના."

અમારા બંને તરફ આંગળી બતાવીને સૂચવ્યું: "તમારે માટે પણ એ છે."

એટલે વલ્લભભાઈ કહે: "જૈનોને તો એમ દેહ છોડવામાં ક્યાં વાંધો છે? સનાતનીઓને સમજાવો ત્યારે ખરા!"

૧૧-૧૦-'૩૨ આજે સવારે પ્રાગતિક અસહકાર સમજાવનારો કાગળ મેજર ભંડારીને લખ્યો અને સરકારની ફરજ સમજાવી કે કાં તો તેમણે અસ્પૃશ્યતા વિષે કાગળો અને મુલાકાતો વિષેનો બધો પત્રવ્યવહાર છાપવો અથવા તો મારી માગણી અને સરકારનો ઇનકાર એ બંનેથી પોતે ઇચ્છે તેવી રીતે પ્રજાને વાકેફ કરવી. આ કાગળ વાંચતાની સાથે મેજર આવ્યા. તેમણે કહ્યું: "તમે થોડા દહાડા મુલતવી રાખો અને જરા ચર્ચા કરો તો"?

બાપુ: "સરકારના પૂછ્યા વિના હું ચર્ચા શી રીતે કરું?"

પછી મેજર કહે: "તમે 'ક' વર્ગનો ખોરાક લો પણ અહીંયાં બનાવરાવો તો."

બાપુએ હસીને ડોકું ધુણાવ્યું, એવા ભાવથી કે તો તો જે ખોરાક લઉં છું તે નહી લઉં.

એટલે મેજર કહે: "તમારું વજન વધતું નથી અને શરીરની શક્તિ બધી ચાલી જશે, અને મરડો પણ થાય."

એટલે બાપુએ લખ્યું:

"I do not want to have dysentery, but if I get it I should go through it. But at the slightest sign of it I shall stop all food. The non-cooperation has to be progressive. This course I have adopted to cause the Government the least possible inconvenience. I cannot live and not work

for the removal of untouchability. But if the Government would that I died rather than I lived to work for removal of untouchability I cannot help it."

"મારે મરડો જોઈતો નથી. પણ જો થશે તો હું તે ભોગવી લઈશ. જોકે એનાં સહેજ પણ ચિહ્ન જણાતાં હું ખોરાક લેવાનું બિલકુલ બંધ કરીશ. અસહકાર ઉત્તરોત્તર વધતો જશે. સરકારને શક્ય તેટલી ઓછી અગવડમાં મૂકવા માટે આ માર્ગ મેં ગ્રહણ કર્યો છે. અસ્પૃશ્યતાનિવારણ માટે હું કામ ન કરી શકું તો હું જીવી શકું નહીં. પણ સરકાર જો એમ ઇચ્છે કે અસ્પૃશ્યતાનિવારણ માટે કામ કરવા હું જીવું તેના કરતાં હું ભલે મરું તો હું લાચાર છું."

હરજીવન કોટકને કાશ્મીરના કામ વિષે ચિંતા ન કરવાની સલાહ આપી, શંકરલાલની આગળ આખી પરિસ્થિતિ જાહેર કરવાનું કહ્યું, અને લખ્યું:

"તમારું ખાનગી જીવન પણ તેની પાસે મૂકવાનો તમારો ધર્મ છે. તમે એમ તો માનો છો ના કે ખાનગી જીવનની અશુદ્ધિ પણ કાર્યમાં વિક્ષેપ નાખે છે? બીજાઓ જેનાં જીવન મેલાં હોય છે તે વેપારાદિમાં સફળતા મેળવી શકે છે એવો વિચાર ન કરતા. તેઓની સફળતા કે નિષ્ફળતા, એનો નિર્ણય આપણે નહીં કરીએ. આપણે ખાનગી, જાહેર કે વેપારી જીવનમાં ભેદ નથી કરતા. આપણી પ્રવૃત્તિમાત્ર આત્મશુદ્ધિને અર્થે છે. એટલે આપણી અશુદ્ધિ આપણા માર્ગમાં તો ડગલે ને પગલે નડવાની."

જમણા અને ડાબા હાથની કોણી બંને દુઃખતી હતી, તેથી આ વખતે આશ્રમની ટપાલના ઘણા કાગળો મારી પાસે લખાવ્યા.

જમનાબહેનને ઘણો જ મોટો કાગળ લખાવ્યો. એમાં પોતાની માતા અને ખુશાલભાઈનાં પત્ની — પોતાનાં ભાભી —નાં અનેક સ્મરણો લખ્યાં અને સ્ટવ પ્રકરણ ઉપર લંબાણથી દલીલ કરીને સ્ટવ છોડવાનું સમજાવ્યું.

"આ બાઈ હવે ઊઘડી રહેલ છે. છૂટથી મને લખતી થઈ છે. તો મારે એને લાંબો કાગળ લખીને ઉત્તેજન આપવું જ જોઈએ."

બાપુના ઉપદેશની અસર સામાન્ય માણસને કેટલી પહોંચતી જાય છે એનો નાનકડો દાખલો: ડાહીબહેન પટેલના પિતા ગુજરી ગયા. એણે એકલીએ ઝૂઝીને રડવાકૂટવાનું બધું બંધ રાખ્યું અને પૌરાણિકને બોલાવવાને બદલે પોતે જ ભાગવત વગેરે વાંચ્યાં.

મૌનના હેતુ એક કાગળમાં સમજાવ્યા: "દરદી અપને દર્દકે કારણ મૌન લેતે હૈં. કોઈ વક્તા અપને કંઠકો આરામ દેનેકે કારણ મૌન લેતે હૈં. કોઈ અંતર્મુખ હોનેકે કારણ મૌન લેતે હૈં. તિનોંકો અપને હેતુકે અનુકૂલ લાભ મિલ સકતા હૈ. જો અંતર્મુખ હોનેકે કારણ મૌન લેંગે વે સામાન્યતયા ઉસ રોજ એકાંતમેં રહેંગે, ઉપવાસ કરેંગે યા અલ્પાહાર કરેંગે. આવશ્યક હોને પર અંતર્મુખતા બઢાનેવાલે ગ્રંથોંકા મનન કરેંગે. યેન કેન પ્રકારેણ મૌન લેનેકા કમ હી લાભ હો સકતા હૈ, ઔર હાનિ હોનેકા સંભવ રહતા હૈ. સત્યાર્થીકી પ્રત્યેક પ્રવૃત્તિકા સ્પષ્ટ હેતુ રહતા હૈ."

"જેઓ સહભોજન ઇત્યાદિ કરે છે, તેઓ શુભ ભાવનાથી જ ભરેલા છે એટલે જે વિદ્યાર્થીઓ સહેલને ખાતર આવતા હોય તેની સરખામણી તેઓની સાથે ન થઈ શકે. હરિજનની સરખામણી તો કોઈ પણ રીતે સહેલની લાલચવાળા વિદ્યાર્થીની સાથે હોય જ નહીં, કેમ કે હરિજનને સારુ જે કાંઈ પણ કરીએ તે લાલચરૂપે ન ગણી શકાય. જે પ્રાયશ્ચિત્ત કરે છે તે લાલચ નથી આપતા. તે તો પોતાની શુદ્ધિ કરે છે. આ બધું દીવા જેવું સ્પષ્ટ નથી લાગતું? સહભોજન ઉચિત છે કે નહીં એ નોખો પ્રશ્ન છે. અમુક સંજોગોમાં એ ઉચિત હોય અને અમુક બીજા સંજોગોમાં એ અનુચિત પણ હોઈ શકે. એટલે એ તો કેવળ સંજોગોની ઉપર આધાર રાખનારી વાત થઈ."

એક નાની બાલિકા જેને છેતરવાની અને જૂઠું બોલવાની ટેવ પડી છે, તેને લખે છે:

"I hope you will fulfil your promise never again to tell lies or steal. You would not like people to deceive you or steal your things. Therefore you do not expect that other people would like you to deceive them or to steal their things."

"જૂઠું નહીં બોલવાનું અને ચોરી નહીં કરવાનું તેં વચન આપ્યું છે તે તું પાળશે એવી હું આશા રાખું છું. બીજા લોકો તને છેતરે અથવા તારી વસ્તુઓ ચોરી લે એ તને ન ગમે, એટલે તું બીજાઓને છેતરે અથવા બીજાઓની વસ્તુઓ ચોરી લે તે એમને ગમે એવી આશા તારે ન જ રાખવી જોઈએ."

"ગીતાકા મધ્યબિંદુ ક્યા હૈ ઉસકા નિશ્ચય કર લેના. પીછે પ્રત્યેક શ્લોકકા અર્થ જો અપને જીવનમેં ઉપયોગી હૈ ઉસકો આચારમેં રખના. યહ સબસે બડી ટીકા હૈ. ઔર યહી ગીતાકા સચ્ચા અભ્યાસ હૈ. ગીતાકા

મધ્યબિન્દુ અનાસક્તિ હી હૈ ઉસમેં થોડાસા ભી શક નહીં હોના ચાહિયે. દૂસરે કિસી કારણસે ગીતા નહીં લિખી ગઈ ઉસમેં મુઝે કુછ ભી શંકા નહીં હૈ. ઔર મૈં તો યહ અનુભવસે જાનતા હૂઁ કિ બગૈર અનાસક્તિકે ન મનુષ્ય સત્યકા પાલન કર સકતા હૈ ન અહિંસાકા. અનાસક્ત હોના કઠિન હૈ ઉસમેં સંદેહ નહીં હૈ. લેકિન ઉસમેં આશ્ચર્ય ક્યા હૈ? સત્યનારાયણકા દર્શન કરનેમેં પરિશ્રમ તો હોના હી ચાહિયે ઔર બગૈર અનાસક્તિકે યહ દર્શન અશક્ય હૈ."

બપોરે બંને મેજરો બાપુને સમજાવવા આવ્યા. ખાસ ખોરાક નહીં તો દાળશાક બાફેલું વીશીમાંથી મોકલવામાં આવશે તે લે. દરમિયાન હું તો એ જ વસ્તુ કરવાનું સમજાવી રહ્યો હતો.

બાપુએ મેજરને કહ્યું: "આ ખોરાક હું ચાર દિવસથી વધારે વખત લેવાનો નથી."

મેજર: "ખોરાક તમને માફક આવે તોપણ?"

બાપુ: "હા, આ ઉત્તરોત્તર વધતો જતો અસહકાર છે. બધો આધાર સરકાર કેવું વલણ રાખે છે તેના ઉપર છે. આટલાથી જો સરકાર ન પીગળે તો મારી જાત ઉપર વધારે કષ્ટ મારે નાખવું રહ્યું. આ વસ્તુના વિચારથી મને તો આનંદ જ થાય છે. આનંદ એટલા માટે કે કાર્ય પવિત્ર છે. ધારો કે તેઓ મને મરવા દે, તો અસ્પૃશ્યતાનિવારણનું કામ હદપાર આગળ વધવાનું છે. બહારના લોકો મારા અલ્પ કષ્ટસહનને મોટું બનાવશે અને પ્રસંગને પહોંચી વળવા જેટલા આગળ વધશે. દુઃખ એ છે કે સરકાર આ કાર્યની મહત્તા સમજતી નથી. મારે આ કામને અંગે કેટલાયે કાગળોના જવાબ આપવાના છે."

મેજર: "પણ એ લોકો તો કહેશે કે જવાબ આપતાં તેમણે તમને અટકાવ્યા નથી."

બાપુ: "તમે શરત ભૂલી જાઓ છો. મારે તો આ કામને માટે મારા જવાબો બહાર પ્રસિદ્ધ થાય એ જોઈએ છે. સંખ્યાબંધ દુષ્ટ બળો અત્યારે કામ કરી રહ્યાં છે. મારે જે કહેવાનું છે તેને ખૂબ પ્રસિદ્ધિ આપવાથી એ બળો ઉપર હું કશી છાપ ન પાડી શકું તોપણ હું જરૂર એટલું તો કરી શકું કે એ દુષ્ટ બળોની અસર નીચે જેઓ આવે છે તેમના ઉપર તો હું છાપ પાડી શકું. આ કામ કરી શકું એમ ન હોય તો જીવવામાં મને જરા પણ રસ રહે નહીં. વીસ દિવસ ઉપર મેં પહેલો કાગળ લખ્યો ત્યારથી મારું ચિત્ત આ બાબત ક્ષુબ્ધ રહેલું છે. એટલે મારે કેટલી વેદના સહન કરવી પડી છે તે તમે સમજી શકશો.

હવે ચાર દિવસ કરતાં વધુ વખત એ વેદનાને લંબાવવાનું શારીરિક રીતે મારે માટે અશક્ય છે. કદાચ એક દિવસ પછી પણ એ અશક્ય બને અને હું કાલથી પણ ઉપવાસ શરૂ કરું. અથવા સાત દિવસ સુધી જો એ સહ્ય બને તો ત્યાં સુધી થોભું પણ ખરો. એનો આધાર સરકાર મારા આ પગલાનો જવાબ કેવો આપે છે તેના ઉપર છે."

૧–૧૧–'૩૨ આજે સવારે 'વૈષ્ણવજન' ગાયું. છથી સાડાસાત સુધી ગીતાપાઠ કર્યો. બાપુએ છ વાગ્યે કાંજીનો એક વાટકો પીધો. મેં કહ્યું: "હંમેશની જેમ મધ અને પાણી પીવાને બદલે ગરમ પાણી અને મીઠું ન પિવાય?" તો કહે: "ન શા માટે પિવાય? બધું પિવાય. પણ જ્યાં અસહકાર વધાર્યે જ જવાનો છે, ત્યાં વળી ગરમ પાણી અને મીઠું પીવાની ક્યાં વાત રહી? સામાન્ય કેદીઓને ગરમ પાણી કોણ આપે છે? અરે જુલાબ લીધો હોય તો તે ઉપર પીવાને પણ ગરમ પાણી નથી મળતું ને."

આજના કાગળો ખાસ અગત્યના નહોતા. એક માણસે 'હિંદુ'ને વિષે કડવી ફરિયાદો કરી હતી અને ગુરુવાયુર સત્યાગ્રહને જાહેરાત ન આપવાનો દોષ બતાવ્યો હતો. એને લખ્યું:

"Whilst press propaganda has a value, substantial results are only attainable through solid, silent, persistent work. Those who realize this, will not deplore absence of notice of their work in the press."

"જોકે છાપાંના પ્રચારની કિંમત છે, છતાં સંગીન પરિણામ તો ખંતથી અને મૂક રીતે કરેલા નક્કર કામથી જ લાવી શકાય છે. જેઓ આ વસ્તુ સમજે તેઓ છાપાંમાં પોતાના કામની નોંધ ન આવે તેથી દિલગીર ન થાય."

સાકોરીવાળા ઉપાસની મહારાજનાં બે પુસ્તકો આવ્યાં. કોઈ હોમી પેસ્તનજી નામના માણસે મોકલ્યાં. બાપુએ તેને જવાબ આપ્યો:

"તમે મોકલેલાં પુસ્તકો મળ્યાં છે. ઉપાસની મહારાજને હું મળ્યો છું. મારી ઉપર તેમની બહુ ખરાબ અસર પડી છે અને એનાં લખાણોમાં ગંદકી જોવામાં આવી છે."

એક અંત્યજે લખેલું:

"તમારા પ્રતાપે મંદિરો કૂવા ઘણાં ખૂલ્યાં. હજી ખૂલતાં જાય છે. હવે ઉપવાસ ન કરશો." એને લખ્યું:

"ઉપવાસ કરવા ન કરવા મારા હાથમાં નથી. ઈશ્વરે જે સર્જ્યું હશે તે જ થશે."

શાંતિકુમારનો ઉપવાસમાં પણ કાગળ નહોતો આવ્યો એટલે એને યાદ કર્યો.

પદ્મજાને 'મારી વહાલી ગોઠિયણ અને ગુલામ' કરીને લખ્યું હતું. પેલીએ ચિડાઈને લખ્યું કે 'હું કોઈ મહાત્મા અથવા જાદુગરની ગુલામ ખુશીથી થવાની નથી.'

એને લખ્યું :

"My dear Playmate and Unwilling Slave,

"Wanting you to be a willing slave, though a driver of slaves, I slavishly carry out your wish that out of philanthropy I should write to you with the left hand. I had no notion of my being a slave-driver till mates like you from personal experience made the discovery. So I had thought that they must have willingly submitted to the yoke. But I see that your pride comes in the way of your making a frank admission. I do not want more accidents to humble your pride.

* * *

"About reading the books you have sent me, I shall follow the course suggested by you. I am fast increasing the number of my teachers. Rehana was the first, then Johra was appointed. And now you have sought the honour. Let this serve as the letter of appointment. But in order to retain the honour you will have to be good and not ill and bed-ridden."

"મારી વહાલી ગોઠિયણ અને નામરજી ગુલામ.

"તું રાજીખુશીથી ગુલામ થાય એમ ઇચ્છતા છતાં અને ગુલામોનો હાકેમ હોતાં છતાં ગુલામની માફક તારી ઇચ્છાને વશ વર્તું છું કે પરોપકાર વૃત્તિથી તને મારે ડાબે હાથે લખવું. જ્યાં સુધી તારા જેવી ગોઠિયણોએ પોતાના અંગત અનુભવથી આ શોધ કરી નહોતી ત્યાં સુધી મને ખ્યાલ જ નહોતો કે હું ગુલામોનો હાકેમ છું. મેં એમ માનેલું કે એ લોકો રાજીખુશીથી મારી ધૂંસરી ઉઠાવે છે. પણ હું જોઉં છું કે નિખાલસપણે એવી

કબુલાત કરવામાં તારું અભિમાન આડે આવે છે. તારા અભિમાનને હણનારા વધારે અકસ્માતો બને એવું હું ઇચ્છતો નથી.

* * *

"તેં મને મોકલેલી ચોપડીઓ વાંચવાની બાબતમાં તેં જે ક્રમ સૂચવ્યો છે તેને હું અનુસરીશ. મારા શિક્ષકોની સંખ્યામાં હું જલદી ઉમેરો કરતો જાઉં છું. પહેલી શિક્ષિકા રેહાના થઈ, પછી જોહરાની નિમણૂક કરવામાં આવી, અને હવે એ માનની ઉમેદવાર તું છે. ત્યારે આને તારી નિમણૂકનો કાગળ ગણજે. પણ આ માન સાચવવાને માટે તારે સાજા થઈ જવું પડશે. માંદી અને પથારીવશ રહે એ નહીં ચાલે."

રાત્રે વલ્લભભાઈ ખૂબ ઊકળ્યા. બાપુને કહે: "તમારે ઉપવાસની નોટિસ આપવી જોઈએ. ચાર દિવસની નોટિસ નહીં ચાલે. તમે લોકોને અને સરકારને બંનેને અન્યાય કરશો. બીજાની આગળ પણ અમે તમારો કોઈ બચાવ ન કરી શકીએ. લોક કહેશે આ એક ઉપવાસ પૂરા કરીને બીજા શરૂ કર્યા. કાગળ લખ્યો તે પણ પોતે જ લખે અને પોતે જ સમજે. તમારી અસહકારની ફિલસૂફી સરકાર શેની સમજે? ન સમજે તો એનો તમને પૂછવાનો ધર્મ નથી. તમે તો એ લોકો તમારા તાબેદાર હોય એવી રીતે વર્તો છો." ઇત્યાદિ ઇત્યાદિ ૧૦ દિવસની નોટિસ આપવી જ જોઈએ એ આખા સપાટાનો સાર હતો.

બાપુ શાંત ચિત્તે જવાબ આપતા જતા હતા અને હસતા હતા. બપોરે પણ આવો જ મારો શરૂ થયો હતો. મારી સૂચના બાપુએ સ્વીકારી હતી કે વડાપ્રધાનના ચુકાદામાં હિસ્સો છે એટલે એને તારથી ખબર આપવી જોઈએ. બાપુ કહે: "એક લાંબો કાગળ લખીએ ને વડાપ્રધાનને કબૂલ કરવાની વિનતી કરશું પછી એને કરવું હોય તેમ કરે." આ સાંજના સપાટા પછી બાપુએ એક જ સવાલ પૂછ્યો: "મેં જ્યારે પહેલો કાગળ લખ્યો ત્યારે તમે આ બધા વાંધા કેમ નહીં કાઢ્યા? તે વેળા તમે જે કહેત તે હું કરત. કાગળને વધારત, લંબાવત, બધું કરત. પણ હવે શું! હું માનું છું કે એ લોકોને સાત દિવસ તો મળી ચૂક્યા અને હવે ચાર દિવસ આપવા એ બસ છે. દસ દિવસ આપવા એ તો આપણી નબળાઈ સૂચવે. એમાં એ લોકો પણ પડે. કાંઈ કરતા હોય ત પણ મુલતવી રાખીને બેસે."

આ બધું ચાલતું હતું ત્યાં ખબર આવી કે ડોઈલ સાડા નવ–દસ વાગ્યે પધારશે! અમે વિમાસણમાં પડ્યા. અમને થયું કે આ અમને

કાઢવાની પેરવી કદાચ હોય. ગમે તે હોય. કાઢે તો શું કરવું એના વિચાર કરતા ઊઠયા. હું નવેક વાગ્યે બાપુને તેલ ચોળવા લાગ્યો. સામાન્ય રીતે તેલ ચોળતાં અધીક કલાક જાય છે. પણ આજે પેલો આવે છે, આવે છે, એ ડર અને ધારણામાં લગભગ દસ વાગવા આવ્યા.

ત્યાં મેજર ભંડારી દરવાજામાં પેઠા. આવીને બાપુની પથારી ઉપર બેઠા અને ગવર્નમેન્ટ ઓફ ઇંડિયાનો સંદેશો વાંચી સંભળાવ્યો. 'હિંદુસ્તાન સરકારને ૨૪મીનો તમારો કાગળ છેક ૩૧મીએ મળ્યો એટલે ઠરાવ આપતાં બે ત્રણ દિવસ થશે. એ બાબતમાં અમે ખૂબ વિચાર કરી રહ્યા છીએ. દરમિયાન મિ. ગાંધી પોતાના ખોરાકનો અંકુશ મોકૂફ રાખે તો સારું.' આમાં બધે ભાષા વિનયની હતી, 'મિ. ગાંધી' લખ્યું હતું પણ એ કાગળ રવાના કરતા કાગળમાં, "Convey this message from Government of India to State Prisoner M. K. G." "હિંદ સરકારનો આ સંદેશો રાજકેદી એમ. કે. જી. ને પહોંચાડજો," એમ ડોઈલે ભંડારીને લખ્યું હતું.

બાપુએ સંદેશો વાંચ્યો. મેજરે આગ્રહ કર્યો કે હવે તમારે માનવું જોઈએ.

બાપુ કહે: "કાલે જોઈશ." પછી આખરે કહે: "ભલે બકરીઓ કાલે આવવા દેજો." મેજર ગયા એટલે અમને પૂછ્યું: "બોલો, તમારો શો અભિપ્રાય છે?"

અમે કહ્યું: "બીજો જવાબ હોઈ જ ન શકે. આ તો આપણે જે ધારી રહ્યા હતા તે આવ્યું. આમાં સભ્યતા છે અને વિનંતી પણ છે અને એમાં કાંઈ પ્રતિજ્ઞા છોડવાપણું નથી."

બાપુ કહે: "એ તો ઉપવાસ શરૂ કર્યો હોત તોયે છોડત. એણે મુદત માગી. અને આ તો મુંબઈ સરકાર ઉપર ભારે થપાટ છે. એનો કાગળ આટલા દહાડા કેમ પડી રહેવા દીધો એવો એને ઠપકો પણ છે. કોઈકે બોતડું બાળેલું. કદાચ હડસને ખીજમાં ને ખીજમાં રાખી મૂકયો હોય."

સવારે સાડાચાર વાગ્યે બાપુએ મધ, પાણી અને ફળ શરૂ કર્યાં અને પછી હિંદ સરકારના ગૃહમંત્રીને લાંબો તાર લખાવ્યો.

૨-૧૧-'૩૨ એમાં સત્યાગ્રહ કરવાની કેમ ફરજ પડેલી તે સમજાવ્યું. કેવા કાગળો તથા તારો મારી પાસે જવાબ આપ્યા વિના જ પડી રહ્યા છે, તે પણ સમજાવ્યું. અને છેવટે કહ્યું કે "આ આત્માને હણનારી સ્થિતિમાંથી ઊગરવાનો ઉપાય કેદીની પાસે બીજો કયો હોઈ શકે?"

તાર સવારના પહોરમાં ગયો. ગિન્નાયેલા આઈ. જી. પી.એ ટેલિફોન કરી પૂછ્યું: "શા ખબર છે? રોટલા છોડ્યા કે નહીં?"

સનફિલ્ડ સ્કૂલના વ્યવસ્થાપકોનો કાગળ આવ્યો. તેમાં બાપુ ગયે વરસે જે દિવસે તે શાળામાં ગયા હતા તે જ દિવસે એ લખાય છે એમ હતું. બાપુની મુલાકાત માટે આભાર માનવામાં આવ્યો હતો અને બધું આત્માની ઓળખ અને આત્માની કેળવણી ઉપર આધાર રાખે છે અને પોતાનું કામ વધતું જાય છે એમ જણાવ્યું હતું. બાપુએ લખ્યું:

"I can well agree with much of what you say about the material and the spiritual. Matter without spirit is dead and spirit without matter cannot move. So long as we think of *them* and not *it*, each needs the help of the other. But I must not wander into the very beautiful realm."

"આધિભૌતિક અને આધ્યાત્મિક વિષે તમે જે કહો છો તેમાંના ઘણાની સાથે હું મળતો થઈ શકું છું. આત્મતત્ત્વ વિનાનું ભૂતતત્ત્વ મૃત છે અને ભૂતતત્ત્વ વિનાનું આત્મતત્ત્વ હાલીચાલી શકતું નથી. જ્યાં સુધી આપણે એનો નહીં પણ એમનો વિચાર કરીએ છીએ ત્યાં સુધી એકને બીજાની જરૂર પડે છે. પણ આ બહુ રમ્ય પ્રદેશમાં હું વધારે ન ભટકું."

બાપુ આ લખાવતાં કહે: "ઈશોપનિષદના વિદ્યા અવિદ્યાનો આ જ અર્થ છે. અવિદ્યાથી મૃત્યુ તરવું અને વિદ્યાથી અમૃત મેળવવું એટલે હંમેશનો મોક્ષ મેળવવો."

મેં કહ્યું: "ગીતામાં જ્ઞાન અને વિજ્ઞાન છે એ પણ એ જ હોય."

બાપુ કહે: "હોય અને ન હોય. ગીતામાં એવી વ્યાખ્યા છે જ નહીં, અનેક અર્થમાં એક શબ્દ વપરાય છે. વળી ગીતામાં વાત ફરી ફરીને એકની એક કહી છે—અનાસક્તિ. જ્યારે ઈશોપનિષદમાં તો એક એક શ્લોકમાં નવી નવી વસ્તુ ભરી છે. ઈશના 'तेन त्यक्तेन भुंजीथाः'માં ગીતાનો આખો ઉપદેશ આવી જાય છે. પણ બીજા બધા શ્લોકોમાં દરેકમાં નવી વસ્તુઓ ભરી છે કારણ તે દરેક મંત્ર છે, જ્યારે ગીતાના દરેક શ્લોકમાં નવી વસ્તુ ભરી નથી."

વિલાયતના બે બાળકોને 'એકમતે એકાજૂથે' (jointly and severally) કાગળ લખ્યો. બંને એન્ડ્રૂઝના નવા મિત્રના દીકરા છે. બંને બાપુને મળ્યા હતા, પણ બાપુ ભૂલી ગયેલા. બંનેએ એન્ડ્રૂઝના ફોટોગ્રાફ મોકલ્યા છે. બાપુએ એનો આભાર માની 'Your sincere friend' 'તમારો સાચો મિત્ર' સહી કરી.

સનફ્લિડ સ્કૂલના વ્યવસ્થાપકને કાગળ લખ્યો તેમાં 'My friend and daughter Esther Menon' 'મારી મિત્ર અને દીકરી એસ્થર મેનન' એમ એસ્થરને વર્ણવી.

સાંજે કહે: "જુઓની, આ એક સાદી વાત છે કે આ કરાર પછી અને છ માસ પછી મારા ઉપવાસ આવવાના છે તે જોતાં મારે અસ્પૃશ્યતા વિષે કાગળપત્રોની સંપૂર્ણ છૂટ હોવી જોઈએ એ આગ્રહ લોકોના તરફથી થવો જોઈએ, પણ લોકો સૂઈ રહે છે અને મારે એને માટે ઉપવાસ કરવાની નોટિસ આપવી પડે છે. બિરલા પણ લખે છે તમે રજા મેળવી? એ રજા બિરલાએ પોતે મેળવવી જોઈએ. હા. મારા ઉપવાસની ખબર પડે તો પાછા જાગી જાય, અને આ હક મેળવવા માટે ખળભળાટ મચાવી મૂકે. પણ એમ ને એમ એ વાત કોઈને સૂઝી જતી નથી."

૩–૧૧–'૩૨ મીરાબહેનનો કાલે સુંદર કાગળ હતો. એના કાગળો હમેશાં એના આત્મા અને હૃદયની આરસી હોય છે. આ વખતના કાગળમાં લખે છે:

"હું મારા સમસ્ત હૃદયથી જાણું છું કે આપના ઠપકા અનંત અને ક્ષમામય પ્રેમથી પ્રેરાયેલા હતા. અને તેથી જ દુનિયામાં બીજા કશાથી ન થઈ શકે એટલી તાવણી અને વિશુદ્ધિ મારી થઈ છે."

પોતે ગીતાનો અભ્યાસ શરૂ કર્યો છે, કિસન સાથે એકેએક શ્લોક સમજવાનો પ્રયત્ન કરે છે. કુરાનનું પિકથૉલનું ભાષાંતર વાંચે છે અને પોતાના વિચારો જણાવીને ધર્મ વિષેની પોતાની સ્થિતિ આમ સુંદર રીતે પ્રકટ કરે છે:

"હું અત્યારે કુરાનનો પિકથૉલનો અનુવાદ વાંચું છું. એ અનુવાદ વાંચવામાં સારો લાગે છે. એ પોતે મુસલમાન (અંગ્રેજ) છે અને તેથી પૂરા પ્રેમથી અને આદરભાવથી વસ્તુને રજૂ કરે છે. ખ્રિસ્તી ધર્મ ઉપરની એક આયત વિષે તમારા શબ્દો મને યાદ આવે છે. એવી ઘણી આયતો આમાં છે. એમ લાગે છે કે પયગમ્બરને જે ખ્રિસ્તીઓ સાથે કામ પડ્યું હતું તે ખ્રિસ્તીઓ પોતાના ધર્મનો બહુ સંકુચિત ખ્યાલ રાખતા હતા. પયગમ્બર સાહેબને તે ગમતું નહોતું. ઈસા મસીહ વિષે તેમને બહુ ભારે આદર હતો. મારા અજ્ઞાનમાં હું એમ નહીં સમજેલી કે જે શાસ્ત્રો ઉપર ખ્રિસ્તી ધર્મ રચાયો છે તે જ શાસ્ત્રો અલ ઇસ્લામના પાયામાં પણ છે. મને એમ લાગે છે કે મહંમદે આ શાસ્ત્રોનો ઉપયોગ એક સુધારક તરીકે કર્યો જ્યારે ઈશુએ એક ક્રાન્તિકાર તરીકે કર્યો. મારી આ છાપ વાજબી

છે? આ બન્ને ધર્મો ભવ્ય હોવા છતાં કંઈક એવું રહી જાય છે જે મને ખોજ કરતી કરી મૂકે છે. શબ્દોમાં દર્શાવી ન શકાય એવી ન્યૂનતાની લાગણી રહે છે. મારા આત્માને ઊંડો સંતોષ થાય એવી રીતે ગીતામાંથી એ મને મળી રહે છે. મારે માટે તો મારા પૂર્વજન્મના ધર્મમાં હું જાણે પાછી આવી હોઉં એવું મને લાગે છે. ખ્રિસ્તી થવું મારે માટે અસ્વાભાવિક થઈ પડે છે, જેમ ખ્રિસ્તીને માટે હિંદુ અથવા મુસલમાન થવાનું બને. આ વિષય ઉપર એક કરતાં વધારે વખત આપના ચાબખા મારે ખાવા પડ્યા છે તે મને ખબર છે. પણ તેનું કારણ તો એ છે કે તે વખતે મારામાં પૂર્વગ્રહો અને કડવાશ ભરેલાં હતાં. આજે એ પૂર્વગ્રહો જતા રહેલા લાગે છે અને તમને આ રીતે લખતાં મને કશો ભય લાગતો નથી.

"આ પ્રશ્ન મારી આગળ સ્પષ્ટ સ્વરૂપમાં પરાણે તો ત્યારે આવ્યો જ્યારે મને સજા થઈ, અને પત્રકમાં મારો ધર્મ મારે ભરવાનો આવ્યો. હું તો મારી જાતને માત્ર સાબરમતી આશ્રમવાસી કહેવડાવું છું. પહેલી જ પ્રાર્થના હું બોલતાં શીખી તે આશ્રમની પ્રાર્થના હતી. મારી નજર સામે ઈશ્વરને પહોંચવાનો રસ્તો પહેલી વાર દેખાયો તે આપના ઉપદેશથી જ દેખાયો હતો."

આ કાગળથી બાપુ બહુ રાજી થયા અને લખ્યું:

"I think your comparison between Jesus and Mahomed is striking and partly true. You have heard the saying 'comparisons are odious.' In my opinion all revolutionaries are reformers and all reformers are revolutionaries. Both were great teachers and each was in response to his age and requirements. And each made a unique contribution to the advance of mankind. They have an equal place in the universal Pantheon. Your description of yourself as an Ashramite is perfect. You do not deny the Christ, but you affirm yourself as an Ashramite who denies no teacher. We are not concerned much with the interpretations of the different teachers. Each fashions his or her own."

"મને લાગે છે કે ઈશુ અને મહંમદ વચ્ચે તેં જે સરખામણી કરી છે તે આકર્ષક છે પણ અંશતઃ જ ખરી છે. તેં એ વચન તો સાંભળેલાં છે કે 'સરખામણીઓ અળખામણી હોય છે.' મારા મત પ્રમાણે બધા ક્રાન્તિકારીઓ સુધારક હોય છે અને બધા સુધારકો ક્રાન્તિકારી હોય છે. બન્ને મહાન ધર્મગુરુઓ હતા અને પોતાના જમાનાને અને જરૂરિયાતોને

અનુરૂપ હતા. બન્નેએ માનવ પ્રગતિમાં પોતાનો અનન્ય ફાળો આપ્યો છે. જગદ્‌ગુરુઓમાં બન્નેનું સ્થાન સમાન છે. તેં પોતાને આશ્રમવાસી તરીકે વર્ણવી એ તદ્દન બરાબર છે. તું ખ્રિસ્તનો ઇનકાર નથી કરતી પણ પોતાને આશ્રમવાસી કહેવડાવે છે, જે કોઈ પણ ધર્મગુરુનો ઇનકાર કરતો નથી. જુદા જુદા ધર્મગુરુઓના ઉપદેશોના અર્થ સાથે આપણે લેવાદેવા નથી. દરેક પોતાને અનુકૂળ આવે તેમ અર્થ કરી લે.”

સવારે આ નકલ કરી રહ્યો હતો ત્યાં મેજર ભંડારી હિંદ સરકારનો જવાબ લઈને આવ્યા. ઈશ્વરની અનહદ કૃપાનું આવું દર્શન ક્યાંથી થાય? આવો સારો જવાબ સરકાર તરફથી કોઈ વાર મળ્યો જ નથી એમ બાપુએ કહ્યું. સરકારે બાપુની એકેએક માગણી કબૂલ કરી, એટલું જ નહીં પણ વહેલી ન કબૂલ કરવા માટે જાણે માફી માગી અને બાપુએ પોતાની ઉપર મૂકેલી શરતોના તેમના પાલન વિષે સંપૂર્ણ વિશ્વાસ પ્રગટ કર્યો. કોઈ ભવિષ્યવેત્તાએ બાપુને બીજી તારીખે છોડશે એવી ખબર આપી હતી. મને લાગે છે કે આ છુટકારા કરતાં પણ વધારે સારી ખબર છે. મારી આંખમાં તો સરકારનો રૂપાળો અને વિનયી જવાબ વાંચતાં હરખનાં આંસુ આવ્યાં.

તેલ ચોળાવતાં ચોળાવતાં બાપુ કહે: “આ તો સરકારે ઉપવાસનો સિદ્ધાંત પણ સ્વીકાર્યો કહેવાય ના?”

મેં કહ્યું: “અને ઉપવાસને સ્વીકાર્યો તો સવિનયભંગને પણ સ્વીકાર્યો ન કહેવાય?”

બાપુ: “એટલું બધું એ લોકો ન સમજે. બાકી ઉપવાસના સ્વીકારમાં સવિનયભંગનો સ્વીકાર પણ આવી જાય છે. તમે જોજોને, બધી મુસ્કેલીઓ ધીમે ધીમે વિખેરાતી જશે. એ આપોઆપ જ સમજશે કે જે માણસ આટલી ઉત્કટતાથી અસ્પૃશ્યતાનું કામ કરવાનો છે તેને સવિનયભંગનો સમય ક્યાં રહેવાનો છે? અને ઑર્ડિનન્સ ખેંચી લે તો સવિનયભંગનો અવકાશ ક્યાં છે? પણ એ પણ સમજે, જો આપણા માણસોમાં શુદ્ધ સવિનયભંગની ભાવના હોય, શુદ્ધ અહિંસા હોય.”

આ ખબર પહેલાં ‘ટાઇમ્સ’માં વડોદરા રાજ્યે અને કાશ્મીરના રાજ્યે અસ્પૃશ્યતાના નાશનાં જાહેરનામાં કાઢ્યાની સારી ખબરો આજે આવી ગયેલી હતી.

મેં વલ્લભભાઈને કહ્યું: “આ ખબરની પણ હિંદુસ્તાન સરકાર ઉપર અસર પડ્યા વિના નહીં રહે.”

ગાંધીએ સવિનયભંગ છોડ્યો નથી ત્યાં સુધી મળવાની રજા ન મળે એ જવાબ શૌકતઅલીને પાંચ દિવસ ઉપર આપનારાઓ અસ્પૃશ્યતા માટે ગમે તેની મુલાકાત બાપુ લઈ શકે એમ લખે તેનું શું કહેવું? પણ ચમત્કાર આગળ નમસ્કાર છે. ગઈ કાલે મગનભાઈ દેસાઈને કાગળ લખતાં જે અનાસક્તિ સાધ્યાનું બાપુ જણાવે છે અને એ કાગળમાં જે ઈશ્વરાર્પણ બુદ્ધિ દેખાય છે એનું આ શુદ્ધ ફળ છે એમ કહી શકાય. એવાં ફળ હજી કેટલાંય આવશે. મગનભાઈ ઉપરનો કાગળ:

"જેમ જેમ ઈશ્વર પરની આસ્થા વધતી જાય છે તેમ તેમ કર્તવ્ય-કર્મમાં રસ વધતો જાય છે, આવડત વધતી જાય છે, સાવધાનતા વધતી જાય છે, અને તેની સાથે જ નિશ્ચિંતતા અને ધીરજ વધતી જાય છે, એવો મારો અનુભવ દૃઢ થતો જાય છે. . . .

science. And you have very few workers. But as you and I have repeatedly found, what is difficult for man, is easy for God. Any way we have but to do our part of work. And I shall pray for success in your work.

"I assure you I do not want to kill brother Ass. He is in God's safe keeping. If He means to starve him neither your effort nor mine can save him. For the present he is flourishing on goat's milk and plenty of fruit with home-made brown bread thrown in.

"Gurudev is still at it. That little fast brought me many undreamt of treasures. Gurudev was the richest find. If some one had said, 'fast to find Gurudev' I should have done it without a second thought. I was dying to find a corner in his heart. Thank God, I found it through the fast. Love from us all.

Yours
Mohan"

"વહાલા ચાર્લી,

"મારે બે કાગળોનો જવાબ આપવાનો છે. અલબત્ત તમારો નિર્ણય સાચો છે. તમારે ત્યાંની અસ્પૃશ્યતાનો પ્રશ્ન એક રીતે અમારા કરતાં ગૂંચવાયેલો છે. અહીંની અસ્પૃશ્યતા મરવા પડેલી રૂઢિ ગણાય. તેને જીવલેણ ફટકા મારનારા સુધારકોનું લશ્કર હમેશાં વધતું જાય છે. તમારે ત્યાંની અસ્પૃશ્યતા મરવાનાં કશાં ચિહ્ન દેખાડતી નથી. વિજ્ઞાનને નામે તેનું સમર્થન કરનારા ઘણા તેને મળી રહે છે. વળી તમારે ત્યાં કાર્યકર્તાઓ બહુ થોડા છે. પણ તમે ને મેં વારંવાર અનુભવ્યું છે તેમ માણસને માટે જે મુશ્કેલ હોય છે તે ઈશ્વરને માટે સહેલું છે. આપણે તો આપણા ભાગનું કામ કરી છૂટવાનું છે. તમારા કામમાં ફતેહ મળે તેવી પ્રાર્થના હું કરીશ.

"હું તમને ખાતરી આપું છું કે આ ગર્દભબન્ધુને હું મારી નાખવા ઇચ્છતો નથી. એ ઈશ્વરના હાથમાં સહીસલામત છે. એને જો એને મારવો હશે તો મારા કે તમારા પ્રયત્ન એને બચાવી શકવાના નથી. અત્યારે તો પુષ્કળ ફળ, બકરીનું દૂધ અને તેમાં નાખેલી ઘેર બનાવેલી આખા ઘઉંની રોટી ઉપર એ પુષ્ટ થતો જાય છે.

"ગુરુદેવ હજી પ્રેમ વરસાવી રહ્યા છે. પેલા નાના ઉપવાસથી સ્વપ્નેય નહીં ધારેલા એવા ધનના ખજાના હું પામ્યો છું. તેમાં મોટામાં મોટો ખજાનો

ગુરુદેવ છે. કોઈએ મને કહ્યું હોત કે 'ગુરુદેવને પામવા ઉપવાસ કરો' તો બીજો કશો પણ વિચાર કર્યા વગર મેં તેમ કર્યું હોત. તેમના હૃદયમાં એક ખૂણો મેળવવા હું ઝંખતો હતો. હું ઈશ્વરનો આભાર માનું છું, ઉપવાસ દ્વારા એ ખૂણો મેં પ્રાપ્ત કર્યો.

"અમારા બધાં તરફથી પ્યાર.

તમારો
મોહન"

વઝેને બોલાવીને નિવેદન એ. પી. આઈ. ને આપવાની તજવીજ કરી. વઝેને મળી આવ્યા પછી ચાલતાં ચાલતાં 'ક્રોનિકલ'માં આવેલી ખબરો ઉપર ચર્ચા ચાલી. તેમાં એક ખબર કમળા નેહરુને મૂર્છા આવી અને પછી બિછાનામાંથી એક હૃદય હલાવનારું સ્ટેટમેન્ટ કર્યું એ હતી. વળી માલવીજીએ અત્યાર સુધી પ્રકાશ ન જોયો, હવે દેખાય છે એવો એકરાર કર્યો એ હતી. અને શૌકતઅલીના ભાષણની વાત હતી.

આ બધા ઉપર બાપુ કહે: "હવે મનમાં તો એમ થઈ જાય છે — જોકે એ ઊડતો વિચાર છે — કે મંગળવાર સુધીમાં આ લોકો ઐક્ય ન સ્થાપી શકે તો ઉપવાસ કરવાની નોટિસ આપવી!"

વલ્લભભાઈ ચૂપ રહ્યા. એઓ કાંઈ કામસર ગયા એટલે મેં ચર્ચા કરી: "પરિષદ ચાલે એ દરમિયાન કેવળ એક શુભ પ્રેરણા આપવાને માટે જ ઉપવાસ કરવા એ વસ્તુ મને પસંદ છે."

બાપુ: "હા, એ મારા મનમાં નથી એમ નથી. પણ હું જે વાત કરતો હતો તે તો આ પરિષદનો શુભ અંત ન આવે ત્યાં સુધી ઉપવાસની વાત હતી."

બાપુ: "પણ આની સામે એક વાંધો છે. સરકાર એમ ધારે કે આને કોઈ પણ રસ્તે બહાર નીકળવું જ છે."

હું: "એ વાંધો ઘાતક છે ખરો."

બાપુ: "કેમ વલ્લભભાઈ, તમે શું કહો છો?"

વલ્લભભાઈ: (ચિડાઈને) "હવે તમે જરા જંપીને બેસવા દો લોકોને! બિચારા ત્યાં ભેગા થયા છે એમને સૂઝે એમ કરશે. ત્યાં વળી તમે આમ પિસ્તોલ બતાવી શા સારુ લોકોને અકળાવો છો? બીજા માણસોને પણ લાગશે કે આ માણસ નવરો છે, ટાણેકટાણે એ તો ઉપવાસ જ કર્યાં કરે છે. છૂટવાને માટે આ બહાનું છે એમ માને એ તો વળી જુદી જ વાત."

બાપુ: (હસીને) "પણ મહાદેવ કહે છે તે પ્રકારનો ઉપવાસ?"

વલ્લભભાઈ: "કોઈ પણ રીતનો નહીં!"

બાપુ: "ત્યારે પ્રમુખસાહેબની સાવ નામંજૂરી જ છે ના?"

વલ્લભભાઈ: "હા."

બાપુ: "વારુ ત્યારે એ વાત ગઈ. તમે ના કહો તે થાય?"

વલ્લભભાઈ: "એ તો અમારી પરીક્ષા કરવા તમે પૂછેલું. અમે ના કહીએ તો તમે હા કહો, અને અમે હા કહીએ તો તમે ના કહો એવા છો!"

બાપુ: "વાહ, તો તો મારે ઉપવાસ કરવા જ જોઈએ ખરું ના?"

વલ્લભભાઈ: (હસીને) "ઉપવાસ કરવા હોય તો કરોને આ બધા ગોળમેજીમાં ચાલ્યા તેની સામે!"

બાપુ: "એ તમારે કરવા જોઈએ. જાઓ તમને રજા આપું છું."

વલ્લભભાઈ: "હાસ્તો. હું શા સારુ કરું? હું કરું તો એ લોકો મને મરવા દે. તમારા તો એ બધા મિત્રો છે એટલે કદાચ માને! પણ ગયેલા કાંઈ પાછા આવવાના છે? જવા દો એ વાત! એક વાત છે — આ દેશમાં બધા ઠંડાગાર થઈને હારીને બેસી ગયા લાગે છે તેની સામે ચાલોને, ત્રણે જણા ઉપવાસ કરીએ."

બાપુ: "એ તમારી વાત સો ટકા સાચી, પણ એનો અવસર આજે નથી આવ્યો. એ અવસર આવે ખરો, પણ આજે નથી એમ મને સ્પષ્ટ લાગે છે."

વલ્લભભાઈ: "જો તમારી રજા હોય તો એને માટે તો હું એકલો કરું."

૫–૧૧–'૩૨ ગઈ કાલના નિવેદનમાં ઉપવાસનું રહસ્ય સમજાવતાં એ અસ્પૃશ્યતા-નિવારણ ચાહનારા પણ ન કરનારા સામે છે એમ કહ્યું. પણ સનાતનીઓ માટે છે એમ કેમ ન કહ્યું, એમ મેં પૂછ્યું.

બાપુ કહે: "એ કહ્યું જાય એમ નથી. એ મોટો સમૂહ રહ્યો. દાવો તો મારો છે કે હું સનાતની છું. એ અર્થમાં કે આમવર્ગ સનાતન કાળ માટે મને સાંભળે, એ લોકોને સાંભળનાર નથી. પણ એ લોકોને માટે છે એમ કહું તો એ લોકો દયાને પાત્ર છે એમ કહેવું પડે. થોડા અંગ્રેજો કે આંબેડકર કે બીજા કેટલાક જેમને માટે છે એમ કહ્યું હતું એનું કારણ કે એની સંખ્યા નાનકડી હતી. આ તો મોટો સમૂહ છે. એને મારી દયાની પડી નથી. એના ઉપર અસર થવાની છે એની શંકા નથી, એનાં હૃદય પિગળાવવાને માટે એ છે એ વિષે પણ શંકા નથી, પણ એ વાત કહી ન જાય."

આજે બીજું નિવેદન ગયું. વઝે, કોદંડરાવ અને લીમયે લેવાને માટે આવ્યા હતા.

ઘણા તારો કર્યા. રાજાજીને અને બિરલા, ઠક્કરને આવવાનો તાર કર્યો. સરૂપરાણીને કમળાની તબિયતનો તાર કર્યો.

રાત્રે હનુમાનપ્રસાદના કાગળ ઉપર ત્રીજું નિવેદન લખાવ્યું અને હનુમાનપ્રસાદને લાંબો કાગળ લખ્યો. હનુમાનપ્રસાદની ફરિયાદ એ હતી કે સુધારકો સનાતની ઉપર અત્યાચાર કરવા લાગ્યા છે, અસ્પૃશ્યતાનિવારણે મર્યાદા છોડી છે, બળાત્કારે મંદિરપ્રવેશ થાય છે, ઇત્યાદિ.

સતીશબાબુને વર્ણ અને જ્ઞાતિભેદ ઉપર લાંબો કાગળ લખ્યો:

"I have endeavoured to explain the position in the press statement which you must have seen. I wonder whether it gives you satisfaction. I draw, as I have always done, a sharp distinction between castes and *Varnas*. Castes are innumerable and in their present condition they are a drag upon Hinduism. Therefore you and I do not observe caste distinctions. *Varna* stands on a different footing, and it means profession. It has nothing to do with interdining and intermarriage. People belonging to the four professions used formerly to interdine and even to intermarry and by so doing they naturally could not and did not leave their *Varna*. This is absolutely clear from the definitions of the different *Varnas* in the Bhagvat Gita. A man falls from his *Varna* when he abandons his hereditary profession.

Today however *Varnashram* is a lost treasure and there is utter confusion. Therefore so far as I can see there is only one *Varna* and that is *Shudra*. That there is confusion of *Varnas* is humiliating. That we should call ourselves *Shudras* is no humiliation, for in religion there is none high and none low. Profession of *Shudra* is just as honourable and necessary as that of *Brahmana*. Equally so of *Kshatriya* and *Vaishya*. But even if it should hurt our pride to consider ourselves as *Shudra*, there is no escape from it as a moment's reflection will show. This fortunate circumstance if it is generally accepted solves the difficulty of ranking the Harijans. To what *Varna* should they belong on admission? If we say, 'to the *Shudra Varna*' we immediately accept the gradation in *Varna Dharma* and the Harijans will have every right to resent the lowest rank being given to them. If we are all *Shudras* there is no difficulty left. I remember a learned Shastri in 1915 suggesting at a Social Reform gathering in Nellore that there was confusion of *Varnas* and that as originally there was only one *Varna* viz. that of *Brahmanas* we should all now call ourselves *Brahmanas*. I could not reconcile myself to that proposition then and I could do so less now. Whilst we can all serve and hence be called *Shudras*, we do not all possess learning nor do we possess divine knowledge. Therefore it would be untruthful to regard ourselves as *Brahmanas*. If we rob interdining and intermarriage of religious significance in the manner it is understood, it becomes purely a matter of option, where we dine and where our children marry. And removal of untouchability would then have exactly the meaning I have always given it. This ought to be quite clear."

"છાપાંજોગા નિવેદનમાં સ્થિતિ સમજાવવાનો મેં પ્રયત્ન કર્યો છે. તમે નિવેદન જોયું હશે. તમને એથી સંતોષ થયો કે કેમ તે હું જાણવા ઇચ્છું છું. હું હંમેશાં કરતો આવ્યો છું તેમ, જ્ઞાતિ અને વર્ણ વચ્ચે હું ચોખ્ખો ભેદ પાડું છું. જ્ઞાતિઓ અસંખ્ય છે અને તેમની આજની સ્થિતિમાં હિંદુ સમાજ ઉપર તે બોજા સમાન છે. તેથી જ તમે અને હું જ્ઞાતિભેદ પાળતા નથી. વર્ણ જુદા સિદ્ધાંત ઉપર રચાયેલ છે. વર્ણનો અર્થ ધંધો થાય છે.

ભોજનવ્યવહાર અથવા કન્યાવ્યવહાર સાથે તેને કશી લેવાદેવા નથી. ચાર મુખ્ય ધંધાના માણસો પહેલાં એકબીજા સાથે જમતા અને એકબીજા સાથે લગ્ન પણ કરતા. અને એમ કરવાથી સ્વાભાવિક રીતે જ તેમના વર્ણને કશી હાનિ આવતી નહીં. ભગવદ્ગીતામાં જુદા જુદા વર્ણોની જે વ્યાખ્યા આપેલી છે તે ઉપરથી આ તદ્દન સ્પષ્ટ થાય છે. માણસ જ્યારે પોતાનો બાપદાદાનો ધંધો છોડે ત્યારે તે વર્ણમાંથી પતિત થાય છે. આજે તો એ વર્ણધર્મ આપણે માટે ગુમાવેલું ધન છે. સમાજમાં પૂરેપૂરો ગોટાળો થઈ ગયો છે. હું જોઈ શકું છું ત્યાં સુધી તો એક જ વર્ણ છે, અને તે શૂદ્ર. વર્ણોના થયેલા આ ગોટાળામાં આપણી શરમ છે. પણ આપણે બધા આપણને શૂદ્ર કહેવડાવીએ તેમાં કશી શરમ નથી. કારણ ધર્મમાં કોઈ ઊંચો કે કોઈ નીચો નથી. શૂદ્રનો ધંધો એટલો જ આબરૂવાળો અને આવશ્યક છે જેટલો બ્રાહ્મણનો. એ જ પ્રમાણે ક્ષત્રિય અને વૈશ્યને વિષે. પોતાને શૂદ્ર ગણાવતાં આપણા અભિમાનને આઘાત પહોંચતો હોય તો એનો કશો ઉપાય નથી. એક ક્ષણના વિચારથી આ સમજાશે. આ સુભગ સ્થિતિ સામાન્ય રીતે સ્વીકારવામાં આવે તો હરિજનોનો દરજ્જો નક્કી કરવાની મુશ્કેલીનો ઉકેલ આવી જાય. તેમને સમાજમાં અપનાવતાં કયા વર્ણના ગણવા? આપણે જો કહીએ કે શૂદ્ર વર્ણના તો તરત જ વર્ણધર્મમાં જુદા જુદા દરજ્જા છે એવો સ્વીકાર આપણે કરીએ છીએ. અને છેક નીચો દરજ્જો હરિજનોને આપવામાં આવે તેની સામે તેઓ વાજબી રીતે જ વાંધો ઉઠાવે. પણ આપણે બધા જ શૂદ્રો હોઈએ તો કશી મુશ્કેલી રહે નહીં. ૧૯૧૧માં નેલ્લોરમાં એક સમાજસુધારાની સભામાં એક વિદ્વાન શાસ્ત્રીએ સૂચવેલું મને યાદ છે કે વર્ણોનો ગોટાળો થઈ ગયો છે તેથી અસલ બ્રાહ્મણોનો જ એક વર્ણ જેમ હતો તેમ આપણે બધા હવે બ્રાહ્મણો કહેવાવા જોઈએ. આ વાત તે વખતે મને રુચી નહોતી અને આજે એથીયે ઓછી રુચે એમ છે. દરેક માણસ સેવા કરી શકે છે અને તેથી શૂદ્ર કહેવાઈ શકે. પણ દરેક માણસ વિદ્વાન ન હોઈ શકે અને દરેક જ્ઞાની તો ન જ થઈ શકે. તેથી આપણે બધાએ પોતાને બ્રાહ્મણો કહેવડાવવા એમાં અસત્ય છે. આજે ભોજનવ્યવહાર અને કન્યાવ્યવહારમાં ધાર્મિકતા રહેલી સમજાય છે તે જો આપણે કાઢી નાખીએ તો આપણે ક્યાં ખાવું અને પોતાનાં છોકરાંને ક્યાં પરણાવવાં એ કેવળ આપણી મરજીનો સવાલ બની જાય છે. પછી અસ્પૃશ્યતાનિવારણનો અર્થ મેં જે હમેશાં કર્યો છે તે જ બરાબર થશે. તમને આ બરાબર સ્પષ્ટ થવું જોઈએ."

અલીગઢ યુનિવર્સિટીના સંસ્કૃતના પ્રોફેસર હબીબુર્ રહમાને એક વિચિત્ર કાગળ લખ્યો :

"હિંદુ ધર્મમાં અસ્પૃશ્યતા તો છે જ. તમારાં શાસ્ત્રો તો શૂદ્રો વેદોચ્ચાર સાંભળે તો તેના કાનમાં સીસું રેડવાની સલાહ આપે છે. એ શાસ્ત્રો ઉપર પહેલાં પ્રતિબંધ મુકાવો. પછી અસ્પૃશ્યતાનિવારણની વાત કરો. ભગવદ્‌ગીતાના ઉપોદ્‌ઘાતમાં કૃષ્ણાર્જુનની વાતને કાલ્પનિક કહી છે. એ પણ હકીકતથી વિરુદ્ધ છે. કરાર તમે હિંદુઓના મત વધારવાને માટે કીધો, જગતમાંથી અસ્પૃશ્યતા કાઢવા કર્યો એ ખોટી વાત છે. એમ હોત તો જગતમાં હજી અસ્પૃશ્યતા છે છતાં તમે ઉપવાસ કેમ છોડ્યા?"

એને લખ્યું :

"આપકા પત્ર પાકર મુઝે આનંદ ભયા. અબ આપકી પહચાન ભેજિયે. આપને સંસ્કૃત ભાષાકા અભ્યાસ કહાઁ તક કિયા? કિતને વરસોં તક કિયા? આપકી ઉમ્ર કિતની હૈ? કિતને બરસોંસે આપ અધ્યાપક હુએ હૈં? કિતને લડકે સંસ્કૃતકા અભ્યાસ કર રહે હૈં? ઉસમેંસે કિતને મુસલમાન હૈં? કિતને હિંદૂ? આપકે માતપિતા જીતે હૈં? ઔર હૈં તો પિતાજી ક્યા કરતે હૈં?

"અબ આપકે પ્રશ્નોંકા ઉત્તર દેનેકી કોશિશ કરતા હૂઁ. હિંદૂ ધર્મકી ખસૂસિયત યહ હૈ કિ ઉસમેં કાફી વિચારસ્વાતંત્ર્ય હૈ. ઔર ઉસમેં હરેક ધર્મકે પ્રતિ ઉદારભાવ હોનેકે કારણ ઉસમેં જો કુછ અચ્છી બાતેં રહતી હૈં ઉનકો હિંદૂ ધર્મી માન સકતા હૈ. ઇતના હી નહીં પરન્તુ માનનેકા ઉસકા કર્તવ્ય હૈ. ઐસા હોનેકે કારણ હિંદૂ ધર્મગ્રંથકે અર્થકા દિન પ્રતિદિન વિકાસ હોતા રહા હૈ.

"મહાભારત ઔર ગીતાકે પાત્રોંકે બારેમેં જો કુછ મૈંને કહા હૈ વહ મેરા કોઈ મૌલિક ખ્યાલ નહીં હૈ લેકિન મૈંને ટીકાગ્રંથોંમેંસે યહ વિચાર પાયા હૈ. સદાનંદ મિશ્રકૃત ભગવદ્‌ગીતાકી એક ટીકા હૈ ઉસમેં ઇસ વિચારકો અચ્છી તરહ બઢાયા હૈ. પ્રાકૃત ગ્રંથોંમેં ભી ઐસે વિચાર બતાયે ગયે હૈં. હિંદૂ ધર્મકે નામસે પ્રચલિત ગ્રંથોંમેં જો કુછ લિખા ગયા હૈ વહ સબકે સબ ધર્મવચન હૈં ઐસા નહીં હૈ, ઔર હિંદૂ જનતાકો યહ અબ માનના ચાહિયે ઐસા ભી નહીં હૈ. વેદપાઠ સુનનેવાલે શૂદ્રકે કાનમેં ગરમ સીસા ડાલનેકી બાતકો અગર ઐતિહાસિક માની જાય તો મૈં ઉસે ધર્મ માનનેકે લિયે હરગિજ તૈયાર નહીં હૂઁ, ઔર ઐસે અસંખ્ય હિંદૂ હૈં જો ઉસે ધર્મવચન નહીં માનતે હૈં. હિંદૂ ધર્મકે લિયે

એક કસૌટી રખ્ખી ગઈ હૈ, જિસકો એક બાલક ભી સમઝ સકતા હૈ. જો બુદ્ધિગ્રાહ્ય વસ્તુ નહીં હૈ ઔર બુદ્ધિસે વિપરીત હૈ વહ કભી ધર્મ નહીં હો સકતી હૈ ઔર જો સત્ય ઔર અહિંસાસે વિપરીત હૈ વહ ભી ધર્મ નહીં હો સકતી હૈ.

"અબ રહી યરવડા સમઝૌતેકી બાત. કમસે કમ મેરે નજદીક 'વોટ'કી ગિનતીકી વહ બાત કિસી હાલતમેં નહીં થી. મેરે નજદીક હરિજન-ભાઇયોંકા અંગ્રેજી પ્રધાનમંડલકે પ્રસ્તાવસે જો બુરા હો રહા થા ઉસીકો મિટાનેકી બાત થી. અનશનવ્રતકે બારેમેં આપસે મૈં ક્યા વિનય કરૂઁ? ઇતના હી કહ સકતા હૂઁ કિ વહ ઇશ્વરપ્રેરિત બાત થી, ઉસકો મૈં રોક હી નહીં સકતા થા."

વલ્લભભાઈની ટીકા: "એવાની સાથે વિનય શું? એ વિનય સાંભળવાના હતા?"

બાપુ: "કેમ નહીં? અનસારીમાં વિનય નથી? જોહરામાં નથી? રેહાનામાં નથી? બેગમ મહમદ આલમમાં વિનયનો પાર છે? વાત એ છે કે એને આપણે કહેવાનું કહી દીધું કે ભાઈ હિંદુ ધર્મ અમે સમજીએ, તું ન સમજે, એટલે તારે એમાં માથુ ન મારવું."

એક મોઢ પત્રિકા મોકલનારને લખ્યું :

"મોઢની સેવાને બદલે હિંદીમાત્રની સેવા કાં નહીં? આ નાનકડા વાડા ક્યાં લગી નભવાના છે? વડીલોને ન ગમે અને વળે કંઈ નહીં એવી હિલચાલમાં શું પડવું? અને આમ ચોપાનિયાં વધ્યાં જ કરે તેથી કાંઈ લાભ થાય છે એમ માનવાનું નથી."

માલિક અને ટ્રસ્ટીનો ભેદ સતીશબાબુના માંદા દીકરાને સમજાવ્યો :

"I hope you clearly understood what I meant when I said you should cease to think the body as yours. It is God's. But God has given it to you for the time being to keep it clean and healthy and use it for His service. You are therefore the trustee, not the owner. An owner may abuse or misuse his property. A trustee or keeper has to be very careful and make the best use of the property left to his care. So whilst you must not be anxious about the body you have to take every care you can of it. God will take it away when He wishes."

"તને મેં કહેલું કે આ શરીરને તારે તારું પોતાનું ગણવું જોઈએ નહીં ત્યારે મારા કહેવાનો અર્થ, હું આશા રાખું છું કે તને બરાબર

સમજાયો હશે. આ શરીર ઈશ્વરનું છે. ઈશ્વરે તે તને થોડા વખતને માટે સ્વચ્છ અને નીરોગી રાખવા તથા તેની સેવામાં વાપરવા આપેલું છે. એટલે તું એનો ટ્રસ્ટી છે, માલિક નથી. માલિક પોતાની મિલકતનો દુરુપયોગ પણ કરે પણ ટ્રસ્ટી અથવા રક્ષકે બહુ જ કાળજી રાખવાની છે. પોતાને સોંપાયેલી મિલકતનો સારામાં સારો ઉપયોગ તેણે કરવાનો છે. એટલે તારા શરીરની તારે ચિંતા રાખવી જોઈએ નહીં, પણ સાથે સાથે તેની બની શકે એટલી સંભાળ રાખવી જ જોઈએ. ઈશ્વરની જ્યારે ઇચ્છા થશે ત્યારે એ પાછું લઈ લેશે."

ગોવિંદદાસની પત્ની લખે છે: "તમે તો મને દીકરી ગણી અને એમને દીકરા ન ગણ્યા એટલે એમને દુઃખ લાગ્યું. મેં કહ્યું દીકરા અને જમાઈ સરખા." એને લખ્યું:

"તુમ્હારા પત્ર પાકર બહુત આનંદ હુઆ. તુમ્હારે વિનોદસે હી મૈં દેખ સકતા હૂં કિ તુમ્હારા સ્વાસ્થ્ય અબ ઠીક હો રહા હૈ. ઈશ્વર તુમકો પૂર્ણ આરોગ્ય દેવે. યદિ વહીં શરીર અચ્છા હોવે તો જબલપુર જાનેકી શીઘ્રતા કરનેકા કોઈ કારણ ન માના જાય.

"પુરુષ લોગોંકો પુત્ર બનાનેમેં બડી આપત્તિ રહતી હૈ. વે લોગ બહુત ઘમંડી રહતે હૈં ઔર પિતાકી મિલકતમેં હિસ્સા માઁગતે હૈં. ગોવિંદદાસને છોડ દિયા, સો તો અલગ બાત હુઈ. પુત્રી બેચારી તો હિસ્સા માઁગ હી નહીં સકતી. ઔર મેરે જૈસે જો પિતા બન બૈઠે હૈં વહ તો પુત્રિયોંસે સેવા હી લેતે હૈં. દેનેકી તો બાત કહાઁસે? મેરી પુત્રી બનનેમેં ક્યા ક્યા કઠિનાઇયાઁ હૈં વહ તુમકો બતા દિયા."

આમ આ વિશ્વકુટુંબમાં નવો વધારો.

૬-૧૧-'૩૨ આજે સવારે ફરતાં ફરતાં બાપુએ એક નવો બોમ્બ ફેંકીને અમને ડરાવ્યા. ધીમે રહીને કહે: "બે દિવસ થયાં મને લાગે છે કે આ લડત મોકૂફ રાખવી જોઈએ એવો ફતવો રાજાજી કાઢે, અને બધા કાર્યકર્તાઓને અસ્પૃશ્યતા-નિવારણના કામમાં જ રોકવાનું કહી દે, સિવાય કે જ્યાં વ્યક્તિગત સવિનય-ભંગ કરવાની આવશ્યકતા દેખાતી હોય. હાલ જે ચાલી રહેલ છે તે કાંઈ લડત ચાલતી નથી. એમાં કોઈને કશો લાભ થતો નથી, હાનિ થાય છે. મને તો એમ પણ ભાસે છે કે આ રીતે લડતને આખા દેશમાં વ્યાપક કરવામાં ભૂલ થઈ હતી. એને બારડોલીની જેમ એક જ ઠેકાણે કેન્દ્રિત અને તીવ્ર કરી રાખત તો સારું હતું. પણ એ વાત બાજુએ રહી. મને

તો અસ્પૃશ્યતાનિવારણનું કામ સાંગોપાંગ ઊતરે તે ખાતર પણ આ વસ્તુ કરવા જેવી લાગે છે.

"હનુમાનપ્રસાદનો કાગળ છે અને ગોપાળ મેનનનો કાગળ છે. એમાંથી આપણે જોઈ શકીએ છીએ કે લોકો મર્યાદા ચૂકે તો અસ્પૃશ્યતા-નિવારણનું આખું કામ માર્યું જાય. અને એ માટે રાજાજીને છૂપો સંદેશો તો મોકલી શકાય નહીં. મોકલાતો હોય તોયે મોકલીએ નહીં. એટલે મારે સરકારને કાગળ લખવો કે આ પ્રકારની સલાહ આપવા માટે મારે રાજગોપાલાચારી અને બીજા સાથે મળવું છે, મને એની સગવડ કરી આપો. સગવડ ન કરી આપે તો બધો પત્રવ્યવહાર પ્રગટ કરો એવી માગણી કરવી." આમ કહીને વલ્લભભાઈનો અભિપ્રાય માગ્યો.

વલ્લભભાઈ કહે: "એનો અર્થ શું થશે?"

બાપુ: "અર્થ ગમે તે થાય તેની આપણે શી પરવા છે? અર્થ એમ થાય કે હારી ગયા અને શરણાગતી સ્વીકારી, એમ ના? હું તો એમ માનનારો છું કે હારી ગયા હોઈએ તો હાર કબૂલ કરવામાં સત્યાગ્રહીને શરમ ન હોવી જોઈએ. પણ આ તો મોકૂફ રાખવાની વાત છે કે જેથી આપણે લડત પાછળથી વધારે સારી રીતે ચલાવી શકીએ. સંભવ છે કે એની એ લોકો ના જ પાડશે. જેમ કરબલાની લડાઈમાં થયું હતું ના, કે યઝીદને ઇમામ હુસેને સંદેશો મોકલ્યો કે મારે લડવું નથી, લડાય એવી દશા નથી, બાળકો પાણી વિના ટળવળે છે. એટલે પેલો કહે: 'આવીને મારા હાથ ચૂમ ને મને ખલીફા કબૂલ કર.' એટલે હુસેને કહ્યું: 'ત્યારે અમે મરવાનું કબૂલ કરશું.' હું મોકૂફ રાખવાની વાત કરું છું, એની સત્તા કબૂલ કરવાની વાત નથી. આપણા તરફથી લડત બંધ થાય છે; એને બંધ કરવી હોય તો કરે, નહીં તો ન કરે."

વલ્લભભાઈ: "મોકૂફ ન કરી શકાય એમ નથી, પણ આ તો જે માગતા હતા તે મળ્યું એમ જ પેલાને લાગે ના? અને જે લડી રહ્યા છે તેમનું શું થાય?"

બાપુ: "એને તો લડવા દઈએ; વ્યાપક રૂપ જ માત્ર મટે."

વલ્લભભાઈએ કાંઈ જવાબ ન આપ્યો, મૂંઝાયા, અકળાયા; થોડી મિનિટ સુધી એમ ને એમ ચાલ્યા કીધું. એટલે બાપુ કહે: "આ તો મેં તમને કહી દીધું. હવે એને તમારા મનમાં પાકવા દેજો અને પછી જવાબ આપજો. આપણે ઉતાવળ નથી."

આ પછી વલ્લભભાઈ ગયા. હું અને બાપુ એકલા આંટા મારવા લાગ્યા. મને કહે: "તને કેમ લાગે છે?"

મેં કહ્યું: "જો લડત મોકૂફ રાખવી હોય તો તે રાજગોપાલાચારી કરે; એને કોણ રોકે છે? પણ આપણે શા સારુ સૂચના કરવી? મોકૂફ રાખી શકાય એ સમજું છું. એમાં કાંઈ સવિનયભંગ ભૂલી જવાની કે એનાથી છૂટા પડવાની વાત નથી. આપ એક પ્રકારની પાછળ હઠવાની વાત કરો છો ખરું ના? પણ એ સૂચના આપણા તરફથી શા સારુ જાય?"

બાપુ: "જો એ સૂચના યોગ્ય હોય તો આપણા તરફથી શા સારુ ન જાય? સત્યાગ્રહીએ તો હંમેશાં મોટેથી વિચાર કરવો જોઈએ. સત્યાગ્રહીના અંતરમાં શું છે એ આખું જગત જાણે એ જરૂરનું છે. અને તમે કહો છો તેમ આ પાછળ હઠવાનું નહીં, પણ આ તો માત્ર મોરચો બદલવાની વાત છે. લડત ચાલુ જ રહે પણ જુદા મોરચા ઉપર. ઉપવાસ પછી નિવેદન કર્યું અને ઉપવાસ દરમ્યાન નિવેદન કર્યું તેમાં પણ હું તો મોટેથી જ વિચાર કરતો હતો ના? સરકારને પણ વિચિત્ર જ લાગશે ને કે આ લડનારા ખરા! ઉપવાસ વખતે છોડવાની માગણી કરી ત્યારે શરત કરવાની ઘસીને ના પાડી. અને હવે લડત બંધ કરવાની વાત કરે છે!"

હું: "એ તો ઠીક; પણ આ સૂચના અહીંથી થાય જ શી રીતે? તમારા કાયદેસર મૃત્યુના સિદ્ધાંતની પણ વિરુદ્ધ છે. આપણને અહીં રહ્યા રહ્યા બહારની સ્થિતિની ખબર શી પડે?"

બાપુ: "એ વાત બરોબર. પણ આપણે તો સૂચના જ કરીએ છીએ ના? અને અહીં રહ્યા રહ્યા સૂચના આપણે સાચી કરી ન શકીએ એમ નથી. કરી પણ શકીએ."

હું: "મને એ વાત કાંઈ ગળે નથી ઊતરતી."

૭–૧૧–'૩૨ આશ્રમની ટપાલ. નારણદાસભાઈને જેલના ખોરાકને અનુસરતો ખોરાક દાખલ કરવાની ચર્ચા કરવાનું સૂચવ્યું. જેલમાં સામુદાયિક તંદુરસ્તી કેમ આટલી જળવાય છે?

પૂંજાભાઈ વિષે:

"પૂંજાભાઈ તો આપણી પાસે જ છે. મને તેની ગેરહાજરી નથી જણાતી કેમ કે તે નથી એમ લાગતું જ નથી. આટલા દિવસ તો કાંઈ લેતાં ને કાંઈ દેતા. અને હવે તો દે જ છે."

પુત્રવધૂ નિમુને વિનોદી કાગળ:

"તને કહાનદાસ નામ નથી ગમતું તો પછી રામદાસનું પણ એમ જ સમજવું ના? એટલે તારે રામદાસને સારુ પણ બત્રીસ વરસે નવું નામ શોધવું? રામદાસ પોતે દાસ રહ્યો એટલે એને બીજું દાસ જ ગમશે

એટલે એની પસંદગી શા કામની? મારે તો તને રીઝવવી રહી. નિર્મળદાસ રાખીએ તો? અથવા નિર્મળલાલ? બીજાં પસંદગીનાં પણ મોકલ. રામદાસને સારુ પણ કંઈક નવું મોકલજે!"

"ક્રોધની સામે ક્રોધ નહીં, અવગુણની સામે અવગુણ નહીં; ક્રોધની સામે શાંતિ, અવગુણનો બદલો ગુણ, ગાળનો બદલો પ્રેમ, અપકારનો બદલો ઉપકાર — આ ધર્મ છે, આ આશ્રમવ્યવહાર છે. ખબરદાર એ ચૂક્યા તો."

ઈશ્વર નઠારું કામ કરતાં કેમ દોરે છે એવા એક બાળકના પ્રશ્નના જવાબમાં :

"ઈશ્વર એના ભક્તોને દોરે છે. જે ઈશ્વરનું નામ સરખુંયે નથી લેતા, તેને યાદ નથી કરતા તેને દોરે છે એમ કેમ કહી શકાય? અને આપણે બધા અમુક સંસ્કારોથી જનમીએ છીએ એ પ્રમાણે આપણને બુદ્ધિ સૂઝે છે. એ સંસ્કારોને ભૂંસવાની શક્તિ બધાને ઈશ્વરે આપેલી છે. એનો જે ઉપયોગ કરે તે ભૂંસી શકે."

આજે બપોરે પ્યારેલાલ, કોદંડરાવ અને એ. પી. આઈ. નો શાસ્ત્રી આવ્યા. 'ઈન્ડિયન સોશિયલ રિફૉર્મર'માં ઉપવાસ દરમ્યાન બાપુની ઉપર મૅડમ ઝગલૂલ પાશા અને નહાસ પાશાના આવેલા તારો અને તેના બાપુએ આપેલા જવાબની કહેવાતી નકલો 'ફ્રી પ્રેસ જર્નલ'માંથી કૉપી કરેલી આવી હતી. અમને મળેલા તારો અને અહીંથી ગયેલા જવાબો અને આમાં બહુ ફરક હતો એ જોઈને આશ્ચર્ય થયું. 'ફ્રી પ્રેસ'ના ઉપર ચીડ ચડી. એણે ઉપજાવી કાઢ્યા હશે એવો પ્રશ્ન થયો. બાપુએ ખરી નકલ મારી પાસે ખોળાવી કાઢી અને એના ઉપર એક તીખો ઈન્ટરવ્યુ આપવાની તૈયારીમાં હતા. ત્યાં પ્યારેલાલ પાસેથી જાણ્યું કે એ બધા તારો ઉપવાસ દરમ્યાન છપાયા હોય કે ન હોય, પણ હમણાં 'અલબલાગ' નામના અરબી છાપામાં ઈજિપ્શિયનમાંથી આવેલા અને હવે અરબીનું અંગ્રેજી બહાર પડ્યું છે! કોઈ પણ વસ્તુની બધી બાજુઓની આપણને ખબર પડતી જ નથી. અને કોઈ પણ વાતમાં ક્રોધ ચડે ત્યારે કોઈક બાજુ આપણને અજાણી હશે એમ માની લેવું, એ જ યોગ્ય છે એ આથી સારી રીતે સમજાયું.

એવી જ વાત બાપુ અહીં સિંગર સોઈંગ મશીન ચલાવે છે એમ 'ફ્રી પ્રેસ' છાપાએ ચલાવી હતી અને તે વિષે પોલાકને બાપુએ લખ્યું હતું તે વિષે પણ બનેલી એમ આજે જ જાણવામાં આવ્યું. એનો જે પ્રતિનિધિ આને માટે જવાબદાર હતો તેણે ખુલાસો કર્યો કે 'મગન રેંટિયો' એમ

એ ત્રણ વાર મેં ટેલિફોનમાં કહ્યું. તેને મુંબઈવાળા ‘ મધર ઇંડિયા ’ સમજ્યા અને એ રેંટિયો સિંગર સોઇંગ મશીનની જેમ ચાલે છે એ વાતને સોઇંગ મશીન ચલાવે છે એમ ગોઠવી. એટલે આમાં પણ કોઈનો ઇરાદાપૂર્વક તો વાંક થયો જ નહોતો.

એ. પી. આઈ.ના શાસ્ત્રીને બાપુએ ગુરુવાયુર ઉપર સુંદર મુલાકાત આપી. એકાગ્ર ચિત્તે એકે શબ્દ આગળ અટકયા વિના નિરર્ગલ પ્રવાહ ચાલ્યો જતો હતો. હિંદુ ધર્મને લોકો કેમ વળગી રહ્યા છે, એ સવાલના જવાબમાં કહ્યું : “ કારણ કે વધારેમાં વધારે વિકાસ પામવાની તક આપવાની તેમાં શકયતા છે, અને કડકમાં કડક અંતરાત્માને, ઊંડામાં ઊંડા વિચારકને અને પવિત્રમાં પવિત્ર માણસને સંતોષવાની એનામાં શક્તિ છે.”

શાસ્ત્રીએ તો આખો રિપોર્ટ સરસ રીતે લીધો હતો પણ તોયે છેવટે છાપાંવાળાંઓએ “ ઊંડામાં ઊંડા વિચારકના કડકમાં કડક અંતરાત્માને ” બનાવ્યું !

રાત્રે આવીને **રામદાસ-ગીતા** લખી રહ્યા હતા. રામદાસનું શુદ્ધ સાધુ હૃદય બાપુને એના તરફ અતિશય આકર્ષે છે અને એને મદદ આપવાને માટે બાપુ ગમે તેટલું કરવા તૈયાર છે એ આજનો કાગળ અને ખાસ મહેનત લઈને તૈયાર કરેલી **રામદાસ-ગીતા** બતાવે છે. લખાવતાં વારંવાર કહે : “ રામદાસની શક્તિ અને સ્વભાવ જોઈને મેં આ સંગ્રહ કર્યો છે.”

રામદાસને માટે પિતાના નિરવધિ પ્રેમે પોતાના હાથની અશક્તિ છતાં, ગીતામાંથી ચૂંટી કાઢેલા એક્તાળીસ શ્લોકોની નકલ બાપુ પાસે આજે રાત્રે કરાવી. વીસ શ્લોક થયા હતા ત્યાં હું પહોંચ્યો.

મેં કહ્યું : “ મને કહ્યું હોત તો હું નકલ ન કરત ? ”

બાપુ : “ પણ તો તો પુણ્ય તમને મળે ને ?”

મેં કહ્યું : “ થોડો ભાગ મને મળે તો શું ? પણ રામદાસની દૃષ્ટિથી તમે જ કરો એ સારું એમ મને લાગે છે.”

પછી પોતે જ મને બાકીના શ્લોકની નકલ કરવા આપી. આની સાથે પ્રેમથી ઊભરાતો કાગળ મોકલ્યો :

“ તારા કાગળનો જવાબ આજે મોકલું છું, તેનાથી પણ વહેલો દેવાનો ઇરાદો હતો. પણ તારી ઇચ્છા પ્રમાણે શ્લોક શોધવા જતાં મનમાં એમ થયું કે તું સહેજે પચાવી શકે એવા શ્લોકોનો એક જ વખતે સંગ્રહ કરીને મોકલી દઉં તો ઠીક. એ આજે કરી શકયો અને તે આ સાથે મોકલું છું. તેમાં અધ્યાય અને શ્લોકનો આંક આપ્યો છે એટલે ગીતામાં કયાં છે એ પણ તું શોધી શકે. આમાં તું જોશે કે બધા શ્લોકો હૃદયસ્પર્શી

છે, બાળક પણ ઝટ સમજી જાય એવા છે અને તું એમાંથી જોઈ જશે કે ભગવાનનું વચન એક વાર નહીં પણ બે ચાર વાર છે કે જે તેની ભક્તિ કરશે તેને જોઈતી બુદ્ધિ તે જ આપી દેશે, તેનો નિર્વાહ પણ તે જ કરશે. ભક્તિ એટલે જેમાં ઈશ્વર રહેલો છે એવા જીવમાત્રની નિઃસ્વાર્થભાવે કરેલી સેવા. અને આમાં આત્મશાંતિને અર્થે રામનામનો જપ પણ આવી ગયો. વળી, તું જોશે કે છઠ્ઠા અધ્યાયમાંથી જે સંગ્રહ કર્યો છે એ સંગ્રહમાં પણ તને હું હાલને સારુ જે આપવા ઇચ્છું છું એ આવી જાય છે. અગિયારમા અધ્યાયના શ્લોકોનો સંગ્રહ એ અર્જુને કરેલી ભવ્ય સ્તુતિમાંનો ભવ્ય ભાગ છે. અને અઢારમા અધ્યાયનો છેલ્લો શ્લોક એ ગીતાભ્યાસનું અને તેના અભ્યાસપૂર્વક કરેલા વર્તનનું ફળ છે; એટલે કે જ્યાં શ્રીકૃષ્ણ છે એટલે કે શુદ્ધ જ્ઞાન છે, અને જ્યાં અર્જુન છે એટલે જ્ઞાનપૂર્વક કર્મ છે ત્યાં બધુંયે છે. આ શ્લોકોનું મનન કરવાથી તું જોઈ શકશે કે કોઈ પણ પ્રકારની ચિંતા કરવાની સખત મનાઈ છે. ગીતાના અભ્યાસીથી ચિંતા કરાય જ નહીં. બધું ઈશ્વરને અર્પણ કરવાનું છે એવી આજ્ઞા છે. બધું એટલે કાંઈ પણ અપવાદ વિના. અને એમ જે સર્વાર્પણ કરે તે વળી ચિંતાની ગાંસડીનો બોજ ઊંચકે કે?

"તારા પેટની ગરબડ એ અતિ વિચાર ને ચિંતાને લીધે છે કે કંઈ ખોરાકના ફેરફારની જરૂરિયાત છે, એ હવે તો તેં જાણી લીધું હશે. ગજા ઉપરાંત અભ્યાસમાં પણ ન પડતો. મનની સાથે તેં અમુક વિચાર કરી લીધા છે એ હવે એની મેળે મનમાં રંધાયાં કરશે. તું બહાર નીકળશે ત્યારે તારી શક્તિનું માપ આવી જશે. આવશે કે નહીં એવી ભાંજગડમાં અત્યારથી તું શેનો પડે? એમ કરવાની મુદ્દલ જરૂર નથી. શ્લોકોના અર્થ 'અનાસક્તિયોગ'માં તો છે જ અને સુરેન્દ્ર તો તારી પડખે જ છે. મેં કરેલો સંગ્રહ છે તેમાં તું તારી મેળે અથવા સુરેન્દ્ર ઇત્યાદિની ભલામણથી વધઘટ કરી શકે છે. આ શ્લોકોની ચૂંટણીની નોંધ કરી લીધી હતી. મારી પાસે જે ગીતા છે તેમાં એની નોંધ કરતાં સહેજે એને મેં रामदास-गीता નામ આપી દીધું છે. હવે જોઈએ તને એ ક્યાં લગી લઈ જાય છે.

"હવે એક હસાવવાની વાત લખું. નિમુએ બાબાના નામની માગણી કરી. સવિતાએ તો તેને કહાનજી નામ આપ્યું જ છે. એટલે તારા નામની સાથે ભળી શકે, સવિતાની ઇચ્છાની પણ પૂર્તિ થાય એમ વિચારી મેં કહાનદાસ સૂચવ્યું. પણ જેને છેડે દાસ આવે એ કાંઈ નિમુને ભાવે? એટલે એણે નાપસંદગી બતાવી અને બીજું નામ માગ્યું, અને અંતે લખ્યું કે એમ છતાં તું કહાનદાસ પસંદ કરે તો એ પણ ચલાવી લેશે. વસુમતીએ ફોઈબાનો

દાવો રજૂ કર્યો અને તેણે લખ્યું કે હું તો હવે ડોસો થયો એટલે ડોસાને શોભતું નામ શોધ્યું; એ કાંઈ ફોઈબા માને? એટલે એણે વીસમી સદીને શોભે એવું નામ માગ્યું છે. વસુમતીને જવાબ આપ્યો છે કે નામ આપવાનો ઇજારો ફોઈબાનો હોય જ એટલે એણે આપવું હોય તે ભલે આપે. મેં એની પસંદગી સારુ બે ચાર નામો સૂચવ્યાં છે જેમ કે ફક્કડલાલ, છોગાળાશંખ, લખતરલાલ, બારડોલીકર, સાબરમતીવાળા. અને નિમુને નામ સૂચવ્યું છે નિર્મળલાલ. અને એને લખ્યું છે કે જો કહાનદાસ નામ પસંદ નથી તો રામદાસ નામ ભાગ્યે જ પસંદ હોય. એટલે તારે સારુ પણ નવું નામ માગ્યું છે. એ પણ સૂચવતાં સૂચવતાં રહી ગયો. તારું નામ 'નિર્મળકાન્ત' રાખે. પણ આમ કરવા જતાં વીસમી સદીને બદલે આપણે તો ઠેઠ રામાયણ યુગમાં ચાલ્યા જઈએ છીએ. કારણ કે એ યુગમાં પત્નીના નામથી પતિની ઓળખાણ થતી હતી. રામચંદ્ર એ સીતાપતિ, કૃષ્ણ એ લક્ષ્મીકાંત, મહાદેવ એ પાર્વતીપતિ એવા અનેક દાખલા મળી આવે છે. તારે આ ગૂઢ પ્રકરણ ઉપર કાંઈ પ્રકાશ પાડવો હોય તો પાડજે.

"તેં પૂછ્યું છે, મેં અનાસક્તિ કઈ રીતે સાધી? મારું કામ બધું સ્વાભાવિક હોવાથી, એટલે સત્યની સાધનામાંથી સ્ફુરી નીકળવાને લીધે, બહુ સહેલું થઈ પડ્યું છે. જગતમાત્રની સેવા કરવાની ભાવના પેદા થવાને લીધે અનાસક્તિ સહેજે આવે. હું જો કેવળ કુટુંબીની જ પૂજા કરવા બેસી ગયો હોત તો તો સહેજે એમાં રાગ પેદા થાત, આસક્તિ પણ રહેત, વ્યાધિ, મૃત્યુ ઇત્યાદિના ઉદ્વેગો પણ રહેત; પણ જ્યાં અસંખ્યની સેવા આદરાય ત્યાં ઉદ્વેગ ભાગી જ જાય. કોના મૃત્યુનો કે કોની વ્યાધિનો ઉદ્વેગ કરાય? એ લગભગ અસંભવિત થઈ જાય. પણ અનાસક્તિ એટલે જડતા પણ નથી, નિર્દયતા પણ નથી, કેમ કે સેવા તો કરવી જ રહી; એટલે દયાની ભાવના મંદ થવાને બદલે તીવ્ર થાય, કાર્યદક્ષતા પણ વધે, એકાગ્રતા પણ વધે. અને આ બધાં અનાસક્તિનાં ચિહ્નો છે. વળી ખૂબી એ છે કે આમ કરવાથી કુટુંબસેવાનો નાશ નથી થતો, કેમ કે બધાની સેવામાં એ સેવા પણ આવી જાય. મારો દૃઢ વિશ્વાસ છે કે બાની, તમ ભાઈઓની કે કોઈ પણ કુટુંબીજનની સેવા મારાથી ઓછી થઈ છે એમ હું માનતો નથી. એમાંથી આસક્તિ ઊડી ગઈ અને સમભાવ દાખલ થયો એથી એ શુદ્ધ થઈ. મારો વિશ્વાસ છે કે તમે કોઈએ એથી કાંઈ ખોયું નથી અને હું તો બહુ પામ્યો છું. એમ મારે સારુ તો અનાસક્તિ સુલભ થઈ પડી. 'અનાસક્તિ' નામ તો ગીતાનો અનુવાદ પૂરો કરીને તેને સારુ એક ખાસ નામ કાકાએ માગ્યું ત્યારે સ્ફુરી આવ્યું. બધાની સેવા કરવી હોય તો

અનાસક્તિપૂર્વક જ થાય, એ જ્ઞાન પામ્યા પછી મેં અનાસક્તિ આદરી એવું તો કાંઈ હતું જ નહીં. મને તો રફતે રફતે ખબર પડી, આસપાસ રહેનારાઓને મારા કરતાં વહેલી ખબર પડી. હું હિંદુસ્તાન આવ્યો ત્યારે સામાન્ય લોકો મને 'કર્મયોગી' તરીકે ઓળખતા થઈ ગયા. ગીતાનો અભ્યાસ તો હું દક્ષિણ આફ્રિકામાં પણ કરતો હતો, પણ 'કર્મયોગી' એટલે શું એ બધું મેં વિચારી મૂક્યું નહોતું. પણ મારા જીવનમાં એ બધું છે એમ બીજાઓએ જોયું અને પછી તેઓનો વર્તારો ખરો છે એમ મને પણ લાગવા માંડ્યું. આવો સુયોગ બધાયને ન હોઈ શકે. મને મળ્યો તેનું કારણ હું એમ માનું છું કે હું જન્મથી સત્યનો પૂજારી રહ્યો છું. પણ તારે અત્યારે તો આ વમળમાં પડવાની જરૂર નથી. તારે અત્યારે અનાસક્તિપૂર્વક અનાસક્તિ સાધવાની છે. એટલે કે નાચતાં અને ગાતાં આનંદપૂર્વક જે સેવા હાથ આવે તે કરી નાખવાની. એમ કરતાં કરતાં જે અભ્યાસ હાથ આવે તે કરવાનો. નથી નિમુનો વિચાર કરવાનો, નથી છોકરાંઓનો. તારો અને તેનો વિચાર કરનાર તો પરમેશ્વર છે, એમ હવે તો તું નવી દૃષ્ટિએ રામદાસ-ગીતામાંથી જોશે. અને એ માત્ર બુદ્ધિથી માનવાનું નથી પણ શ્રદ્ધાપૂર્વક અમલમાં મૂકવાનું છે. એમ કરતાં તું સુખી થશે અને તને બધું આવડશે. નવમા અધ્યાયમાં ભગવાનનું વચન છે તે ગોખી રાખજે — ભારે દુરાચારી પણ અનન્ય ભાવથી તેની ભક્તિ કરે તો તે સાધુ છે. ભગવાનનાં વચન પૃથ્વી રસાતાળ જાય તોયે મિથ્યા ન જ થાય. હવે વધુ શું લખું?"

રાધાકાન્ત માલવિયાનો લાંબો કાગળ :

"ઉપવાસ એ ખરાબમાં ખરાબ બળાત્કાર છે. તમારો કરાર કોઈને ગમ્યો નથી, ચિંતામણિ અને કુંઝરુને સુધ્ધાં.

૮–૧૧–'૩૨ અને લોકો પણ અમસ્તા હાજી હા કરે છે" એવી ફરિયાદવાળો.

બાપુએ એને લખ્યું :

"What has affected me in your letter is the information you gave me about Messrs. Chintamani and Kunzru. You have therefore to help me to get their confirmation and their agreement or to leave me free to get it."

"શ્રી ચિંતામણિ અને શ્રી કુંઝરુ વિષે તમે જે માહિતી તમારા કાગળમાં આપો છો તે મારે માટે મહત્ત્વની ગણાય. એટલે તમારે

એમની એ વાતની બહાલી તથા સંમતિ મને મેળવી આપવાં જોઈએ અથવા તો એ મેળવી લેવાની મને છૂટ આપવી જોઈએ."

વળી એ કાગળનો લંબાણથી ચોથા નિવેદનમાં જવાબ આપ્યો.

એક પંડિતને :

"બડી કઠિનાઈ સત્યપથ પર ચલનેવાલોંકે લિયે યહ હૈ કિ શાસ્ત્ર કિસકો કહેં ? જબ સંસ્કૃતમેં લિખે હુએ સ્મૃતિ ઇત્યાદિ નામસે પ્રચલિત અનેક ગ્રંથ મિલતે હૈં ઔર ઉસકે વિરોધી વચન ભી મિલતે હૈં તબ સાદા ઔર શ્રદ્ધાલુ મનુષ્ય ક્યા કરેગા ? ઇસી કારણ હિંદૂ ધર્મકા સર્વસામાન્ય સિદ્ધાંત મૈંને ગ્રહણ કર લિયા હૈ; સત્ય ઔર અહિંસાસે જો આચાર વિરુદ્ધ હૈ વહ નિષિદ્ધ હૈ ઔર જો ગ્રંથ ઉસકા વિરોધી હૈ ઉસે શાસ્ત્ર ન માના જાય."

ફીફી લાલવાનીએ લખ્યું :

"તમારી કૃપા તો મોટી છે. પણ તમારી જેના ઉપર કૃપા હોય તે બિછાનામાં સૂઈ નથી શકતાં !"

બાપુએ લખ્યું :

"યહ તો સચ્ચી બાત હૈ કિ મેરે સાથિયોંકો આરામ જૈસી કોઈ ચીજ હૈ હી નહીં. ક્યા કરેં ? ભગવાનને હી ગીતામેં બતાયા હૈ કિ વહ તો ક્ષણકા ભી આરામ નહીં લેતા હૈ. ઉસે તો ન સોના ચાહિયે, ન ખાના ચાહિયે, ન પાની ચાહિયે. તબ હમારે નસીબમેં આરામ કૈસે હો સકતા હૈ ?"

ગઈ સાંજે ફરતાં પાછી 'મોકૂફી'ની વાતચીત થઈ. વલ્લભભાઈ ચિડાઈને બોલતા હતા. બાપુ કહે : "સરકાર પર શી અસર થાય ને લોકો ઉપર શી થાય એનો આપણે વિચાર ન કરવો જોઈએ. આપણાથી તો કર્તવ્યનો જ વિચાર થાય." મારો વાંધો તો એ જ હતો કે "આપણાથી એવી સલાહ ન અપાય, અને એ સલાહ બારડોલી સત્યાગ્રહ સ્થગિત થયો તે વિષે કેદીઓએ ૧૯૨૨માં જેલમાંથી આપેલી સલાહના જ દોષને પાત્ર છે." બાપુ કહે : "વાત સાચી, પણ જેલમાં બેસીને મેં એક પરિસ્થિતિ કરી છે એટલે મને એ પરિસ્થિતિને અંગે સલાહ આપવાનો અધિકાર પ્રાપ્ત થાય છે." મેં એમ પણ કહ્યું કે "જો એ સલાહનો હેતુ લડતને મજબૂત કરવાનો જ હોય તો એવી સલાહ આપવાની રજા સરકાર પાસે કેમ મંગાય ?" બાપુ કહે કે, "એ સરકારની મુનસફી ઉપર છે. એ તો ગણે સવિનયભંગ અને બીજાં ખાતાંના ભેદ પાડેલા છે. એવા ભેદ એ પાડ્યા કરે તો રજા આપે. ન આપવી હોય તો ન આપે. બાકી રાજાજીને સ્વતંત્ર રીતે એમ ન કહેવાય કે બધા કાર્યકર્તાઓને આ કામમાં રોકી દો. એ

સલાહ આપતાં લડતનો સવાલ ઊભો થાય અને એ સવાલ સરકારની સાથેની સમજૂતી જોતાં હું ન ચર્ચી શકું.

"છતાં, આ મોકૂફીની વાત તો ગુરુવાયુરની લડત હવે ઝઝૂમી રહી છે ત્યાં કરવાનો પ્રસંગ ઊભો નથી થતો. એ લડત પતે ત્યાં સુધી આ વાત મુલતવી રાખવી જ જોઈએ એ વિષે મને શંકા નથી" એમ બાપુએ કહ્યું.

શાસ્ત્રીને કાગળ લખ્યો કે,

"આ લડત આવી રહી છે ત્યાં તમે તમારા સંસ્કૃત પાંડિત્યની કાંઈ મદદ ન આપો? અને શાસ્ત્રીઓની સાથે ન આથડો?"

એવો જ કાગળ આનંદશંકરને લખ્યો. એની મતલબ આ પ્રમાણે હતી:

"અનેક આગમોનો આધાર લેવાઈ રહ્યો છે ત્યાં એ પંડિતોની સામે તમે ટક્કર ન ઝીલો? મારી તો ગામડી રીત રહી. પંડિતજીના પ્રતિનિધિ તરીકે તમે ત્યાં ન જાઓ? અને સંસ્કૃતમાં ત્યાંના પંડિતો સાથે ન આથડો?"

જમનાલાલજીનો લાંબો કાગળ આવ્યો. તેમણે પોતાના જન્મદિવસ ઉપર પહોંચે એમ લાંબો કાગળ માગ્યો. તેમને લાંબો કાગળ લખ્યો. એ કાગળમાં એમને ઉત્તમ મૃત્યુ ઇચ્છયું:

"જન્મ કરતાં મૃત્યુ એ ઉત્સવનો પ્રસંગ છે. જન્મની પહેલાં નવ માસ યાતના ભોગવવી પડે છે અને જન્મ પછી પણ અનેક દુઃખો છે, જ્યારે કેટલાકને મૃત્યુ પ્રસંગે બ્રાહ્મી સ્થિતિ પ્રાપ્ત થાય છે. એ પ્રકારનું મૃત્યુ મળવાને માટે જીવન અનાસક્તિયુક્ત કામમાં જવું જોઈએ. એવું મૃત્યુ તમને થાય એવી પ્રાર્થના અમ ત્રણેની છે."

૬-૧૧-'૩૨ આજે ઘણા કાગળો લખ્યા. ચોથું નિવેદન ગયું. સાંજે 'ક્રૉનિકલ' વાંચતાં સી. પી. રામસ્વામીની મુલાકાત ત્રિવેન્દ્રમના એ. પી. આઈ.ના પ્રતિનિધિને આપેલી વાંચી. મંદિર-પ્રવેશ વિષે જૂના મતવાળા ઉપર દબાણ ન થઈ શકે, અને આવી આઘાત પહોંચાડનારી પદ્ધતિ નહીં ચાલી શકે એમ એણે કહ્યું હતું.

વલ્લભભાઈ કહે: "આ પથરો પડ્યો. એ માણસની વૃત્તિ સરકારની અને ઝામોરિન તથા ત્રાવણકોર બંનેની વૃત્તિનો પડઘો છે. ભારે મુશ્કેલી પડવાની છે."

બાપુ કહે: "કશી મુશ્કેલી નથી પડવાની, જો સવર્ણોમાં આપણને કહેવામાં આવે છે એટલું જોર હોય તો."

વલ્લભભાઈ: "પણ ટ્રસ્ટીઓનું શું? દરવાજા ઉઘાડવાના ટ્રસ્ટીઓના હાથમાં છે."

બાપુ કહે: "તેનું કાંઈ નહીં. સવર્ણો ગઈ વખતે હજારોની સંખ્યામાં ત્યાં પહોંચ્યા હતા અને મંદિરનો કબજો લઈને બેઠા હતા, અંદર ઉપવાસ કરવા લાગ્યા હતા તેમ બેસી જાય તો તુરત ખૂલે. હા, સંભવ છે કે એ લોકો મંદિરના દરવાજા બંધ કરી દે, ત્યાં માર્શલ લૉ જાહેર કરે અને પાસ લઈને જનારાને જ જવા દે અને અમારે મરવું પડે. તોયે હરકત નથી. બીજા ઘણા મરવાને માટે તો તૈયાર જ છે."

રાત્રે સૂતી વખતે કહે: "મને આ ઉપવાસ વિષે પહેલા ઉપવાસ કરતાં પણ વિશેષ નિરાંત છે. બળાત્કારની વાત મિથ્યા છે; હું કોઈને ધમકી થોડી આપું છું? સૌને પોતાનો મત પ્રિય છે. તો તેમને તો માત્ર એટલું જ છે કે તેઓ પોતાની લાગણી કરતાં મારી જિંદગીને પ્રિય ગણે છે કે નહીં? ન ગણે તો જતી કરે."

આજે ગુરુદેવ, નટરાજન, અંબાલાલને કાગળ લખ્યા. ગુરુદેવને લખ્યું:

૧૦-૧૧-'૩૨ "You must have seen the statement I have circulated to the press. I want your blessings if I can have them for this further effort. I do not know whether you feel that this effort is, if possible, purer than before. The last fast had a political tinge about it, and superficial critics were able to say that it was aimed at the British Government. This time if the ordeal has to come, it will not be possible to give any political colour to it. You will of course recall that the last fast was broken on the clearest possible notice that I might have to resume it, if there was any breach of faith by the so-called caste Hindus. The prospective fast about Guruvayur temple is absolutely a point of honour. It is being made by the orthodox section the centre of attack and is being given an all India significance. I rather like it. But it makes it all the more necessary for the liberalizing influences to be collected together and set in

motion in order to overthrow the monster of untouchability. I want your whole-hearted co-operation if you feel as I do."

"છાપાંવાળાઓને આપેલું મારું નિવેદન તમે જોયું હશે. મારા આ વિશેષ પ્રયાસને આશીર્વાદ આપી શકો તો મારે જોઈએ છે. આ પ્રયાસ, જો એ શક્ય હોય તો, પહેલાંના કરતાં પણ વધારે પવિત્ર છે એમ તમને લાગે છે કે કેમ તે હું જાણતો નથી. ગયો ઉપવાસ તો કાંઈક રાજદ્વારી રંગથી રંગાયેલો હતો અને છીછરા ટીકાકારો એમ કહી શકતા હતા કે એ બ્રિટિશ સરકારની સામે જ છે. આ વખતે જો અગ્નિપરીક્ષા આવવાની હશે તો એને રાજદ્વારી રંગ આપવાનું શક્ય નથી. અલબત્ત તમને એ સ્મરણ હશે જ કે છેલ્લો ઉપવાસ મેં શક્ય તેટલી સ્પષ્ટ ચેતવણી આપીને જ તોડ્યો છે કે કહેવાતા સવર્ણ હિંદુઓ તરફથી કાંઈ પણ વચનભંગ થશે તો મારે ફરી ઉપવાસ આદરવા પડશે. ગુરુવાયુર મંદિરની બાબતમાં જે ઉપવાસની વાત ચાલે છે એ તો કેવળ આબરૂના સવાલ ઉપર છે. સનાતની પક્ષે તેને હુમલાનું કેન્દ્ર બનાવ્યું છે અને તેને અખિલ ભારતીય મહત્ત્વ આપવામાં આવે છે. મને તે ગમે છે. પણ એની સાથે જ સુધારક બળોએ સંગઠિત થવાનું અને અસ્પૃશ્યતા રાક્ષસીનો નાશ કરવા કામે લાગી જવાનું વધારે આવશ્યક બને છે. મને લાગે છે તેવું તમને પણ લાગતું હોય તો તમારો પૂરા હૃદયનો સહકાર હું ઇચ્છું છું."

નટરાજનને :

"From what I can see and feel, the battle at Guruvayur is to attain all India importance and orthodoxy is to concentrate all its fire upon the temple. I should welcome it. It should result in much greater purification than I had expected. But that means that all that is best in Hinduism has to consolidate itself and resist the orthodox onrush. I am anxious therefore for you, if it is possible for you and if you feel with me, to throw yourself heart and soul into the movement. But I observed from your writings on the ast fast that you were opposed to such fasting. I hold very strong views about it and feel that it is not only a legitimate weapon, but that for one who will not resort to violence in any shape or form it becomes obligatory under given circumstances. And now that I am free to receive visitors in connection with this movement I would like you to see me any time next week, at say 1 o'clock, so

that we can discuss the ethics of penitential public fasts and see whether we cannot agree. You know me enough to feel sure that if in the course of our discussion I discover my own error I shall have no hesitation in retracing my step."

"હું જોઉં છું અને મને લાગે છે તે પ્રમાણે ગુરુવાયુર માટેની લડતને અખિલ ભારતીય મહત્ત્વ પ્રાપ્ત થવાનું છે, અને સનાતની બળો પોતાનો તમામ દારૂગોળો એ મંદિર ઉપર કેન્દ્રિત કરવાનાં છે. હું એને અવકારું છું. એને પરિણામે મેં ધાર્યું હતું તે કરતાં વધારે વિશુદ્ધિ થશે. પણ એનો અર્થ એ થયો કે હિંદુ ધર્મમાં રહેલાં તમામ ઉત્તમ બળોએ પણ સંગઠિત થવું જોઈએ અને સનાતનીઓના આક્રમણનો સામનો કરવો જોઈએ. તેથી તમારે માટે જો શક્ય હોય તો, અને મને લાગે છે તેવું જ તમને પણ લાગતું હોય તો, આ લડતમાં તમે તનમનથી પડો એ માટે હું આતુર છું. પણ છેલ્લા ઉપવાસ વખતના તમારા લેખો ઉપરથી મેં જોયું છે કે તમે આવા ઉપવાસની વિરુદ્ધ છો. આ બાબતમાં મારા વિચારો બહુ મક્કમ છે અને મને લાગે છે કે એ વાજબી ઉપાય છે એટલું જ નહીં પણ જેને કોઈ પણ રૂપમાં હિંસાનો આશ્રય નથી લેવો તેને માટે અમુક સંજોગોમાં એ ફરજિયાત થઈ પડે છે. હવે મને આ ચળવળના સંબંધમાં મુલાકાતો લેવાની રજા મળી છે એટલે આવતા અઠવાડિયામાં કોઈ પણ દિવસે એક વાગ્યાના સુમારે તમે મને મળવા આવો એમ હું ઇચ્છું છું. પ્રાયશ્ચિત્તરૂપે જાહેર ઉપવાસની નીતિમત્તા વિષે આપણે ચર્ચા કરીશું, અને આપણે સંમત થઈ શકીએ છીએ કે કેમ તે જોઈશું. એટલું ખાતરીથી માનવા પૂરતો તમે મને ઓળખો જ છો કે આપણી ચર્ચા દરમિયાન્ મારી ભૂલ મને સમજાશે તો મારું પગલું પાછું ખેંચી લેતાં મને જરાય સંકોચ નહીં થાય."

અંબાલાલને જણાવ્યું :

"અસ્પૃશ્યતા વિષેના તમારા ઘણા વિચારોમાં હું મળતો થાઉં છું. પણ જે કારણસર તમે સમિતિમાં જોડાવાની ના પાડી છે એ કારણ મારે ગળે ઊતર્યાં નથી. સનાતની ગણાતા હોય એવા હિંદુ તેમાં જોડાવા જોઈએ એમ હું માનું છું. પણ એમ કરવા જતાં કરવાનું કામ જ રોકાઈ પડે તો એવા હિંદુ વિના પણ ચલાવવું જોઈએ અને એવા હિંદુ તેમાં હોય યા ન હોય જેઓ ધાર્મિક વૃત્તિના હોઈ ધાર્મિક દૃષ્ટિએ થવા જોઈતા સુધારા પણ માગે છે તેવાઓએ તો તેમાં રહેવું જ જોઈએ."

મંડળમાં જોડાવાની અગત્ય સમજાવતાં લખ્યું :

"અમુક મંડળમાં જોડાવાથી જે જવાબદારીનું ભાન મનુષ્યને આવે છે અને જે બંધન તે સહેજે સ્વીકારે છે તે જવાબદારી અને બંધન બહાર રહેનારને પ્રયત્ન કરતાં છતાંયે ન જ લાગી શકે.

"હવે રહી મતભેદની વાત. જોકે હું સભાઓ, સરઘસો, વ્યાખ્યાનો, સંમેલનો વગેરેની અસર સ્વીકારું છું, તેની આવશ્યકતા જોઉં છું, છતાં રચનાત્મક કામ વિના અસ્પૃશ્યતાની જડ ઊખડે નહીં એટલું જ નહીં પણ અસ્પૃશ્યતાની નફરત અસંખ્ય હરિજનોમાં ન આવે એમ હું માનું છું. એ કામમાં ઘણા સેવકો, સેવિકાઓ અને ઘણું દ્રવ્ય જોઈએ એ તો છે જ; પણ જો એ કામની આવશ્યકતાનો સ્વીકાર કરો તો દ્રવ્ય કદાચ ન મળે, સંખ્યાબંધ સેવકસેવિકાઓ ન મળે એવા ડરથી એ કામ પડતું ન મૂકી શકાય. આવી મહાન હિલચાલમાં તેનું એક પણ અંગ આપણે છોડી નથી શકતા એમ મને તો લાગે છે." આમ લખીને બધી ચર્ચા માટે મળવા બોલાવ્યા.

તળેગાંવકર, જોષે વગેરે આવ્યા. તેઓ 'વિજયી મરાઠા' અને 'જ્ઞાનપ્રકાશ'ના પ્રતિનિધિ છે.

સ૦ — ગુરુવાયુરનો ઉપવાસ મુલતવી ન રહે?

બાપુ — કેલપ્પનની સાથે બંધાયો છું, એટલે કરવા પડે. એ ન કરે તો મને દુઃખ થાય, અને એને કરવા પડે તો મારે પણ કરવા પડે. જેઓ મંદિર ખોલવાનું માને છે તેમણે તો કોશિશ કરવી જોઈએ. અમે ઉપવાસ કર્યા માટે મંદિર ખોલો એ તો મૂર્ખતા થાય. માણસ ગમે તેવો મોટો હોય તોપણ તેના ઉપવાસથી દબાવાનું કારણ નથી. કોઈની ધમકીને લીધે માણસ ધર્મ નથી છોડી શકતો. પણ જો પેલાની બુદ્ધિ અને હૃદય જાગ્રત થાય તો જ તેઓ મંદિર ખોલે. મારા ઉપવાસો વખતે મેં મારા મિત્રોને, સ્વજનોને મારી સેવામાં રોક્યાં છે. પણ તે લોકોને મારી મૂર્ખતા લાગે તો હું તેમને મારી સેવા પણ ન કરવા દઉં, અને મારો ત્યાગ કરવા કહું. મારી દૃષ્ટિએ તો એ ધાર્મિક વસ્તુ છે, એટલે ઉપવાસ છોડાવવાની વાત કરો તો એ કાલક્ષેપ છે. મારું અનુકરણ કોઈ કરે — ભલે તે મૂર્ખ હોય પણ દૃઢ મનના હોય — તો તે ભલે કરે.

સ૦ — આ ઉપવાસ મુલતવી ન રખાય?

બાપુ — હા, રખાય. મારી ખાતરી થવી જોઈએ કે એ મંદિર થોડું રોકાવાને લીધે ખૂલે તો થોભું. કેલપ્પન મને કહે કે પંદર દિવસ રોકાવું જોઈએ, તો જરૂર રોકાઉં. પણ આ વાત બહાર કરવા જેવી નથી.

આજે એ કહી શકું, પણ ક્યાર સુધી કહી શકું એ ન કહેવાય. પણ આનો વિચાર તમારે નથી કરવાનો, એ વાત તો દક્ષિણના માણસો કરી શકે. તમારું કર્તવ્ય તો મને સાથ દેવામાં છે. તમારે તો તમારો અભિપ્રાય ત્યાં મોકલવો જોઈએ કે મંદિર ખોલો. મને ત્યાંથી તો કોઈએ લખ્યું નથી કે આ મુદત ઓછી છે. પહેલી તારીખ સુધી ન થાય તો મુલતવી રાખવાથી ન થાય, ઉપવાસ દરમિયાન થાય એ સંભવ છે.

સ૦ — મંદિર ખૂલે તો સમાન દરજ્જે ખૂલવું જોઈએ?

જ૦ — હા, એક જ દરજ્જે થવું જોઈએ. મને તો સવર્ણ અવર્ણ વિશેષણ નથી ગમતાં. દર્શન તો સૌને સરખાં જ મળે. અસ્પૃશ્યતાનો જડમૂળથી નાશ ત્યારે જ થાય જ્યારે અસ્પૃશ્યતાનું નામ જાય. મંદિરનો પ્રશ્ન હિંદુ જાતિના ઉદ્ધારની વાત છે, આજ સુધી કરેલાં પાપને ધોવાની વાત છે, પછી ભલેને અસ્પૃશ્યો મંદિરોમાં જવા ન માગે. આપણે બધાએ પાપ કર્યાં હોય, અસ્પૃશ્યોએ પણ પાપ કર્યાં હોય, પણ તેનો બદલો આપનારા આપણે કોણ? તેનાં કર્મ ભોગવવામાં આપણે કોણ જવાબદાર?

સ૦ — મૂર્તિનો સ્પર્શ કરવાનો કેવળ પૂજારીનો જ કેમ અધિકાર?

જ૦ — વર્ણનો ઝઘડો નથી પતાવવા માગતો. બીજાઓને મૂર્તિસ્પર્શ કરવાનો અધિકાર ન હોય તો અસ્પૃશ્યો પણ ન અડે. પણ અસ્પૃશ્યોને અસ્પૃશ્યતાને કારણે રોકવામાં ન આવે. એ બ્રાહ્મણોના અધિકારની વાત ન રહી પણ જ્ઞાનની વાત રહી.

સ૦ — બધાં જ મંદિર માટે ઉપવાસ કરશો?

જ૦ — ના, ગુરુવાયુર માટે પણ નહીં કરત. આ તો વચ્ચે ધર્મ આવી પડયો. મારું અનશન તો અસ્પૃશ્યતાનિવારણ માટે છે.. પણ આ તો કેલપ્પનને રોકવાને લીધે આ પ્રસંગ આવી પડયો.

સ૦ — કેલપ્પનની જેમ બીજો કોઈ ઉપવાસ કરે તેને રોકો તો પાછા એને માટે ઉપવાસ કરો?

બાપુ — ના, એવો પ્રસંગ ન આવે.

સ૦ — સનાતની બળાત્કારની વાત કરે છે. એનું હૃદય પલટતું નથી, તેને માટે શું કરીએ?

બાપુ — સનાતનીને હું નોટિસ નથી દેતો. એના ઉપર દબાણ નથી કરતો. મેં તો આખી હિંદુ આલમને નોટિસ આપી છે. એ લોકો જઈને મંદિર ખોલી દે તો પેલાને રોકવાનો હક નથી. જો કરોડો માણસો મને કહે કે અમારી ભૂલ હતી, અમને એ લોકોએ છેતર્યા હતા, મંદિરપ્રવેશ અમે પણ નથી ઇચ્છયો, તો તો મારે છવવાની જરૂર નથી. જો બીજા

હિંદુ જેની પ્રતિજ્ઞા મારી પાસે છે તે મારી સાથે ન હોય તો મારે જીવવાની જરૂર જ નથી. સનાતનીઓ તો એ મંદિરમાં ન જાય. મુંબઈના સનાતનીઓએ તો એવી વાત કરી છે જ. પણ હિંદુ જાતિ તો ત્યાં જશે જ અને અસ્પૃશ્યોને લઈ જશે. મતગણતરી દ્વારા હિંદુ જાતિનો અભિપ્રાય લેવાની, એનું હૃદયમંથન કરવાની વાત છે.

સ૦ — સનાતની કહે છે કે અસ્પૃશ્યો માટે નિરાળાં મંદિર બાંધો.

બાપુ — ના. એ લોકો પોતાને માટે નિરાળાં બાંધે. હા, આખી હિંદુ જાતિ કહે કે એ મંદિરો ન ખૂલે તો જુદી વાત. તો તો અસ્પૃશ્યો મારા મર્યા પછી વિચાર કરે.

સ૦ — અસ્પૃશ્યતાનિવારણમાં મુખ્ય વાત કઈ?

જ૦ — મંદિરપ્રવેશ તથા જાહેર સંસ્થાઓ જ્યાં બીજા હિંદુને જવાનો હક છે તે બધાનો ઉપયોગ 'અસ્પૃશ્યોને' મળે. પ્રત્યેક જગ્યાએ હિંદુઓની જુદી જુદી મુશ્કેલીઓ છે. તમારો ગુરુવાયુર જવાનો ધર્મ નથી, પણ તમારે ત્યાં જેમાં અસ્પૃશ્યતા રહેલી છે તેનું નિવારણ કરો. તમારી આસપાસના અસ્પૃશ્યોને અપનાવવા એ તમારું કામ છે. મંદિરપ્રવેશ માટે સત્યાગ્રહની મેં મનાઈ કરી જ નથી. વાઈકોમ માટે હું પોતે જ ગયો હતો ના?

સ૦ — સહભોજન માટે બહિષ્કાર થાય એ બરોબર છે?

બાપુ — ના. એ બહિષ્કાર કરવો અયોગ્ય છે. હા, પણ જેનો બહિષ્કાર થાય એણે એથી ડરવું પણ ન જોઈએ. મેં જ્યાં સુધી હિંદુ ધર્મનો અભ્યાસ કર્યો છે ત્યાં સુધી મને લાગે છે કે અસ્પૃશ્યતા એ મહા કલંક છે.

સ૦ — મરેલાં ઢોરને ખેંચવાનું અને ચીરવાનું હરિજનો છોડી દેશે તો?

બાપુ — હું તો મુડદાલ માંસ ખાવાનું છોડાવવા માગું, પણ કામ નથી છોડાવવા માગતો. આશ્રમમાં એ કામ શીખવું છું. છતાં એ છોડે તો આપણે કરશું.

સ૦ — ધારો કે ગામમાં એક બળદ મૂઓ, ઢેડ ન ખેંચે તો કોણ ખેંચે?

બાપુ — આપણે ખેંચીએ. . . . આજે આપણે સૌ શૂદ્ર છીએ, કારણ સૌ ગુલામ છીએ.

'ટાઇમ્સ ઑફ ઇન્ડિયા'ના મેંકરેની સાથે :

બાપુ — ઝામોરિન એમ કહેતા નથી કે મંદિર ખોલવું અશક્ય છે. એ પોતાની મુશ્કેલીઓ રજૂ કરે છે. જો એ નિષ્ફળ જાય તો મારે અને કેલપ્પને ઉપવાસ કરવા રહ્યા. સિવાય કે જે દાવો કરવામાં આવે છે તેમાં

હું કાંઈ સ્પષ્ટ ત્રુટી જોઉં. ખરી રીતે કાંઈ ત્રુટી છે જ નહીં. ઝામોરિનના માર્ગમાં મુશ્કેલીઓ છે પણ એ ન ઓળંગી શકાય એવી નથી. ખરી કસોટી તો એ છે કે મંદિરમાં જવાનો હક ધરાવનારા સવર્ણો અસ્પૃશ્યોના મંદિરમાં જવા સામે વાંધો ઉઠાવે છે કે કેમ? મને જે હકીકતો મળી છે તે સઘળી એમ જણાવે છે કે મંદિરમાં જનારાના બહુ મોટા ભાગને કશો વાંધો નથી. આખી ચળવળ એ માન્યતા ઉપર રચાયેલી છે કે મંદિરમાં જનારા લોકો, એટલે કે સવર્ણ હિંદુઓ આ સુધારાને માટે તૈયાર છે. જો એ લોકો સુધારાને માટે તૈયાર ન હોય તો અમારો ઉપવાસ કવખતનો ગણાય.

સવાલ — આ મંદિરની બાબતમાં મુશ્કેલી દૂર કરવામાં આવે તો તો ઉપવાસ નથી ને?

બાપુ — ઉપવાસ વિશેષ ભાવે આ મંદિર ખોલવાની બાબતમાં છે. કારણ એ છે કે નમૂના અને દાખલા તરીકે આ એક મંદિર ઉપર કેલપ્પને પોતાના પ્રયાસ કેન્દ્રિત કર્યા હતા. એ લોકોએ મંદિર ઉઘડાવવા માટે અથાગ પરિશ્રમ કરેલો છે. પછી જ્યારે મેં ઉપવાસ કર્યા ત્યારે કેલપ્પન એવા નિર્ણય ઉપર આવ્યો કે પોતે પણ ઉપવાસ કરવા જોઈએ. પણ એણે નોટિસ આપી નહોતી. એ ત્રુટી મેં એને બતાવી અને એને ઉપવાસ મુલતવી રાખવાનું કહ્યું. એણે એ માન્યું. એટલે હવે એની સાથે જોડાવું એ મારે માટે આબરૂનો સવાલ થઈ પડે છે. ગુરુવાયુર મંદિર ઉપર કેન્દ્રિત થવાનું આ કારણ છે.

સ૦ — ઝામોરિન કહે છે કે હજારો સનાતનીઓ મરવાને માટે તૈયાર છે.

બાપુ — તેનું આ કથન વાજબી નથી. પણ પોતાને સનાતની કહેવડાવનારા હજાર લોક ઉપવાસ આરંભે તો હું ગભરાઉં નહીં. લાખો લોકોનાં જીવન કરતાં પણ સત્ય એ વધારે ચડિયાતું છે. ઉપવાસનો મારો ખ્યાલ એ છે કે એ આત્મશુદ્ધિની અને અંતરાત્માને જાગ્રત કરવાની એક ક્રિયા છે. તેની પાછળ બળાત્કાર કદી ન હોઈ શકે.

સ૦ — આ ચળવળથી હિંદુ સમાજના ભાગલા પડી જશે નહીં? સનાતનીઓ બાકીના હિંદુ સમાજથી છૂટા નહીં પડી જાય?

બાપુ — મને આવો કશો ભય નથી. જો મને સંતોષ થાય કે સનાતની ચળવળને નામે ઓળખાતી ચળવળને બહુજનસમાજનો સાચો ટેકો છે, તો સ્વભાવે જ પ્રજાશાસનવાદી હોઈને આજે જે રીતે હું વિરોધ કરું છું તે રીતે હું વિરોધ ન કરું. આખી અસ્પૃશ્યતાનિવારણની ચળવળ એ

માન્યતા ઉપર મંડાયેલી છે કે તેની સામેના વિરોધને ખરું પીઠબળ નથી. એને નૈતિક ટેકો નથી એ તો સુપ્રસિદ્ધ છે.

સ૦ — તમે જો બહાર હો તો વધારે અસર પાડી શકો એમ તમને લાગતું નથી? તમે અસ્પૃશ્યતાનિવારણને સવિનયભંગ કરતાં ઓછા મહત્ત્વનું ગણો છો?

બાપુ — હું એમાંથી એકેને ઓછું અથવા વધારે મહત્ત્વ આપતો નથી. મારે માટે બન્ને ધર્મસિદ્ધાંતો છે. એટલે હું એકથી બીજાને ગૌણ ગણી શકું નહીં. અહીં મેં સવિનયભંગની વાત એક સિદ્ધાંત તરીકે કરી છે; અત્યારની ચળવળ તરીકે નહીં. અત્યારે ચાલી રહેલા સવિનયભંગ ઉપર હું કશો અભિપ્રાય આપી શકું નહીં.

સ૦ — જેટલી જોરથી ચાલવી જોઈએ તેટલી જોરથી ચળવળ ચાલતી જણાતી નથી.

બાપુ — હું એમ કહી શકું નહીં. હું કાંઈ કહેવાની સ્થિતિમાં નથી. વર્તમાનપત્રો દ્વારા મળેલી હકીકતો ઉપર હું ચાલી શકું નહીં. તમારે બહારના કાર્યકર્તાઓનો સંપર્ક સાધવો જોઈએ.

સ૦ — અસ્પૃશ્યતાનિવારણ સંઘમાંથી દિલ્હીનાં રાજીનામાં વિષે શું કહો છો?

બાપુ — મને તેથી આશ્ચર્ય થયું છે. પણ એની પાછળ ખાસ કાંઈ નહીં હોય એવી હું આશા રાખું છું. સંઘનો પાયો ઠીક ઠીક મજબૂત છે. એને આદર્શ પ્રમુખ મળ્યા છે. અને એથીયે વધારે આદર્શ મંત્રી મળ્યા છે.

*　　　*　　　*

પંઢરપુર મંદિરના ટ્રસ્ટીઓ માટે મને દિલગીરી થાય છે. હું એવી આશા રાખું કે તુકારામનું પ્રિય મંદિર આ ચળવળમાં આગેવાની લે.

*　　　*　　　*

આ મહાન સુધારામાં આખા હિંદુસ્તાનનાં વર્તમાનપત્રોની મદદ હું મેળવી શકું, બ્રિટિશ વર્તમાનપત્રો સુધ્ધાંની, તો તે મારે જોઈએ છે. આ ચળવળની આસપાસ આખી દુનિયાનો લોકમત એકત્રિત થાય એમ પણ હું ઇચ્છું છું. જો આ ચળવળને દેખાડી શકાય એવી ફતેહ મળશે તો તેનાં પરિણામો હિંદુ સમાજ ઉપરાંત બીજા સમાજો ઉપર અને હિંદુસ્તાન દેશની બહાર પણ પડ્યા વગર રહેવાનાં નથી.

હિંસાથી સંપૂર્ણ મુક્ત એવાં સાધનો વડે, અને કેવળ લોકોના અંતરાત્માને જાગ્રત કરીને, ચાર કરોડ માણસોના તેમને છૂંદી નાખનારા બોજામાંથી જો છુટકારો થાય તો નાસ્તિક લોકોની પણ હાજરાહજૂર

ઈશ્વર વિષે અને તેથી મનુષ્યસ્વભાવના સહજ ભલાપણા વિષે પણ શ્રદ્ધા ખોઠા વિના રહે નહીં.

સ૦ — તમે આને હિંસાથી મુક્ત સાધનો કહો છો? તમે તમારી જાત ઉપર પાર વિનાની હિંસા કરી રહ્યા છો.

બાપુ — તો તો પછી એ શબ્દને શબ્દકોશમાં આપેલા શબ્દથી જુદા અર્થમાં આપણે વાપરીએ છીએ. તમે એમ પૂછી શકતા હતા કે આ ઉપવાસથી લોકો ઉપર બળાત્કાર નથી થતો? હું કહું છું કે ઉપવાસ એ કોઈ પણ અર્થમાં બળાત્કાર નથી. તમારી ઇચ્છાને આધીન થવા માટે માણસના શરીર ઉપર તમે બળ વાપરો તેમાં હિંસા છે. આમાં તમારા ઉપર જેઓ પ્રેમ રાખે છે તેમના આત્માને ક્લેશ આપવાપણું છે ખરું. આમાં એટલા બધા ધર્મસિદ્ધાંતો એકબીજા સાથે વણાઈ ગયેલા છે કે તેનો અલગ અલગ તમે વિચાર કરી શકો નહીં.

વાસંતીદેવીને અત્યારે ચાલી રહેલા હિંદુ ધર્મની વિશુદ્ધિના કામમાં પૂરેપૂરો ભાગ લેવાનું આમંત્રણ આપતો કાગળ લખ્યો:

૧૧–૧૧–'૩૨ "If you are at all following the papers you must have noticed that all the dark reactionary forces are being brought together to impede the progress of purification. It is therefore time for all that is clean and uplifting in Hinduism to combine together and make a united effort to overthrow the many headed monster of untouchability. Will you respond? If you will not summon up courage enough to write a letter, I dare not accuse you of laziness. I hope you will have the courage to send me a wire. It was only last week that I invited Urmila Devi to go down to the South in answer to a summon from Kerala. She at once wired consent. Will you do likewise? I do not say, go down south, but I do want you to promise to take a due share in the uplift work. The field of work shall be chosen by you unless you will leave that also to me."

"તમે જો છાપાં વાંચતાં હશો તો તમે જોયું હશે કે વિશુદ્ધિની પ્રગતિને રોકવા માટે બધાં જુનવાણી કાળાં બળોનો ઉપયોગ થઈ રહ્યો છે. તેથી હિંદુ સમાજનાં જે જે વિશુદ્ધ અને ઊર્ધ્વગામી બળો છે તે બધાંયે સંગઠિત થઈને, ઘણાં માથાંવાળી અસ્પૃશ્યતા રાક્ષસીનો નાશ કરવા માટે એકત્રિત થવાની જરૂર છે. તમે આમાં ભાગ લેશો? જો તમે કાગળ

લખવાને માટે પૂરતી તસ્દી ન લઈ શકતાં હો તો હું તમારા ઉપર આળસનો આરોપ નહીં મૂકું. પણ મને તાર કરવાની તસ્દી તો લેશો જ એવી હું આશા રાખું છું. ગયે જ અઠવાડિયે કેરળથી માગણી આવી હતી તેના જવાબમાં દક્ષિણમાં જવાનું મેં ઊર્મિલાદેવીને કહ્યું. તેમણે તારથી હા પાડી. તમે પણ એમ કરશો? હું તમને દક્ષિણમાં જવાનું કહેતો નથી, પણ હરિજનસેવાના કામમાં વાજબી હિસ્સો લેવાનું વચન આપો એમ તો ઇચ્છું જ છું. સેવાનું ક્ષેત્ર ભલે તમે પસંદ કરો. એ પણ તમે મારા પર છોડી દેવા ઇચ્છતાં હો તો જુદી વાત છે."

ઉડીપીની અસ્પૃશ્યતાનિવારણ સમિતિના મંત્રીને :

"I am quite clear in my mind that there is no occasion for you to start Satyagraha just now. You have to cultivate public opinion in your favour by gentlest means. You should see whether the temple going population is in favour of Harijans being admitted to the temple on the same terms as the others, and you should also remember that temple entry is not the only thing to be done. You have to ascertain the condition of untouchables in your neighbourhood in every walk of life, make a scientific study and pass the results of your study on to me, alleviating at the same time such distress among the Harijans as you are capable of doing."

"મારો સ્પષ્ટ અભિપ્રાય છે કે તમારે અત્યારે સત્યાગ્રહ કરવાનો પ્રસંગ નથી. બહુ સૌમ્ય ઉપાયો દ્વારા તમારી તરફેણમાં તમારે લોકમત કેળવવો જોઈએ. તમારે એ પણ જોવું જોઈએ કે મંદિરમાં જનારા લોકો બીજાઓ જે શરતે મંદિરમાં જાય છે એ જ શરતે હરિજનોને મંદિરમાં દાખલ કરવાની તરફેણમાં છે કે નહીં? તમારે એ પણ યાદ રાખવું જોઈએ કે એકલું મંદિરપ્રવેશનું કામ જ કરવાનું નથી. તમારી આસપાસના હરિજનોની જીવનના દરેક ક્ષેત્રમાં સ્થિતિ કેવી છે તે તમારે જાણવું જોઈએ. તમારે શાસ્ત્રીય અભ્યાસ કરવો જોઈએ. અને એનાં પરિણામો તમારે મને જણાવવાં જોઈએ. દરમ્યાન હરિજનોનાં જે દુઃખ દૂર કરી શકાય એવાં છે તે દૂર કરવાનો પ્રયત્ન તો તમારે કરવો જ જોઈએ."

લલ્લુભાઈ શામળદાસની મુલાકાત. બહુ વૃદ્ધ થયેલા લાગ્યા. છતાં આટલી ઉંમરે અસ્પૃશ્યતાની બાબતમાં કાંઈક કરવાની વૃત્તિ અને ઉત્સાહ સારાં લાગ્યાં. એમણે કહ્યું કે "અત્યાર સુધી મનમાં તો ખબર હતી કે

ખોટું છે પણ જાહેર કરવાની હિંમત નહોતી. તે હિંમત આ વેળા વાલપાખાડીના જમણમાં હું ગયો હતો." ઉપવાસ વિષે પણ કહ્યું લપ્પનને આપે રોક્યા એટલે હવે તમારી નૈતિક જવાબદારી થાય છે મને પણ લાગે છે. આજે સર્વન્ટ્સ ઑફ ઇન્ડિયા પણ લખે છે કે પવાસ એ યોગ્ય વસ્તુ છે એમ સ્વીકારીએ તો આ ઉપવાસ પહેલાંના વધારે વાજબી છે." પોતે ત્રાવણકોર કાલીકટ જવાની સૂચનાઓ . નરસિંહરાવની શાંતિ અને ધીરજની વાત કરતાં કહે: "હું ને ઘેર જઈને ગળગળો થઈ ગયો. પણ એ તો તદ્દન શાંત હતા. શ્રાદ્ધને દિવસે પણ એમણે શાંતિથી પ્રાર્થનામાં ભાગ લીધો, એ ધારણ વસ્તુ છે." પોતાની સ્થિતિ વર્ણવી: "હાટકેશ્વર મંદિરનો હું છું. બીજા ટ્રસ્ટી મંદિર ખોલવા આવ્યા હતા. મેં પૂછ્યું: 'કેમ પાસે કોઈ આવ્યું છે?'

પેલો કહે: 'ના, પણ મને ઊર્મિ થઈ આવી છે.'

મેં કહ્યું: 'હમણાં ખામોશ રહો, કોઈ માગણી લઈને આવે ત્યારે વજો.'"

આ પછી રાજભોજ, પ્રો. ઓતુરકર, દાતાર, ભાગ્યવંત વગેરે આવ્યા.

બાપુ — આજે કોઈએ સત્યાગ્રહ નથી કરવાનો. હું પ્રયત્ન કરું છું તેની જોવી જોઈએ. સનાતનીઓએ ગુરુવાયુરને અખિલ ભારતનો સવાલ વ્યો છે. આપણે પણ ખામોશી રાખીને એનું પરિણામ જોવું જોઈએ.

સ૦ — ગુરુવાયુર ખૂલે તો શું બીજાં મંદિર ખૂલશે?

બાપુ — ગૅરન્ટી નથી, પણ અનુમાન એ છે કે ખૂલશે. કારણ નાતનીઓ આટલો પ્રયત્ન કરી રહ્યા છે તે શેના કરે?

સ૦ — પણ બીજાં મંદિરો શી રીતે ખૂલે? બધે ટ્રસ્ટીઓ તો જુદા જ હોય છે. આપની સોના સરખી દેહ એટલા એ મંદિર માટે શા રુ પડે? સત્યાગ્રહ કરવાની ફરજ અમારી છે.

બાપુ — મંદિર ખોલવાનો પ્રયત્ન તો અમારે કરવો જોઈએ. એ મારું કર્તવ્ય છે. સવર્ણો પોતાના કર્તવ્યમાં નિષ્ફળ થાય તો જોવાશે. બીજી ાત એ છે કે ગુરુવાયુર માટે આ પ્રકારનો પ્રયત્ન થાય છે, પણ બીજાં મંદિરને માટે હું ડો પ્રયત્ન કરશું. બીજાં મંદિર માટે અનશનની કે સત્યાગ્રહની નોટિસ નથી આપતી. વ્યવહારબુદ્ધિ એ કહે છે કે આજે સત્યાગ્રહનો મોકો નથી. હમણાં જ લલ્લુભાઈને એવું મંદિર ખોલવાનું કહ્યું.

સ૦ — અછૂતોએ ઘણું કર્યું છે. જમનાલાલજી જેવાએ અમારી પાસે સમાધાન કરાવ્યાં. અમે સામોપચાર કર્યા, માણસોને મળ્યા, જયકર, જમનાલાલ વગેરેને મળ્યા; ગુરુવાયુરથી વધારે પ્રયત્ન કર્યા. હવે તમારા પ્રાણની અમને જરૂર છે એટલે અમારી સંમતિ તમને ઉપવાસ માટે ન મળે.

બાપુ — બધી વસ્તુની તૈયારી રાખીએ, પણ નાના કામમાં લોકોનું ધ્યાન ન રોકવું. ત્યાં જો કાંઈ થશે તો બીજે થશે જ. અને નહીં થાય તો જોશું.

સ૦ — કેટલાંક મંદિર ખૂલ્યાં છે, છતાં બીજાં કેમ નથી ખૂલતાં?

બાપુ — હું નથી કહેતો કે ખૂલશે જ, પણ ખૂલવાં જોઈએ એવું અનુમાન થાય.

સ૦ — તમે અસ્પૃશ્યતાના કામ માટે બહાર કેમ નથી આવતા?

બાપુ — સવિનયભંગ છોડવાની બાંયધરી કેમ આપી શકાય? સવિનયભંગને પણ હું પોતે એટલો જ ધર્મ માનું છું. ઉપવાસ વખતે પણ શરતથી છૂટવાની મેં ના પાડી.

સ૦ — સાર્વજનિક કૂવાઓ માટે અમારે શું કરવું?

બાપુ — સવર્ણોએ હરિજનોને વાપરવા દેવા જોઈએ. હરિજનોએ પોતાનાં વાસણ સાફ રાખીને ત્યાં પાણી ભરવા જવું. પણ કોઈ ઠેકાણે પેલાઓનો વિરોધ હોય તો હરિજનોએ હમણાં ખામોશ રાખવી. આજ સુધી ખામોશી રાખી, હજી રાખવી એવી મારી સૂચના છે. મારો ઉપવાસ દોઢ માસ પછી તો થાય છે જ. અને પછી પણ મને જ્યારે ઈશ્વર બતાવે ત્યારે હરિજનોને ન્યાય અપાવવા હું મરવાનો જ છું.

હરિજનોએ મારામારી કરવી જોઈએ નહીં. જોકે એમ કરવાનો તેમને અધિકાર છે. પણ એ અધિકાર વાપરવાથી સ્થિતિ સુધરશે નહીં. વળી એ તદ્દન અનાવશ્યક છે. કોઈ પણ પક્ષે મારામારી કરવાનો વિચાર કરીને હિંદુ ધર્મને જોખમમાં મૂકવો જોઈએ નહીં. તમને હું ખામોશ રહેવા કહું છું. પહેલાં મારો જાન જાય, પછી તમારે જે કરવું હોય તે કરજો.

હરિજનોને ઔદ્યોગિક કેળવણી માટે શિષ્યવૃત્તિઓ મળવી જોઈએ. અને તેમને માટે છાત્રાલયો પણ થવાં જોઈએ. પણ સવર્ણો અને હરિજનોનાં સંયુક્ત છાત્રાલયો વધારે સારાં.

સ૦ — તમારે ઉપવાસ ન કરવા પડે એ માટે અમારે શું કરવું?

બાપુ — સવર્ણોનું કર્તવ્ય મેં બતાવ્યું. હરિજનો (૧) શૌચાદિના નિયમનું પાલન કરે, (૨) મુડદાલ માંસ ખાવાનું છોડે — મુડદાલ ઢોરને ઉઠાવવાની ફી માગે, પણ ખાવાને બદલે ઢોર ન ઉપાડે.

સ૦ — મહાડના બ્રાહ્મણની ભેંસ મરવાનો પ્રસંગ. હરિજનોની ઉપર પાછળથી ભારે ત્રાસ ગુજર્યો. હવે અમારે એનું બેલીપણું શી રીતે લેવું?

બાપુ — આ જ કર્તવ્ય કરતા રહેવું, અને અસ્પૃશ્યતાનિવારણ સભાને આવા કિસ્સાની ખબર આપતા રહેવી.

સંડાસ સાફ કરનારા કપડાં બદલીને સાફ કરે.

આ તો વાવંટોળ જેવો ઝડપી કાર્યક્રમ છે. અત્યારે મારે એના તબક્કા નથી બનાવવા. જાગૃતિ થયા પછી મને ખબર પડશે કે કયું કામ પહેલું લેવું અને કયું પછી લેવું. આજે ધીમા કામને માટે મોકો નથી.

મારી પ્રામાણિકતાનો મુકાબલો સનાતનીઓની પ્રામાણિકતાની સામે થશે. બંને પોતાના પ્રાણ અર્પે. કોના પ્રાણ યોગ્ય રીતે અર્પાયા હતા તેનો નિર્ણય એકલો ઇશ્વર જ કરશે. . . . મારી અને કરોડો આમજનતાની વચ્ચે એકગાંઠ બંધાઈ ગયેલી છે. . . . મારા નિકટમાં નિકટ મિત્રોને હું કહું છું કે તમે મારી સાથે સંમત ન થતા હો તો મને મરવા દો. હું મૂર્ખાઈભરેલું કામ કરતો હોઉં તો મને મરવા દેવો જોઈએ. . . . મિત્રના બળાત્કારને તો આવકારવો જોઈએ. મારી સ્ત્રીનો કોઈ બાબત ઉપર ચોક્કસ અભિપ્રાય ન હોય પણ તેને મારે માટે પ્રેમ હોય અને મારા કૃત્યની સામે તેના હૃદયમાંથી કાંઈ અવાજ ન ઊઠતો હોય તો હું જે કહું તેને તે અનુમોદન આપે. . . . મારા ઉપવાસથી લોકોને સત્કાર્ય કરવાની ફરજ પડતી હોય અને તેમને એમ લાગતું ન હોય કે એ કાર્ય ખોટું છે તો મારો ઉપવાસ તદ્દન વાજબી છે. . . . અમદાવાદના મિલમજૂરો પોતાની પ્રતિજ્ઞાનો ભંગ કરવા તૈયાર થયા હતા. મેં ઉપવાસ કર્યા અને તેમનામાં જાગૃતિ આવી ગઈ. . . . શરીર ઉપર બળાત્કાર કરવામાં આવે ત્યાં માણસનું અધઃપતન થાય છે. . . . જેઓ કદી મારું સાંભળવાના નથી તેમની સામે મારા ઉપવાસ નથી. તેઓ તો મને મરવા દેશે. મારા ઉપવાસ તો જેઓ મને ચાહે છે અને જેઓ મને મરવા દેવા ઇચ્છતા નથી તેમની સામે છે. . . . સ્વરાજ્યમાં ૧૨૪ अ રાજ્યદ્રોહ માટે ન હોય પણ હરિજનોને અસ્પૃશ્ય કહેનારાની સામે હશે. . . . સમયની મેં કશી મુદ્દત બાંધી નથી. હું તપાસતો રહીશ. મને એમ જણાય કે લોકો આળસુ છે, બેદરકાર છે, કશું કરતા નથી તો હું પ્રાણ અર્પણ કરીશ. . . . એક વરસથી આગળનો વિચાર હું કરી શકતો નથી. એક વરસમાં એટલી શક્તિ અને શ્રદ્ધા પ્રગટ થશે કે અસ્પૃશ્યતા જશે એવી આશા રાખું છું.

સ૦ — તમે આ પ્રશ્ન આજે કેમ ઉપાડ્યો?

બાપુ — લઘુમતી સમિતિમાં ઈશ્વરે મારી પાસે એ ભાષણ કરાવ્યું. હું ત્યાં છાપાં પણ વાંચ્યા વિના ગયો હતો. ત્યાં તો વડાપ્રધાને ઊભા થઈને જાહેર કર્યું કે ૪૬ ટકા લોકોના પ્રતિનિધિઓની સહી સાથે લવાદીનું કામ તેમને સોંપવાની વિનંતી થઈ હતી. પછી ભાષણો થયાં. મેં પણ મારું કાર્ડ મોકલ્યું. મેં ભાષણ કર્યું. તેમાં છેલ્લું વાક્ય કશા પૂર્વવિચાર વિના મારા મોંમાંથી નીકળ્યું. . . . જેને વિષે હું ભય સેવતો હતો એવા ચુકાદા સામે માર્ચ મહિનામાં મારે નોટિસ આપવાની હતી. પછી તો ચુકાદો આવ્યો અને મારા ઉપવાસ થયા. . . . ઈશ્વરના ભક્તને કામ શોધવા જવાપણું નથી હોતું. એ ઈશ્વર ઉપર ભરોસો રાખીને બેસે છે. ઈશ્વર સંજોગો પેદા કરે છે. . . . એનાં કામો સિવાય બીજી કોઈ રીતે કોઈ માણસે ઈશ્વરને જોયો નથી. . . . મારે માટે અસ્પૃશ્યતાનિવારણનું કામ એ શુદ્ધ ધાર્મિક કામ છે. તેનો કાર્યક્રમ મને રાજદ્વારી કામમાંથી મળ્યો. પણ મારે માટે આ કામમાં રાજદ્વારી હેતુ રહ્યો નથી. તેથી જ યરવડાના કરારથી આ લડતનો અંત આવતો નથી. એ કરારથી તો આ લડતનો આરંભ થાય છે. . . . લંડનમાં કેવું બંધારણ થશે એની મને ચિંતા નથી. પણ અસ્પૃશ્યતાનિવારણની મને જરૂર ચિંતા છે. . . . મરી જવાની મારી ઇચ્છા નથી. હું વિવિધ પ્રવૃત્તિઓવાળો માણસ છું અને મને મહત્ત્વાકાંક્ષાઓ પણ છે. . . . ઈશ્વરે મને ચમાર, વણકર, સુતાર અને એવું ઘણું ઘણું બનાવ્યો છે. વળી કરોડો માણસ સાથે એકતાની ગાંઠ બાંધવાની તેણે મને શક્તિ આપી છે. તેઓ સમજી શકે એવી રીતે તેમની સાથે બોલવાની ભાષા તેણે મને આપી છે. આ બધું ઈશ્વરને ચરણે હું ધરી દઉં છું. હું ઈશ્વરનો બંદો છું. તે નચાવે તેમ નાચું છું. મારી જિંદગીની મને પરવા નથી. સારા કામ માટે લાખો માણસના જાન જાય તેની પણ મને પરવા નથી. આ તો જુગારીના ખેલ જેવું છે. મારી જિંદગી સાથે હું ખેલ ખેલી રહ્યો છું.

રાજભોજની સાથેની મુલાકાતનો સાર પાછો એને કાગળ લખીને એમાં જણાવ્યો :

"I was very glad to be able to see you and the friends who came with you and I feel thankful that my advice proved acceptable to you. I am quite sure that no Satyagraha should be attempted regarding temple entry, nor any fast undertaken by anybody, whilst all attention is being concentrated on Guruvayur. Nor should anybody think

of undertaking sympathetic fast, should it become necessary for Sjt. Kelappan and myself to do so. My advice however to suspend Satyagraha whilst all energy is being devoted to Guruvayur temple does not mean that no other effort should be made about opening the other temples. That has to be made unremittingly. But just now it is a point of honour with caste Hindus to do so. It will be time enough for Harijans to think of it when it is clearly established that caste Hindus will do nothing to secure the opening of public temples to Harijans. Fortunately every day brings the news of some temple being spontaneously opened somewhere to the Harijans and from all accounts that I have been receiving such effort is being continued, though undoubtedly not with the same enthusiasm that marked the fast week. What however Harijans may do to facilitate the work of Caste Hindus is to take up, so far as it is possible, internal reform such as observance of the laws of cleanliness, and giving up carrion and drink. I have discussed such things exhaustively with you.

" The matter of opening facilities for technical training of Harijan children and offering scholarships to deserving Harijan youths, I propose to discuss with Sheth Ghanshyamdas Birla and the other members of the A. I. A. U. League when they come here to see me."

"તમને અને તમારી સાથે આવેલા મિત્રોને મળવાથી મને બહુ આનંદ થયો. મારી સલાહ તમને ગમી તેને સારુ આભારી છું. મારી પાકી ખાતરી છે કે જ્યાં સુધી પ્રજાનું બધું ધ્યાન ગુરુવાયુર પર એકાગ્ર થઈ રહ્યું છે, ત્યાં સુધી મંદિરપ્રવેશ માટે સત્યાગ્રહ ન કરાય, તેમ કોઈથી ઉપવાસ પણ ન કરાય. તેમ જ શ્રી કેલપ્પનને તેમ જ મારે ઉપવાસ આદરવાની જરૂર પડે તો કોઈએ સહાનુભૂતમાં ઉપવાસ કરવાનો વિચાર ન કરવો જોઈએ. પણ ગુરુવાયુરના મંદિરને વિષે બધી શક્તિ એકાગ્ર થઈ રહી છે ત્યાં સુધી સત્યાગ્રહ મોકૂફ રાખવાની મારી સલાહનો અર્થ એ નથી કે બીજાં મંદિરો ખોલાવવાનો બિલકુલ પ્રયત્ન ન કરવો. એ પ્રયત્ન તો અવિશ્રાન્તપણે કરવાનો છે. અત્યારે તો એ કેવળ સવર્ણ હિંદુઓની જ આબરૂનો સવાલ છે. જ્યારે એમ ચોખ્ખું જણાય કે સવર્ણ હિંદુઓ હરિજન માટે મંદિરો ખોલાવવાને કાંઈ જ કરવાના નથી ત્યારે હરિજનોને એનો વિચાર કરવાનો

વખત આવશે. સદ્‌ભાગ્યે દરરોજ કોઈ ને કોઈ મંદિર હરિજનો માટે સ્વેચ્છાએ ખુલ્લું મુકાયાના સમાચાર આવે છે. અને મને મળતા અહેવાલો પરથી જણાય છે કે એ પ્રયાસો ચાલુ છે, જોકે અનશનસપ્તાહ જેટલા ઉત્સાહથી ચાલતા નથી. છતાં સવર્ણ હિંદુઓનું કામ સુગમ કરવાને હરિજનોએ બની શકે એટલે અંશે આંતરિક સુધારાનું — જેમ કે સ્વચ્છતાના નિયમોના પાલન તથા મુડદાલ માંસ અને દારૂના ત્યાગનું — કામ ઉપાડવું જોઈએ. આ વસ્તુઓ મેં તમારી સાથે વિસ્તારથી ચર્ચી છે.

"હરિજન બાળકોને ધંધાના શિક્ષણની સગવડો અને લાયક હરિજન જુવાનોને શિષ્યવૃત્તિઓ આપવાની વાત શેઠ ઘનશ્યામદાસ બિરલા અને અ૦ હિં૦ અસ્પૃશ્યતાનિવારણ સંઘના બીજા સભ્યો મને મળવા આવશે ત્યારે એમની સાથે ચર્ચીશ."

રાધાકાંતનો કાગળ આવ્યો. તેણે ચિંતામણિને અને કુંઝરુને પુછાવી જોવાની રજા આપી. એટલે બાપુએ ચિંતામણિ અને કુંઝરુને બન્નેને એક જ પ્રકારનો કાગળ લખાવ્યો :

"I have no doubt that you guessed who the author of the letter referred to in the fourth statement on untouchability was. The names referred to therein were those of your goodself and Pandit Hridayanath Kunzru. Radhakant, the writer has now given me permission upon my request to disclose his name to you and Pandit Kunzru. Before I say anything, it is due to you that I should know from you whether you actually felt coerced by my fast and acted against your conscience. I am writing to Pandit Kunzru also."

"અસ્પૃશ્યતાનિવારણ ઉપરના મારા ચોથા નિવેદનમાં જે કાગળનો ઉલ્લેખ છે તેના લખનારા કોણ છે એની અટકળ તમે જરૂર કરી હશે. તેમાં જે નામોનો ઉલ્લેખ છે તે એક તમારું, અને બીજું પંડિત હૃદયનાથ કુંઝરુનું છે. મારી વિનંતી ઉપરથી એ પત્રના લેખક શ્રી રાધાકાંત માલવિયાએ એનું નામ તમને બન્નેને જણાવવાની મને રજા આપી છે. હું કાંઈ પણ કહું તે પહેલાં તમારી પાસેથી એ જાણી લેવાની મારી ફરજ છે કે મારા ઉપવાસથી તમને બળાત્કાર લાગ્યો હતો કે કેમ? અને તમારા અંતરાત્માની વિરુદ્ધ તમે વર્ત્યા હતા કે કેમ? હું પંડિત કુંઝરુને પણ લખું છું."

"તમારી સામે ઉપવાસ કરનારાઓ પણ પુષ્કળ ઊભા થાય તો તમે શું કરશો?" એ સવાલ છેલ્લા બે ત્રણ દહાડામાં ઠીક પૂછવામાં આવ્યો છે.

of undertaking sympathetic fast, should it become necessary for Sjt. Kelappan and myself to do so. My advice however to suspend Satyagraha whilst all energy is being devoted to Guruvayur temple does not mean that no other effort should be made about opening the other temples. That has to be made unremittingly. But just now it is a point of honour with caste Hindus to do so. It will be time enough for Harijans to think of it when it is clearly established that caste Hindus will do nothing to secure the opening of public temples to Harijans. Fortunately every day brings the news of some temple being spontaneously opened somewhere to the Harijans and from all accounts that I have been receiving such effort is being continued, though undoubtedly not with the same enthusiasm that marked the fast week. What however Harijans may do to facilitate the work of Caste Hindus is to take up, so far as it is possible, internal reform such as observance of the laws of cleanliness, and giving up carrion and drink. I have discussed such things exhaustively with you.

" The matter of opening facilities for technical training of Harijan children and offering scholarships to deserving Harijan youths, I propose to discuss with Sheth Ghanshyamdas Birla and the other members of the A. I. A. U. League when they come here to see me."

"તમને અને તમારી સાથે આવેલા મિત્રોને મળવાથી મને બહુ આનંદ થયો. મારી સલાહ તમને ગમી તેને સારુ આભારી છું. મારી પાકી ખાતરી છે કે જ્યાં સુધી પ્રજાનું બધું ધ્યાન ગુરુવાયુર પર એકાગ્ર થઈ રહ્યું છે, ત્યાં સુધી મંદિરપ્રવેશ માટે સત્યાગ્રહ ન કરાય, તેમ કોઈથી ઉપવાસ પણ ન કરાય. તેમ જ શ્રી કેલપ્પનને તેમ જ મારે ઉપવાસ આદરવાની જરૂર પડે તો કોઈએ સહાનુભૂતિમાં ઉપવાસ કરવાનો વિચાર ન કરવો જોઈએ. પણ ગુરુવાયુરના મંદિરને વિષે બધી શક્તિ એકાગ્ર થઈ રહી છે ત્યાં સુધી સત્યાગ્રહ મોકૂફ રાખવાની મારી સલાહનો અર્થ એ નથી કે બીજાં મંદિરો ખોલાવવાનો બિલકુલ પ્રયત્ન ન કરવો. એ પ્રયત્ન તો અવિશ્રાન્તપણે કરવાનો છે. અત્યારે તો એ કેવળ સવર્ણ હિંદુઓની જ આબરૂનો સવાલ છે. જ્યારે એમ ચોખ્ખું જણાય કે સવર્ણ હિંદુઓ હરિજન માટે મંદિરો ખોલાવવાને કાંઈ જ કરવાના નથી ત્યારે હરિજનોને એનો વિચાર કરવાનો

નહીં પણ માનો કે એક બે અઠવાડિયાં મોડું, મંદિર ખૂલ્યા વિના નહીં રહે, તો પછી આપ કેવું વલણ લેશો?

બાપુ — ધારો કે કેલપ્પન એવા નિર્ણય પર આવે તો તેમણે મારી જોડે ચર્ચા કરવી પડશે ને ઉપવાસનો પ્રસંગ નથી એવી મારી ખાતરી કરી આપવી પડશે. હું તમને કહું કે કેલપ્પન કદી એવું કહે એમ હું માનતો જ નથી. પણ માનો કે કેલપ્પન ચાતરી જાય અને ઈશ્વર અને મનુષ્યને સાક્ષી રાખીને લીધેલી પ્રતિજ્ઞામાંથી છટકવા માગે — જો એવી સહેજ પણ શંકા આવે તો હું તેમને કહીશ કે મારી બુદ્ધિને સંતોષ આપો. પણ મેં હમેશાં કેલપ્પનને અચળ નિર્ધારવાળા અને સત્કાર્યમાં અડગ રહેનારા માન્યા છે.

સ૦ — આપના સ્વભાવ પ્રમાણે આપે ઉપવાસનો નિશ્ચય કરતાં પહેલાં ગુરુવાયુર મંદિરપ્રવેશના સવાલની બધી વિગતો તપાસેલી ખરી?

બાપુ — સવાલની બધી વિગતો તપાસ્યાનો ડોળ હું ન કરી શકું. કેલપ્પને એ તપાસી હશે એવો મેં સંપૂર્ણ વિશ્વાસ રાખ્યો છે; જોકે સામાન્ય રીતે હરિજનો માટે મંદિરો ખુલ્લાં મુકાવવાનો દાવો સાચો છે એવી મારા મનની ખાતરી મેં અવશ્ય કરી લીધી છે. પણ કોઈ મને પૂછે કે ગુરુવાયુરના મંદિરના ટ્રસ્ટનો દસ્તાવેજ હોય તો તે તમે જોયો છે? અથવા એ પ્રસિદ્ધ દેવાલયના વહીવટની ચાલી આવતી પ્રથાની તમે બારીકાઈથી તપાસ કરી છે? તો મારે મારું અજ્ઞાન કબૂલ કરવું પડે.

સ૦ — ઝામોરિનનો 'હિંદુ' પત્રમાં સાતમી નવેમ્બરે પ્રસિદ્ધ થયેલો છેલ્લો પત્ર આપે જોયો છે? એમાં ઝામોરિને કહ્યું છે કે કેલપ્પને ઉપવાસ શરૂ કર્યો ત્યારે પોતે તેમને ખોળાધરી આપેલી કે કેલપ્પન જો ઉપવાસ છોડે તો પોતે આ સવાલની તપાસ કરશે; પણ કેલપ્પને એ વાતને તરછોડી કાઢી અને ઉપવાસ ચાલુ રાખ્યો, એટલે હવે પોતે પેલી ખોળાધરીથી બંધાયેલા નથી.

બાપુ — ઝામોરિને કેલપ્પન પર અવિવેકનો આરોપ મૂક્યો છે ને એ કારણે પોતે આપેલી ખોળાધરી પાર પાડવાની ના પાડી છે, એ વસ્તુ સમજી જ નથી શકાતી. એ ખોળાધરી એમણે કેલપ્પનને આપેલી એ સાચું. પણ એ ખોળાધરી પ્રજાને પણ આપેલી ગણાય, ને એનો અર્થ એ થયો કે ઝામોરિને એવું જાહેર કર્યું કે પોતે આનો તોડ કાઢવાના તમામ પ્રયાસો કરવાના પોતાના ધર્મ વિષે જાગ્રત છે. હું માનું છું કે કેલપ્પનનું વર્તન ગમે તેવું હોય તોયે ઝામોરિન જવાબદાર માણસ તરીકે અને ટ્રસ્ટી તરીકે એ ખોળાધરીનું પાલન કરવા બંધાયેલા છે. હિંદુ મંદિરના ટ્રસ્ટીએ માત્ર રૂઢિની કે

'ટાઇમ્સ'વાળાને તો એનો જવાબ આપ્યો હતો. કાલે પ્રો. ઓતુરકરને પણ આપ્યો હતો. આજે માઇકલ નામનો માણસ, જે ઉપવાસને બળાત્કાર સમજે છે અને બીજાની બુદ્ધિને હરી લેનારું શસ્ત્ર માને છે, તે પહેલી તારીખથી ઉપવાસની ધમકી આપે છે. તેને લખ્યું:

"I should be sorry indeed if my prospective fast should deprive anyone of his or her intellectual freedom. Any way, I have declared in emphatic terms that it is intended only to affect the mass mind. Naturally friends and coworkers who believe in the removal of untouchability will be stirred to action. That is no matter for regret. Nevertheless if you have a clear call of conscience you will of course fast. But you will hardly expect it to move me if I continue to believe that I am also obeying God's call."

"મેં કરવા ધારેલા ઉપવાસથી કોઈનું બુદ્ધિસ્વાતંત્ર્ય હરાઈ જાય તો મને જરૂર દિલગીરી થાય. મેં તો સ્પષ્ટ શબ્દોમાં જાહેર કર્યું છે કે મારા ઉપવાસનો હેતુ જનતાના દિલ ઉપર અસર પહોંચાડવાનો છે. સ્વાભાવિક રીતે જ જે મિત્રો અને સાથીઓ અસ્પૃશ્યતાનિવારણમાં માને છે તેઓ જાગ્રત થઈને કામે વળગી જશે. એ વસ્તુ દિલગીર થવા જેવી નથી. છતાં તમને જો અંતરાત્માનો સ્પષ્ટ આદેશ લાગતો હોય તો અલબત્ત તમે ઉપવાસ કરી શકો છો. પણ જો મારી માન્યતા ચાલુ રહે કે હું પણ ઈશ્વરના આદેશ પ્રમાણે જ વર્તું છું તો તમારા ઉપવાસની મારા ઉપર કશી અસર થાય એવી આશા તમે ભાગ્યે જ રાખશો."

'હિંદુ' પત્રના પ્રતિનિધિને આપેલી મુલાકાત:

૧૨–૧૧–'૩૨

સ૦ — ગુરુવાયુરના પ્રશ્ન વિષે આપે જે ઉપવાસ કરવા ધાર્યો છે તેનાં કારણ સમજાવશો?

બાપુ — મારો આગામી ઉપવાસ શ્રી કેલપ્પનના ઉપવાસ પર આધાર રાખે છે. સ્વતંત્ર રીતે મારે ઉપવાસ આદરવો પડે એવા સંજોગો હું કલ્પી શકું છું. ધારો કે ન કરે નારાયણ ને કેલપ્પનનો દેહ પડે તો મારે એ ઉપવાસ પાર પાડવો પડે. મેં તો એક અંતિમ ઉદાહરણ લીધું છે. સાધારણ સંજોગોમાં કેલપ્પનથી સ્વતંત્રપણે ઉપવાસ આદરવાની મારી અપેક્ષા નથી.

સ૦ — શ્રી કેલપ્પનને જો એવો સંતોષ થાય કે ખરી દિશામાં પગલાં લેવાઈ રહ્યાં છે, અને થોડા વખતમાં, બરાબર જાન્યુઆરીની પહેલીએ

જવા દેવા અને ઉત્સવને દિવસે મૂર્તિને દર્શન માટે ત્યાં આણવી. આને વિષે આપનો શો મત છે?

બાપુ — આ હિલચાલ અસ્પૃશ્યતા નાબૂદ કરવા માટે છે તેથી હરિજનોને 'સ્પૃશ્ય' લોકો જેટલા જ હક મળવા જોઈએ. પણ એનો અર્થ એ નથી કે તેમને ગર્ભગૃહમાં પેસવા દેવા જોઈએ, કેમ કે ગર્ભગૃહમાં તો પૂજારીઓ જ જઈ શકે છે. જો બ્રાહ્મણેતરોને અસ્પૃશ્ય ગણીને જતાં રોકવામાં આવતા હોય તો એ અસ્પૃશ્યતા જવી જ જોઈએ. પણ જો તેમના પર અસ્પૃશ્યતાની કાળી ટીલી ન હોય, પણ મંદિરના અમુક ભાગ સુધી એકલા બ્રાહ્મણોને જ જવાની છૂટ હોય, તો આ હિલચાલને અંગે હું એ રિવાજ સામે કશું બોલું નહીં. ધર્મક્રિયાને લગતા બ્રાહ્મણોના એકલપેટા હકોનો સવાલ સાવ નોખો છે, અને જો એકલપેટાપણું કાઢવું હોય તો એ સવાલનો સ્વતંત્રપણે વિચાર કરવો પડે. અમુક ક્રિયાઓ અમુક એક જ વર્ગના હાથમાં રાખવાની પ્રથાને વગરવિચારે વખોડવાને હું તૈયાર નથી. આ સવાલ હકનો નહીં હોય પણ કર્તવ્યનો હશે. અમુક કર્તવ્ય તેને માટે જરૂરી એવી લાયકાત ધરાવનાર કુશળ લોકોનો વર્ગ કરે એટલું જ આમાં છે.

સ૦ — મંદિરપ્રવેશ એ રાજ્યપ્રકરણમાં હરિજનોને મનાવી લેવાના એક ઉપાય તરીકે સૂચવવામાં આવે છે એમ મદ્રાસ હાઈકોર્ટના જજ શ્રી. શ્રીનિવાસ આયંગરે કહ્યું છે એ વિષે આપ શું માનો છો?

બાપુ — શ્રી. શ્રીનિવાસ આયંગર હાઈકોર્ટના જજ થયા ત્યાર પહેલાંનો હું એમને ઓળખું છું. એટલે મંદિરપ્રવેશને રાજ્યપ્રકરણી સવાલ કરવાની કલ્પના પણ શી રીતે થાય એ મને નવાઈ પમાડે છે. હું તો એ સમજી જ શકતો નથી. જો હિંદુ ધર્મ બહારની દખલ વિના આ જુગજૂના કલંકને ધોઈ શકશે તો એનું શ્રેય જ થવાનું છે. અન્યધર્મીઓ તરત જ માનવા લાગશે કે હિંદુ ધર્મમાં કંઈ અજબ ચેતન ભરેલું છે. મને લાગે છે કે અસ્પૃશ્યતાનિવારણ એ હિંદુ ધર્મમાં એવો જબરદસ્ત સુધારો છે કે એની અસર આખા જગત પર પડ્યા વિના નહીં રહે. એ સવાલ ઉકેલવાની મારી પદ્ધતિ નિષ્ફળ નીવડે તો એ મારી હસ્તીની સંપૂર્ણ અવગણના થઈ ગણાશે.

સ૦ — મદ્રાસ ધારાસભા સુધારાના બિલને નાપાસ કરે તો આપ શું કરો?

બાપુ — એવી નિષ્ફળતાનો મને ભય નથી. જો ધારાસભાએ ડૉ. સુબ્બરાયનનો ઠરાવ પસાર કર્યો તે ચાલુ કાયદાના સુધારાનું બિલ રજૂ

અમુક એક વર્ગના ખાસ હકોની રક્ષા કરવાની નથી પણ ખુદ હિંદુ ધર્મની શુદ્ધિની રક્ષા કરવાની છે, અને હિંદુઓની પ્રતિદિન વિકાસ પામતી આધ્યાત્મિક આકાંક્ષાઓને સંતોષવાની છે. એવા ટ્રસ્ટીને કોઈ એક કે અનેક માણસ પોતાની સામે કંઈ કહે તેથી અસ્વસ્થ થયે ન પાલવે. અને કાયદાના સવાલને વિષે ઝામોરિનની વાત હું જાણું છું, પણ કાયદાની મુશ્કેલીઓ જ્યારે મોટા નૈતિક સુધારાની આડે આવતી હોય ત્યારે તેની સામે લડવું જોઈએ ને તેને દૂર કરવી જોઈએ. તેથી ઝામોરિન કે બીજો કોઈ માણસ મંદિર ખોલવાની સામે કાયદાની મુશ્કેલીઓ રજૂ કરે તો એ સંતોષકારક જવાબ ન ગણાય. જો પ્રજામત નીતિધર્મની દૃષ્ટિએ વાજબી હોય તો ઝામોરિન જેવા ટ્રસ્ટીએ પ્રજાની એ નૈતિક માગણીને સંતોષતાં જે કાયદાનાં વિઘ્નો આડે આવતાં હોય તે દૂર કરવાં જોઈએ.

સ૦ — હરિજનોના મંદિરપ્રવેશ માટે કાયદામાં સુધારો કરવાના પ્રયત્નો થાય છતાં પહેલી જાન્યુઆરી પહેલાં ધારાસભાને બિલ પસાર કરવાનો વખત ન મળે તો આપ ઉપવાસ મોકૂફ રાખો ખરા?

બાપુ — ધારો કે પહેલી જાન્યુઆરી પહેલાં કાયદામાં સુધારો કરવો સર્વથા અશક્ય થઈ જાય તો ઉપવાસ મોકૂફ રાખવાનું એ પૂરતું કારણ ગણાય. એમાં એટલું તો માની જ લીધેલું છે કે જેટલાં પગલાં લઈ શકાય એટલાં લેવાયાં હોય, અને માણસથી કહી શકાય ત્યાં સુધી કાયદો પસાર થવાનો પૂરેપૂરો સંભવ હોય. એમાં વળી એ પણ માની લીધેલું છે કે પ્રજા, મંદિરના ટ્રસ્ટીઓ અને બધા એકમત થયા હોય.

સ૦ — આપ રૂઢિચુસ્ત સનાતનીઓને મળવા બોલાવો અને આ સવાલનો સલાહસંપથી નિકાલ આણવાનો પ્રયત્ન કરો, એ સૂચના પર આપ વિચાર કરો ખરા?

બાપુ — કોઈ પણ મહાજનોના મંડળને મારી પાસે બોલાવવામાં હું અવિનય ગણું. એમના પ્રત્યેના આદરને લીધે હું કહું છું કે હું એમને ન બોલાવું. હું આ લોકોને મળવા બોલાવતો નથી એનું કારણ એ નથી કે હું એમને મળવા માગતો નથી, પણ મને લાગે છે કે એમની પાસે મને કહેવા જેવું કશું ન હોય. એમના દરજ્જા વિષેના આદરને લીધે હું તેમને બોલાવતો નથી. પણ હું માત્ર આમંત્રણ મોકલું તો તેઓ ખુશીથી આવે એમ મને જણાય, તો એવું આમંત્રણ મોકલતાં મને કશો સંકોચ ન થાય.

સ૦ — કેટલાક લોકો મંદિરપ્રવેશની હિલચાલ પ્રત્યે સહાનુભૂતિ ધરાવે છે, અને છતાં જૂના વિચારના સનાતનીઓની લાગણીને પણ માન આપવા માગે છે. એ લાગણી એવી છે કે હરિજનોને ધ્વજસ્તંભ સુધી

આફ્રિકામાં હિંદીઓ અને ઝુલુઓને માટે હોટેલો ખુલ્લી હોય એમ માગીએ છીએ. જો હોટેલવાળા મ્યુનિસિપાલિટીનો લાભ લે તો મ્યુનિસિપાલિટીની હદમાં રહેનારા સહુની સેવા તેમણે કરવી જ જોઈએ. આપણાં દિલ એવાં કઠોર થઈ ગયાં છે કે આ બાબતોના અન્યાયો આપણને કઠતા જ નથી. મ્યુનિસિપાલિટી એવો ઠરાવ કરી શકે કે જેને આવી રીતે અસ્પૃશ્યોને છૂટ ન આપવી હોય તે ભારે સુપરટૅક્સ આપે. એ ટૅક્સમાંથી મ્યુનિસિપાલિટી અસ્પૃશ્યોને માટે જુદાં કૉફી હાઉસ ખોલી શકે. એ બધાં ખાનગી કૉફી હાઉસ છે એવો બચાવ થઈ જ ન શકે. એ બધાંયે જાહેરની સેવા માટે છે. એમ તો ગાડીવાળા અને ટૅક્સીવાળા અને ટ્રામવાળા અસ્પૃશ્યોને કે બીજા કોઈ વર્ગને ન બેસવા દે, એ ચાલે કે?"

'संतप्तानां त्वमसि शरणं' બાપુને વિષે દરરોજ નાની નાની બાબતોમાં પણ સિદ્ધ થયાં કરે છે. એને માટે ઉપરનો દાખલો તો પૂરતો છે જ. વળી બીજો, અરુણ દાસગુપ્તા (સતીશબાબુના દીકરા)ને બાપુએ એની માંદગીમાં આશ્વાસક કાગળ લખેલો — તે છાપામાં (બંગાળીમાં) આવ્યો. તે એક માંદગીને બિછાને પડેલા મુસલમાન યુવકે વાંચ્યો. એણે બાપુને હૃદયદ્રાવક કાગળ લખ્યો કે "તમારો પ્રેમ તો વિશ્વપ્રેમ છે. તમે મને આંતરડી ઠારે એવો કાગળ ન લખો? અને છૂટો ત્યાર પછી આશ્રમમાં ન લો? હું તો સાવ અપંગ છું." બાપુએ એને અતિશય મીઠો કાગળ લખ્યો :

"તું મારે અરુણ જેવો જ છે અને આશ્રમમાં લઈ શકાતો હોય તો લઉં. પણ હમણાં તો કલકત્તામાં અપંગોને માટે આશ્રમ છે તેમાં જાય, તો તેની વ્યવસ્થા કરું."

આ ઉપરાંત, એ યુવક ચાંદપુર જિલ્લાનો છે એટલે હરદયાળબાબુને કાગળ લખ્યો કે તમે એને જોઈ આવો અને એની સારવાર થાય છે કે નહીં તે જુઓ.

સેંકીએ બાપુને અપીલ કરેલી તેનો ધધડાવીને જવાબ લખ્યો.

વલ્લભભાઈ કહે : "આ મને ગમ્યું."

બાપુ કહે : "મસાલો હોય ત્યારે તમને ગમે, કેમ?"

જવાબનો ડ્રાફ્ટ જોતાં મને સૂઝ્યું કે વાઇસરૉયને અહીંથી લખેલા કાગળનો ઉલ્લેખ અંદર નથી. એ ખાસ સુલેહનો ઇશારો હતો. બાપુ રાજી થયા. તરત એ કાગળ કઢાવ્યો. અને એ અને એ પછી ભારતમંત્રીને લખેલો કાગળ એ બંનેનો ઉલ્લેખ અંદર આવ્યો.

ગવર્નરની મારફત એ કેબલ મોકલવામાં આવ્યો.

થાય તો તેને નાપાસ નહીં કરે. હું મારે માટે નિર્મેલા સમય પહેલાં મરી જઈશ એમ માનતો નથી.

વાસુકાકા અને હરિભાઉ સાથે:

"મંદિરો એ હિંદુજીવનનું આવશ્યક અંગ છે. આપણને શિક્ષિત લોકોને ઈશ્વરની હાજરી આપણા હૃદયમાં જણાતી હોય અને તેથી મંદિરે જવાની જરૂર ન લાગતી હોય. પણ સઘળા હરિજનોને તેમના હૃદયમાં ઈશ્વર વસે છે એમ લગાડવું એ અશક્ય છે. એમને તો એમ લાગે કે મંદિરો મારફત પોતે ઈશ્વર સાથે સંબંધ બાંધી શકશે."

આ લોકોને શ્રદ્ધા રાખવાની સલાહ આપી, મંદિરો નહીં જ ઊઘડે એમ માનીને ન ચાલતાં, મંદિરો ઊઘડશે જ એમ શ્રદ્ધાથી કામ લેવાનું કહ્યું.

એલ્વિનને તેના આશ્રમ માટે આ પ્રમાણે સંદેશો મોકલ્યો:

૧૩-૧૧-'૩૨

"Cleanest air, cleanest water, simplest food and cleanest thinking which really means communion with God, are the four laws — the first three flowing from the fourth. Hence your English saying — simple, that is, plain living and high thinking. I should like to simplify that saying — clean thinking and clean living. Boils are a symptom of unclean living in my sense of the expression. Let this then be my message to the brothers for a beginning."

"સ્વચ્છ હવા, સ્વચ્છ પાણી, સાદો ખોરાક અને સ્વચ્છ વિચાર એટલે ખરી રીતે ઈશ્વર સાથે એકતા, આ ચાર મુખ્ય નિયમો છે. ચોથા નિયમમાંથી પહેલા ત્રણ નીકળે છે. એ જ પ્રમાણે તમારું અંગ્રેજી વચન છે કે, સાદું જીવન અને ઉચ્ચ વિચાર. એ વચનને હું આમ વધુ સાદું બનાવું: 'સ્વચ્છ વિચાર અને સ્વચ્છ જીવન.' એ વચનના મારા અર્થ પ્રમાણે ગૂમડાં એ અસ્વચ્છ જીવનની નિશાની છે. તમારા આશ્રમવાસીઓને શરૂઆત કરવા માટે આ મારો સંદેશો ગણજો."

મદ્રાસ પ્રાંતમાં એક મ્યુનિસિપાલિટીએ કૉફી હાઉસો અંત્યજોને માટે ખુલ્લાં હોવાં જોઈએ એવો ઠરાવ કર્યો. શિવસ્વામી આયર એને જોરજુલમ અને હિંસા તરીકે વર્ણવી તે ઉપર ટીકા કરે છે.

બાપુ કહે: "એમાં કશો જોરજુલમ નથી. મ્યુનિસિપાલિટી આ સમય જોઈ એ ઠરાવ કરે તો એ તો ધન્યવાદને પાત્ર છે. આપણે દક્ષિણ

એક બાળક (સાધનહીન)ને સેવા કરવાની રીત સમજવી હતી. તેને લખ્યું :

"I am glad you realize that poverty is the common lot of millions. The real way to pray to Lord Krishna is to do in His name some little service to those who are less fortunate than ourselves; and when we show the spirit of service in daily life, unbelieving neighbours will begin to believe in God. You can do untouchability work by yourself going among untouchables and rendering such service as is possible to them as if they were members of our own family. If you do not know Hindi, you should quickly learn it."

"કરોડો માણસના નસીબમાં તો ગરીબી જ છે એ તમે સમજો છો તેથી હું રાજી થાઉં છું. શ્રીકૃષ્ણની પ્રાર્થના કરવાનો સાચો રસ્તો એ છે કે જેઓ આપણા કરતાં ઓછા ભાગ્યશાળી છે એવાઓની જે કાંઈ થઈ શકે તે સેવા એને નામે કરવી. આપણા રોજના જીવનમાં સેવાની આ ભાવના આપણે પ્રગટ કરીશું ત્યારે આપણા અશ્રદ્ધાળુ પાડોસીઓ પણ ઈશ્વર ઉપર આસ્થા રાખવા માંડશે. અસ્પૃશ્યોમાં જઈને તેઓ આપણા કુટુંબીજન હોય તે રીતે જે કાંઈ શક્ય હોય તેવી એમની સેવા કરવાથી તમે અસ્પૃશ્યતાનિવારણનું કામ કરી શકશો. તમને હિંદી ન આવડતું હોય તો તમારે તે ઝટ શીખી લેવું જોઈએ."

આશ્રમના કાગળ, હરિજનસેવાને લીધે, ઓછામાં પતાવવા પડ્યા. એક કાગળ નોંધવા જેવો છે. એમાં ટ્રસ્ટીની લાયકાતો અને જવાબદારી સમજાવ્યાં.

"ટ્રસ્ટમાં રહેવાથી તું સ્વતંત્ર થાય છે એમ માનતી હોય તો ભૂલ છે. ટ્રસ્ટનો અર્થ જવાબદારી છે અને માણસ પોતાની મિલકતનો ટ્રસ્ટી બને એ મને તો ગમે. જે પોતાની મિલકતના ટ્રસ્ટી બને એ માલિક મટ્યા. એણે તો રક્ષક તરીકે મિલકતમાંથી જે કમિશન મળે તેમાંથી જ ચલાવવાનું રહ્યું. આ ટ્રસ્ટનો અર્થ છે. જે ટ્રસ્ટી રક્ષક બનીને ભક્ષક થાય છે તેની વાત અહીં નથી, અહીં તો ટ્રસ્ટમાં શો ધર્મ રહ્યો છે તે બતાવું છું. તું લખે છે કે તું પગભર થવાને શક્તિ માગી રહી છે. એનો અર્થ તું સમજી? પગભર થવું એટલે ન બાપની કમાઈ ખાવી, ન સસરાની ખાવી, ન ધણીની ખાવી; પોતાના બળથી જે ટુકડો મળી શકે એ ખાઈને રહેવું. આ રીતે રહેવાની તારી શક્તિ તેં કોઈ દિવસ બતાવી નથી. તારામાં એવી ઇચ્છા હોય એ મેં કોઈ દિવસ ભાળ્યું નથી."

આશ્રમની ટપાલને લીધે અસ્પૃશ્યતાની ટપાલ બહુ ન હતી. ગીતાના यः शास्त्रविधिमुत्सृज्य ટાંકનારાઓને આ

૧૪–૧૧–'૩૨ પ્રમાણે જવાબ આપ્યો:

"Your argument seems to be this: Bhagavat Gita refers the devotee to Shastra Vidhi and since Shastras support untouchability Bhagavat Gita must be said to support it. The question then is, what are Shastras? And I have answered that question by the answer that whatever is contrary to the main theme of the Gita must be rejected as being no Shastras. And since the main theme is oneness and therefore equality of all life there is no warrant for untouchability in the Gita."

"તમારી દલીલ આવી લાગે છે: ભગવદ્‌ગીતા ભક્તને શાસ્ત્રવિધિ પ્રમાણે રહેવાનું કહે છે. અને શાસ્ત્રો અસ્પૃશ્યતાનું સમર્થન કરે છે. માટે ભગવદ્‌ગીતા પણ અસ્પૃશ્યતાનું સમર્થન કરે છે એમ કહેવાય જ.

"ત્યારે સવાલ એ થાય છે કે શાસ્ત્રો કોને કહેવાં? હું એનો જવાબ એ આપું છું કે ગીતાના મુખ્ય ધ્વનિની જે કાંઈ વિરુદ્ધ હોય તે શાસ્ત્ર નથી એમ ગણી તેનો ઇન્કાર કરવો. અને ગીતાનો મુખ્ય ધ્વનિ આત્માની એકતા અને તેથી દરેક જીવની સમાનતા, એ હોવાથી ગીતામાં અસ્પૃશ્યતાને માટે કશો આધાર નથી."

'पंडिताः समदर्शिनः' નો આશ્રય લેનારાઓને કહે: "પંડિતોને માટે જ એ છે એમ કહીને સટકી શેના જાઓ છો? પંડિતો કરે તે પ્રાકૃતોને કરવાની કોઈ થોડી ના પાડે છે? પ્રાકૃતો એ કરે તો બહુ જ સારું. એટલે દરજ્જે તેઓ પંડિતના જેવા થયા."

એક જણે પૂછ્યું હતું કે "બીજાની સામેની — જેવા કે ખ્રિસ્તી વગેરે સામેની અસ્પૃશ્યતા જવી જોઈએ ના?" તેને લખ્યું:

"I quite agree with you that no one should be treated as untouchable and I am sure that when we have ceased to treat forty millions of Hindus as such, we shall cease to treat Christians and Musalmans as such."

"હું તમારી સાથે પૂરેપૂરો મળતો થાઉં છું કે કોઈને પણ અસ્પૃશ્ય ગણવા જોઈએ નહીં. મારી ખાતરી છે કે ચાર કરોડ હિંદુઓને અસ્પૃશ્ય ગણતા આપણે બંધ થઈશું ત્યારે ખ્રિસ્તીઓ અને મુસલમાનોને પણ એવા ગણતા અટકીશું."

Harijans was wrong from the commencement, and we have to retrace our steps. Let all the workers examine the position from this viewpoint. If a mistake has been made there need be no shame in an open confession."

"તમારો કાગળ તથા ઝામોરિન અને કેલપ્પન વચ્ચે થયેલા પત્રવ્યવહાર તથા તારોની નકલ તમે મને મોકલી આપી તે સારું કર્યું. એ મને બહુ ઉપયોગી થઈ પડ્યા છે. જો ઉપવાસ કરવા પડશે તો એ ઝામોરિનની સામે નહીં હોય. જો મોટા ભાગના સવર્ણ હિંદુઓ અવર્ણો માટે મંદિર ખોલવામાં આવે એની ખરેખર તરફેણમાં હોય તો તમને એમ નથી લાગતું કે ખુદ ઝામોરિન પણ એમની સામે મંદિર બંધ રાખી શકે નહીં? મંદિર કાંઈ ઝામોરિનની ખાનગી મિલકત નથી. એટલું યાદ રાખવું જોઈએ કે એ પોતે એવો દાવો પણ કરતો નથી અને સ્વીકારે છે કે પોતે માત્ર ટ્રસ્ટી જ છે. હવે ક્ષણભર ધારો કે મંદિરમાં જનારા એકલા સવર્ણ હિંદુઓનો જ તે ટ્રસ્ટી છે. તો મંદિરની ચાવી એ મંદિરમાં જનારાઓના હાથમાં છે એમ કહેવાય. ઝામોરિન તેમના વતી એ ચાવી પોતાની પાસે રાખે છે. હવે સવર્ણો સાચે જ મંદિર ખોલવા ઇચ્છતા હોય તો તેમની પોતાની ઇચ્છા અચૂક રીતે બતાવવાના ઘણા રસ્તા છે. મંદિરનો ઉપયોગ કરનારાં સઘળાં સવર્ણ સ્ત્રીપુરુષોની મતગણતરી કરવાનો પ્રયત્ન થયો છે ખરો? જો સ્થિતિ હું માનું છું તેવી ન હોય, જો સવર્ણોને કશા હક ન હોય, જો આ ટ્રસ્ટ તેમને માટે ન હોય, તો ખરી સ્થિતિ શી છે તે મને જણાવવું જોઈએ. ત્યાર પછી મારો નિર્ણય ફેરવવાનું તમે મને કહી શકો. દાખલા તરીકે મંદિર જો ઝામોરિનની ખાનગી મિલકત હોય, એટલે કે તેની જ્યારે ઇચ્છા થાય ત્યારે કોઈને પણ મંદિરમાં પ્રવેશ કરતા રોકવા માટે મંદિરના દરવાજા બંધ કરવાની તેને સત્તા હોય, તો ગુરુવાયુરનું મંદિર હરિજનોને માટે ખોલાવવાની આખી ચળવળ મૂળમાંથી જ ખોટી હતી અને અમારે તે ખેંચી લેવી જોઈએ. સઘળા કાર્યકર્તાઓ આ દૃષ્ટિબિંદુથી આખી સ્થિતિની બરાબર તપાસ કરે. જો ભૂલ થઈ હોય તો તેનો ખુલ્લો એકરાર કરવામાં કાંઈ શરમ હોવી જોઈએ નહીં."

'संतप्तानां त्वमसि शरणं'નું બીજું ઉદાહરણ : એક સજ્જન લખે છે
કે "મારી ૭ વરસની દીકરી ઉપર જાણીતા અને મિત્ર
૧૫–૧૧–'૩૨ જેવા ગણાતા પંચાસ વરસના પડોસીએ નશામાં બળાત્કાર
કરવાનો પ્રયત્ન કર્યો. મારી પત્ની ભારે દુઃખમાં છે.
એ માણસને મારી નાખવાનું મન થાય છે. પણ તમારો અનુયાયી છું

એ જ કાગળમાં: "જેની ચોરી થઈ તેને મેં ધન્યવાદ આપેલ છે, તેમ આ ચોરીને સારુ પણ છે. આપણી પાસે એક કોડી પણ રાખવાનો આપણને અધિકાર નથી. જે કાંઈ રાખીએ એ ચોરીનો માલ છે. જગત પણ ચોર એટલે આને ચોરી ન કહેવાય. તેથી આપણે ફેસલાઈ ન જઈએ. અને આપણી પાસે ચોરીનો માલ પડ્યો હોય એ બીજા ચોર લૂંટી જાય તેમાં નવાઈ શી? તેમાંથી શિખામણ એ લઈએ કે ચોરને લૂંટવા જેવો સંગ્રહ આપણી પાસે રાખીએ નહીં અને થોડો ઘણો પણ રાખ્યો હોય તો જ્યાં લગી બીજા એ ઉઠાવી ન જાય ત્યાં સુધી તેની માલિકી ભોગવીએ. આટલો પાઠ જો તું આ ચોરીમાંથી શીખી જાય તો કાંઈ ગુમાવ્યું નથી, અને આટલું જ્ઞાન પામી એટલી કમાણી."

કુનહપ્પાનો મારી ઉપર કાગળ આવ્યો, તેના જવાબમાં:

"You have done well in sending your letter and also copies of letters and telegrams passed between the Zamorin and Kelappan. Your letter and the enclosures have been most valuable to me. The fast if it has to come won't be against the Zamorin. If the vast mass of *Savarna* Hindus are really in favour of the temple being opened to the *Avarnas*, do you not feel that the temple cannot be closed against them even by the Zamorin? It is not his property. It should be remembered that he does not make any claim himself and admits that he is only a trustee. And let us assume for the moment that he is a trustee only for the *Savarna* Hindus, who alone are the temple-goers. Then the key to the temple is in their hands and the Zamorin holds the key for them. Then if the *Savarnas* are in earnest, there are many ways of their showing their wish in unmistakable terms. Has an attempt ever been made to take a referendum of all the *Savarnas*, men and women, making use of the temple? If the position is not as I imagine it to be, and if the *Savarnas* have no rights, if the trust is not held for them, I should then be informed of the correct position. It would then be time for you to ask me to revise my decision. If for instance the temple is the private property of the Zamorin, if in other words he could shut the doors of the temple against anybody entering it, if he is so willed, the whole of the agitation for opening Guruvayur to the

તેને જવાબ આપ્યો :

"મારી પોતાની દૃષ્ટિ પ્રમાણે તો હું '૨૧ની સાલમાં હતો તે જ છું. પણ એવી આશા રાખું છું કે એ જ દિશામાં કાંઈક પ્રગતિ મેં કરી હશે. આ જગતમાં કશું સ્થિર તો નથી જ, કાં આગળ વધે અથવા તો પાછળ પડે. જે લોકોને વિષે તમે પાખંડ કલ્પો છો, એ લોકોને વિષે મેં નથી લખ્યું. પાખંડી ગણી શકાય એવા ગણતર હોય છે. મેં તો અગણ્ય લાખોને વિષે લખ્યું છે. તેઓમાં અજ્ઞાન હોય, મૂર્ખતા હોય, પણ પાખંડ ન હોય. જરા ઊંડા ઊતરીને વિચારશો તો આ વાતની પ્રતીતિ થયા વિના તમને નહીં રહે. અત્યાચાર વિષે જરા વધારે ફોડ પાડો એમ ઇચ્છું છું."

'संतप्तानां त्वमसि शरणं'નું આજે વિચિત્ર ઉદાહરણ. . . .એ અતિશય ઉકળાટ, ક્રોધ, અને તિરસ્કારથી ભરેલો

૧૬–૧૧–'૩૨ કાગળ મોકલ્યો. તેને બાપુએ શાંતિથી જવાબ આપ્યો :

"તમારો કાગળ મળ્યો. તમારું દુઃખ જોઈને મને દુઃખ થયું છે. તમારો ક્રોધ હું સમજી શકું છું. તમે સહન કરવામાં મણા નથી રાખી. આમ છતાં તમને અને બીજાઓને મેં સલાહ આપી તેનો મને પશ્ચાત્તાપ નથી. જ્ઞાનપૂર્વક દુઃખ સહન કરવાથી જગતમાં આજ લગી કોઈનું ભૂંડું નથી થયું. દુઃખ પડે ને તે સહન કરવું એ ભૂંડું નથી. પણ અત્યારે હું તમને કાંઈ નહીં સમજાવી શકું. ઈશ્વર તમને શાંતિ આપો, તમારું કલ્યાણ કરો. ક્રોધમાંયે તમે લખ્યાં કરશો તો મને સારું લાગશે. વલસાડમાં શું કરો છો?"

આજે ગોસીબહેન, નરગીસબહેન, શીરીનબહેન અને જમનાબહેન આવ્યાં. મુંબઈના અસ્પૃશ્યતાના કામની કેટલીક સારી વિગતો એમણે આપી, અને ઉપવાસ ટાણાનો એક પ્રસંગ ટાંક્યો. એક બાઈ માધવબાગમાં સારાં કપડાં પહેરી દર્શન કરવા આવી, મંદિરના આંગણાની મધ્યમાં ઊભીને એ પોકારવા લાગી: "હું ઢેડી છું, ઢેડી. તમે મને બધા અડક્યા છો એ જાણજો!"

આજે સાંજે સાતમી પત્રિકા લખાવતાં બાપુએ 'तस्माच्छास्त्रं प्रमाणं ते कार्याकार्यव्यवस्थितौ'નો અર્થ કરવાનો પ્રયત્ન કર્યો અને શાસ્ત્રની વ્યાખ્યા આપી. સોળમા અને સત્તરમા અધ્યાયમાં 'શાસ્ત્ર'નો હું જે અર્થ કરું છું એ મેં જણાવ્યો.

બાપુ કહે: "એટલે તમે શાસ્ત્રને અનાસક્તિ શાસ્ત્ર અથવા કર્મયોગ શાસ્ત્ર કહો છો?"

એટલે ખામોશ રાખી બેઠો છું. આવા દુષ્ટોને કેમ જવા દેવાય?"
એને લખ્યું :

"My whole heart goes out to you and your wife. I am quite clear in my mind as to the course you have to follow. You should forget the man and the deed. God alone punishes and rewards. It was open to you, as I suppose it is even now, to prosecute the offender. But that is clearly not what you intend to do. After all he was not in his senses. Who knows that some day he may not learn the lesson and become a better man? If an opportunity offers for you to do a good turn to him you will not omit to do it. You should console your wife and induce her to forget the incident. Your daughter should not even be allowed to remember the incident. I suppose she has no knowledge of what was attempted to be done to her. But even if she has, she should be brought up so as to forget it altogether."

"તમારાં પત્નીને અને તમારે માટે મારું હૃદય દ્રવે છે. તમારે કયો માર્ગ લેવો જોઈએ એ મને તો દીવા જેવું ચોખ્ખું દેખાય છે. તમારે એ માણસને અને તેના કૃત્યને ભૂલી જવું જોઈએ. ઈશ્વર એકલો જ સજા કરે અને બદલો આપે. ગુનેગારની સામે કાયદેસર પગલાં લેવાનો તમને અધિકાર હતો. હજી પણ છે. પણ તેમ કરવાનો તમારો ઇરાદો નથી એમ સ્પષ્ટ લાગે છે. હકીકતમાં તો એ માણસ ભાનમાં નહોતો. કોણ જાણે છે કે કોઈ દિવસ એને સાન નહીં આવે અને એ સારો માણસ નહીં બને? તેનું કાંઈ ભલું કરવાની તમને તક મળે તો તમારે એ તક જવા દેવી નહીં. તમારાં પત્નીને તમે આશ્વાસન આપશો અને આ બનાવ ભૂલી જવાનું તેને સમજાવશો. તમારી દીકરીને તો આ પ્રસંગનું સ્મરણ જ ન થવા દેવું જોઈએ. હું ધારું છું કે તેના ઉપર શું કરવાનો પ્રયત્ન થયો હતો તેનું તેને જ્ઞાન પણ નહીં હોય. પણ તેને હોય તોપણ આ પ્રસંગનું તેને સંપૂર્ણ વિસ્મરણ થાય એવી રીતે તમારે એને ઉછેરવી જોઈએ."

વસંતરામ શાસ્ત્રી ગાજ્યા : "'૨૧ના મહાત્મા ગાંધીજી અને આજના એક જ કે? લાખો માણસોને તમારા અનુયાયીઓ માનો છો. પણ તે તો પાખંડી છે અને તમને છેતરે છે, તમે પ્રજાના ઉપર અત્યાચાર કરી રહ્યા છો."

તેને જવાબ આપ્યો :

"મારી પોતાની દૃષ્ટિ પ્રમાણે તો હું '૨૧ની સાલમાં હતો તે જ છું. પણ એવી આશા રાખું છું કે એ જ દિશામાં કાંઈક પ્રગતિ મેં કરી હશે. આ જગતમાં કશું સ્થિર તો નથી જ, કાં આગળ વધે અથવા તો પાછળ પડે. જે લોકોને વિષે તમે પાખંડ કલ્પો છો, એ લોકોને વિષે મેં નથી લખ્યું. પાખંડી ગણી શકાય એવા ગણતર હોય છે. મેં તો અગણ્ય લાખોને વિષે લખ્યું છે. તેઓમાં અજ્ઞાન હોય, મૂર્ખતા હોય, પણ પાખંડ ન હોય. જરા ઊંડા ઊતરીને વિચારશો તો આ વાતની પ્રતીતિ થયા વિના તમને નહીં રહે. અત્યાચાર વિષે જરા વધારે ફોડ પાડો એમ ઇચ્છું છું."

'संतप्तानां त्वमसि शरणं'નું આજે વિચિત્ર ઉદાહરણ. . . એ અતિશય ઉકળાટ, ક્રોધ, અને તિરસ્કારથી ભરેલો

૧૬–૧૧–'૩૨ કાગળ મોકલ્યો. તેને બાપુએ શાંતિથી જવાબ આપ્યો :

"તમારો કાગળ મળ્યો. તમારું દુઃખ જોઈને મને દુઃખ થયું છે. તમારો ક્રોધ હું સમજી શકું છું. તમે સહન કરવામાં મણા નથી રાખી. આમ છતાં તમને અને બીજાઓને મેં સલાહ આપી તેનો મને પશ્ચાત્તાપ નથી. જ્ઞાનપૂર્વક દુઃખ સહન કરવાથી જગતમાં આજ લગી કોઈનું ભૂંડું નથી થયું. દુઃખ પડે ને તે સહન કરવું એ ભૂંડું નથી. પણ અત્યારે હું તમને કાંઈ નહીં સમજાવી શકું. ઈશ્વર તમને શાંતિ આપો, તમારું કલ્યાણ કરો. ક્રોધમાંયે તમે લખ્યાં કરશો તો મને સારું લાગશે. વલસાડમાં શું કરો છો?"

આજે ગોસીબહેન, નરગીસબહેન, શીરીનબહેન અને જમનાબહેન આવ્યાં. મુંબઈના અસ્પૃશ્યતાના કામની કેટલીક સારી વિગતો એમણે આપી, અને ઉપવાસ ટાણાનો એક પ્રસંગ ટાંક્યો. એક બાઈ માધવબાગમાં સારાં કપડાં પહેરી દર્શન કરવા આવી, મંદિરના આંગણાની મધ્યમાં ઊભીને એ પોકારવા લાગી: "હું ઢેડી છું, ઢેડી. તમે મને બધા અડક્યા છો એ જાણજો!"

આજે સાંજે સાતમી પત્રિકા લખાવતાં બાપુએ 'तस्माच्छास्त्रं प्रमाणं ते कार्याकार्यव्यवस्थितौ'નો અર્થ કરવાનો પ્રયત્ન કર્યો અને શાસ્ત્રની વ્યાખ્યા આપી. સોળમા અને સત્તરમા અધ્યાયમાં 'શાસ્ત્ર'નો હું જે અર્થ કરું છું એ મેં જણાવ્યો.

બાપુ કહે : "એટલે તમે શાસ્ત્રને અનાસક્તિ શાસ્ત્ર અથવા કર્મયોગ શાસ્ત્ર કહો છો?"

મેં કહ્યું: "હા, અને એ શાસ્ત્ર સારી રીતે બતાવ્યા પછી ગીતાકાર બહારના શાસ્ત્રને પ્રમાણ શા સારુ ગણે?"

બાપુ કહે: "મને એ અર્થ ગળે ઊતરે છે. પણ એ અર્થ મૂકવામાં ભારે વાદ જાગ્રત કરવા જેવું થાય." એમ કહીને પોતે અર્થ એ કર્યો કે 'ગીતાના સિદ્ધાંતને જીવનમાં આચરતા પુરુષનું આચરણ એ શાસ્ત્ર.' આને માટે તૈત્તિરીય ઉપનિષદમાં પ્રમાણ છે એમ મેં બાપુને જણાવ્યું અને વિમર્શી, યુક્ત, અને ધર્મકામ બ્રાહ્મણોનો આચાર કર્તવ્યાકર્તવ્યની કઠિનતાને પ્રસંગે પ્રમાણ છે એમ જણાવનાર મંત્ર ટાંક્યો. એ બાપુને બહુ યોગ્ય લાગ્યું.

એક મંદિરમાં મંદિરપ્રવેશની મતગણતરીમાં ૭૦૦૦ પ્રવેશની તરફેણમાં અને ૩૦ વિરુદ્ધ હતા એવી ખબર મળી. ભૈયાઓ પણ લોકોની પાછળ પાછળ જતા હતા અને કહેતા હતા કે "સબ 'હાઁ' બોલતે હૈં તો હમકો ક્યા હૈ?"

આજે સાતવળેકરજીનો ત્યાંની અસ્પૃશ્યતાનિવારણની હિલચાલ વિષે સરસ કાગળ આવ્યો.

નટરાજનનો ગઈ કાલે સુંદર કાગળ હતો. એને બાપુએ નીચેનો જવાબ લખ્યો:

"I have both your letters. I am delighted that the doctor has got a suitable job in Delhi. Your second letter is an appeal to reason, and rightly so. But there are two difficulties about appeals to reason in a case like mine. In the first place, though the reasoning may be perfectly sound, it may not be based on the same premises, and therefore may fail to carry conviction. Secondly as you yourself have justly remarked, a case like mine transcends reason. Nevertheless I have always desired in such cases to compare notes with kindred spirits. For I do believe that with fallible human beings there is no such thing as absolute surety, even about promptings of the inner voice. God requires the purest instruments to speak through, but poor mortals can only make an approach to perfection. And whilst they are confined in their bodies, they can never attain perfection. What I therefore want is with the utmost freedom to discuss with you whatever has been actuating me in the hope that either you will see my viewpoint and find perfect justification for my action, or some argument or a

word coming from you may discover to me a flaw that might have escaped me. I confess however I have no doubt in my mind about the ethics of the proposed fast. I am therefore suffering from no mental disturbance and therefore I do not want you to hasten back to Bombay. Do carry out all your private and public programmes in the North and when in due course you come back to Bombay I would like you when you can spare a few hours to run up to Poona to have a brief interchange of views."

"તમારા બન્ને કાગળો મળ્યા. ડૉક્ટરને દિલ્હીમાં સારી નોકરી મળી ગઈ જાણી રાજી થયો. તમારો બીજો કાગળ બુદ્ધિને અપીલ છે અને તે યોગ્ય છે. પણ મારા જેવાની બાબતમાં બુદ્ધિ પ્રત્યેની અપીલમાં બે મુશ્કેલીઓ છે. પહેલી મુશ્કેલી એ છે કે દલીલ પૂરેપૂરી સંગીન હોય છતાં એક જ વસ્તુ ઉપર રચાયેલી તે ન હોય તેથી વાત કબૂલ કરાવવામાં નિષ્ફળ નીવડે. બીજું તમે પોતે જ વાજબી રીતે કહ્યું છે તેમ મારા જેવાનો કેસ બુદ્ધિથી પર છે. છતાં આવી બાબતોમાં એક વિચારના મિત્રો સાથે પોતાની નોંધો સરખાવવાનું હું હંમેશાં ઇચ્છું છું. કારણ હું માનું છું કે ભૂલપાત્ર મનુષ્યને માટે અંતર્નાદની પ્રેરણાની બાબતમાં પણ પરિપૂર્ણ ખાતરી જેવી કોઈ વસ્તુ નથી. ઈશ્વર પોતાનો અવાજ સંભળાવવા માટે પવિત્રમાં પવિત્ર સાધન પસંદ કરે છે. પણ આપણે પામર મર્ત્યો માટે સંપૂર્ણતાની નજીક પહોંચવાનું જ શકચ છે. જ્યાં સુધી આપણે આ શરીર ધારણ કરીએ છીએ ત્યાં સુધી પૂર્ણતા પામી શકાય નહીં. એટલે કેવી રીતે પ્રેરાઈને હું આ કરી રહ્યા છું તે તમારી સાથે પૂરેપૂરી છૂટથી ચર્ચવા ઇચ્છું છું. એવી આશાથી કે મારું દૃષ્ટિબિન્દુ તમે સમજો અને મારા કૃત્યનું પૂરેપૂરું સમર્થન કરો. અથવા તમારી દલીલ, અથવા તો તમારો એક શબ્દ મારી જે ભૂલ હું ન જોઈ શક્યો હોઉં તે મને બતાવી આપે. જોકે હું કબૂલ કરું છું કે કરવા ધારેલા ઉપવાસની નીતિમત્તા વિષે મારા મનમાં છાંટાભાર શંકા નથી, અને તેથી મારા મનમાં જરાય અશાન્તિ નથી. તમે મુંબઈ આવવાની જરાય ઉતાવળ કરો એમ હું ઇચ્છતો નથી. ઉત્તરમાં ખાનગી તેમ જ જાહેર તમારા જે કાર્યક્રમો હોય તે પૂરા કરો અને તમે જ્યારે મુંબઈ પાછા આવો ત્યારે થોડા કલાકને માટે પૂના આવી જાઓ. તે વખતે આપણે વિચારોની આપલે કરીશું."

ચમને લખેલું: "તમે 'मम हृदय भवन प्रभु तोरा'માં માનનારા આ મંદિરનો ઉપવાસ શું લઈ બેઠા? મંદિરો અને મસ્જિદોએ તો નખ્ખોદ

મેં કહ્યું: "હા, અને એ શાસ્ત્ર સારી રીતે બતાવ્યા પછી ગીતાકાર બહારના શાસ્ત્રને પ્રમાણ શા સારુ ગણે?"

બાપુ કહે: "મને એ અર્થ ગળે ઊતરે છે. પણ એ અર્થ મૂકવામાં ભારે વાદ જાગ્રત કરવા જેવું થાય." એમ કહીને પોતે અર્થ એ કર્યો કે 'ગીતાના સિદ્ધાંતને જીવનમાં આચરતા પુરુષનું આચરણ એ શાસ્ત્ર.' આને માટે તૈત્તિરીય ઉપનિષદમાં પ્રમાણ છે એમ મેં બાપુને જણાવ્યું અને વિમર્શી, યુક્ત, અને ધર્મકામ બ્રાહ્મણોનો આચાર કર્તવ્યાકર્તવ્યની કઠિનતાને પ્રસંગે પ્રમાણ છે એમ જણાવનાર મંત્ર ટાંક્યો. એ બાપુને બહુ યોગ્ય લાગ્યું.

એક મંદિરમાં મંદિરપ્રવેશની મતગણતરીમાં ૭૦૦૦ પ્રવેશની તરફેણમાં અને ૩૦ વિરુદ્ધ હતા એવી ખબર મળી. ભૈયાઓ પણ લોકોની પાછળ પાછળ જતા હતા અને કહેતા હતા કે "સબ 'હાઁ' બોલતે હૈં તો હમકો ક્યા હૈ?"

આજે સાતવળેકરજીનો ત્યાંની અસ્પૃશ્યતાનિવારણની હિલચાલ વિષે સરસ કાગળ આવ્યો.

નટરાજનનો ગઈ કાલે સુંદર કાગળ હતો. એને બાપુએ નીચેનો જવાબ લખ્યો:

"I have both your letters. I am delighted that the doctor has got a suitable job in Delhi. Your second letter is an appeal to reason, and rightly so. But there are two difficulties about appeals to reason in a case like mine. In the first place, though the reasoning may be perfectly sound, it may not be based on the same premises, and therefore may fail to carry conviction. Secondly as you yourself have justly remarked, a case like mine transcends reason. Nevertheless I have always desired in such cases to compare notes with kindred spirits. For I do believe that with fallible human beings there is no such thing as absolute surety, even about promptings of the inner voice. God requires the purest instruments to speak through, but poor mortals can only make an approach to perfection. And whilst they are confined in their bodies, they can never attain perfection. What I therefore want is with the utmost freedom to discuss with you whatever has been actuating me in the hope that either you will see my viewpoint and find perfect justification for my action, or some argument or a

વિશ્વાસ ક્ષણિક છે, એટલે ઘડી ઘડીમાં ચિડાઈ બેસો છો. એ કાંઈ તમારો સ્વભાવ નથી. એ તમારું દરદ છે. એ દરદને હાંકી કાઢો, તમારો સ્વભાવ તો ધીરજ ધરવાનો અને લોખંડના જેવા દૃઢ થવાનો છે. કોઈ પણ વસ્તુની ઉપર ઝટઝટ વિશ્વાસ મૂકી દેવાની આવશ્યકતા નથી પણ છણી છણીને તપાસ્યા પછી જે વસ્તુ ઉપર વિશ્વાસ બેઠો હોય તેને તો મંકોડો જેમ ગોળના માટલાને વળગી રહે છે તેમ વળગી રહેવું જોઈએ. 'પ્રાણ જાય અરૂ વચન ન જાઈ.' હવે તો બહુ થયું."

માઈકલ લખે છે કે "તમે મને એમ ખાતરી આપી શકો કે તમારા ઉપવાસમાં બળાત્કાર નથી તો હું મારો ઉપવાસ ન કરું!"

એને બાપુએ લખ્યું:

"I do not claim ability to give satisfaction to anybody. I can only try. Sjt. Kelappan's fast was without notice and therefore began with an initial flaw. That will not apply to the contemplated fast. If the temple is opened to the Harijans it will not be due in fact to any coercion used against the trustees, but it will be opened because of the irresistible demand of the temple-goers who are the real owners. Take the converse case. If the temple-goers are not converted, can any pressure brought to bear on the trustees ever result in the admission of Harijans to the temple?"

"કોઈને પણ સંતોષ આપવાની શક્તિ ધરાવવાનો હું દાવો કરતો નથી. હું તો પ્રયત્ન કરી છૂટું. શ્રી કેલપ્પને નોટિસ આપ્યા વિના ઉપવાસ આદર્યો હતા એથી એના કાર્યના મૂળમાં દોષ રહેલો હતો. કરવા ધારેલા ઉપવાસને એ દોષ લાગુ પડતો નથી. જો મંદિર હરિજનોને માટે ખૂલશે તો ટ્રસ્ટીઓ સામેના કશા બળાત્કારને લીધે એ ખૂલવાનું નથી પણ મંદિરમાં જનારા, જેઓ તેના ખરા માલિક છે, તેમની ન ઉવેખી શકાય એવી માગણીને લીધે ખૂલવાનું છે. ઊલટો દાખલો લો. જો મંદિરમાં જનારાઓનું પરિવર્તન ન થયું હોય તો ટ્રસ્ટીઓ ઉપર ગમે તેટલું દબાણ લાવવામાં આવે તોપણ હરિજનોને માટે મંદિર ખૂલે ખરું?"

વસંતરાવ શાસ્ત્રીએ એક 'છે' શબ્દ ઉડાવીને બાપુના વાક્યના અર્થનો અનર્થ કર્યો. તે વિષે એને કાગળ લખ્યો.

વાળ્યું છે. લોકો તમારા કૃત્યનો અનર્થ કરશે. તમે વહેમ વધારવા બેઠા છો. રેંટિયો ગયો લાગે છે. જાપાનનું સસ્તું કપડું ગામેગામ પહોંચ્યું છે અને બ્રિટિશ કાપડની જેમ ખાદી અસ્પૃશ્ય થતી લાગે છે.” તેને લખ્યું :

“મસ્જિદ, મંદિર, ગિરજાનો દુરુપયોગ જ્યારે સેંકડો પાખંડીઓએ અવશ્ય કર્યો છે ત્યારે કરોડોએ સદુપયોગ પણ કર્યો છે અને આ કથનનો તાળો તમારે મેળવવો હોય તો તમારી સુંદર કલ્પનાશક્તિનો ઉપયોગ કરો અને કલ્પનામાં આ ચિત્ર દોરો : એકોએક ગિરજા, એકોએક મંદિર, એકોએક મસ્જિદ કોઈ સુધારકે એક દહાડાની અંદર જમીનદોસ્ત કર્યાં, અને પછી વિચારો કે પેલા ભોળા સાદા કરોડો કે જેને આ જગતમાં રોજ આ મંદિર-મસ્જિદમાંથી સધિયારો મળતો હતો તે એકદમ બંધ થયો જાણી તેના શા હાલ થાય? હું તો આ વસ્તુનો રોજ અનુભવ કરું છું. નાપાકમાં નાપાક મંદિરોમાં પણ પાક દિલથી જનાર ભાવિકોને જરૂર ખુદાનાં દર્શન થાય છે, એવી એની કુદરત ન્યારી છે અથવા કહો કે એવી એની માયા છે. પણ કોઈ મહાભક્ત બોલી ઊઠ્યા :

‘માયા સૌને મોહ પમાડે, હરિજનથી રહી હારી રે’

અને જો તમારી કલ્પનાએ આટલું જોઈ લીધું હોય કે મંદિર જ્યાં સુધી નભે છે ત્યાં સુધી તો હરિજનને સારુ પણ ખુલ્લાં હોવાં જોઈએ તો પછી તમારી બુદ્ધિશક્તિ વડે જ ઉપવાસની ઉપયોગિતા તમે જોઈ જશો. કેમ કે એ ઉપવાસ સનાતનીઓની સામે નથી પણ એ તો લાખો કહો કે કરોડો જેની સાથે મારી ગાંઠ બંધાઈ ગઈ છે તેઓની સામે છે. એ ઉપવાસથી તેઓ ખળભળી ઊઠે તો મંદિરના દરવાજા હરિજનોને સારુ ખૂલ્યા વિના રહે જ નહીં.

“રેંટિયા વિષે મને અખૂટ ધીરજ છે. તમારો ગામડાંઓનો પરિચય કચ્છ પૂરતો જ છે. પણ કચ્છનાં ગામડાંઓ અને બીજાં લાખો ગામડાંઓની વચ્ચે ઘણું ઓછું સામ્ય છે, અને કચ્છમાંયે પોતાનાં જ ખેતરમાં ઉગાડેલા કપાસમાંથી જે કપડું પોતે જ તૈયાર કર્યું હોય એનાથી સસ્તું બીજું કપડું હોઈ ન શકે, અને જો હોઈ શકે તો તે ટાઢતડકાથી બચાવનારું અથવા તો અંગ ઢાંકનારું વસ્ત્ર નહીં માનવું, પણ એ તો શબને ઢાંકવાનું કફન છે. પાણીને બદલે પાણી જેવો દેખાતો ઝેરી પદાર્થ મને કોઈ આપે અને તે મફત આપે, જે પ્યાલામાં આપે તેની ભેટ કરે; અને સાચું પાણી તો કોઈ મારા ખોબામાં જ રેડે અને તેના પણ વળી ચાર પૈસા માગે તો મારે શું પસંદ કરવું? તમે અધીરા છો, તમારું મન બહુ ચંચળ છે, તમારો

૧૮-૧૧-'૩૨ પદ્મજાનો જન્મદિવસ હતો. પદ્મજાએ લખેલું: "હું મોટી ક્યારે દેખાઈશ એ જ મને ખબર નથી પડતી. તમારી આગળ મોટી દેખાવાને માટે પૂરતું ગૌરવ કોઈ દિવસ પણ પ્રાપ્ત કરવાની તમામ આશાઓ મેં લગભગ છોડી દીધી છે. અને શી રીતે 'મોટા' દેખાવું એ બાબતમાં તમારી સલાહ લેવી એ તો કશાય કામની નથી. મહાત્માપણાની આટલી બધી નામના મેળવ્યા છતાં તમે પોતે જ ભારેખમ દેખાવામાં કોઈ દિવસ જરા પણ ફાવ્યા નથી.

"હું ધારું છું કે ભારેખમ દેખાવાની ચાવી એ છે કે વારે વારે હસવું નહીં. પણ ઘણીયે વસ્તુ એવી હોય છે કે તે માટે આપણે જો રડવું ન હોય તો હસવું જ જોઈએ."

બાપુએ એને મીઠો કાગળ લખ્યો:

" It certainly pays to be a Mahatma. I get fruit and flowers from slaves like you when it is their birthday and also when it is mine."

"મહાત્મા થવામાં જરૂર લાભ છે. તારા જેવા ગુલામો પાસેથી એમનો જન્મદિવસ હોય ત્યારે અને મારો હોય ત્યારે પણ મને ફળ અને ફૂલ મળે છે."

જમનાલાલજીની સારી હવામાં બદલી કરવા વિષે અને મણિને ડાહ્યાભાઈની રોજ રોજ ખબર મેળવવાના માનવઅધિકાર વિષે ડોઇલને કાગળો લખ્યા. વલ્લભભાઈને આ બાબત બરોબર ન લાગી. મને તો એ હજી સમજાયું જ નથી કે બાપુ આમ અમુક સાથીઓ માટે ખાસ કેમ લખી શકે, જ્યારે બીજા ભારે હેરાન થાય છે અને દુઃખ ભોગવે છે.

આજે સુપરિન્ટેન્ડન્ટે ખબર આપી કે ". . .એ 'બી' કલાસ માટે અરજી કરવાની માગણી કરી અને મેં ના પાડી. કારણ એને વિષેની જેલ-અમલદારની નોંધો ખરાબ છે અને એ અરજી ન સ્વીકારાય."

મને તો થયું કે આપણા લોકો આવી રીતે નીચે પડતા જાય છે, ત્યારે 'સી'નો જ ખોરાક લેવો અને 'સી'ની જેમ રહેવું જોઈએ. પણ એ પગલું લેતાં હજી સંકોચ થયાં જ કરે છે. રખેને એમાં 'ત્યાગ'ની ગંધ આવી જાય અને 'નાટક' થઈ પડે!

રાજાજી, દેવદાસ આવી ગયા. ઉપવાસ વિષે બાપુ કહે: "તમારે મને ભૂલી જવો જોઈએ, અને ભૂલીને બધું કામ કરવું, લોકોને પણ ભૂલવાનો ઉપદેશ આપવો."

જીવણલાલ, હીરાલાલ, સતીશબાબુ, પ્યારેલાલ, ચંદ્રશંકર મળી ગયા. સતીશબાબુની સાથે બળાત્કાર વિષે વાતો નીકળી.

૧૭-૧૧-'૩૨ બાપુ કહે: "અમુક સિદ્ધાંત અથવા ધર્મને માટે માણસ મરવા તૈયાર છે કે નથી. જો સનાતનીઓ માનતા હોય કે અસ્પૃશ્યતા એ એમનો ધર્મ છે, તો તેમણે મને મરવા દેવો જોઈએ. પણ તેઓ એમ માને કે તેમનાથી મને મરવા ન દેવાય તો એ સ્પષ્ટ છે કે એમને માટે અસ્પૃશ્યતા એ ધર્મ અથવા સિદ્ધાંત નથી. એમ હોય તો ઉપવાસ, ભલે એ બળાત્કાર તરીકે વર્ણવાય તોપણ, ઉચિત છે."

સાંજે મેં વાત કરતાં કહ્યું: "પ્યારેલાલ અને પછી જીવણલાલ બંને પૂછતા હતા કે 'મતગણુતરીનું પરિણામ આપણી વિરુદ્ધ આવે તો શું?' મેં કહ્યું, 'તો ઉપવાસ છોડવા જોઈએ.'"

બાપુ કહે: "બરોબર છે. તો ઉપવાસ ન જ થાય, અને જો ચાલુ રાખું તો એ ઉપવાસ સવર્ણ હિંદુઓની ઉપર બળાત્કાર જ થાય અને જે સાચે બળાત્કારરૂપ હોય તેવા ઉપવાસ થઈ જ ન શકે."

આ વસ્તુ સરસ રીતે કોઈ મુલાકાતના હેવાલમાં મુકાય તો એનું સરસ પરિણામ આવે અને લોકોની ઘણી ગેરસમજ દૂર થાય એમ લાગે છે.

મુલાકાતો દરમિયાન કેટલીક હકીકત અસ્પૃશ્યતા બહારની મળી. તેની સાંજે વાતો થતાં બાપુ બહુ અકળાયા. ". . .એ વાત કરી જ કેમ? એ હકીકત આપી જ કેમ? મારે એ લોકોને આવતા બંધ કરવા પડશે. . . .ને કહેવું કે અસ્પૃશ્યતાને બહાને મારું મોં જોવા કે બીજી વાતો ભૂલેચૂકે પણ કરવા મારી પાસે ન આવે. સરકારને કરેલા મારા તારના છેલ્લા શબ્દો તમે હંમેશાં યાદ રાખજો: 'આ વિશ્વાસનો કદી દુરુપયોગ નહીં થાય,' અને એ પણ યાદ રાખજો કે આના અક્ષરનો જરાય લોપ થયો તો આપણું બધું પડી ભાંગવાનું છે. આ તો માથું મૂકીને લડવાની લડાઈ આદરેલી છે. હું તો વારંવાર કહી ચૂક્યો છું કે આપણી લડત બહાર સ્વચ્છ રીતે ચાલતી હોત તો આપણે કે દિવસના જીતી ગયા હોત. પણ આપણી લડતમાં ઘણુંયે મેલું ચાલ્યાં જ કરે છે. . . .ને કહેજો કે એણે નિશ્ચય કરી નાખવો કે લડતમાં રહેવું છે કે અસ્પૃશ્યતાનિવારણનું કામ કરવું છે? પછી એ નિશ્ચયને વળગી રહે. જો એ અસ્પૃશ્યતાનિવારણના કામમાં જ પડે તો મળી શકે. પણ બંને કામ કરી મને ન મળી શકે."

આનંદશંકરભાઈને :

૧૯-૧૧-'૩૨ "તમે તમારે પોતાને વિષે હંમેશાં આત્મવિશ્વાસ ઓછો રાખ્યો છે. કાશી જતાં પણ ક્યાં સંકોચ ઓછો હતો? પણ કેટલાં વરસ કાઢ્યાં? અને કોણ જાણે હજી કેટલાં કાઢવાં પડશે? એટલે તમારા અવિશ્વાસમાં હું તણાઈ જાઉં એમ ન માનશો. રાજાજીએ માલવીજીના દક્ષિણમાં ન જવા બાબત એક સંપૂર્ણ દલીલ વાપરી છે. જ્યાં સુધી તેમણે કાશીવિશ્વનાથનું મંદિર ખોલાવ્યું નથી ત્યાં સુધી તેમનું દક્ષિણના શાસ્ત્રીઓ માનશે નહીં. કાશી-વિશ્વનાથ ખોલાવો પછી અમારે ત્યાં આવો એમ તેઓ કહેશે. આવી કફોડી સ્થિતિમાં તમે અને હું એમને ન મૂકીએ. વળી એમની તબિયત વિષે પણ રાજાજી તો કહે છે કે એવડી લાંબી મુસાફરી તેમની પાસે ન કરાવવી જોઈએ. એટલે જો માલવીજી સંમત થાય તો એમના પ્રતિનિધિ તરીકે તમે નીકળી પડો. લોકો ભલે તમારું ન સાંભળે. પણ એ ન બનવા જેવી વાત છે. આટલું તો તમારા દક્ષિણના પ્રવાસ વિષે.

"હવે શાસ્ત્રાર્થ વિષે. મારા હાથમાં જે મૂકવામાં આવ્યું છે તેમાંથી કેટલુંક સાહિત્ય મોકલું છું તે તપાસજો અને એ ધ્યાનમાં લઈને એક સુંદર જવાબ ઠીક ઠીક વેળાસર ઘડીને, જેટલા પંડિતો તમારી સાથે ભળી શકે તેટલા પંડિતોની તેના પર સહી લેજો. એ જવાબ સંસ્કૃતમાં, હિંદીમાં અને અંગ્રેજીમાં હોવો જોઈએ. એક તો પ્રામાણિક સનાતની, બીજા તટસ્થ જિજ્ઞાસુ, ત્રીજા નિવારણનું કામ કરનારા જેઓને સારુ તમારો લેખ સનાતની વગેરેનો મોટા કરતાં મદદગાર થઈ પડે અને ચોથા વિધર્મીઓ જેઓ સમજે કે સાચા સનાતન ધર્મમાં જન્મથી કોઈ અસ્પૃશ્ય નથી અને અસ્પૃશ્ય અમુક કારણોને લઈને ગણા શકાતા હોય એ પણ સહેલાઈથી સ્પૃશ્ય બની શકે છે, એ ચારને ઉદ્દેશીને તમારે લખવાનું છે. અને જે અત્યાચારો અસ્પૃશ્ય ગણાતાની ઉપર આજે થઈ રહ્યા છે તેને સારુ મુદ્દલ આધાર નથી, એ પણ બતાવવાનું છે. જેને તમે, હું અને બીજા હજારો માણસો માન આપીએ છીએ તેનું વાક્ય ટાંકું :

"'હિંદુસ્તાનના આ ભાગમાં જ્યારથી મંદિરોની પૂજા શરૂ થઈ ત્યારથી જ આ વર્ગોને મંદિરોથી દૂર રાખવામાં આવ્યા છે. અસ્પૃશ્યોને મંદિરોમાં જવાની છૂટ હતી એવો કાળ શોધી કાઢવાનું વિદ્વાનોને મુશ્કેલ પડશે. મને ભય છે, જોકે તેને માટે હું ગર્વ લઈ શકતો નથી, કે જેવો આચરવામાં આવે છે તેવો ધર્મ બહિષ્કારનું વિધાન કરે છે. જેઓ ધર્મનો સિદ્ધાંત માનીને એને વળગે છે તેમના પક્ષમાં કાયદો, શાસ્ત્ર અને રૂઢિ એવું બધું છે. એ લોકો સનાતની છે.'

રાજાજી કહે: "યાદ રાખવાનો ઉત્તમ ઉપાય એ છે કે ભૂલી જવાનો પ્રયત્ન કરવો." પછી રાજાજીએ પોતે શું કરવું? લડત મોકૂફ રાખવી કે કેમ એ સવાલ પૂછ્યો. બાપુએ એનો જવાબ આપવાની ના પાડી — એ કારણે: "(૧) બહારની પરિસ્થિતિ વિષે નિર્ણય કરવાને હું સ્વભાવે અશક્ત છું. અને (૨) હું સત્યનો પૂજારી છું. મારા ઉપર જે અંકુશો મેં મૂક્યા છે તે પ્રમાણે હું તેની ચર્ચા કરી શકું નહીં. પણ હું એટલું કહું કે બહાર કોઈ પણ નિર્ણય લેવામાં આવે તેમાં કોઈના પણ કૃત્યને મારા હૃદયમાં ઊંડે ઊંડે પણ હું વખોડવાનો કે વખાણવાનો નથી."

આ ઉપવાસને બાપુએ વધારે સ્વચ્છ તરીકે વર્ણવ્યો, કારણ "(૧) એની સાથે બ્રિટિશ સરકારને કશી નિસ્બત નથી. પહેલા ઉપવાસમાં તો બ્રિટિશ સરકાર પૂરતો કાંઈક દબાણનો અંશ હતો, જોકે આખરે તો એમાં દબાણ નહોતું જ; (૨) આ ઉપવાસ સવર્ણોની સામે છે. જેમને વિષે એમ માનવામાં આવે છે કે તેઓ આપણી સાથે છે અને અસ્પૃશ્યોના મંદિરપ્રવેશને ઇચ્છે છે: એટલે મતગણતરી કરવી એ બહુ સાચો ઉપાય છે. તેથી મારા ઉપવાસનું વાજબીપણું સાબિત થશે અને અવર્ણોને મંદિર-પ્રવેશની છૂટ આપવાનો સવર્ણોનો દાવો ખૂબ મજબૂત થશે. અથવા તો એ દાવાની વાત મારા મગજમાં ભરાઈ છે, એટલે કે બહુ મોટા ભાગના સવર્ણો મારી સાથે છે એવી જે મારી માન્યતા છે તે ઊડી જશે."

રાજાજી કહે: "ત્યારે મતગણતરી આપણી વિરુદ્ધ હોય તો તમે ઉપવાસ ન કરો?"

બાપુ કહે: "જરૂર, મારે ઉપવાસ છોડી જ દેવા પડે. પણ એટલું ધ્યાનમાં રાખજો કે મારે લોકોને ચેતવણી આપવી પડશે કે મને જો એમ જણાશે કે કાર્યકર્તાઓ પોતાની જાતને અને મને આજ સુધી છેતરી રહ્યા હતા, દલિત વર્ગના ઉદ્ધારનું આટલાં વર્ષો થયાં આપણે જે કામ કરતા હતા તે બધું ફોગટ હતું તો મારે જીવતા રહેવાને કાંઈ પણ કારણ છે એવું મને નહીં લાગે."

મેં કહ્યું: "પણ તમે એમ તો ન જ માની બેસો ના કે ગુરુવાયુર ન ઊઘડે એટલે ત્રીસ વર્ષનું કામ ધોવાઈ ગયું, અને આખા દેશમાં અસ્પૃશ્યતા-નિવારણના કામને તાળાં દેવાયાં?"

બાપુ કહે: "ના, એમ તો નહીં. આખા દેશના વાતાવરણનો વિચાર કરવો પડે."

"આને તમારે જવાબ આપવાનો છે. કાયદો એટલે સરકારી કાયદો ભલે તેઓના પક્ષમાં હોય; રિવાજ એટલે આજકાલના પતન કાળનો રિવાજ ભલે તેઓના પક્ષમાં હોય, પણ શાસ્ત્ર તેઓના પક્ષમાં નથી. હિંદુકાળનો કાયદો તેઓના પક્ષમાં નહોતો, અને ખરો રિવાજ એટલે શુદ્ધ આચાર પણ તેઓના પક્ષમાં હિંદુઓના ઉન્નતકાળમાં કદી ન હતો એ પ્રામાણિકપણે બતાવી શકાતું હોય તો તમારે નિશ્ચયપૂર્વક બતાવવાનું છે. તમારો નિર્ણય ડેલફીના દેવના નિર્ણયના જેવો ન જોઈએ. આવી ધ્રુવ-નીતિ જેટલી ત્વરાએ મોકલી શકો એટલી ત્વરાએ મોકલશો."

આજે હંસાબહેન, જયશ્રીબહેન અને બીજાં બે બહેનો સવારે આવી ગયાં. મુંબઈમાં હરિજનો માટે રહેવાનાં ઘરની મુશ્કેલીની વાતો કરી, મંદિરો વિષે વાતો કરી, ગ્રામપ્રચાર વિષે વાતો કરી. બપોરે દેવધર, મથુરાદાસ વિસનજી, જયસુખલાલ મહેતા, અને ચૂનીલાલ ભગવાનજી મહેતા આવ્યા. તે પછી ચીતળિયા તથા સૂરજબહેન બીજી બે બહેનો સાથે આવ્યાં. તે પછી સતીશબાબુ આવ્યા.

બાપુની પાસે વાતો કરવાની નોંધ તૈયાર જ હતી અને પોતાની સૂચનાઓથી એમણે આ લોકોને જાણે માત કરી દીધાં: "રહેવાનાં મકાનનું કામ તો મ્યુનિસિપાલિટી મારફતે સરાડે ચડી જ જવું જોઈએ. પાંચ રૂપિયા ભાડું પણ હું તો વધારાપડતું ગણું. સનાતનીઓ બીજું કાંઈ ન કરે તો આ કામમાં તો મદદ કરે. પછી ટ્રસ્ટ ફંડો, શાળાઓ, ઇસ્પિતાલોનો હરિજનોને લાભ મળતો થઈ જવો જ જોઈએ. આ શાળા ખૂલી છે એમ કહેવું એ એક વાત છે, એમાં અસ્પૃશ્યો આવવા લાગ્યા છે કે નહીં એ જોવું, એવા છોકરાને શોધી કાઢી તેને આ સંસ્થાઓનો લાભ લેવાને માટે ઉત્તેજવા, એ બીજી વાત છે. ભોજનગૃહો ખુલ્લાં મુકાવવાં, ન ખુલ્લાં મૂકે તો અસ્પૃશ્યતાનિવારણ મંડળે અસ્પૃશ્યતાનિવારક ઉપાહારગૃહો ખુલ્લાં મૂકવાં અને તેમાં સુધારકોએ આગ્રહપૂર્વક જવું. એ લોકોને પણ સાફ થઈને આવવાની સૂચના આપવી. જોકે હું ત્યાં બેઠો હોઉં તો સાવરણી ઝાડુ લઈને અને મેલાં કપડાંએ આવ્યો હોય તેને પણ ન કાઢું અને ખવડાવું અને પછી બીજી વાર આવે ત્યારે તેને સાફ થઈને આવવાની ફરજ પાડું. આ બધું કહું છું કારણ મારી પાસે તો દક્ષિણ આફ્રિકાના મારા પોતાના અનુભવો છે. એ લોકોને અપમાન લાગે એવું કશું જ ન થવું જોઈએ. પ્રિટોરિયાની એક હોટેલમાં એક અમેરિકને મને માંડ ઉતાર્યો, એવી શરતે કે રાત્રે મને મારા ઓરડામાં જ ખાવાનું આપવામાં આવે. આખરે બીજા જમનારાઓએ જ કહ્યું કે ગાંધી આવે તો અમે ન અભડાઈએ

એવો જ મૂર્ખાઈભરેલો કાગળ હતો. વળી બીજા એક જ્યોતિર્વિદ મુકરજી જે સાંખ્ય અને વેદાંતના અધ્યાપક, ત્રેવડા એમ. એ. ની ઉપાધિવાળા છે, તેને અસ્પૃશ્યોને અસ્પૃશ્ય રાખવામાં કશું જ અજુગતું લાગતું નથી!

મેં બાપુને કહ્યું: "આપણા ધર્મનો કચરો ઉપર તરી આવી રહ્યો છે. આ તે હિંદુ ધર્મ હશે?"

બાપુ કહે: "પણ શાસ્ત્રી જેવા પણ છે ના?"

મેં કહ્યું: "પણ અંગ્રેજી કે પાશ્ચાત્ય કેળવણીનો સ્પર્શ નથી લાગ્યો એવા પંડિતો અને શાસ્ત્રીઓ ક્યાં આ હિલચાલમાં ભળેલા છે? એ લોકોનો બધાનો શાસ્ત્રાભ્યાસ આવો અધઃપતન કરાવનારો હશે?"

બાપુ: "દયાનંદ સરસ્વતી કેમ ભૂલી જાઓ છો?"

પણ એ ચર્ચા થઈ રહી ત્યાં એક કેરલ પ્રાંતના હિંદી કે અંગ્રેજી ન જાણનાર માણસનો સંસ્કૃત શ્લોકોમાં લખેલો કાગળ આવ્યો, જેમાં એણે ગાંધી અને કેલપ્પનના પ્રાયોપવેશનની સ્તુતિ કરીને સફળતા ઇચ્છી હતી.

બાપુ કહે: "કેમ, તમે માગતા હતા એવો આ દાખલો ખરો કે નહીં?"

આજે ટપાલમાં નાના મોટા કાગળો લખાવતાં ઠીક વખત ચાલ્યો ગયો અને આશ્રમની બધી જ ટપાલ બાપુને લખવાની રહી. એક થૉર્નબર્ગ કરીને અમેરિકન મળવાને આવ્યો હતો. ન મળી શકે એટલે અસ્પૃશ્યતાના કામ માટે મળવાની રજા માગી. બાપુએ ના પાડી. પછી એણે હસ્તાક્ષર માટે ચોપડીઓ મોકલી અને પછી અમેરિકા માટે સંદેશો માગ્યો. સંદેશો બાપુએ આ પ્રમાણે મોકલ્યો:

"I thank you for your letter. I was sorry not to be able to see you. The way America can help in this internal movement of reform is first by understanding and studying the movement and pronouncing intelligent opinion upon it. Even orthodoxy is today sensitive to reasoned opinion, even though it may come from outside; secondly by placing at the disposal of the reformers the free aid of experts with reference to the economic question. For instance there is the tremendous problem of carrion eaters. They will not give up carrion eating so long as they continue to take charge of dead cattle, which they skin and whose flesh they eat. I have myself tried to find clean and

કાગળ લખીને મંદિરોમાં ખળભળાટ થયાની ખબર પણ આપે છે. ચીપળૂણમાં એક સજ્જનને વેઠવી પડેલી આપત્તિનું 'કેસરી'માં વર્ણન છે. જ્યારે કોલ્હાપુરમાં સત્ય સમાજના લોકો અને અસ્પૃશ્યોએ એક મંદિરનો કબજો લઈને શ્રદ્ધાળુ સનાતનીઓને ભગાડ્યાનો પણ દાખલો છે. બાપુ આ સાંભળીને કહે: "તોફાનનું કેન્દ્ર તો મહારાષ્ટ્ર થઈ પડશે એવું લાગે છે."

સેંકીના કાગળ વિષે બાપુએ 'હિંદુ'ના ખબરપત્રીને આપેલા જવાબ વિષે સરકાર તરફથી વાંધો આવ્યો કે "એ ઉપરથી જોતાં ગાંધી એ આપેલી કબૂલાતનો ભંગ કરનાર લાગે છે, એટલે એ વિષે ગાંધીને શું કહેવું છે તે જાણવું." બાપુએ લાંબો કાગળ તુરત જ લખાવ્યો અને સાંજે ને સાંજે મોકલ્યો.

વલ્લભભાઈ કહે: "હવે કાલ સુધી તો રાહ જુઓ."

બાપુ કહે: "નહીં, આપણે આવા કાગળોના જવાબ આપતાં ક્યાં રાહ જોઈએ છીએ?"

આ પ્રકરણ સાંગોપાંગ ઊતરે ત્યારે ખરું. સરકારને આ કડવો ઘૂંટડો ગળવો પડ્યો છે એટલે હાકરિયા વીંછીની જેમ ટાણેકટાણે આંકડો માર્યા જ કરવાના!

અને છતાં મણિબહેનને ડાહ્યાભાઈને વિષે રોજ ખબર આપવાનો અને તેને રોજ ડાહ્યાભાઈનો સંદેશો મોકલવાનો માનવઅધિકાર બાપુએ મેળવ્યો. આજે જ સરકારનો કાગળ આવ્યો કે "ગાંધી ભલે રોજ ખબર આપે અને મણિ ભલે રોજ જવાબ આપે!" વલ્લભભાઈને આ માગણી જ યોગ્ય નહોતી લાગતી. એટલે બાપુ કહે: "કેમ માનવઅધિકાર કબૂલ કરાવ્યો કે નહીં?" વલ્લભભાઈ ચૂપ રહ્યા.

૨૦-૧૧-'૩૨ રાત્રે ટપાલના ઢગલા વાંચતાં વાંચતાં સૂતા. એમાં ત્રિવેન્દ્રમની એક કૉલેજના રસાયણશાસ્ત્રના આસિસ્ટંટ પ્રોફેસરનો કાગળ હતો. ગાળ અને અપમાનથી ભરેલો! એ માણસે 'આત્મકથા' વાંચી હતી. અને તેમાંથી જે બોધ કાઢ્યો હતો તે એ કે 'ગાંધી તો પ્રથમથી જ નાસ્તિક અને ભક્તિહીન છે. જે પોતાના બાપને વિષયી કહીને વગોવે, જે પોતાના શિક્ષકને ચોરી કરવાને લલચાવવાની અપ્રામાણિકતા માટે વગોવે, જે કાશીવિશ્વનાથના મંદિરમાં જઈને પૂજારીને એક પાઈ ધરવાનું અપમાન કરે તેની પાસે બીજી શી આશા રખાય?' કલકત્તાની સંસ્કૃત કોલેજના એક વિદ્યાવાગીશ એમ. એ.નો

'ટાઇમ્સ ઑફ ઇન્ડિયા'ના ખબરપત્રીની સાથે મુલાકાત:

સવાલ — તમે તમારું શેષ જીવન અસ્પૃશ્યતા-
૨૧-૧૧-'૩૨　નિવારણના કામમાં જ ગાળવાનું નક્કી કર્યું છે?

બાપુ — હું કહી શકું નહીં કે અત્યારે મારો એવો ઇરાદો છે અથવા કદી પણ એવો સંભવ છે. એમ કહેવું એ પૂર્ણ સત્ય ગણાય કે મારું જીવન હિંદુ ધર્મના આ અત્યંત આવશ્યક સુધારાને માટે સમર્પિત છે. પણ એમ તો મારું જીવન બીજી ઘણી વસ્તુઓને માટે સમર્પિત છે. મારા જીવનને એકબીજાથી અલગ એવા ઘણા વિભાગમાં હું વહેંચી શકતો નથી. મારું જીવન અખંડ છે. મારી તમામ પ્રવૃત્તિઓનું મૂળ એક જ જણાશે. જીવનના દરેક ક્ષેત્રમાં, પછી તે નાનું હો કે મોટું, સત્ય અને અહિંસાની ઉપાસના કરવી એ મારું ધ્યેય છે.

આજે સવારે 'ટાઇમ્સ ઑફ ઇન્ડિયા'નો એક લેખ મેં વાંચ્યો. એ વિષે હું કંઈક કહેવા ઇચ્છું છું. આજની તંત્રીપદેથી લખાયેલી નોંધમાં રહેલી એક ભૂલ હું સુધારવા ઇચ્છું છું. એમ કહેવું એ સાચું નથી કે હરિજનોને સામાજિક હકો અપાવવાને લગતા તમામ પ્રશ્નો મંદિરપ્રવેશના પ્રશ્નમાં સમાઈ જાય છે. મંદિરપ્રવેશ એ તો ઘણા પ્રશ્નોમાંનો એક પ્રશ્ન છે. આજે એ પ્રશ્ન આટલો આગળ આવ્યો છે તેમાં જવાબદારી મારી નથી. મારી વિનંતીથી શ્રી કેલપ્પને પોતાના ઉપવાસ છોડી દીધા એટલે એને મદદ કરવા હું બંધાયો છું. તેથી સ્વાભાવિક રીતે જ ગુરુવાયુર પ્રત્યે મારે લોકોનું ધ્યાન ખેંચવું જોઈએ અને નક્કી કરેલી તારીખ, બીજી જાન્યુઆરી, પહેલાં એ વિખ્યાત મંદિર હરિજનો માટે ખુલ્લું થાય એ માટેના બધા ઉપાયો અજમાવવા જોઈએ. ઉપવાસ એ મંદિર ખુલ્લું કરાવવા પૂરતો જ હશે, બીજા કોઈ મંદિર માટે નહીં. વળી એ ઉપવાસની કલ્પના મારી નથી. જો શ્રી કેલપ્પનને ઉપવાસ કરવા પડે તો મારો પણ ઉપવાસ કરવાનો ધર્મ થઈ પડે છે. હરિજનો માટે એ મંદિર ખુલ્લું મુકાવવાની પ્રવૃત્તિ કરવામાં સમાજના કોઈ પણ વર્ગ ઉપર બળજબરી કરવાનો જરા પણ ઇરાદો નથી. મને માહિતી મળી છે તે પ્રમાણે તો — અને એ માહિતીની સત્યતા વિષે શંકા લાવવાનું મને કાંઈ કારણ નથી — ઘણા સવર્ણ હિંદુઓ એ મંદિર હરિજનો માટે ખુલ્લું મુકાય એની તરફેણમાં છે. જો એમ હોય તો પછી બળજબરી કરી ન જ ગણાય. એ પણ યાદ રાખવું જોઈએ કે આ પ્રશ્ન, જોકે લોકો આગળ હમણાં આવ્યો, પણ શ્રી કેલપ્પન અને તેના સાથીઓ ઘણાં વર્ષોથી એને માટે કામ કરી રહ્યા છે. અને તેમણે લોકમત પોતાની તરફેણમાં

expeditious method of skinning carcasses and making the best use of all the contents of these carcasses. Not wanting to, and not being able to, pay for expert assistance, I have been obliged to grope in the dark. America could easily send us free expert assistance in matters such as I have mentioned, without any ulterior proselytizing motives, if only religious minded men of America could be persuaded to believe that the Hinduism, Islam and other great religions are just as true as Christianity and that they do not therefore need destruction but reformation where necessary. *The conviction can only come if sober* minded Americans will study the present very big movement."

"તમારા પત્ર માટે આભાર. તમને મળી ન શક્યો તે માટે દિલગીર છું. આંતરિક સુધારાની જે ચળવળ અહીં ચાલી રહી છે તેને અમેરિકાએ મદદ કરવી હોય તો પ્રથમ એ ચળવળને બરાબર સમજવી જોઈએ, તેનો અભ્યાસ કરવો જોઈએ અને તેના ઉપર જ્ઞાનયુક્ત અભિપ્રાય આપવો જોઈએ. સનાતનીઓ ઉપર પણ આજે બુદ્ધિયુક્ત અભિપ્રાયની, એ અભિપ્રાય બહારથી આવેલો હોય તોપણ, અસર થાય છે. બીજું આર્થિક પ્રશ્નની બાબતમાં નિષ્ણાતોની મફત મદદ સુધારકોને મળી શકે એવું કરવું જોઈએ. દાખલા તરીકે મુડદાલ માંસ ખાનારાઓનો પ્રશ્ન બહુ વિકટ છે. જ્યાં સુધી મરેલાં ઢોરનો કબજો હરિજનોને લેવાનો રહેશે ત્યાં સુધી મુડદાલ માંસ ખાવાનું તેઓ છોડી શકશે નહીં. મરેલાં ઢોરનું ચામડું તેઓ ઉતારી લે છે અને માંસ ખાય છે. મરેલાં ઢોરનાં ચામડાં સ્વચ્છ અને સારી રીતે ઉતારવાની તથા ઢોરના બાકીના ભાગનો ઉત્તમમાં ઉત્તમ ઉપયોગ કરવાની પદ્ધતિ મેં શોધવાનો પ્રયત્ન કર્યો છે. પણ તેમાં નિષ્ણાતોની મદદ મેળવવા પૈસા ખરચવાની ઇચ્છા નહીં હોવાથી અને પૈસા ખરચવાની શક્તિ પણ નહીં હોવાથી મારે અંધારામાં આથડવું પડ્યું છે. આવાં કામમાં અમેરિકા સહેલાઈથી અમને નિષ્ણાતોની મફત મદદ આપી શકે. અમેરિકાના ધર્મપરાયણ માણસોને એમ સમજાવવામાં આવે કે હિંદુ ધર્મ, ઇસ્લામ, અને દુનિયાના બીજા મોટા ધર્મો ખ્રિસ્તી ધર્મના જેટલા જ સાચા છે અને તેથી તે ધર્મોનો નાશ કરવાની નહીં પણ જ્યાં જરૂર હોય ત્યાં સુધારા કરવાની જરૂર છે, તો ધર્માંતર કરાવવાનો હેતુ રાખ્યા સિવાય આવી મદદ તેઓ આપી શકે. અમેરિકાના ડાહ્યા લોકો આ મહાન ચળવળનો બરાબર અભ્યાસ કરે તો હું કહું છું તે વિષે તેમની ખાતરી થાય."

'કેસરી'વાળા સાથે:

"જેઓ મંદિરપ્રવેશમાં માનવાવાળા છે તેમને પોતાની પ્રવૃત્તિમાં વેગવાન કરવા ખાતર આ ઉપવાસ છે. જો એમ સાબિત થાય કે મંદિરમાં જનારાની વિશાળ બહુમતી મંદિરપ્રવેશની વિરુદ્ધ છે તો હું ઉપવાસ નહીં કરું. બીજી કોઈ રીત અખત્યાર કરીશ. વિરોધીનો મત ફેરવવા માટે ઉપવાસ યોગ્ય સાધન નથી. વિરોધીની સામે એકે ઉપવાસ મેં કર્યો હોય એવું મને યાદ નથી. આ ઉપવાસ ટ્રસ્ટીઓની સામે પણ નથી. મંદિરમાં જનારાઓના મતનું જો તેમને પીઠબળ મળે તો હું ઉપવાસ ન કરું. ઉપવાસથી લોકોનું ધ્યાન જરૂર ખેંચાશે, પણ જેઓ મંદિરપ્રવેશના વિરોધી છે તેઓ પોતાનો મત ફેરવે એવી હું આશા રાખતો નથી. પણ આખા હિંદુસ્તાનમાં અને આખી દુનિયામાં જેઓ મંદિરપ્રવેશમાં માનનારા છે તેઓ હરિજનોની વહારે ધાય એમ હું ઇચ્છું છું. મને એવી માહિતી મળેલી છે કે મંદિરમાં જનારાની બહુમતી મંદિરપ્રવેશની તરફેણમાં છે. સંભવ છે કે મારી માહિતી ખોટી હોય. અને જો ખોટી માલૂમ પડશે તો હું શ્રી કેલપ્પનને તેનો નિર્ણય ફેરવવાની સલાહ આપીશ.

"જેઓ મંદિરપ્રવેશની વિરુદ્ધ છે એના ઉપર પણ મારા ઉપવાસની અસર થાય, તો એનાં બે કારણ હોઈ શકે: તેમને મારે માટે પ્રેમ હોય અથવા તેઓ લોકમતથી ડરી જાય. પ્રેમની અસર પડે, અને પ્રેમને લીધે પોતાના અભિપ્રાયને તેઓ કોરે મૂકે એવો ભય છે. આ વિધાનમાં રહેલા તર્કને આપણે તપાસીએ. એનો અર્થ એ થયો કે તેમનો પ્રેમ ધર્મનું રૂપ લેશે એટલે કે બીજા બધા વિચારોને બાજુએ મૂકી દેશે. ધારો કે મારા બાપ અથવા મારો દીકરો એમ કહે કે તું હિંદુ ધર્મ નહીં છોડી દે તો અમે ઉપવાસ કરશું. તો મારે એમને મરવા દેવા જોઈએ. પણ જેઓ પોતાની ધાર્મિક માન્યતાને મારે ખાતર ગૌણપદ આપે છે તેઓ મારા પ્રત્યેના પ્રેમને પોતાનો ધર્મ બનાવે છે. એટલે કે તેમની માન્યતા અફર નથી પણ ફરી શકે એવી છે. મારી સ્ત્રીએ મારા પ્રત્યેના પ્રેમને લીધે જ અસ્પૃશ્યોની બાબતમાં આવું કર્યું હતું. એવું જ મારા મોટા ભાઈને વિષે બન્યું છે. એમને મારા પ્રત્યે એટલો અણગમો ઉપજ્યો હતો કે તેઓ મને ગાળ દેતા. પણ જ્યારે તેઓ મરણપથારીએ પડ્યા ત્યારે તેમનું દિલ બદલાઈ ગયું. પોતાના નાના ભાઈ પ્રત્યે તેમણે ઘોર અન્યાય કર્યો હતો એવું તેમને પ્રતીત થયું. આથી ઊલટા દાખલા લો. જેઓ અસહકારની લડતમાં મારે માટે પ્રાણ પાથરવા તૈયાર હતા તેઓએ મારાં બીજાં કાર્યો માટે મને ગોળીએ દેવાની ધમકી આપી છે. મારા જીવનનાં આવાં કેટલાંયે પાનાં છે. દક્ષિણ

કેળવ્યો છે તે કાંઈ છેલ્લા થોડા દિવસમાં જ થયું છે એમ નથી. ઘણાં વર્ષોથી તેમણે સતત ચળવળ કરી તેનું એ પરિણામ છે.

સ૦ — શ્રી કેલપ્પન પ્રત્યેનો તમારો ધર્મ શું એટલો બધો છે કે જો શ્રી કેલપ્પન ઉપવાસ કરે તો તમારે તમારી જિંદગી જોખમમાં નાખવી જ જોઈએ?

બાપુ — હું આત્મપ્રતિષ્ઠા ખોઈ બેસું કે તરત જ કોઈ પણ સેવા માટે હું તદ્દન નાલાયક થઈ પડું. ન્યાયી કામ માટે જ્ઞાનપૂર્વક આપેલા વચનના પાલનને હું એટલું મહત્ત્વ આપું છું કે એ વચનના પાલન માટે જિંદગી જોખમમાં નાખવી પડે એને હું કાંઈ મોટી વાત ગણતો નથી.

સ૦ — તમે હરિજનોનું જે કામ કરી રહ્યા છો તેના કરતાં પણ આ વધી જાય?

બાપુ — વચનભંગ કરીને બચાવેલી મારી જિંદગી હરિજનોને કશાય કામની રહે નહીં. જ્યારે વચનનું પાલન કરતાં હું જિંદગી ગુમાવું તો મારા અભિપ્રાય પ્રમાણે એ કેવળ હરિજનો માટે અથવા હિંદુ ધર્મ માટે જ નહીં, પણ હું નમ્રતાપૂર્વક કહું છું કે, આખા હિંદુસ્તાન માટે અને સારી દુનિયા માટે અમૂલ્ય વસ્તુ થઈ પડે.

સ૦ — તમને મૂર્તિપૂજામાં તો શ્રદ્ધા નથી છતાં હરિજનોને મૂર્તિપૂજાનો હક મળે તે માટે શું કામ આટલી જહેમત ઉઠાવી રહ્યા છો?

બાપુ — મને મૂર્તિપૂજામાં શ્રદ્ધા નથી એવું મેં કદી કહ્યું હોય એમ હું ધારતો નથી. મારા લેખોમાં પણ એવું કશું હોવાનું મને યાદ નથી. મેં વારંવાર કહ્યું છે તે તો એમ છે કે હું મૂર્તિભંજક પણ છું અને મૂર્તિપૂજક પણ છું. મૂર્તિપૂજામાં મને વિશ્વાસ નથી એમ કહેવાથી આ જુદી જ વસ્તુ થઈ ને? પણ કોઈ એમ કહે કે હું ભાગ્યે જ મંદિરમાં જાઉં છું તો એ વસ્તુ તદ્દન સાચી ગણાય ખરી. શું કામ હું નથી જતો તેનાં કારણમાં હું નહીં ઊતરું. પણ હું એટલું કહીશ કે મારો ધર્મ એટલો વિશાળ છે કે હું હિંદુ મંદિરમાં, મુસલમાનની મસ્જિદમાં, તેમ જ ખ્રિસ્તી અથવા યહૂદીના દેવળમાં સરખા જ ભક્તિભાવથી જાઉં છું. આ બધામાં નાસ્તિક તરીકે કે ટીકાકાર તરીકે હું કદી ગયો નથી પણ હંમેશાં ભક્તિભાવપૂર્વક ગયો છું.

આશ્રમમાં લખતાં: "મારે ઉપવાસ ન જ કરવો પડે એમ લાગે છે."

સતીશબાબુને કહ્યું: "મને આપવામાં આવેલી માહિતી સાચી હોય કે લોકમત આપણી તરફેણમાં છે તો મંદિર ઊઘડવાનું જ છે."

નથી કહેતો કે એમને છેક મૂર્તિની પાસે — નિજમંદિરમાં — જવા દેવા. તેમાં એકલો પૂજારી જ ભલે જઈ શકે.

સ૦ — અસ્પૃશ્યતાના નિવારણ માટે તમે કાંઈ સમયની મર્યાદા સ્વીકારો ?

બાપુ — જરાય નહીં. ગુરુવાયુરના મંદિર વિષે સમયની મર્યાદા છે તે તો સંજોગોને લઈને ઊભી થયેલી છે.

સ૦ — આ ઝઘડો અભણ સવર્ણો અને અભણ અસ્પૃશ્યો વચ્ચે છે એમ ન કહેવાય ?

બાપુ — ના. ભણેલા સવર્ણો જ મને વિરોધના કાગળો લખી રહ્યા છે. હું તો માનું છું કે અભણ સવર્ણોનો મોટો ભાગ મંદિરપ્રવેશની તરફેણમાં છે. ગુજરાત અને મહારાષ્ટ્રમાં કદાચ નહીં હોય પણ દેશના બાકીના ભાગમાં મોટો જનસમુદાય મંદિરપ્રવેશની તરફેણમાં છે. મહારાષ્ટ્રમાં પણ રત્નાગિરીમાં દત્તમંદિર બધાને માટે ખુલ્લું છે.

સ૦ — સાર્વજનિક કૂવાઓમાંથી અસ્પૃશ્યોને પાણી લેવા દેવાનું લોકોને સમજાવવા માતે ઇસ્લામપુર ગયા હતા.

બાપુ — વસ્તીના પાંચમા ભાગને અસ્પૃશ્ય રાખીને હિંદુઓ સંસ્કારમાં અને નીતિમાં ખૂબ જ ઊતરી ગયા છે. આપણે જો હરિજનો સાથે સંસર્ગ રાખતા થઈએ તો તેઓ સ્વચ્છ પણ થાય અને સંસ્કારી પણ થાય. હરિજનોની ત્રુટીઓ હું બરાબર જાણું છું. તેમની ટેવો સ્વચ્છ માણસને ન ગમે એવી હોય છે. પણ મારી ખાતરી છે કે ધર્મ સમજીને હિંદુઓ અસ્પૃશ્યતા નાબૂદ કરે તો તેમની પોતાની નૈતિક ઉન્નતિ થશે. હિંદુ ધર્મની છાતી ઉપર ઓથાર ચંપાયા જેવો બોજ છે તે ઊપડી જશે અને હિંદુ ધર્મ એક જીવંત બળ બનશે. પછી હિંદુ ધર્મમાં એક નવી જાગૃતિ આવશે, એક નવી શક્તિ પેદા થશે અને આખા સમાજને તે ઊંચે ચડાવશે. આપણા જીવતાં આ વસ્તુ જો આપણે સાધી શકીએ તો એ આપણે માટે અને દુનિયાને માટે એક મહાન વસ્તુ બનશે.

સ૦ — તમે ઘોડાની આગળ ગાડી મૂકવાની વાત નથી કરતા ?

બાપુ — ના, હરિજનોને અલગ રાખીને સુધારી શકાય જ નહીં. તેમને સુધારવા માટે તેમનો નિકટ સંસર્ગ કેળવવો જ જોઈએ. તમે તો જ્યાં સુધી એ સુધરે નહીં ત્યાં સુધી એને અસ્પૃશ્ય રાખવા ઇચ્છો છો. ટૉલ્સ્ટૉયની ભાષામાં કહું તો એની પીઠ ઉપરથી તમારે ઊતરી જવું જોઈએ. તમે તો એની પીઠ ઉપર બેઠા બેઠા એનો પરસેવો અને એનો મેલ ધોવાની વાત કરો છો. પણ જેવા તમે એની પીઠ ઉપરથી ઊતરશો તેવી જ એના

આફ્રિકામાં મીર આલમમાં પણ ભારે હૃદયપરિવર્તન થયું. આવા બધા દાખલા એમ સૂચવે છે કે તેમની માન્યતાઓ કરતાં તેમનો પ્રેમ વધારે બળવાન હતો. ઘણીયે વાર દેશભક્તિ અથવા દેશપ્રેમ ધર્મનું રૂપ લે છે. ધર્મ એટલે જે ધારણ કરે તે. પછી એ ધર્મ નાસ્તિકનો હોય, મૂર્તિની પૂજા કરનારનો હોય કે નિરાકારની ઉપાસના કરનારનો હોય.

"પ્રેમમાં જબરદસ્તી રહેલી જ હોય છે. પ્રેમના દબાણને વશ થઈ મિત્રો કેટલાંયે કામો નથી કરતા ?"

સ૦ — પણ પ્રેમથી શું પ્રશ્નનો ઉકેલ આવે ?

બાપુ — હંમેશાં નહીં. પણ જો પ્રેમ પાછળથી માન્યતાનું રૂપ લે તો જરૂર આવે. પ્રેમની શક્તિ અજબ છે. બળાત્કારમાં જેના ઉપર તે કરવામાં આવે છે તેને શારીરિક અને માનસિક દુઃખ આપવાપણું રહેલું છે. પ્રેમમાં પણ કષ્ટ છે. પણ એ જુદા જ પ્રકારનું. બાળકને ધારણ કરતી માતાના જેવું એ છે. પ્રસૂતિની પીડાનો એક વાર અનુભવ થયા પછી પણ તે શું કામ બીજું બાળક ધારણ કરે છે ?

પવિત્રતા એ જીવંત વસ્તુ છે. રોગના જંતુઓ કરતાં તે ઘણી વધારે ચેપી છે. જેમની ઇચ્છા ન હોય તેમના ઉપર પણ રોગના જંતુઓ અસર કરે છે. તે જ પ્રમાણે માણસની ઇચ્છા વિરુદ્ધ પવિત્રતાની પણ તેના ઉપર અસર થાય છે. ઈથર અથવા વીજળી કરતાં પણ એ વધારે બળવાન છે. પેલાં તો ભૌતિક બળો છે પણ પવિત્રતા એ નૈતિક બળ છે અને નૈતિક બળ ભૌતિક બળ કરતાં અનંતગણું શ્રેષ્ઠ છે. કોઈ માણસ એમ ન કહી શકે કે પોતે એકલો જ વિશુદ્ધ થશે. એવી વિશુદ્ધિ તો ધોળેલી કબર જેવી ગણાય.

સ૦ — અમુક હદ સુધી એમ હોય.

બાપુ — શા માટે ? મંદિરમાં એકઠા થનારા લોકો એકબીજાને ઓળખતા નથી હોતા. અસ્પૃશ્યો પોતે અસ્પૃશ્ય છે એમ ન કહે તો એમને કોણ ઓળખવાનું હતું ? કેટલાક હરિજનો મને એવા મળ્યા છે જેઓ કાશીવિશ્વનાથના મંદિરમાં જઈ આવ્યા છે. આ ૧૯૧૫ની વાત છે. મેં તેમને કહેલું કે એમણે એવું હરગિજ ન કરવું જોઈએ. તમે જો એમ સ્વીકારો કે હરિજનો ચોખ્ખા રહે તો ભલે મંદિરમાં આવતા, તો મને તો એટલાથી સંતોષ છે. પણ એમની ગંદકી એ આપણા ભૂતકાળના અન્યાયનું પરિણામ છે, માટે એમને ચોખ્ખાઈ શીખવવાની ફરજ આપણી જ છે. એટલે જો સ્વચ્છતાનો આગ્રહ રાખવામાં આવે તો હું તો એ શરત સ્વીકારી લઉં અને એમને સ્વચ્છ રહેતાં શીખવું. હું એમ

તમે 'કેસરી'નું એક કૉલમ મને હરિજન માટે આપો. પણ એ એક કૉલમ પૂરેપૂરું શુદ્ધ સો ટચનું સોનું હોવું જોઈએ. તેમાં ક્યાંય બેસૂરો અવાજ ન નીકળે.

મારું વૃત્તવિવેચન જુદા જ પ્રકારનું છે. ગોખલેએ કહેલું કે તારા છાપાને વર્તમાનપત્ર કહી જ ન શકાય, એ તો વિચારપત્ર છે. હરિજનોને જરાયે ખોટી દોરવણી આપશો નહીં. તમે જો મંદિરપ્રવેશની વિરુદ્ધ હો તો એને એવી માન્યતા તરીકે ન ગણાવશો કે જેમાં આવતી કાલે ફેરફાર થવાનું કાંઈ પણ કારણ હોય.

કે. સદાશિવ સાથેની વાતચીત :

સદાશિવ : "કેલપ્પનને જેલમાંથી છૂટીને મળ્યો. પય્યોલી કલીકટથી છત્રીસ માઈલ દૂર આવેલું ગામડું છે. ત્યાં મોટા ભાગની વસ્તી મુસલમાનની છે. કેલપ્પનને ત્યાં સસ્તી જગ્યા મળી ગઈ એટલે એણે ત્યાં આશ્રમ કાઢ્યો.

"સનાતની લોકોએ વિરુદ્ધ ચળવળ ઊભી કરી છે. એ લોકો આપણી જ રીત અખત્યાર કરે છે. લોકો પાસે સહીઓ કરાવે છે. પણ તેમની સભાઓમાં પાંચ પચાસ લોકો જાય છે. એમણે પાંચ લાખ રૂપિયા એકઠા કરવા માટે સનાતનીઓની એક સભા કરેલી તેમાં આઠ સનાતનીઓ હાજર હતા ને રૂપિયા કાંઈ ભેગા ન થયા.

"કેલપ્પન પૂછે છે આપણે પણ એવી પ્રવૃત્તિ ચલાવવી ?"

બાપુ : "એ લોકોમાં સારા માણસો હોય એને જરૂર મળવું. બે વર્ગોની દેશમાં સંયુક્ત પરિષદો પણ કરી શકાય. આપણે લડવાને માટે જ શા માટે ભેગા થઈએ ?"

સદાશિવ : "કેલપ્પનનું દુઃખ એ છે કે લોકો કહેશે કે મહાત્માજી પાસે ઉપવાસ કરાવ્યા. નવેમ્બરની પહેલીએ ઉપવાસ કરવાનો હતો તેને બદલે વીસમી સપ્ટેમ્બરે કેમ કર્યો ? કેટલાયે માણસો બીજી જાન્યુઆરીના ઉપવાસ પહેલાં પ્રાયોપવેશન કરવા ઇચ્છે છે. દસ જણા કેલપ્પનની સાથે ઉપવાસ કરવાના છે."

બાપુ : "એની રજા કોઈને ન અપાય. કોઈએ આ ક્રમમાં વિક્ષેપ નાખવો જોઈએ નહીં. અને ઉતાવળ કરવી જોઈએ નહીં."

સદાશિવ : "કેલપ્પન કહે છે કે એને તો ઉપવાસ કરવા જ પડશે."

બાપુ : "એમ હોય તો કેલપ્પન જે દાવો કરે છે કે મંદિરમાં જનારાની વિશાળ બહુમતી એની પાછળ છે એ વસ્તુ વિષે મને શંકા આવે ખરી."

શરીરમાંથી સુગંધ નીકળવા માંડશે. એને ગંદા અને અપવિત્ર રાખીને તમે ગંદા અને અપવિત્ર થાઓ છો. આ દલીલથી બીજી રીતે લોકમાન્ય તિલકે દલીલ કરેલી છે: '(સ્વરાજ માટે) મને લાયક થવાનું કહેનારા તમે કોણ? હું લાયક છું જ. અને એને (સ્વરાજને) મારો જન્મસિદ્ધ હક માનું છું.'

સ૦ — પણ એને નાલાયક બનાવવામાં આવ્યો છે તેનું કેમ?

બાપુ — કોણ નાલાયક છે એ તો એક ઈશ્વર જ જાણે છે. તમે એ વાતનો ઇનકાર કરી શકો એમ છો કે કેટલાક અસ્પૃશ્યો તમારા ને મારા કરતાં કેટલાય ચોખ્ખા હોય છે? કેવળ બાહ્ય સ્વચ્છતાની વાત ન કરો. એ તો આંખના પલકારામાં આવી જાય.

તમારે એમને સ્વચ્છ રહેવાની તક આપવી જોઈએ અને ઉત્તેજન આપવું જોઈએ. પછી તે તમારા કરતાં વધારે સ્વચ્છ રહેશે; ધર્માન્તર કરીને થયેલો ખ્રિસ્તી જન્મથી ગણાતા ખ્રિસ્તી કરતાં બાઇબલની દશ આજ્ઞાનું પાલન વધારે સારી રીતે કરે છે તેમ.

સ૦ — પણ અમે રાજભોજને ક્યાં અસ્પૃશ્ય ગણીએ છીએ?

બાપુ — નથી ગણતા? પર્વતીના મંદિરમાં એ જઈ શકે ખરો? આંબેડકર તો મને કહેતા હતા કે એને પૂનામાં રહેવાનું ઘર નથી મળતું. એ પૂના આવ્યો ત્યારે તમારામાંથી કોઈએ એને કહ્યું કે અમારું ઘર તમારું જ છે? એટલે તમે તો આ બહુ ખોટું દૃષ્ટાંત પસંદ કર્યું છે. જો આ (ભણેલા) લોકો પૂરતી પણ અસ્પૃશ્યતા તમે કાઢી નાખી હોત તોય ઠીક હતું. પણ આંખે ઊડીને બાઝે એવા આ લોકોના દાખલા મારા ઉપવાસ માટે પૂરતા છે. હું તો આંબેડકરને ઓળખતો પણ નહોતો ત્યારે પણ તેની ઝેરી ટીકાઓનો બચાવ કરતો. આ પૂના-કરારમાં શા માટે મેં જતું કર્યું એ તમે જાણો છો? આંબેડકરે મને કહ્યું કે મારે તો અનામત જગ્યાઓ એક દંડ તરીકે જોઈએ છીએ. એની વાત મેં તરત કબૂલ કરી. એણે કહ્યું કે તમે એવી પરિપાટી પાડો એ તે હું કાંઈ સમજું નહીં. હું તો મારા અનુભવોની વાત કહું છું કે કાયદો ન થયો હોય તો અમને કાંઈ ન મળે. મારા ઉપર જે સંખ્યાબંધ કાગળો આવે છે તે ઉપરથી હું પણ અનામત જગ્યાઓ હોવી જોઈએ એ મતનો થયો છું. આપણે એ લોકોને જ્યારે અસ્પૃશ્ય ગણતા બંધ થઈશું ત્યારે સંસ્કારમાં હિમાલય જેટલા ઊંચે ચડીશું. આજે તો આપણે એમને ઊંડી ખાઈમાં નાખ્યા છે અને એમની સાથે આપણે પણ ખાઈમાં પડ્યા છીએ.

'કેસરી'ના અધિપતિ સાથેની મહત્ત્વની મુલાકાત આપીને પાછા ફરતાં કહે: "હું વિરોધીઓની આગળ જેટલી સ્પષ્ટતાથી મારો મત રજૂ કરી શકું છું, તેટલું પોતાના જ વિચારવાળા આગળ નથી બનતું."

સાંજના ઢગલો કાગળો જોઈને કહે: "હવે લંડનના જેવી સ્થિતિ થઈ ગઈ છે. કેટલાય કાગળો તો મારે વાંચ્યા વિના જ છોડવા પડવાના! પણ શું થાય?"

કાંચીના શંકરાચાર્યનો માણસ — એડવોકેટ — હાથોહાથ કાગળ આપવાનો આગ્રહ કરે છે! મહાત્માજીનાં પવિત્ર દર્શનનો લાભ પાંચ મિનિટ મળે એ લોભ પણ ખરો!

૨૨–૧૧–'૩૨

"રેંટિયા ઉપરથી ગયેલી શ્રદ્ધા પાછી આવવાની જ છે. મારા બીજા કામોમાં દોષ હોઈ શકે, પણ આમાં તો દોષને અવકાશ નથી એવી મારી માન્યતા છે. એ કામને સિદ્ધ થતાં વાર લાગે, તેથી મારા જેવાને અધીરાઈ આવનારી નથી. સત્યને સિદ્ધ થતાં કરોડો વર્ષ જાય એ સંભવે છે. તેથી સત્ય નથી અથવા સત્ય સિવાય બીજું કંઈ છે એમ મારું હૃદય કે મારી જિહ્વા કદી નહીં કહે. રેંટિયો એ સત્યનો અંશ છે તેથી જ એને હું સત્યરૂપ ભગવાનની એક મૂર્તિરૂપે ઓળખું છું. અને રેંટિયાને પણ વ્યાપક અર્થ આપવો ઘટે છે."

સદાશિવરાવની સાથે:

"મંદિરમાં જનારાઓની રોજ સભા કરવી અને એમની પાસે જાહેરનામા ઉપર સહીઓ લેવી. એ જો ન બને તો કબૂલ કરે અને લખી મોકલે કે બહુમતી અમારી સાથે નથી. તો હું ઉપવાસની વાત છોડી દઈશ.

"ઉપવાસ કરવો એ પૂરતું ઉપદ્રવકારી છે. અને સરિયામ રસ્તા ઉપર ઉપવાસ કરવામાં આવે એ વધારે મોટો ઉપદ્રવ થાય. હું પોલીસ હોઉં તો એને તરત પકડું. કેલપ્પનને કહેજો કે મંદિરના નજીકપણાને ઉપવાસના અસરકારકપણા સાથે કશો સંબંધ નથી."

સતીશબાબુ અને હેમપ્રભાદેવી એક પૂજાપાત્ર જોડું છે. હેમપ્રભાદેવીની ફરિયાદ એ છે કે સતીશબાબુ એમને ગીતા શીખવવામાં પૂરતો વખત નથી આપતા. સતીશબાબુ કહે છે કે જેણે પોતાનું જીવન ગીતામય કરી મૂક્યું છે એને ગીતા શીખવવાની જરૂર શી? પોતાની સ્થિતિ વર્ણવતાં બાપુને સતીશબાબુ કહે: "વાત એ છે કે હવે એ પતિ છે અને હું સ્ત્રી છું!"

બાપુ: "આટલા જમાના થયાં પુરુષ પતિપણું બજાવતો આવ્યો અને સ્ત્રીની ઉપર સરદારી ભોગવી. તો હવે કોક પુરુષે તો સ્ત્રીને પતિ બનાવવી પડશે જ ના?"

સદાશિવ : “ મતગણતરી શી રીતે થાય ? ખેડૂતો તો જમીનદારોની વિરુદ્ધ મત નહીં આપે.”

બાપુ : “ ત્યારે આ બધા પ્રશ્નો ઉપવાસની વાત ઉપાડી ત્યાર પહેલાં મારી આગળ મૂકવા જોઈતા હતા.”

સદાશિવ : “ આ મંદિર દસ વરસ ઉપર એક મુખત્યારના હાથમાં હતું — કરજમાં ડૂબેલું હોવાને લીધે. ત્યારે મૅનેજર સાહેબ અને એનો બટલર મંદિરમાં જઈ શકતા હતા.”

બાપુ : “ જો લોકમત સક્રિય રીતે આપણી તરફેણમાં ન હોય તો મંદિર ખૂલે નહીં અને ઉપવાસબુપવાસ કાંઈ કરાય નહીં. આવા ચોરી-છૂપીથી મંદિરપ્રવેશના દાખલા મારી આગળ આપવાનો શો ઉપયોગ ? ઝામોરિને તો એવું ઘણુંયે સહન કરી લીધું હોય. તમે આ ચોરીછૂપીના દાખલા આપો છો તેથી તો એ સાબિત થાય છે કે લોકો બીકણ છે. ઝામોરિન પણ બીકણ માણસ લાગે છે. તેની સાથે મારો પત્રવ્યવહાર થયો છે તે ઉપરથી મારો મત એની વિરુદ્ધ બંધાયો નથી.”

સદાશિવ : “ કેલપ્પનને લાગે છે કે કેરલ એકલું આ લડત લડી શકશે નહીં.”

બાપુ : “ જો ત્યાંનો લોકમત તૈયાર ન હોય તો બહારનાં બળોનું કશું વળશે નહીં. ઝામોરિનને તો ભૂલી જ જાઓ. જો લોકમત તમારી તરફેણમાં હોય તો એ બિચારો તો તમારી સાથે આવશે જ. પણ તમે જો બહારના કાર્યકર્તા ઉપર આધાર રાખતા હો તો ભાંગેલી લાકડી ઉપર આધાર રાખો છો એમ સમજવું.”

એક જણે સૂચના કરી કે “ તમે સરકારને લખોની કે તમે અમને છોડતા હો, સાથીઓને છોડતા હો, સારું રાજબંધારણ આપતા હો, તો મારે સવિનયભંગ કરવાની જરૂર ન રહે ?” એને બાપુએ લખ્યું : “ તમારો કાગળ મળ્યો. વો દિન કહાઁ કિ મિયાઁકે પાઁઉમેં જૂતી ?”

એક ઍડવોકેટને પોતાની કુરૂપ પત્ની નથી ગમતી, તે લાંબા કાગળો લખીને પૂછે છે, “મને રસ્તો બતાવો કે કેવી રીતે આ બલાથી છૂટવું ?” બાપુએ એને સૂચના આપી કે “ એની પર પ્રેમ કરવાનો ધર્મ છે. કારણ તમે એને સગીર અવસ્થામાં નથી પરણ્યા.” એનો પાછો કાગળ આવ્યો કે “એ પ્રયત્ન કરવો એટલે વરસોનાં વરસો અમારે બંનેએ દુઃખમય જીવન ગાળવું.” પાછું એને બાપુએ લખ્યું : “ ગીતાનો શ્લોક યાદ કરો : ‘ यदग्रे विषमिव परिणामेऽमृतोपमम् ’.”

'કેસરી'ના અધિપતિ સાથેની મહત્ત્વની મુલાકાત આપીને પાછા ફરતાં કહે: "હું વિરોધીઓની આગળ જેટલી સ્પષ્ટતાથી મારો મત રજૂ કરી શકું છું, તેટલું પોતાના જ વિચારવાળા આગળ નથી બનતું."

સાંજના ઢગલો કાગળો જોઈને કહે: "હવે લંડનના જેવી સ્થિતિ થઈ ગઈ છે. કેટલાય કાગળો તો મારે વાંચ્યા વિના જ છોડવા પડવાના! પણ શું થાય?"

૨૨–૧૧–'૩૨ કાંચીના શંકરાચાર્યનો માણસ — એડવોકેટ — હાથોહાથ કાગળ આપવાનો આગ્રહ કરે છે! મહાત્માજીનાં પવિત્ર દર્શનનો લાભ પાંચ મિનિટ મળે એ લોભ પણ ખરો!

"રેંટિયા ઉપરથી ગયેલી શ્રદ્ધા પાછી આવવાની જ છે. મારા બીજા કામોમાં દોષ હોઈ શકે, પણ આમાં તો દોષને અવકાશ નથી એવી મારી માન્યતા છે. એ કામને સિદ્ધ થતાં વાર લાગે, તેથી મારા જેવાને અધીરાઈ આવનારી નથી. સત્યને સિદ્ધ થતાં કરોડો વર્ષ જાય એ સંભવે છે. તેથી સત્ય નથી અથવા સત્ય સિવાય બીજું કંઈ છે એમ મારું હૃદય કે મારી જિહ્વા કદી નહીં કહે. રેંટિયો એ સત્યનો અંશ છે તેથી જ એને હું સત્યરૂપ ભગવાનની એક મૂર્તિરૂપે ઓળખું છું. અને રેંટિયાને પણ વ્યાપક અર્થ આપવો ઘટે છે."

સદાશિવરાવની સાથે:

"મંદિરમાં જનારાઓની રોજ સભા કરવી અને એમની પાસે જાહેરનામા ઉપર સહીઓ લેવી. એ જો ન બને તો કબૂલ કરે અને લખી મોકલે કે બહુમતી અમારી સાથે નથી. તો હું ઉપવાસની વાત છોડી દઈશ.

"ઉપવાસ કરવો એ પૂરતું ઉપદ્રવકારી છે. અને સરિયામ રસ્તા ઉપર ઉપવાસ કરવામાં આવે એ વધારે મોટો ઉપદ્રવ થાય. હું પોલીસ હોઉં તો એને તરત પકડું. કેલપ્પનને કહેજો કે મંદિરના નજીકપણાને ઉપવાસના અસરકારકપણા સાથે કશો સંબંધ નથી."

સતીશબાબુ અને હેમપ્રભાદેવી એક પૂજાપાત્ર જોડું છે. હેમપ્રભાદેવીની ફરિયાદ એ છે કે સતીશબાબુ એમને ગીતા શીખવવામાં પૂરતો વખત નથી આપતા. સતીશબાબુ કહે છે કે જેણે પોતાનું જીવન ગીતામય કરી મૂક્યું છે એને ગીતા શીખવવાની જરૂર શી? પોતાની સ્થિતિ વર્ણવતાં બાપુને સતીશબાબુ કહે: "વાત એ છે કે હવે એ પતિ છે અને હું સ્ત્રી છું!"

બાપુ: "આટલા જમાના થયાં પુરુષ પતિપણું બજાવતો આવ્યો અને સ્ત્રીની ઉપર સરદારી ભોગવી. તો હવે કોક પુરુષે તો સ્ત્રીને પતિ બનાવવી પડશે જ ના?"

આ પછી એને પૂના કેમ ન લાવ્યા એ વિષે વાતો ચાલી. સતીશબાબુએ પોતાની મુશ્કેલી, ખર્ચની મુશ્કેલી વગેરે વર્ણવ્યું. વળી ધર્મશાળામાં રહેવું, ત્યાં એકાંત ન હોય વગેરે વાત કરી. એટલે બાપુ કહે: "હાસ્તો, આ બાબતમાં તો એ પતિનો ભાગ ન ભજવી શકે. તે ફરી પત્ની જ થાય છે!"

આજે મળનારાંઓમાં અવંતિકાબહેન હતાં, . . . હતા. અવંતિકાબાઈના પ્રેમની નિશાની જુઓ: એમણે પોતાની સાથે ફૂલો લઈ લીધાં હતાં અને રસ્તે એને ગૂંથી હાર બનાવતાં બનાવતાં આવેલાં!

. . .એ મારી સાથે ઘણી વાતો કરી. એ બધી મેં પ્રેમથી સાંભળી પણ મને એમ ન સૂઝયું કે એને પૂછું કે એ કયાં ઊતર્યાં છે. મેં એમ માની લીધું કે એ દેવદાસની સાથે આવેલ હશે અને એની સાથે ઊતર્યાં હશે. પણ બાપુ તો આશ્રમના બાપ એટલે એમની નજરમાંથી એવી વાત ન જ જાય! એમણે વિગતવાર પૂછપરછ કરી.

એમણે કહ્યું: "ખ્રિસ્તી સેવાસંઘમાં ઊતરેલો."

"કેમ ત્યાં ઊતરેલા?"

"શામરાવ આશ્રમમાં આવ્યા હતા અને પવાયત જોવા આવ્યા ત્યારે એમણે મને કહેલું કે પૂના આવો ત્યારે અમારે ત્યાં ઊતરજો."

બાપુ અમને કહે: "આ વાત સાંભળીને હું ચોંકયો. મારા મનમાં થયું કે નારણદાસ આ બાબતમાં ચૂકયા. આપણે ત્યાંથી. . . આવે અને એને ખ્રિસ્તી સેવાસંઘ સિવાય બીજું કોઈ ઉતારનાર ન મળે એ કેવી દુ:ખની વાત છે?" પછી કહે: "અને . . . પણ કેવો? એ બિચારો નાની નાની બાબતમાં પણ નિયમ પાળનારો છે."

મેં એને પૂછયું, "શું ખાધું?"

એ બાપડો કહે: "પાણી પીધું, પણ ખાધું નહીં. એ લોકો માંસમદિરા વાપરનારા હોય ત્યાં આપણે શી રીતે ખાઈએ?"

બાપુએ કહ્યું: "પણ એ લોકો દારૂ તો ન જ પીએ."

. . . કહે: "પણ એમને ત્યાં મેં ઈંડાં જોયાં એટલે મને થયું કે માંસ પણ ખાતા હશે. એટલે પછી મેં કાંઈ ન ખાધું અને ચાલતો આવ્યો તે દોઢ કલાકે અહીં પહોંચ્યો."

એક વાર માંસ ખાનાર, મુડદાલ પણ ખાનાર. . . આમ નિયમોને વળગી રહે એ જાણીને બાપુને બહુ આનંદ થયો. પછી તો ટ્રેનમાં એને જગ્યા મળી હશે કે નહીં, એણે કયાં ખાધું હશે, શું ખાધું હશે વગેરે બધી વિગતોની ચર્ચા કરી.

સવારે સુપરિન્ટેન્ડન્ટ સાથે ગઈ કાલે દેવદાસને મુલાકાત ન આપવા વિષે વાતો થઈ.

૨૩-૧૧-'૩૨ બાપુએ કહ્યું : "મને બહુ ખોટું લાગ્યું."

પેલાએ સમજાવ્યું કે "દેવદાસ ઉદ્ધત થયો હતો. ઉપવાસના દિવસોમાં મને અવિવેકી કહ્યો હતો. એટલે હવે મને એને કોઈ પણ જાતની છૂટ આપવાની વૃત્તિ જ નથી થતી. મેજર માર્ટિન હોય તો એ એમ સાંખી નહીં રહેત અને એને જેલના દરવાજામાં પેસવા નહીં દેત. મારા હાથ નીચેના માણસોની આગળ મારું અપમાન કરેલું એ હું કેમ સાંખું ?"

આ નાદાનીથી અમે તો આભા જ બન્યા! પણ બાપુએ તરત કહ્યું કે "દેવદાસનો વાંક હશે તો માફી માગશે જ, નહીં વાંક હશે તો માફી ન માગે અને આવવાનું જ બંધ કરશે."

એ પ્રમાણેનો લાંબો કાગળ દેવદાસને લખ્યો અને જણાવ્યું : "આ કિસ્સો પૂરો ન થાય ત્યાં લગી તું આવવાનું માંડી વાળજે. એકબીજાને કાગળો લખીને સંતોષ વાળશું. મને મળવાની લાલચને વશ થઈને માફી માગવાપણું હોય નહીં, અને માફી માગવાનો જ્યાં ધર્મ પેદા થાય ત્યાં માફી માગતાં લવલેશ પણ સંકોચ કે શરમ ન થવાં જોઈએ. આવા નાના કિસ્સાઓમાંથી પણ આપણે તો પ્રેમધર્મપાલન શીખવું છે."

ઝીણી ઝીણી બાબતોમાં પણ પોતે કેટલા ઊંડા ઊતરી શકે છે તેનો નમૂનો: હીરાલાલે ભંગીઓને પોશાક બદલવા વિષેની અનેક સૂચના કરી હતી અને જેલમાં ત્રણ વખત સ્નાન થાય છે અને કપડાં બદલાય છે એવી એક સુપરિન્ટેન્ડન્ટની સાક્ષી ટાંકી હતી; અને રંગારાનાં કપડાં રંગારો બદલી નાખે છે તેમ આ લોકો પણ બદલી શકે એવી બાપુએ આપેલી ઉપમામાં સમાન ધર્મ અમુક અંશે જ છે એવી ટીકા કરી હતી. તેને બાપુએ લખ્યું :

"રંગારાનું દૃષ્ટાંત ચોટડૂક બેસે એવું નહોતું એ મારા ધ્યાન બહાર નહીં હતું. પણ એ કામ પૂરતું હતું. જેલમાં અસ્પૃશ્યતાનો નિકાલ થયેલો તમે ગણો છો એ બધો પુસ્તકિયો નિકાલ છે. તમે માનો છો એવું કશુંય થતું નથી. હું તો નજરે જોયેલી વાત કરું છું. અને જેલમાં શું કે બહાર શું, ખરી વાત તો એ છે કે હિંદુસ્તાનના ઘણા ભાગમાં અને ઘણામાં ઘણો વખત તો ભંગીનો પોશાક એટલે એક લંગોટી. મેં પોતે તો ભંગીનું કામ લગભગ દોઢ વર્ષ સુધી અતૂટ કરેલું છે. હું તો મજૂરોનો જ પોશાક પહેરીને એ કામ કરતો. આશ્રમમાં કચ્છ પહેરીને એ કામ નિપટાવવામાં

# આ ગ્રંથકારનાં બીજાં પુસ્તકો

| | |
|---|---|
| ૨–૮ ભક્તકવિશ્રી દયારામનું જીવનચરિત્ર | નારાયણદાસ પરમાનંદદાસ ડભોઈવાળા, મુંબઈ નં. ૨ |
| ૦–૧૨ ભાંડણકૃત ઉખાણા અથવા પ્રબોધ બત્રીશી અને શ્રીધરકૃત રાવણ મંદોદરી સંવાદ<br>૦–૧૨ નરપતિકૃત પંચદંડની વાર્તા<br>૦–૧૨ મધુસુદનકૃત હંસાવતી વિક્રમચરિત્રવિવાહ | ધી ફાર્બસ ગુજરાતી સભા મુંબઈ |
| ૧–૯ ક્રમિકપાઠ્ય પુસ્તક ૧–૨<br>૧–૮ ગદ્યસમુચ્ચય ભા. ૧<br>૦–૧૨ ગુજરાતનો નાથ અવલોકન અને ટીકા | એમ. સી. કોઠારી, વડોદરા |



## તૈયાર થતાં

ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક સ્તંભો ભાગ ૨ થી ૫

સાહિત્ય મંજૂષા ભા. ૧ થી ૩ (શ્રી. ભાનુશંકર વ્યાસ સાથે)

નિબંધ અને નિબંધિકા

સાહિત્યવિહાર (વિવેચન) ભા. ૧–૨

રસવિહાર (કાવ્યસંગ્રહ)

સ્નેહી સંસાર અને બીજી વાતો (નવલિકાસંગ્રહ)

ગુજરાતી શબ્દસિદ્ધિ

શંકરપ્રસાદ છગનલાલ રાવલ
આનંદ ટેરેસ, પહેલે માળે, સી. પી. ટેન્ક, મુંબઈ ૪.

બાપુએ કહ્યું : "મંદિરે જનારા પ્રામાણિક માણસોની મતગણતરી કરવામાં સ્ત્રીઓ મદદ કરી શકે. આ પવિત્ર કામ છે અને તેમાં ઉતાવળ કે ધાંધલ ન થવાં જોઈએ. જો હું એ નિર્ણય ઉપર આવું કે લોકો તૈયાર નથી અથવા તેમના વિચારમાં પરિવર્તન થયું નથી તો ઝામોરિન ઉપર કશું દબાણ ન લાવું. સનાતનીઓ ઉપર હું એવું દબાણ નથી લાવવા માગતો કે તેઓ મંદિરો આપણે હવાલે છોડીને તેનો ત્યાગ કરી જાય. શાળામાંથી સનાતનીઓ પોતાનાં બાળકોને ઉઠાડી લે તો ભલે, પણ મંદિરોનો તેમને કાઢીને કબજો ન લેવાય."

મિસિસ કઝિન્સે નરમ વિરોધ દર્શાવતાં કહ્યું : "તમે ઉતાવળ કે ધાંધલ નથી માગતા. પણ ઉપવાસમાં અધીરાઈ ન કહેવાય?"

બાપુ કહે : "એમાં ગેરવાજબી ઉતાવળ નથી. ઉપવાસમાં પણ સલૂકાઈ છે. લોકો પોતાની જાત પ્રત્યે અધીરા થાય, બીજાઓ પ્રત્યે નહીં."

મિસિસ કઝિન્સ સમજ્યાં અને બોલ્યાં : "મને લાગે છે આખા દેશે ત્યાં જઈને દ્રલવાવું જોઈએ." જતાં જતાં મને કહે : "આ પુરુષની સાથે અહીં રહેવાનું મળે એ કેટલું મોટું સૌભાગ્ય છે! તમારાં પૂર્વ સત્કર્મનાં ફળ તમે ભોગવો છો."

સરલાદેવીને કેટલાક બીજા સવાલ પૂછવા હતા, પણ એ વિચક્ષણ બાઈએ પ્રથમ સવાલ પૂછવાની રજા માગી. બાપુ કહે : "ભલેને રાજદ્વારી સવાલ ન હોય, છતાં ન પૂછો એ સારું. આ તો અસિધારાવ્રત છે. એ બરોબર પાળીએ તો જ આપણે શોભીએ!"

૨૪-૧૧-'૩૨ . . .નો કાગળ કાલે આવ્યો. એમાં એણે કબૂલ કર્યું કે પોતે પૂના-કરાર અને ઉપવાસની વિરુદ્ધ હતા, પણ જણાવ્યું કે "મેં અંતઃકરણ વિરુદ્ધ કશું કર્યું નથી કે કશું બોલ્યો નથી. કારણ હું મુંબઈની મીટિંગમાં હાજર ન હતો, અને પૂનાની કમિટીમાં પણ હાજર ન હતો! અને . . .ને મેં લખેલું કે ઉપવાસની સાર્વજનિક અસર ઉપર લખવું, પણ પૂના-કરાર ઉપર ન લખવું!" બાપુને બહુ દુઃખ થયું. એના જવાબમાં લખ્યું :

"My dear Friend,

"Your letter has come upon me like a shock. Your letter written to me as you left Bombay left on my mind the impression that you were wholly with me in all I did, and I think you allowed the public too, to think that you

આવે છે. રંગારી જેટલો મેલો થાય છે એટલો મેલ ભંગીનું કામ કરનારને ચડતો જ નથી. એ શાસ્ત્રીય રીતે બધું સાફ કરે તો એને સારુ કેવળ મૃત્તિકા-સ્નાન બસ છે, અને તમે તો કદાચ જાણતા પણ હશો કે સ્મૃતિ-ધર્મમાં અને ઇસ્લામમાં મૃત્તિકા-સ્નાન એ પૂર્ણ સ્નાન છે. પણ એવા બીજા ધંધા છે કે જેમાં મૃત્તિકા-સ્નાન અથવા તો પાણી પણ પૂર્ણ નથી. સાબુ, જંતુનાશક દવા ઇત્યાદિની જરૂર સાફ થવાને સારુ રહે છે. એવું કામ ચમારનું છે, દાક્તરનું છે, રંગારીનું છે, કોલસાનું કામ કરનારનું છે. બીજા પણ ઘણા ધંધા એવા છે. ભંગીની સફાઈ એ અસ્પૃશ્યતાનિવારણમાં અલ્પ સ્થાન રાખે છે. આ બધું ઊંડા ઊતરીને વિચારી જજો. પ્રમાણ ન ભૂલવું જોઈએ. વધારે ચર્ચવું હોય તો મારી પાસે આવી જજો."

'ક્રૉનિકલ'ની એક નોંધ ઉપર ટીકા કરતાં હીરાલાલે કહ્યું: ભંગીઓને સ્વચ્છ રાખવા વિષે અહિંદુની પણ સરખી જ જવાબદારી છે. એ વિષે:

"'ક્રૉનિકલ'ની નોંધ મને અયોગ્ય નથી લાગી. અત્યારે ભંગી ગમે તેનું કામ કરે છે, પણ જો હિંદુધર્મીએ ભંગીને અપનાવ્યો હોત તો એની આજે જે સ્થિતિ છે તે કદી હોત નહીં. યુરોપના ભંગી કે દુનિયાના ગમે તે બીજા ભાગના ભંગીની સ્થિતિ બીજા મજૂરોના કરતાં લવલેશ પણ ઊતરતી નથી. એઓને સારુ નથી ખાસ વાડા, કે નથી ખાસ પોશાક. ભંગી જેવી કોઈ જ્ઞાતિ જ હિંદુસ્તાનની બહાર જાણમાં નથી."

સરલાબહેન, શારદાબહેન, વિદ્યાબહેન અને નંદુબહેન આવ્યાં. આંબેડકર કેમ સહભોજન નથી માગતા એ સમજાવ્યું. 'અતિથિયજ્ઞ' કરો પણ અસ્પૃશ્યતાનો ફડચો કરીએ છીએ એમ માનીને ન કરો. જેના નાકમાંથી લીંટ નીકળતી હોય, ગંદાં કપડાં હોય, મોં ગંધાતું હોય તેવાની સાથે જમવામાં તો કાંઈ સાર જ નથી. કામ કરનારાઓએ પ્રીતિભોજનમાં ભાગ ન લેવો — ખાનગી જીવનમાં તો જરૂર બોલાવી શકાય. પણ એનો પ્રચાર નાતોને છંછેડવા નથી કરવાનો.

મંદિરો વિષે મતગણતરી કરાવવી અને પછી અસહકાર કરાવવો. જેનામાં નૈતિક બળ નથી તેનામાં ઉપવાસ બળ આણશે. ઉપવાસ કરનારો ભલે પિલાશે, પણ સાચી રીતે 'દેખનારા દાઝે જોને' એ સ્થિતિ થશે.

મિસિસ કઝિન્સ આવી ગયાં. જીનિવાની મીટિંગની વાત કરી. "બધા સાધનહીન ગરીબ માણસો છે એટલે વધારે તો શું કરે?"

બાપુ કહે: "ગરીબ છે માટે તો વધારે સારા." સ્ત્રીઓ ગુરુવાયુર માટે શું કરે એ પૂછવા આવ્યાં હતાં.

બાપુએ કહ્યું : "મંદિરે જનારા પ્રામાણિક માણસોની મતગણતરી કરવામાં સ્ત્રીઓ મદદ કરી શકે. આ પવિત્ર કામ છે અને તેમાં ઉતાવળ કે ધાંધલ ન થવાં જોઈએ. જો હું એ નિર્ણય ઉપર આવું કે લોકો તૈયાર નથી અથવા તેમના વિચારમાં પરિવર્તન થયું નથી તો ઝામોરિન ઉપર કશું દબાણ ન લાવું. સનાતનીઓ ઉપર હું એવું દબાણ નથી લાવવા માગતો કે તેઓ મંદિરો આપણે હવાલે છોડીને તેનો ત્યાગ કરી જાય. શાળામાંથી સનાતનીઓ પોતાનાં બાળકોને ઉઠાડી લે તો ભલે, પણ મંદિરોનો તેમને કાઢીને કબજો ન લેવાય."

મિસિસ કઝિન્સે નરમ વિરોધ દર્શાવતાં કહ્યું : "તમે ઉતાવળ કે ધાંધલ નથી માગતા. પણ ઉપવાસમાં અધીરાઈ ન કહેવાય?"

બાપુ કહે : "એમાં ગેરવાજબી ઉતાવળ નથી. ઉપવાસમાં પણ સલૂકાઈ છે. લોકો પોતાની જાત પ્રત્યે અધીરા થાય, બીજાઓ પ્રત્યે નહીં."

મિસિસ કઝિન્સ સમજ્યાં અને બોલ્યાં : "મને લાગે છે આખા દેશે ત્યાં જઈને ઠલવાવું જોઈએ." જતાં જતાં મને કહે : "આ પુરુષની સાથે અહીં રહેવાનું મળે એ કેટલું મોટું સૌભાગ્ય છે! તમારાં પૂર્વ સત્કર્મનાં ફળ તમે ભોગવો છો."

સરલાદેવીને કેટલાક બીજા સવાલ પૂછવા હતા, પણ એ વિચક્ષણ બાઈએ પ્રથમ સવાલ પૂછવાની રજા માગી. બાપુ કહે : "ભલેને રાજદ્વારી સવાલ ન હોય, છતાં ન પૂછો એ સારું. આ તો અસિધારાવ્રત છે. એ બરોબર પાળીએ તો જ આપણે શોભીએ!"

. . .નો કાગળ કાલે આવ્યો. એમાં એણે કબૂલ કર્યું કે પોતે પૂના-કરાર અને ઉપવાસની વિરુદ્ધ હતા, પણ જણાવ્યું કે

૨૪-૧૧-'૩૨ "મેં અંતઃકરણ વિરુદ્ધ કશું કર્યું નથી કે કશું બોલ્યો નથી. કારણ હું મુંબઈની મીટિંગમાં હાજર ન હતો, અને પૂનાની કમિટીમાં પણ હાજર ન હતો! અને . . .ને મેં લખેલું કે ઉપવાસની સાર્વજનિક અસર ઉપર લખવું, પણ પૂના-કરાર ઉપર ન લખવું!" બાપુને બહુ દુઃખ થયું. એના જવાબમાં લખ્યું :

"My dear Friend,

"Your letter has come upon me like a shock. Your letter written to me as you left Bombay left on my mind the impression that you were wholly with me in all I did, and I think you allowed the public too, to think that you

were with the majority. No one knew of your mental reservations. At least you could have let me know your mind for my guidance, knowing as you did my regard for your opinions. Truth was hurt by your silence when it did not mean consent. Friendship is hard stuff. It must be capable of standing knock-out blows. Next time please do not spare me. You will serve the cause and me by speaking out straight.

"I think Radhakant was right in drawing my attention to the mine on which he thought I was standing.

"All this is however for you only. I shall respect your wish by making no use of your letter which is being destroyed.

With love, yours,
M. K. G."

"પ્રિય મિત્ર,

"તમારા કાગળથી મને આઘાત લાગ્યો છે. તમે મુંબઈ છોડતાં મારી ઉપર જે કાગળ લખેલો તેથી તો મારા ઉપર એવી છાપ પડેલી કે મારાં બધાં કામો અને વિચારો સાથે તમે પૂરેપૂરા સંમત છો. મને લાગે છે કે તમે લોકોને પણ એમ માનવા દીધું કે તમે બહુમતીની સાથે છો. તમે મનમાં જે વિરોધ સેવતા હતા તેની કોઇને ખબર નહોતી. કાંઈ/નહીં તો મારા માર્ગદર્શનની ખાતર તમારા વિચારો તમારે મને જણાવવા જોઈતા હતા. તમારા અભિપ્રાય માટે હું કેટલું માન રાખું છું એ તમે જાણો છો. તમારું મૌન સંમતિનું સૂચક નહોતું એટલે સત્યને આઘાત પહોંચે છે. મિત્રતા તો નક્કર વસ્તુ છે. સખત આઘાતો ખમી શકે એવી તે હોવી જોઈએ. હવેથી મને બચાવી લેવાનો વિચાર ન કરતા. સીધેસીધું કહી દેવાથી જ તમે કામને અને મને મદદ કરી શકશો.

"સુરંગ ઉપર હું ઊભેલો છું એમ કહી રાધાકાન્તે મને ચેતવ્યો હતો. હું ધારું છું કે તેની વાત ખરી હતી.

"પણ આ બધું હું તમારે માટે જ લખું છું. તમારા કાગળનો કશો ઉપયોગ નહીં કરવાની તમારી ઇચ્છાને હું માન આપીશ. એ કાગળ હું ફાડી નાખું છું.

સ્નેહાધીન
મો૦ ક૦ ગાંધી"

શાસ્ત્રી અને ગુરુદેવને પણ એમના કાગળોના જવાબમાં કાગળો લખ્યા. કાલે રાત્રે સ્વામી, મોહનલાલ ભટ્ટ, રામદાસ, છગનભાઈ એમાંથી એક માણસને મદદ માટે આપવાનું બાપુએ સરકારને લખ્યું.

એક અમેરિકન સ્ત્રીને લખ્યું:

"I am not enamoured of the idea of using divine healing for the purpose of proving the existence of divinity or efficacy of prayer. If Jesus came back to us, it is difficult to know what he would say to some of the uses that are being made of his powers of healing and other miracles attributed to him."

"ઇશ્વરનું અસ્તિત્વ અથવા તો પ્રાર્થનાનું અસરકારકપણું સાબિત કરવા માટે દૈવી ઉપચારનો પ્રયોગ કરવાનો ખ્યાલ મને ગમતો નથી. આજે જો જિસસ પૃથ્વી ઉપર આવે તો જે રોગમુક્ત કરવાની શક્તિનું તથા બીજા ચમત્કારોનું તેને વિષે આરોપણ કરવામાં આવ્યું છે, તેનો આજે જે ઉપયોગ થઈ રહ્યો છે તે જોઈ એ શું ધારે એ કહેવું મુશ્કેલ છે."

વાઈના સીતારામ, કૃષ્ણાજી નલવડે વગેરે માણસો આવ્યા. અસ્પૃશ્યતાનું કામ કેવું ચાલે છે તેનું વર્ણન: (૧) દર્શન કરનારાઓના ત્રણ દરજ્જા પાડ્યા છે. (૨) અસ્પૃશ્યો માટે પ્રવૃત્તિ ચલાવવાને પૈસા માગે છે. (૩) જાહેર પૈસાથી થયેલાં મંદિર ખાનગી શી રીતે હોય? બહિષ્કાર થાય તે લોકોએ શું કરવું? મુડદાલ માંસ ન ખાનારા અને મરેલાં ઢોર ન તાણનારાની ઉપર ત્રાસ થાય છે. ભોર સંસ્થાનના અંત્યજો આવી રીતે ઢોર ન ખેંચવા માટે પસાયતું ખોઈ બેઠા.

આજે રાત્રે મોડે સુધી બેસીને બહુ કાગળો લખાવ્યા. વલ્લભભાઈ પણ હવે મંત્રીની પદવીએ ચઢ્યા અને ઢગલા કાગળો ઉકેલવામાં મદદ કરવા લાગ્યા. એમને તો પાછું મનગમતું કામ. એમના વિનોદનો ફુવારો તો ચાલતો જ હોય.

કોઈના કાગળમાં જોયું કે સ્ત્રી કુરૂપ છે એટલે ગમતી નથી, એટલે તુરત બાપુને કહે: "લખોની કે આંખ ફોડી નાખીને એની સાથે રહે, એટલે કુરૂપ જોવાનું નહીં રહે!"

એક જણે પોતાને ફરી પરણવાનો આગ્રહ કરનારની દલીલ આપી હતી કે 'એણે મારા ઉપર ઉપકાર કર્યો છે અને એને ત્રણ છોકરી પરણાવવાની, નાતમાં વરની અછત એટલે મને આગ્રહ કરે છે.' વલ્લભભાઈ કહે: "ત્યારે ત્રણે છોકરીઓને જ પરણી લે તો શું ખોટું?"

આજે . . .નો ખુલ્લો પત્ર આવ્યો. તેમાં એણે બિચારાએ છેવટે લખ્યું છે કે તમારા જમાનામાં જીવવાનું દુર્ભાગ્ય મેળવનાર . . . .

બાપુ કહે: "કહો, એને શો જવાબ આપીએ?"

વલ્લભભાઈ કહે: "કહો કે ઝેર ખા."

બાપુ: "નહીં. એમ નહીં. મને ઝેર આપ, એમ નહીં લખાય?"

વલ્લભભાઈ: "પણ તેમાં એનો દહાડો નહીં વળે! તમને ઝેર આપે એટલે તમે જાઓ અને એને ફાંસીની સજા મળે એટલે એનેયે જવાનું! એટલે પાછું તમારી સાથે જ જન્મ લેવાનું કરમમાં ઊભું ને ઊભું રહે! એના કરતાં એ પોતે જ ઝેર ફાકે તે સરસ!"

આજે બાપુએ વિલાયતની મેલના પુષ્કળ કાગળો કાઢ્યા. દરેક કાગળ ચીવટથી અને ઠીક વખત આપીને લખાવ્યો.

હોરેસ એલેકઝાન્ડરની પત્નીના પિતાના મૃત્યુની ખબર સાંભળીને લખાવ્યું:

"I have personally ceased for years to grieve over death at all. The shock is felt when a comrade is torn away from me, but that is purely due to personal attachment which in other words is selfishness. But I immediately recover and realize that death is a deliverance and has to be welcomed, even as a friend is welcomed, and that it means dissolution of the body, not of the indwelling spirit. But I must not philosophize. To be true to you and to myself I had to declare my faith and at the same time to let you know that Mahadev and I and your other friends here were not so indifferent as not to take note of the happenings in your circle."

"કેટલાંય વર્ષો થયાં મરણના સમાચારથી હું શોકમગ્ન થઈ જતો નથી. સાથીને હું ગુમાવી બેસું તેથી આઘાત લાગે પણ તે કેવળ આપણી આસક્તિને લીધે હોય છે, બીજા શબ્દોમાં કહીએ તો સ્વાર્થને લીધે હોય છે. પણ હું તરત જ સાવધાન થઈ જાઉં છું અને અનુભવું છું કે મૃત્યુ એ એક છુટકારો છે. અને જેમ આપણે મિત્રને આવકારીએ છીએ તેમ તે પણ આવકારપાત્ર છે. મૃત્યુથી શરીરનો જ નાશ થાય છે, અંદર રહેલા આત્માનો નહીં. પણ હું ફિલસૂફી ન ચલાવું. જોકે તમારા પ્રત્યે તેમ જ મારી જાત પ્રત્યે સાચા થવા માટે હું જે અનુભવું છું તે મારે કહેવું જોઈએ. સાથે સાથે એટલું જણાવું કે મહાદેવ, હું તથા અહીંના તમારા

not meet each other; but that does not, ought not to, matter. For I feel the presence of his spirit without needing the nearness of the body. Spiritual kinship can never be destroyed. Spiritual nearness can never be sundered. You say you are all trying hard not to forget the power of prayer. We can only do so at our peril."

"… એ તો સાચે જ ઉડાઉ છે. જ્યાં ત્યાં એનો પ્રેમ પાથરે છે અને મોટી ઉંમરના માણસોનાં દિલ એમનો દીકરો બનીને જીતી લે છે. અલબત્ત તમે એટલું તો જાણતાં હશો કે જોકે એ હિંદુસ્તાનમાં છે છતાં અમે એકબીજાને બહુ મળી શકતા નથી. પણ તેથી શું? એનું શરીર પાસે ન હોવા છતાં એના આત્માની હાજરી હું અનુભવી શકું છું. આધ્યાત્મિક સંબંધ તૂટી શકતો નથી. આધ્યાત્મિક સાંનિધ્યમાં અંતર પાડી શકાતું નથી. તમે લખો છો કે તમે બધાં પ્રાર્થનાની શક્તિ ન ભૂલવાનો ખૂબ પ્રયત્ન કરો છો. એ ભૂલીએ તો તો ભોગ જ મળે ના?"

નટરાજન જેવા સ્વચ્છ હિંદુ-મુસલમાન-ઐક્યવાંછુ બહુ ઓછા હશે. પોતાના કાગળમાં આગ્રાની એક મુલાકાતનું ચિત્ર આપે છે:

૨૫–૧૧–'૩૨ "અમે ગઈ કાલનો દિવસ આગ્રામાં ગાળ્યો. અકબરનો મકબરો જોઈ મારા ઉપર બહુ અસર થઈ. બીજા મકબરામાં ખૂબ જ કોતરકામ હોય છે તેને મુકાબલે આ તદ્દન સાદી પણ ભવ્ય ઇમારત ગણાય. મૂક પ્રાર્થના કરવાની મને લાગણી થઈ આવી કે ઇતિહાસમાં થઈ ગયેલા આપણા પહેલા મહાન રાષ્ટ્રવિધાયકનો આત્મા અત્યારે આપણું માર્ગદર્શન કરો. રાનડેએ એક વાર કહ્યું છે કે આપણા દેશમાં બ્રિટિશો આવ્યા તે પહેલાં હિંદુમુસ્લિમ એકતાનું કાર્ય ઠીક ઠીક થઈ ચૂક્યું હતું. આ મહાન ઇમારતો ન જોઈએ ત્યાં સુધી એનો ખ્યાલ આવે નહીં. આગ્રાના કિલ્લાના મધ્ય ભાગમાં હિંદુ રાણીનો મહેલ છે અને તેમાં એનું મંદિર છે. અમારો મુસલમાન ભોમિયો જે બીજા મહેલોમાં અમારી આગળ આગળ ચાલતો હતો તે અહીં બાજુએ ઊભો રહી ગયો અને અમને અંદર જવા ઇશારો કર્યો. એકબીજાની ધાર્મિક લાગણીઓ પ્રત્યેના પરસ્પર આદરથી પુષ્ટ થયેલી ગાઢ સાંસ્કારિક અને સામાજિક એકતાનાં તથા સંગીત, સ્થાપત્ય તથા બીજી લલિત કળાઓમાં થયેલાં સુભગ મિશ્રણનાં આ સ્મારકોમાં આપણને દર્શન થાય છે. એક વાર જે થઈ ગયું છે તે ફરી પાછું થશે જ.

રામન્ની મેનન, સનાતની સભાની ગુરુવાયુર શાખા તરફથી લખે છે કે "તમે કેમ જાણ્યું કે લોકમત તમારી સાથે છે? અમારી સાથે છે."

એને લખ્યું :

"There should be no difficulty in getting an accurate referendum as to the wishes of the temple-goers. The reformers assure me with as much firmness that popular opinion is in their favour, as you assure me that it is against temple entry. I suggest referees being appointed by either party and an honest referendum taken without any undue pressure being exercised on either side. The question on which vote is to be taken should be properly framed and explained to the voters. There need be no heat imported into what is a purely religious matter."

"મંદિરમાં જનારાઓની ચોક્કસ મતગણતરી કરવામાં કશી મુશ્કેલી ન હોવી જોઈએ. તમે જેટલી દૃઢતાથી કહો છો કે લોકમત મંદિરપ્રવેશની વિરુદ્ધ છે, તેટલી જ દૃઢતાથી સુધારકો મને ખાતરી આપે છે કે લોકમત તેમની તરફેણમાં છે. હું સૂચવું છું કે બન્ને પક્ષ પોતાનો એક એક પ્રતિનિધિ ચૂંટે અને એકે પક્ષ તરફથી ગેરવાજબી દબાણ લાવ્યા વિના પ્રમાણિક મતગણતરી કરવામાં આવે. જે મુદ્દા ઉપર મત લેવાના છે, એ મુદ્દો સ્પષ્ટ નક્કી કરવામાં આવે અને મતદારોને એની સમજ આપવામાં આવે. આ શુદ્ધ ધાર્મિક બાબત છે; તેમાં જરા પણ ગરમાગરમીને સ્થાન ન હોય."

જયસુખલાલ, મથુરાદાસ વિસનજી, વગેરે આવ્યા. નાનાભાઈ અને પરીક્ષિતલાલ પણ આવ્યા. . . .ની બરોબર ખબર રાખવાની, તેને ઠપકો આપવાની અને ન સમજે તો તેના છાપાને મદદ બંધ કરવાની સલાહ આપી. અંત્યજોનું સારું વસ્તીપત્રક તૈયાર કરવાની સૂચના કરી.

તેમના શિક્ષણની વ્યવસ્થા કરવાનું કહ્યું. અસ્પૃશ્ય બાઈઓ ભયંકર ગંધાય છે, એની પાસે બેસવું અશક્ય થઈ પડે છે, એની તજવીજ કરવી, અને બરોબર જાણી લેવું.

દક્ષિણ આફ્રિકામાં આપણું નામ લસણડુંગળી ('garlic and onion') પડેલું છે.

અસ્પૃશ્ય વિદ્યાર્થીઓની શિષ્યવૃત્તિ માટે અરજી આવે છે તે આપી શકાય? એ સવાલના જવાબમાં: "એને કહેવાય કે તું કાંઈ સેવા આપવાનો છે કે નહીં? આપણે એ લોકોમાંથી અંત્યજ સેવકો ઊભા કરવા છે માટે એની સાથે આ શરત કરવાની જરૂર રહે છે. જ્યાં આવશ્યક હોય ત્યાં

છૂટથી તણાઈને પણ આપશું. આપણી એમ કહેવાની તાકાત હોવી જોઈએ કે દસ હજાર લાયક છોકરા આવી શિષ્યવૃત્તિ માગનારા મળી આવે તો તે બધાને આપીએ."

મુંબઈવાળાઓની સાથે વાતમાં: "ગુરુવાયુર ન ખૂલે અને અમારે મરવું પડે તો આખો દેશ અસ્પૃશ્યતાથી ગંધાઈ ઊઠશે."

ગુરુદેવના મંત્રીને લખ્યું :

"I can sense his (Gurudev's) agony even from this distance, but I suppose it is inevitable. This curse of untouchability will not be removed from our midst, the hearts of the orthodox will not melt without the purest souls in our land passing through the agony that Gurudev is passing through just now. Let us pray that God may sustain him and keep him in our midst for many years.

"Gurudev's firm letter to the Zamorin ought to move him. During these days of travail Gurudev's blessings and help are of inesteemable value to me. Please give my love to him."

"આટલે દૂરથી પણ ગુરુદેવની વેદનાની ખબર મને પડે છે. પણ હું ધારું છું કે એ અનિવાર્ય છે. ગુરુદેવ અત્યારે જે વેદનામાંથી પસાર થઈ રહ્યા છે તેવી વેદનામાંથી આપણા દેશના અનેક વિશુદ્ધ આત્માઓ પસાર નહીં થાય ત્યાં સુધી સનાતનીઓનાં હૃદય પીગળશે નહીં અને અસ્પૃશ્યતાનું કલંક ધોવાશે નહીં. આપણે પ્રાર્થના કરીએ કે ઈશ્વર એમને સાજાસમા રાખે અને ઘણાં વર્ષો જિવાડે.

"ગુરુદેવે ઝામોરિનને જે સખત કાગળ લખ્યો છે તેની અસર એના ઉપર થવી જ જોઈએ. મારા આ કષ્ટમય દિવસોમાં ગુરુદેવના આશીર્વાદ અને મદદ મારે માટે અમૂલ્ય છે. મારો પ્રેમ તેમને હું પાઠવું છું."

એક બંગાળી આસિસ્ટન્ટ એકાઉન્ટન્ટ જનરલ હંમેશાં કાગળ લખે છે. તેણે આ વેળા લખ્યું કે "તમારું શરીર ટ્રસ્ટ છે, એને ફરી ફરીને ઉપવાસ કરાવવાનો તમને અધિકાર નથી." એને લખ્યું :

"I appreciate your care for my body and I fully endorse your proposition that it belongs to the nation. But the nation belongs to God and if God imposes a task upon the body, who can resist it?"

"મારા શરીરની તમે બહુ કાળજી કરો છો એની હું કદર કરું છું. એ રાષ્ટ્રની મિલકત છે એમ તમે કહો છો એ હું પૂરેપૂરું સ્વીકારું છું.

પણ રાષ્ટ્ર ઈશ્વરનું છે અને ઈશ્વર જો આ શરીરનો એવો ઉપયોગ કરવા ઇચ્છતો હોય તો તેનો વિરોધ કેમ થઈ શકે?"

રતલામથી પાંચ સાત જણાની સહીથી બાર સવાલોવાળો એક કાગળ આવ્યો, તેને બાપુએ વિગતથી જવાબો અપાવ્યા:

૧. મહાન ચીજોના દુરુપયોગ અનાદિકાળથી થતા આવ્યા છે, અને થયાં કરશે. તેથી તેનો ત્યાગ ન કરાય. ધર્મને નામે જેટલું ધતિંગ આ જગતમાં થયું છે તેટલું બીજી કોઈ વસ્તુનું નહીં થતું હોય. એમ છતાં જો ધર્મનો ત્યાગ કરીએ તો જગતનો ક્ષય થાય.

૨. શ્રી કેલપ્પનની ભૂલ નજીવી હતી, દૂર કરી શકાય એવી હતી, તે દૂર થઈ. ઉપવાસ ઉપવાસરૂપે જો ત્યાજ્ય હોત તો મારાથી તેને સાથ ન જ આપી શકાત. એણે ભૂલનું પ્રાયશ્ચિત્ત સોએ સો ટકા કર્યું, તેથી સાથી તરીકે તેમ જ એ વસ્તુના ઉત્પાદક તરીકે તેને સાથ દેવાનો મારો સ્પષ્ટ ધર્મ હતો.

૩. ઝામોરિનનો ધર્મ નથી મને સાથ દેવાનો કે નથી સનાતની ઉપવાસીઓને સાથ દેવાનો. તેનો સ્પષ્ટ ધર્મ કેવળ ન્યાયને સાથ દેવાનો છે. બે જણ સામસામે ઉપવાસ કરતા હોય છતાં બંનેના ઉપવાસ ન્યાય વિરુદ્ધ હોઈ શકે છે. અને એમ હોય ત્યારે સત્યધર્મ અને અહિંસાધર્મ એમ શીખવે છે કે બંને ઉપવાસીઓને મરવા દેવા, પણ ન્યાય જ તોળવો. જન્મમરણના કર્તા આપણે નથી. એ બંને વસ્તુ ઈશ્વરને હાથ છે. ઉપવાસ કરતાં છતાં માણસો બચી ગયા છે, અને ઉપવાસ નહીં કરનારા જીવોને અનેક કારણોથી મરતા આપણે પ્રતિક્ષણ જોઈએ છીએ.

૪. મારા વ્યક્તિત્વની અસર પડે જ એનું મને ભાન છે. પણ તેથી હું ધર્મને કેમ છોડું? અને મારા વ્યક્તિત્વની અસરને વશ થઈને પણ કોઈ અસ્પૃશ્યતાનો ત્યાગ કરશે તો એ કાંઈ અધર્માચરણ તો નહીં જ ગણાય.

૫. મારી પાસે સત્યનો ત્યાગ કરાવવા એક અબજ માણસો ઉપવાસ કરવા માંડે તોયે હું મારા હૃદયને પથ્થર જેવું કઠણ રાખીને સત્યનો ત્યાગ ન કરું એવી પ્રાર્થના ઈશ્વર પાસે કરું છું અને એવી આશા પણ રાખું છું. આ બધો વિચાર કરતાં એક વાત ન ભુલાવી જોઈએ. અન્યાયને ચલાવવા સારુ ઘણા માણસો ઉપવાસ દ્વારા મરી જનારા નહીં નીકળી પડે. ખરું જોતાં ન્યાયની પાછળ મરનારા પણ બહુ નીકળવાનો સંભવ ઓછો છે.

૬. એક કરોડ માણસ આત્મપ્રેરણાનું નામ લઈને કામ કરે પણ એ જુઠ્ઠા અથવા મૂરખ હોઈ શકે; અને એક માણસને ખરેખરી આત્મપ્રેરણા થઈ હોય તો એણે બિચારાએ શું કરવું? બીજાઓ આત્મપ્રેરણાનો

ખોટો દાવો કરે એવો ભય રહે તેથી તેણે આત્મપ્રેરણાને દબાવી જૂઠા બનવું અને નાસ્તિક થવું?

૭. સનાતનીઓ પાછળ પીઠબળ નથી એવી મારી માન્યતા હોય તો હું એને કેમ છુપાવું? પણ તેઓની પાસે પીઠબળ હોય તો એ દાબી દેવાનું મારી પાસે કાંઈ સાધન નથી અને તેઓની પાસે એ બળ હોય તો એ સિદ્ધ કરવું તેમને માટે સહેલું છે.

૮. પ્રથમ તો મારા રાજકીય વિચારો, ધાર્મિક વિચારો, સામાજિક વિચારો બધા એક જ વૃક્ષની નોખી નોખી શાખાઓ છે. તેથી એ પરસ્પર વિરોધી નથી. પણ જેને એ કેવળ નોખા જ લાગતા હોય તેઓ મારી રાજકીય શક્તિનો ઉપયોગ કરવાને અર્થે પોતાના ધર્મને ન છોડે. પણ મૂર્ખ અથવા તો ભીરુ બનીને ધર્મરૂપી હીરો વેચી રાજકીય કાંકરો કોઈ લેવા બેસે તો શું મારે મારો ધર્મ છોડવો? આવા સંબંધમાં બળાત્કાર શબ્દનો ઉપયોગ કરવો એ ભાષા ઉપર બળાત્કાર કરવા જેવું છે. વ્યક્તિગત પ્રભાવ ઇત્યાદિ શક્તિઓ તો જગતમાં ચાલ્યાં જ કરશે એને આપણે બળાત્કારમાં ગણી લઈએ તો પુરુષાર્થ જેવી વસ્તુ રહે જ નહીં.

૯. અનુચિત છે.

૧૦. પ્રીતિભોજન અસ્પૃશ્યતાનિવારણનું અંગ જ નથી.

૧૧. ભારતભૂષણ પંડિતજીના અને મારા વિચારોમાં થોડો ભેદ છે ખરો, પણ આ ઉપવાસ વિષે કાંઈ પણ ભેદ હોય એવું મારા જાણવામાં નથી. પણ હોય તો લોકોએ શું કરવું એ તેઓએ વિચારવાનું રહેશે. જે વિચાર તેમની બુદ્ધિ અને તેમનું હૃદય કબૂલ કરે તેને તે અનુસરે.

૧૨. રૂઢિચુસ્ત સનાતનીઓના વિચારો બદલવાને સારુ ઉપવાસની યોજના નથી. પણ જેઓ રૂઢિને તરી જઈ અસ્પૃશ્યતાને પાપ સમજતા થયા છે તેઓને કામ કરતા કરી મૂકવાની અને જેઓ શંકિત મનના છે તેમને વિચાર કરતા કરી મૂકવાની આ યોજના છે.

આનંદસ્વરૂપ નામના મેરઠના એક સજ્જનને:

"રામનામ, ઓંકાર એક હી ચીજ હૈ.

૨૬–૧૧–'૩૨ તુલસીદાસજીને યહ સ્પષ્ટ બતા ભી દિયા હૈ. જાપ જપતે હુએ મન સ્થિર નહીં રહતા હૈ ઇસી કારણ તો તુલસીદાસને રામમહિમા ગાઈ હૈ. યદિ શ્રદ્ધાપૂર્વક કોઈ ભી આદમી જાપ જપેગા તો અંતમેં વહ સ્થિરચિત્ત હોગા હી ઐસી સબ શાસ્ત્રોંકી પ્રતિજ્ઞા હૈ, ઔર

ઐસા જપિયોંકા અનુભવ હૈ. જપ કરતે સમય આઁખ મુઁદના હી કાફી હોગા, ભૃકુટિમેં ધ્યાન રખા જાય તો અવશ્ય અચ્છા હૈ.

“પરમેશ્વર હી સત્ય હૈ ઐસા કહનેમેં દોષ યહ આતા હૈ કિ પરમેશ્વર ઔર કુછ ભી હૈ, પરમેશ્વર સહસ્રનામધારી હૈ, બહુનામી હૈ, યહ સબ સહી હૈ, પરંતુ પરમેશ્વરકે લિયે બહુનામકા ખ્યાલ કરનેસે જો ચીજકો હમ સર્વાર્પણ કરના ચાહતે હૈં વહ ચીજ છોટી સી હોનેકા ડર રહ જાતા હૈ. લેકિન સત્ય હી પરમેશ્વર હૈ ઐસા કહનેમેં દૂસરે સબ નામ છૂટ જાતે હૈં, ધ્યાન કેવલ સત્યકા હી રહતા હૈ આર અદ્વૈતવાદકે સાથ યહ જ્યાદા મિલતા હૈ. નાસ્તિકવાદકો યહાઁ સ્થાન હી નહીં રહતા હૈ, ક્યોંકિ નાસ્તિક ભી અસ્તિકો માનતા હૈ ઔર અસ્તિકા મૂલરૂપ સત્ હૈ. ઇસ જગહ સત્યકા અર્થ સત્ય બોલના હી નહીં હૈ, સત્યકા અર્થ યહાઁ મન, વચન ઔર કાયાકી એકરૂપતા હૈ ઔર ઇસસે અધિક હૈ. જો કુછ ભી જગતમેં વસ્તુતઃ હૈ, ભૂતકાલમેં થા, ભવિષ્યમેં હોગા, વહી સત્ હૈ, સત્ય હૈ, પરમેશ્વર હૈ, ઔર ઉસકે સિવાય કુછ નહીં હૈ.”

‘ટાઇમ્સ’વાળાને અગત્યનો ઇન્ટરવ્યુ મળ્યો :

“ગુરુવાયુરનું મંદિર ઊઘડી ગયા પછી હું ઉપવાસ ચાલુ રાખું તો એ વિશ્વાસઘાત થાય. એ બહુ સંભવિત છે કે ગુરુવાયુરનું મંદિર ઊઘડ્યા પછી ઘણાં મંદિરો આપોઆપ ખુલ્લાં થઈ જશે. કારણ એ મંદિર ખુલ્લું મુકાય ત્યાં સુધીમાં તો એટલું બધું પ્રચારકામ થયું હશે અને એટલો બધો લોકમત કેળવાયો હશે કે ટ્રસ્ટીઓને કશી મુશ્કેલી આવશે નહીં. પણ જો તેમ ન થાય તો સો ટકા વાજબી કારણ ઉપસ્થિત થયા વિના અને બહુ પાકો વિચાર કર્યા વિના હું બીજા ઉપવાસનો વિચાર જ ન કરી શકું. હું એટલું કહું કે અસ્પૃશ્યતાનિવારણના કાર્યક્રમના કોઈ ચોક્કસ મુદ્દા માટે ઉપવાસ ન હોઈ શકે.

“દુર્ભાગ્યે જો કેલપ્પન માંદા પડે તો ઉપવાસ કરવાની મારી બેવડી ફરજ થઈ પડે, અલબત્ત ઉપવાસ બીજી રીતે આવશ્યક હોય તો જ. એટલે કે મંદિર ખુલ્લું ન મૂકવાનું વાજબી કારણ હોયા વિના તે ખુલ્લું ન મુકાયું હોય. વાજબી કારણ એટલે કોઈ ન ધારેલી મુશ્કેલી, જેવી કે કાયદાની મુશ્કેલી, જે નક્કી કરેલી મુદતમાં દૂર કરવાનું માણસ માટે અશક્ય હોય.

“મને જે માહિતી મળી છે તે પ્રમાણે આસપાસના સવર્ણ હિંદુઓ જેઓ મંદિરમાં જવાવાળા છે તેઓ પોતાના જેટલા જ સરખા હકથી હરિજનો મંદિરમાં જાય તેની ખૂબ તરફેણમાં છે. આ માહિતી વિષે શંકા ઉઠાવનારા કાગળો પણ મંદિરની પાસે રહેનારા લોકો તરફથી

આવ્યા છે. મેં એવી સૂચના કરી છે કે મંદિરના દસ માઈલના વિસ્તારની અંદર રહેનારા સવર્ણ હિંદુઓની મતગણતરી પંચની સમક્ષ કરવામાં આવે. એક પંચ સુધારકો તરફથી અને એક સનાતનીઓ તરફથી નિમાયેલો હોય. જરૂર પડે તો એક સરપંચ પણ રાખવામાં આવે. આ ગૃહસ્થો મત આપવાના કામ ઉપર બરાબર દેખરેખ રાખે જેથી ગેરવાજબી દબાણ ન વાપરવામાં આવે, કોઈ ખોટે નામે મત ન આપે અથવા તો બીજી કોઈ જાતનો દગો ન થાય. મારે માટે તો આ શુદ્ધ ધાર્મિક પ્રશ્ન છે એટલે સુધારકોના કામમાં કાંઈ દગો જણાય તો મારું તો કાળજું કપાઈ જાય. સનાતનીઓ આ વસ્તુની કદર કરે અને આમાં અંતઃકરણપૂર્વક ભાગ લે એમ હું ઇચ્છું. મારી ખાતરી છે કે જો મોટો લોકમત હરિજનોના મંદિરપ્રવેશની તરફેણમાં હોય તો તેઓ વિરોધ કરવાનું નહીં ઇચ્છે. આવી મતગણતરીને પરિણામે જો એમ માલૂમ પડે કે મારી માહિતી ખોટી હતી તો હું કેલપ્પનને જરાયે અચકાયા વના સલાહ આપું કે તે ઉપવાસ મુલતવી રાખે અને ગુરુવાયુરનું મંદિર હરિજનો માટે ખુલ્લું મૂકવા લોકમત કેળવે. મારા ઉપવાસનો એકમાત્ર બચાવ એ જ છે કે મંદિરની નજદીકમાં વસતા બહુ લોકો હરિજનોના મંદિરપ્રવેશની તરફેણમાં છે."

ડૉ. નવલે નામનો એક અતિશય સાહસિક માણસ મળવા આવી ગયો. ગરીબીમાંથી એ માણસે વધીને પ્રેસ કર્યું અને આજે અસ્પૃશ્યોની યથામતિ સેવા કરે છે. એને મોંટેગ્યુએ 'The most pushing man in India' 'હિંદુસ્તાનમાં સૌથી વધારે ઘુસણિયો માણસ' કહેલો. એને એણે ભારે સર્ટિફિકેટ માન્યું અને બાપુની આગળ વાત કહી સંભળાવી! મહાત્મા ફૂલે નામના માળી જેણે સાઠ વર્ષ ઉપર અસ્પૃશ્યોને માટે પહેલી શાળા કાઢી અને અસ્પૃશ્યોને જ પોતાની બધી સેવા અર્પણ કરી એની પણ વાત કરી. પૂનામાં બ્રાહ્મણેતરો અને બ્રાહ્મણોના ઝઘડાનાં મૂળ કેટલાં ઊંડાં છે એ એ માણસ પાસે અને મહાત્મા ફૂલેના જીવનચરિત્રમાંથી જાણવાનું મળે છે. ડૉ. નવલે બની બેઠેલા ડૉકટર છે, પણ મહા સાહસિક છે. પોતાની આત્મકથા 'પ્રયત્નાન્તે પરમેશ્વર' નામની લખી છે અને તે અંગ્રેજીમાં લખાવીને અમેરિકામાં છપાવવાના છે!

ઊર્મિલાદેવી મલબાર જવાને બાપુની પાસે વિદાય લઈ ગયાં. બાપુએ એની આગળ મલબારનાં માણસોનાં શબ્દચિત્રો આપ્યાં, પુલયા, નાયાડીનાં જીવનચરિત્રો ખડાં કર્યાં, અને પછી God be with you — ભગવાન તમને સહાય થાઓ કહીને પીઠ થાબડી! એની આંખમાં આંસુ આવી ગયાં.

ગઈ રાત્રે નવમું નિવેદન લખાવ્યું. એમાં અનેક ટીકાઓનો જવાબ આવી જાય છે અને બહુ મહત્ત્વનું નિવેદન બને છે. 'ગાર્ડિયન'માં બાપુની અસ્પૃશ્યતા-પ્રવૃત્તિ અને ઉપવાસ વિષે બહુ સુંદર લેખ છે — તેમ જ મદ્રાસના 'હિંદુ ધર્મ'માં.

ચિંતામણરાવ વૈદ્ય કહે છે કે અસ્પૃશ્યતા બૌદ્ધ ધર્મના અસ્ત પછી દાખલ થઈ, અને એનું મૂળ અહિંસા છે. જે પશુ મારનારા અને કાપનારા હતા તે અસ્પૃશ્ય થઈ ગયા! આને માટે કશો પુરાવો નથી લાગતો. અને ક્ષત્રિયમાત્ર તો સ્પૃશ્ય જ રહ્યા છે તેનું શું? સનાતનીઓને એ સલાહ આપે છે કે દેવલની સ્મૃતિનો આધાર લઈને એમણે અસ્પૃશ્યોને મંદિરમાં પ્રવેશ કરવા દેવો! કેટલાક સાક્ષરોને ગળે પુસ્તકાધારનો એવડો મોટો પહાણો બંધાય છે કે એનાથી છૂટથી આગળ વધાતું જ નથી!

માંદાંઓને કેવા કાગળ લખે છે એના નમૂના:

ડાહ્યાભાઈને લખ્યું:

"કાલે હું લખી ગયો કે માંદા પણ સેવા કરી શકે. તે આમ. મળેલી શાંતિનો ઉપયોગ ભગવાનનું ચિંતન કરીને કરે, પોતાના ક્રોધને, પોતાની અધીરાઈને રોકીને સેવા કરનારાઓમાં પ્રેમ ફેલાવે ને કરે. એક પશ્ચિમનું ને એક અહીંનું ઉદાહરણ મારી પાસે છે. ફ્રાંસની એક અઢાર વર્ષની બાળાએ પોતાની મરણતોલ માંદગીમાં પોતાની સુવાસ એટલી ફેલાવી કે હવે તેને 'સન્ત'ની પદવી મળી છે. એણે તો અખંડ નિદ્રા સેવી. પોરબંદર પાસે બિલખાના લાધા મહારાજને કોઢ થયો હતો. એ બિલખાના શિવાલયમાં આસનબદ્ધ થઈને બેઠા. નિત્ય રામનામ જપે, રામાયણ પઢે. છેવટે રોગમુક્ત થયા ને પ્રખ્યાત કથાકાર થયા. તેમને મેં જોયેલા હતા અને કથા સાંભળી હતી.

"જે ઈશ્વરભક્ત છે તે તો દર્દનોયે સદુપયોગ કરી શકે છે. દરદથી હારતા નથી."

કુસુમને:

"દરદીઓ સેવા લે છે અને સેવા નથી કરી શકતા તેની હાયવોય કરે છે. આ મોટી ભૂલ છે. દરદી શુદ્ધ વિચારથી સેવા કરે છે. ઓછામાં ઓછી સેવા લઈ, સેવા કરનારને પ્રેમથી નવરાવીને સેવા કરે છે, પોતે પ્રફુલ્લિત રહીને પણ સેવા કરે છે. ભગવાનનું શુદ્ધ ચિંતવન સેવા જ છે એ આપણે કદી ન ભૂલીએ."

માધવન નાયરના પત્રના જવાબમાં લખ્યું :

"I appreciate your letter. You should study the statement I am issuing today. When I talk of criminal neglect of comrades or reformers, I have no one in particular in mind. If we are true and active, the walls of untruth must come down. It is no use saying that the Zamorin is hardening. You will find that if the temple-goers *demand* the entry of Harijans to the temple no power on earth can prevent them. The fact is that our agitation is only now beginning. It must be intense and yet gentle. Not a word need be uttered against the Zamorin. Of course if the law is really against us, it must be mended. And that too cannot be stopped if the public voice is clear and emphatic. We must not lose faith in ourselves or the cause. Am I clear? Do not hesitate to write again, if I am obscure."

"તમારો કાગળ સારો છે. હું આજે જે નિવેદન બહાર પાડું છું તે તમે ધ્યાનપૂર્વક જોજો. હું સાથીઓ અને સુધારકોની ભયંકર બેદરકારીની વાત કરું છું ત્યારે કોઈ અમુક વ્યક્તિ મારા ધ્યાનમાં છે એમ નથી. આપણે સાચા હોઈએ અને કામમાં મંડેલા હોઈએ તો અસત્યની દીવાલો તૂટી પડવી જ જોઈએ. ઝામોરિન કઠણ થતો જાય છે એમ કહેવું નકામું છે. તમે જોશો કે મંદિરમાં જનારા હરિજનોના મંદિરપ્રવેશની માગણી કરે તો તેમને અટકાવી શકે એવી સત્તા દુનિયામાં એકે નથી. હકીકત તો એ છે કે આપણી ચળવળ હજુ હમણાં જ શરૂ થાય છે. તે બહુ ઉત્કટ હોવી જોઈએ, અને છતાં સૌમ્ય હોવી જોઈએ. ઝામોરિનની સામે તો એક વેણ પણ ન ઉચ્ચારાવું જોઈએ. અલબત્ત, કાયદો ખરેખર આપણી વિરુદ્ધ જ હશે તો તે સુધારવો જોઈશે. અને જો લોકમત સ્પષ્ટ અને આગ્રહી હશે તો એમ કરવામાં પણ કશી અડચણ આવશે નહીં. આપણી જાતમાં અથવા તો આ કાર્યમાં આપણી શ્રદ્ધા ડગવી ન જોઈએ. આ સમજાય છે ને? મારા કહેવામાં કશું સંદિગ્ધ હોય તો બેલાશક ફરી લખજો."

આશ્રમના કાગળોમાં નારણદાસભાઈના કાગળમાં તકલીનો મહિમા ગાયો :

"તકલીને વિષે સહુને આટલું કહેજો. રેંટિયો રાજા છે પણ તકલી રાણી છે. રાણી વિના રાજા ન શોભે ને રાજા વિના રાણીનું ન ચાલે. રાણી વિના વંશવૃદ્ધિ તો ન જ થાય એ પણ સમજાવું જોઈએ. રેંટિયો હજારોને સારુ છે તો તકલી કરોડોને સારુ છે. તકલીની શક્તિ કેટલી બધી છે એ ભાઉએ બતાવ્યા છતાં તેનો ઉપયોગ સહુ નથી શીખી લેતા એ

આશ્ચર્યની વાત છે. ઝીણામાં ઝીણું સૂતર તકલી ઉપર જ પૂર્વે થતું. એ તકલી વાંસની રહેતી. આજે મદ્રાસમાં જનોઈનું બહુ ઝીણું સૂતર બ્રાહ્મણો તકલી પર જ કાંતે છે. રેંટિયો બનાવવામાં સમય જાય પણ તકલી તો જ્યાં બનાવવી હોય ત્યાં બનાવી શકાય. તેને બગડવાપણું નથી, અવાજ કરવાપણું નથી. એવો સાવ સંભવ છે કે અનેક તકલી રેંટિયાને હરાવે. આપણે તો બેમાંથી એકેની હાર નથી ઇચ્છતા. બન્ને ઉપર સરખો ને સારો કાબૂ મેળવવા ઇચ્છીએ."

હરિભાઉ ફાટકની સાથે વાતો કરતાં :

"ખાવાપીવાની સાથે અને વિવાહની સાથે વર્ણને કશો જ સંબંધ નથી. મેં શાસ્ત્રોનો અભ્યાસ કર્યો નથી, પણ શાસ્ત્રોના ગર્ભમાં શું રહેલું છે એ મને ઊગી ગયું, તે મેં ક્યારનું પ્રગટ કર્યું છે. અને જોઉં છું કે શાસ્ત્રવચનો મારાં વચનોને પૂરેપૂરી પુષ્ટિ આપે છે. એનું કારણ નથી સમજતો; સંભવ છે કે એ પૂર્વજન્મના સંસ્કાર હોય. પણ શાસ્ત્રના અભ્યાસ વિના મને એ વસ્તુ સમજાઈ ગઈ છે.

"અસ્પૃશ્યતાનિવારણનું કામ કરો તે પૂરી ધગશથી કરો. મહંમદ પયગંબરના જેવી ધગશથી અને એના જેવા યકીનથી. અબુબકર કહે : 'આપણે બે જણા છીએ અને આપણો તો શત્રુઓ કચ્ચરઘાણ વાળશે.' એટલે પયગંબર સાહેબ કહે : 'મૂરખ, આપણે બે નથી, ત્રણ છીએ. ખુદા આપણી સાથે છે.' બન્યું એવું કે તેની પાછળ લાગેલા માણસો ત્યાંથી પસાર થયા ત્યારે ગુફા ઉપર કરોળિયાએ જાળાં કરેલાં હતાં કે કીડીઓ ફરતી હતી એટલે પેલા બોલ્યા : 'અહીં કોઈ હોઈ શકે નહીં.' મહંમદે આ શબ્દો સાંભળ્યા અને કહ્યું : 'જો, ખુદા ત્યાં ગુફા આગળ ઊભો છે કે નહીં ?' એ માણસની શ્રદ્ધાની તો બરાબરી થઈ જ ન શકે. અને આ વાત તો તેરસો વર્ષ ઉપર બનેલી ઐતિહાસિક છે. કૃષ્ણ વિષે અને બીજા વિષે ઘણુંયે વાંચીએ છીએ, પણ તે બધું પૌરાણિક કાળનું છે, જ્યારે આ તો ઐતિહાસિક કાળની વાત છે."

૨૯-૧૧-'૩૨ "મૂર્તિપૂજામાં ન માનનારા તમે, દેવાલયો ખૂલશે એટલે મૂર્તિમાં ભગવાન દેખાશે એમ શી રીતે અસ્પૃશ્યોને લખી શકો ?" એમ મિસ મેરી બારે પૂછેલું. એને જવાબ મળ્યો જ હતો. એનો પાછો કાગળ આવ્યો :

"અમને તો એ સમજાતું નહોતું કે તમે એમ કેમ કહી શકો કે ઈશ્વરનો વાસ સાધારણ પથ્થરમાં છે તેના કરતાં મૂર્તિમાં વિશેષરૂપે છે?

તમને પોતાને તો મૂર્તિઓ કશી મદદરૂપ થતી નથી. લોકોને પોતાની મરજીમાં આવે એ રીતે પૂજા કરવા દેવી એ એક વાત છે, અને એવો ખ્યાલ આપવો કે એ જાતની પૂજાને તમે પણ ટેકો આપો છો એ જુદી વાત છે."

એને જવાબ લખ્યો :

"Because I do not find a particular thing helpful for me I may not be indifferent about others and not take the trouble of knowing whether it is helpful for them. I know that that particular form of idolatry is helpful for millions, not because they are less developed than I am, but because they are differently constituted. What must not be forgotten about me is that not only do I not consider idolworship to be a sin, but I know that in some form or other it is a condition of our being. The difference between one form of worship and another is a difference in degree and not in kind. Mosque-going or Church-going is a form of idol-worship. Veneration of the Bible, the Quran, the Gita and the like is idolworship, and even if you don't use a book or a building, but draw a picture of divinity in your imagination and attribute certain qualities, it is again idol-worship. And I refuse to call the worship of the one who has a stone image a grosser form of worship. Learned judges have been known to have such images in their own homes. A philosopher like Pt. Malaviyaji will not eat his meal without offering worship to the household deity. It would be both arrogant and ignorant to look down upon such worship as superstition. Again in the imagination of the worshipper, God is in a consecrated stone and not in the other stones lying about him. Even so the sanctuary in a church is more sacred than any other place in it. You can multiply for yourself instances of this character. All this is a plea not for laxity in thought or worship, but it is a plea for a definite recognition of the fact that all forms of honest worship are equally good and equally efficient for the respective worshippers. Time is gone for the exclusive possession of right by an individual or group. God is no respector of forms or words, for He is able to

penetrate our actions and our speech and read and understand our thoughts, even when we do not understand them ourselves and it is just our thoughts that matter to Him."

"અમુક વસ્તુ મને મદદરૂપ નથી થતી માટે બીજાઓ વિષે હું બેદરકાર રહું અને એમને મદદરૂપ થાય છે કે નહીં એ જાણવાની તસ્દી ન લઉં, એ બરાબર નથી. હું જાણું છું કે અમુક જાતની મૂર્તિપૂજા કરોડો માણસને મદદરૂપ થાય છે. એનું કારણ એ પણ નથી કે તેઓ મારા કરતાં ઓછા વિકાસ પામેલા છે, પણ તેમનું માનસ મારા કરતાં જુદી રીતે ઘડાયેલું છે. મારે વિષે પણ એટલું ભૂલવું ન જોઈએ કે હું મૂર્તિપૂજાને પાપ નથી ગણતો એટલું જ નહીં પણ એક અથવા બીજા રૂપમાં આપણને બધાને એ આવશ્યક થઈ પડે છે એમ હું માનું છું. જુદા જુદા પ્રકારની પૂજામાં તફાવત પ્રમાણનો જ હોય છે, તત્ત્વનો નથી હોતો. મસ્જિદમાં જવું અને દેવળમાં જવું એ પણ એક પ્રકારની મૂર્તિપૂજા છે. બાઇબલ, કુરાન, ગીતા અથવા એવા ગ્રંથ પ્રત્યે પૂજ્યભાવ રાખવો એ પણ મૂર્તિ-પૂજા જ છે. તમે કોઈ ગ્રંથ અથવા મકાનનો ઉપયોગ ન કરો અને તમારી કલ્પનામાં જ પરમેશ્વરનું અમુક ચિત્ર દોરો અને તેમાં અમુક ગુણોનું આરોપણ કરો તો એ પણ મૂર્તિપૂજા થાય. જે પથ્થરની મૂર્તિની પૂજા કરે છે તેની પૂજા આ બીજી પૂજાઓ કરતાં વધારે સ્થૂલ છે એમ પણ હું ન કહું. મોટા વિદ્વાન ન્યાયાધીશોને પોતાના ઘરમાં મૂર્તિઓ રાખતા જાણ્યા છે. પંડિત માલવિયાજી જેવા તત્ત્વજ્ઞાની પોતાની ગૃહદેવતાનું પૂજન કર્યા વિના મોંમાં અન્ન મૂકતા નથી. આવી પૂજાને વહેમ ગણવામાં અજ્ઞાન અને અભિમાન બન્ને છે. પૂજા કરનારની કલ્પનામાં તો ઈશ્વરનું અધિષ્ઠાન મંત્રપૂત પથ્થરમાં છે, આજુબાજુ પડેલા બીજા પથરાઓમાં નથી. દેવળમાં પણ જ્યાં મૂર્તિ રાખવામાં આવે છે તે સ્થાન દેવળનાં બીજાં સ્થાનો કરતાં વધુ પવિત્ર ગણાય છે. આ જાતના દાખલા તમે કેટલાય શોધી શકશો. મારી આ દલીલ વિચારમાં અથવા પૂજામાં શિથિલતા લાવવા માટે નથી; કોઈ પણ સ્વરૂપની ખરા દિલની પૂજા, તે તે પૂજા કરનાર માટે એકસરખી સારી અને પરિણામદાયી છે. કોઈ વ્યક્તિ અથવા મંડળ આ બાબતમાં વિશેષ હક ભોગવે એ જમાનો હવે ગયો. પૂજાના અમુક પ્રકાર અથવા શબ્દો તરફ ઈશ્વર જોતો નથી. તે તો આપણાં કૃત્યની અને આપણી વાણીની આરપાર જોઈ શકે છે. અને આપણા વિચારો જે આપણે પોતે પણ ન સમજી શકતા હોઈએ તે એ જાણે છે અને સમજે છે. તેની આગળ તો આપણા વિચારો એ જ ખરી વસ્તુ છે."

મંદિરોની અપવિત્રતાનો સવાલ ઘણા ઉઠાવે છે. તેમાંના એકને લખ્યું:

"There is no institution but has some evil attaching to it. But my opinion is that in spite of the undeniable evil attaching to the temples, the millions who visit them are unaffected by the evil and derive the comfort they need from them."

"કોઈ સંસ્થા એવી નથી કે જેમાં કાંઈ ને કાંઈ અનિષ્ટ ન પેઠેલું હોય. પણ મારો મત એવો છે કે મંદિરોમાં ઇનકાર ન કરી શકાય એવાં આટલાં અનિષ્ટો હોવા છતાં, તેમાં જે કરોડો માણસો જાય છે તેમના ઉપર એ અનિષ્ટની કશી અસર થતી નથી અને તેમને તો પોતાને જોઈતું આશ્વાસન એ મંદિરોમાંથી મળી રહે છે."

એક બંગાળી યુવક લખે છે: "હું પાપમાં ડૂબેલો છું, સ્ત્રીઓને જોઈને મને વિષયેચ્છા જાગ્રત થાય છે, ચોરી પણ કરું છું. મને ઉગારો."

એને લખ્યું:

"You should make a fixed resolution to be good. Always pray to God to make you good and you will be good."

"તમે સારા થવાનો દૃઢ સંકલ્પ કરો. તમને સારા બનાવવાની ભગવાનને સદા પ્રાર્થના કરો, એટલે તમે સારા થશો."

વસંતરામ શાસ્ત્રી ઝેર વરસાવી રહ્યો છે. એણે 'સાકીનાં સાહ સૂત્રો' કરીને બાપુના લેખમાંથી કહેવાતા ઉતારા આપી બાપુને ઉતારી પાડવાનો નીચ પ્રયત્ન કર્યો છે. તેને વિષે ફરિયાદો પણ આવી છે. તેને બાપુએ એક પત્તું લખ્યું:

"તમારી પત્રિકા મને કોઈએ મોકલી છે. તે થોડી વાંચી. આટલું અસત્ય તમે લખી શકો એવી મેં સ્વપ્નામાંયે આશા નહોતી રાખી. મને તો તેથી નુકસાન ન થાય. પણ વૈષ્ણવ ધર્મનું શું?"

એક સિંધી ડૉક્ટરે લખ્યું: "આત્મસમર્પણ શી રીતે થાય? મારે દવાઓ ઘણી ગુપ્ત રાખવી પડે છે, અને ગુપ્ત ન રાખું તો મારી કમાણી જાય છે."

એને લખાવ્યું:

"We must differ as to the interpretation of the Gita. You cannot keep your cake and eat it at the same time. Gita or no Gita, if you must have secret remedies not for the benefit of humanity but for your own pocket, there is no surrender to God, or reducing yourself to zero. Look at the *bhangis,* how they eke out their living by doing unclean work of the community. If you will reduce your-

self to nothing you have to do voluntarily and joyously the kind of service that the *bhangis* do and at the same time give the poor and the afflicted the benefit of your medical knowledge free of charge. Do not call this impractical because many have been able to do it successfully."

"ગીતાનો અર્થ કરવામાં આપણી વચ્ચે મતભેદ છે. લાડુ આખો ને આખો રહે અને ખવાય પણ ખરો એ બેય ન બને. પણ ગીતાની વાત જવા દો. તમારે જો લોકોના ભલા માટે નહીં, પણ તમને પૈસા મળે એ માટે તમારા ઉપચારોની ગુપ્તતા રાખવી હોય તો એમાં કશું ઈશ્વરાર્પણ નથી, તેમ પોતાની જાતને શૂન્ય બનાવવાપણુંયે નથી. ભંગીઓની જ વાત કરીએ. સમાજને માટે ગંદું કામ કરીને તેઓ પોતાની રોજી મેળવે છે. તમારે જો શૂન્ય થઈ જવું હોય તો સ્વેચ્છાથી અને આનંદપૂર્વક જે જાતનું કામ ભંગીઓ કરે છે તે જાતનું કામ કરવું જોઈએ અને સાથેસાથે તમારા દાક્તરી જ્ઞાનનો લાભ ગરીબો અને રોગીઓને મફત આપવો જોઈએ. આ વસ્તુને અવ્યવહારુ માનશો નહીં, કેટલાય લોકોએ સફળતાપૂર્વક આવું કરેલું છે."

આજે મુલાકાત લેનારાઓમાં વિચિત્ર વિચિત્ર માણસો આવ્યા. ધારવાડથી બસવપ્પાના બે શિષ્યો આવ્યા,– ત્રિપુંડ્ર અને ત્રિશૂળધારી, જેમાંનો એક તો મ્યુનિસિપલ શાળાનો મુખ્ય શિક્ષક હતો. ખાનગી સંદેશો આપ્યો : "મારા ગુરુ મારી પ્રત્યક્ષ થાય છે, દર્શન આપે છે, સંદેશ આપે છે. એનો સંદેશો આવ્યો છે કે મને એમણે જે રુદ્રાક્ષ અને ઇષ્ટલિંગમ્ આપ્યાં છે તે તમને આપવાં, તો તમને આ કામમાં સફળતા મળશે."

બાપુએ પ્રત્યક્ષ થવા વિષે થોડી વાતો કરી. પછી કહ્યું : "એ લેવાને માટે હું તૈયાર છું. પણ લેવાં એટલે મારે એ પહેરવાં જોઈએ એમ ના?"

પેલા કહે : "હા."

બાપુ કહે: "મારાથી એ ન બની શકે. એક કાળ હતો જ્યારે હું રુદ્રાક્ષની માળા પહેરતો હતો, પણ હવે નથી પહેરતો. અને આ પહેરવા વિષે મને ઈશ્વરનો આદેશ ન મળે ત્યાં સુધી હું એ કેમ પહેરી શકું?"

પેલા માણસ સમજી ગયા અને કહ્યું કે "બરોબર છે, હું મારા ગુરુને જણાવીશ. પણ તમને એવો સંદેશ મળે તો?"

બાપુ : "તો જરૂર પહેરીશ."

કોટવાનો તાલુકદાર જગન્નાથ — એક ગભરુ છોકરો — અસ્પૃશ્યતાના કામમાં તાલુકદારો શો ફાળો આપી શકે એ વિષે સલાહ લેવા આવ્યો

હતો. શાળા, કૂવા, મંદિરો વગેરે ખોલી દેવાં, અને એ લોકોમાં ખૂબ ભળવું, વગેરેની બાપુએ સલાહ આપી. આ કામથી એ એટલો ખુશ હતો કે કહ્યું : "મહાત્માજી, આ કામને લીધે લોકોની જાનમાં જાન આવી ગઈ છે. અમે એક મંડળ સ્થાપ્યું છે એમાં કાલાકાંકર છે, રાઘવેન્દ્ર છે અને અમે એ જ કામ કરવાના છીએ. પાછા મળવા આવશું. હમણાં બારાબાંકી રહું છું. ત્યાં તમામ મંદિરો ખૂલી ગયાં છે." સુંદર યુવક લાગ્યો.

પછી નરગીસબહેન અને શીરીનબહેન આવ્યાં. એ ખૂબ કામ કરી રહ્યાં છે. હિંગણેમાં બે અસ્પૃશ્ય છોકરીઓને રખાવી આવ્યાં. ત્રાવણકોરની રાણી પાસે સ્ત્રીઓનું ડેપ્યુટેશન લઈ જવાની તજવીજ કરી રહ્યાં છે, સહીઓ કરાવે છે. અહિંદુઓ કેટલું કામ કરી શકે તેના જવાબમાં બાપુએ કહ્યું : "To the extent that untouchable organizations need it.—અસ્પૃશ્યતાનિવારણની સંસ્થાઓને જરૂર હોય તેટલું. એ સૂત્ર તમને ગમશે ના ?"

આ પછી પ્રો. દાંડેકર અને બીજા કેટલાક પંઢરપુરના મંદિર વિષે વાતો કરવા આવ્યા. પંઢરપુરના મંદિરનું ચિત્ર — વર્ષમાં બે પખવાડિયાં ચોવીસ કલાક ખુલ્લાં દર્શન, કલાકે બારસો દર્શનાર્થીઓની પડાપડી, પાસ-વાળા, સ્ત્રીઓ, વાળ વગરની હિંદુ વિધવાઓ, બડવે અને પોલીસના પહેરા, અને મૂર્તિઓ ઉપર માથું ટેકવી રાખનારાઓને બાવડું પકડી ખેંચવાની પદ્ધતિ. એનો બચાવ સાંભળીને મને તો ચીતરી ચઢી. પછી પ્રશ્ન કેમ ગૂંચવાયેલો છે એનું કારણ આપ્યું. એ મંદિરે જતાં ચોખામેળાની મૂર્તિ છે, તેને મહારો અડતા નથી, અને બીજા કોઈને એ મૂર્તિ પાસે જવા દેતા નથી. એ જ્યાં સુધી ન સુધરે ત્યાં સુધી મંદિરની સ્થિતિ શી રીતે સુધરે ? વગેરે વાતો કરી. પછી જતાં જતાં કહે છે "કે તમારા ઉપવાસથી દંભ બહુ વધવાનો છે."

એટલે બાપુએ કહ્યું : "કોનામાં દંભ વધશે ? સંભવ છે કોક દંભથી કાંઈ કરે. પણ જે હજારો અને લાખો માણસોને મારા ઉપર કેવળ વિશ્વાસ છે તેમનું શું ? જેની મેં ચાલીસ વર્ષ ઉપર સેવા કરવા માંડેલી, દક્ષિણ આફ્રિકામાં જેને મેં કાંઈક કામ કરી બતાવ્યું તે તામિલ પ્રાંતના ગરીબ લોકો તો મને દગો નહીં જ દે. એ લોકો તો એ થોડા કામને પણ ચમત્કાર માનતા હશે. ચમત્કાર તો કશો હતો જ નહીં. પણ શુદ્ધ કાર્ય અનેકગણું વધારીને લોકો જુએ છે. એ લોકો દંભ કરશે ? આજે જ એક જમીનદાર યુવક કહી ગયો કે બારાબાંકીમાં બધાં જ મંદિર ખૂલી ગયાં. એ ખોટી ખબર હશે ? અંજનગાંવથી તાર આવ્યો કે અમુક મંદિર

ઉઘાડવાની રીતસર ક્રિયા થઈ અને એક બહેને ચાલીસ એકર જમીન મંદિરને ભેટ આપી, એમાં દંભ શો હોઈ શકે?"

જમનાલાલજીની સાથે વધારે મળવાની રજા માટે સરકારને કાગળ લખ્યો.

અપ્પાસાહેબ રત્નાગિરીમાં ભંગીના કામને માટે અલ્પાશન કરે છે. તે વિષે કાગળ લખ્યો હતો, તેનો ડોઇલનો ઉદ્ધત જવાબ આવ્યો. લાગલો જ બાપુએ કડક જવાબ લખાવ્યો, અને તેમાં જો અપ્પાની માગણી ન સ્વીકારાય તો હું ભળીશ, ભંગીનું કામ માગીશ અને શનિવારથી ઉપવાસ કરીશ એમ જણાવ્યું.

સામાન્ય રીતે બાપુ આવી બાબતોમાં અમારો અભિપ્રાય લે છે. આજે કહ્યું: "આ બાબતમાં તમારો અભિપ્રાય લેવાની મને જરૂર રહેતી નથી. એ સાવ સ્પષ્ટ ધર્મ છે."

સતીશબાબુ, પ્રેમલીલાબહેન, મિસિસ પ્રધાન અને હોહ્મતી આવ્યાં.

૩૦–૧૧–'૩૨ મિસિસ પ્રધાનને અસ્પૃશ્યોને ઘરમાં રાખવા વિષે, અથવા એ ન બને તો નોકર તરીકે રાખવા વિષે, અને એ પણ ન બને તો રાત્રિશાળા ચલાવવી, અંત્યજવાસોમાં જવું વગેરે કામ કરવાં એમ કહ્યું.

લેડી ઠાકરસીને કહ્યું: "તમારે આમાં પૂરો હિસ્સો આપવો જોઈએ."

લેડી બોલ્યાં: "શક્તિ પ્રમાણે થાય. બે વર્ષ પહેલાં ઢેડને ઘરમાં ઘાલવાની વાત કરત તો મારાથી ન બની શકત. પણ આજે મન એ દિશાને માટે તૈયાર થયું છે, હજી શક્તિ નથી આવી."

બાપુ: "પણ શક્તિ ક્યારે આવે? કામ કરવા માંડો એટલે જ શક્તિ આવે; તમારે બહુ સહન પણ ન કરવું પડે. મારી તો તમને સૂચના છે કે તમે એક અંત્યજ અતિથિ જમાડ્યા વિના ન જમવાની કે એવી કાંઈક પ્રતિજ્ઞા કરો."

સતીશબાબુની સાથે પાછી આગલા દિવસની ચર્ચા ઉપાડી. માણસ ચિંતનથી સેવા શી રીતે કરે એ વિષય હતો. બાપુએ કહ્યું: "ચિંતન એટલે નિષ્ક્રિયા નહીં. योगश्चित्तवृत्ति निरोधः નો અર્થ એ નથી કે ચિત્ત નિષ્ક્રિય જઈ જાય. ચિત્ત વ્યર્થ પ્રવૃત્તિ કરતું બંધ થઈ જાય એ યોગ. એકે વિચાર એવો ન આવવો જોઈએ કે જેનો અમલ ન થાય. એટલે કે શુદ્ધમાં શુદ્ધ માણસ તો વધારેમાં વધારે અમલ કરનાર હોય. જેમ માણસ વધારે પવિત્ર તેમ વધારે પ્રવૃત્તિમય. વધારેમાં વધારે કર્મશીલ

માણસ વધારેમાં વધારે સંયમી હોય છે. એને તમે સમાધિની દશા પણ કહી શકો. છતાં સમાધિ પામવાનો ઇરાદાપૂર્વક પ્રયત્ન ન હોઈ શકે. સમાધિ તો એની મેળે પમાય, એટલે કે તમે એનો વિચાર ન કર્યાં કરો; આપોઆપ એ આવે. એ જ રીતે યોગની શારીરિક ક્રિયાથી શરીરની શુદ્ધિ ને શારીરિક બ્રહ્મચર્યને પણ મદદ થાય, પણ પ્રપત્તિ ન પ્રાપ્ત થાય. શારીરિક ક્રિયાઓથી મૂળ વસ્તુ ન મળે. મૂળ વસ્તુ તો પૂરેપૂરી પ્રપત્તિ — પોતાની જાતને શૂન્ય બનાવી દેવી, એ છે.

"મારો જ દાખલો લો — માણસ પોતાની હાજરીથી કેટલું કરી શકે છે એનો. હું જો લાખોની સભામાં જાઉં — એટલે મેદનીમાં રખડવા માંડું તો મારા ચૂરેચૂરા થઈ જાય. પણ હું તેમ નથી કરતો. હું તો મધ્યમાં બેસીને લોકોની પાસે માગણી કરું છું અને પૈસા આવવા માંડે છે.

"મને આશ્ચર્ય થાય છે કે હું બેઠો હોઉં છું ત્યાં સુધી પૈસા આવે છે અને ઊઠીને ચાલતો થાઉં એટલે લોકો પૈસા આપતા બંધ થઈ જાય છે. એમાં કશો ચમત્કાર નથી પણ એ ઉત્કટ એકાગ્રતાનું — અમુક કામને વિષે વિચારની ઉત્કટતાનું પરિણામ છે.

"એ જ રીતે ઉપવાસનું. ઉપવાસ જો ઈશ્વરપ્રેરિત હશે તો લાખોનાં હૃદય તે હલાવશે. એમ નહીં હોય તો એ મિથ્યા જશે.

"પણ એને માટે પણ પૂર્વતૈયારી જોઈએ. શુદ્ધ સેવાભાવથી લાંબા કાળ સુધી કામ કરેલું હોય તો જ એ શક્તિ આવે. દક્ષિણ આફ્રિકામાં છ છ પાઉંડ ભરાવવા હું ચાળીસ ચાળીસ માઈલ ચાલેલો છું. પેલો માણસ ત્રણ પાઉંડ આપવા માંડે પણ અમે ન લઈએ. કોઈ મધ્ય સ્થળે આખી રાત બેસી રહીએ. સવારે એ નાસ્તો કરાવે અને છ પાઉંડ આપે. અબ્દુલ્લા શેઠને ત્યાં ગયો હોઉં, તે મારી તરફ કાંઈ ધ્યાન ન આપે અને પોતાના ઘરાકોને પતાવતા જાય. દુકાન બંધ થવાનો વખત થાય ત્યાં સુધી હું બેઠો રહું. અબ્દુલ્લા શેઠને કહું કે પચીસ પાઉંડ લીધા વિના જવાનો નથી. છેવટ તે ગુમાસ્તાને કહે કે ૨૫ પાઉંડનો ચેક ફાડી આપો. મેં જેટલી ખંતથી, પારાવાર મુશ્કેલીઓનો સામનો કરીને મજૂરીનું અને ભંગીનું કામ કર્યું છે એટલું બીજાએ નહીં કર્યું હોય. એક માણસને અંગ્રેજી ભણાવવા હું માઈલો ચાલીને જતો. ખંતપૂર્વક કરેલી આવી મહેનતથી કામ કરવાની શક્તિ પ્રાપ્ત થાય છે."

અપ્પા વિષેનો તમારો કાગળ સરકારમાં મોકલાવ્યો છે, એવો ડોઈલનો સંદેશો આવ્યો. છગનલાલ જોષીને અહીં લાવવાના હુકમ નીકળી ચૂક્યા છે, અને રંગૂનવાળી મંડળીને મળવાની રજા મળી છે. ગઈ કાલે

સેંકીના કાગળ વિષે ચાલેલા તુમાર વિષે કાગળ આવેલો તેમાં સરકાર પોતાની કબૂલતનું પાલન કરશે એ વિષે શંકા નથી બતાવતી. છતાં બાપુના અસ્પૃશ્યતાના જે લેખ માટે સદાનંદને ૨૦,૦૦૦ આપવા પડ્યા તે લેખનો પાર્લમેંટમાં ઉલ્લેખ કરીને સેંકી લેખ વાંચ્યા વિના ઉદ્ધતાઈથી કહે છે: "એ તદ્દન વિધિનિષેધ વિનાનો લેખ હોવો જોઈએ, પણ તમે મોકલી આપશો તો હું એ વાંચવા તૈયાર છું." અને વિલ્કિન્સન અને મેટર્સ વાળા પ્રતિનિધિમંડળે એ બધું નાટક કર્યું એમ કહીને તેનો ઉપહાસ કર્યો. સભાઓ અને સરઘસોનાં નાટક કર્યાં હોય પણ પોલીસના લાઠીમારનું શી રીતે નાટક કર્યું હશે!

૧-૧૨-'૩૨ આજે દેવદાસ, મણિલાલ, હરજીવન અને શારદા આવી ગયાં. બપોરે ભોળે, ભોંસલે, જાધવ વગેરે પૂનાની કૉલેજના પાંચ વિદ્યાર્થીઓ મળવા આવ્યા. બધા અસ્પૃશ્યો હતા અને એની વાત કરવાની રીત, હોશિયારી વગેરેથી જાણે ઊગતા આંબેડકરો હતા એમ લાગ્યું. બાપુને ખૂબ સવાલો પૂછ્યા. વિદ્યાર્થીઓ માટે સ્કૉલરશિપ, અને બીજી સગવડો માટે શું? એવી બધી માગણી અસ્પૃશ્યતા-મંડળ વિચારી રહ્યું છે, એમ કહ્યું. એટલે પછી અસ્પૃશ્યોને માટે જુદાં છાત્રાલયો ન નીકળી શકે? એ માગણી કરી.

બાપુ કહે: "જુદાં છાત્રાલય શા માટે? હાલ જે છાત્રાલયો છે તે જ તમારે માટે ખુલ્લાં હોય એવી વ્યવસ્થા થાય તો તમને ન ગમે? તમારે માટે જુદાં છાત્રાલયો હોય એ તો તમને અસ્પૃશ્યો જ રાખવા જેવું થાય."

એટલે એ વિદ્યાર્થીઓએ કહ્યું: "સવર્ણ વિદ્યાર્થીઓ તો સાઠ સાઠ રૂપિયા સુધી ખર્ચ કરે છે. એ ખર્ચ અમને કેમ પોસાય? અમારું એ લોકોના જેવું ધોરણ નથી."

બાપુ: "પણ તો તો તમારે કરકસરથી રહેતા છોકરાઓને શોધી લઈને એમની સાથે રસોડું ચલાવવું જોઈએ."

પેલા કહે: "અમને શાળાકૉલેજની અને છાત્રાલયની માફી કેમ ન અપાવો?"

બાપુ કહે: "હું તમને અપંગ બનાવવા નથી માગતો માટે. હું તો તમને એક છાત્રાલય આપું, અને તે તમે તમારી મહેનતે કરકસરથી ચલાવો. હું તો ઇચ્છું કે તમે અમેરિકાના વિદ્યાર્થીઓની જેમ સ્વાશ્રયી થાઓ. તમારું કામ કરતા જાઓ અને કાંઈક ટ્યૂશન કરીને, કાંઈક સેવા

કરીને ખર્ચ મેળવતા જાઓ. તમે દાન મેળવો અને કોઈ માણસો તમને દયાધર્મથી કે મુરબ્બીપણાથી દાન આપે એ હું નથી ઇચ્છતો. એમાં તમારું અધઃપતન થાય."

એટલે એક વિચક્ષણ વિદ્યાર્થી કહેવા લાગ્યો: "અમારાથી અભ્યાસ સાથે એ બનવું કઠણ છે. અમે પણ ભિક્ષા ઉપર નથી રહેવા માગતા એટલું આપને કહી દઉં. પણ એક વાત પૂછું: તમે અસ્પૃશ્યતાનિવારણ મંડળના કાર્યવાહકમાં અમને કેમ નથી રાખતા? એવું કેમ ન કરો કે અર્ધા સવર્ણો અને અર્ધા અસ્પૃશ્યો હોય?"

બાપુ: "તમે એ ઠીક પૂછ્યું. આંબેડકરે પણ એ જ વાત પૂછી હતી. મેં એને સમજાવ્યું કે એ નહીં બની શકે. તમારે એવી માગણી ન કરવી જોઈએ. એ માગણી તો ક્યારે થાય કે તમે સ્વતંત્ર હો. તમારે માટે આ મંડળ પ્રાયશ્ચિત્તધર્મથી ન સ્થપાયેલું હોય પણ બીજા કોઈ સામાન્ય ફંડના જેવું ફંડ હોય, તો તો હું એમ કહું કે તમારા પચાસ ટકા નહીં, પણ સોએ સો ટકા માણસો એમાં હોય. પણ આ લોકો તો કરજદાર છે. કરજદારને પોતાનું ઋણ કેવી રીતે ફેડવું તે સમજાવું જોઈએ. એ કેવી રીતે ફેડાય એની સૂચના તમારી પાસે એ લોકોએ ન લેવી જોઈએ. પ્રાયશ્ચિત્ત તમારે નથી કરવાનું, અમારે કરવાનું છે. અમે કામ એવું કરીશું કે જે અમને બરોબર પ્રાયશ્ચિત્ત લાગે."

ભોળે (વિદ્યાર્થી ડેપ્યુટેશનનો નેતા): "સાચું, પણ એ કરજદારની ભાવના તમારામાં છે; બીજામાં છે એમ અમે માનતા નથી. બીજા તો મુરબ્બીવટ જ કરવા માગે છે, ગરીબગુરબાંને દાન જ દેવા માગે છે, એમ અમે જાણીએ છીએ એટલે અમારી આ સૂચના છે."

બાપુ: "એટલે જ હું કહું છું કે એ લોકોને પોતાના ઋણનું ભાન થાય એવું થવા દો. મને એમનામાં એ ભાન જાગ્રત કરવા દો. એ ન જાગ્રત થાય ત્યાં સુધી તમે હેરાન થશો એ હું જાણું છું. પણ એને માટે હું તમારી પણ કસોટી કરવા માગું છું. હું જ્યારે સ્પૃશ્યોની સાથે વાત કરું છું ત્યારે તેમને કહું છું તમારે ગમે તેવો મેલોઘેલો ભંગી આવે તેને પણ મંદિરમાં જવા દેવો, તેને પણ તમારે વીશીમાં દાખલ કરવો. પણ હરિજન ભાઈઓને કહું છું કે તમે સ્વચ્છ થાઓ, દારૂ છોડો, મુડદાલ માંસ છોડો. આનું કારણ એ છે કે હું હરિજનની સાથે હરિજન તરીકે વાત કરું છું. તમારાં દુઃખો તમને જણાય છે એનાં કરતાં મને વધારે જણાય છે, કારણ કે મેં ઢેડની સ્થિતિ ભોગવી છે. તેમને કેટલીક બાબતમાં સ્વમાનનો હ્રાસ થાય છે એમ ન લાગે અને મારું મન તો તેવી બાબતમાં

પણ ઊકળી જતું હોય. એટલે હરિજન તરીકે હું તમને સલાહ એ આપું કે તમે એ લોકોને પોતાનું ઋણ ફેડવા દો. એ ન ફેડે અને તમારા ઉપર સંકટ પડતાં જ જાય તો હું તો મરીશ એ તમે જોશો, પણ તમે પણ મરજો. અને ન મરી શકો તો મારજો, પણ પામરની જેમ બેસી ન રહેજો. જો હિંદુ જનતા ન જ સમજે તો તમે લોકો ક્યાં સુધી સાંખીને બેસી રહેવાના છો? કાં તો તમે મરીને તેમનાં હૃદય પિગળાવશો, કાં તો તમે એકેએક સવર્ણને પૃથ્વી ઉપરથી સાફ કરશો."

પેલા વિદ્યાર્થી: "પણ મારીને શો લાભ થવાનો હતો? મરીને વધારે લાભ ન થાય?"

બાપુ: "આ સવાલ તમે પૂછ્યો એ મને ગમ્યું. મરીને વધારે લાભ થાય એમ નહીં, મરીને જ લાભ થાય. અને મારીને તો મરવાપણું જ છે. કહ્યું છે ને કે તલવાર ધારણ કરનાર તલવારથી જ મરશે? તમે બધા સવર્ણ હિંદુઓનો સંહાર કરશો તો તમારો એવો જ અંત આવવાનો છે."

આ પછી છોકરાઓએ ગુરુવાયુર વિષે સવાલો પૂછ્યા. બળજબરીનો સવાલ નીકળ્યો તેનો તો બાપુએ હમેશનો જવાબ આપ્યો. પણ છોકરાઓ એમ ગાંજ્યા જાય એમ નહોતું. એટલે તેમણે કહ્યું: "તમને ચાહનારા માણસો પણ એવા પડ્યા છે કે જેમને આ બાબતમાં સિદ્ધાંતનો સવાલ નહીં હોય અને હોય તો તે મંદિરપ્રવેશની વિરુદ્ધ હોય, એનું શું?"

બાપુ: "એ લોકોના આમ કે તેમ કશા વિચારો નથી એમ તમે કહો તો મારે કહેવું જોઈએ કે એમને તો મારે જગાડવા જ જોઈએ. એવા આંચકા આપ્યા વિના એ લોકો જાગ્રત ન થાય. જે નબળા છે તેને ધર્મ શાનો?"

છોકરાઓથી બાપુ બહુ રાજી થયા.

ગુરુવાયુર વિષે લલ્લુકાકાએ શાસ્ત્રીને કાગળ લખ્યો હશે કે તમે, સી. પી., શિવસ્વામી અને હું ઝામોરિનને અને ત્રાવણકોરને મળીએ. આનો લલ્લુભાઈને કેવો જવાબ મળ્યો તે જોવા જેવું છે.

"સર સી. પી. ત્રિવેન્દ્રમમાં કેટલાંક અઠવાડિયાંથી છે. હું ચોક્કસ જાણતો નથી અથવા મને શંકા છે કે એ તમારી સાથે જોડાશે કે કેમ. હું જોડાઈ શકું એમ નથી. શિવસ્વામી આયર પણ જોડાઈ શકે એમ નથી.

"ઝામોરિન બહુ ભલા માણસ હશે અને સુધારો થાય એ પક્ષના પૂરેપૂરા હશે, પણ કાયદો, રૂઢિ, શાસ્ત્ર, અને લોકમત (સમાજના એક નાના વર્ગનો પણ) જો વિરુદ્ધ હોય તો એ લાચાર બની જશે. એમની સાથે પૂરતી અથવા ઘણી વાતો થયેલી છે. ધમકી, ખુશામત,

દલીલ બધું વપરાઈ ચૂક્યું છે. હવે બે વસ્તુ બાકી રહે છે: એક, લોકોનાં હિંસક તોફાન. પણ કેલપ્પન અને ગાંધીજી બન્ને આ વસ્તુ તો નાપસંદ કરે. બીજી વસ્તુ છે વહેમ. દાખલા તરીકે ઝામોરિનના કુટુંબમાં કાંઈક ભયંકર માંદગી આવે. પણ આવું થાય એવું આપણે કોઈ ન ઇચ્છીએ. આ પ્રસંગ એવો વિષાદ ઉપજાવે એવો છે કે મગજમાં આવા વિચિત્ર વિચારો આવે છે. મને તો કશો રસ્તો જડતો નથી.

"ગાંધીજી કહે છે કે તેમના આ ઉગ્ર નિશ્ચયની પાછળ ઈશ્વરનો હાથ છે. એટલે હવે દલીલ માટે તો કશો અવકાશ રહેતો જ નથી. પણ મારી બુદ્ધિ તો મને કહે છે કે ગાંધીજી ભયંકર ભૂલ કરી બેસવાના છે. રાજાજી, જેમની બુદ્ધિ બહુ તીવ્ર અને વિચક્ષણ છે તેઓ માને છે કે કેલપ્પન આ વસ્તુને છોડી દે એ જ એક ચાન્સ છે. આપણે ઇચ્છીએ કે છેલ્લી ઘડીએ મહાત્માના મરણનું કારણ થવાની ભયંકર જવાબદારી એને ડગાવી દે."

૨-૧૨-'૩૨ સવારે બિરલાજી અને એના મિત્રો આવી ગયા. એમણે છેલ્લા ઉપવાસને વિષેની બધી અંતરની વાતો સાચી રીતે બતાવી. એને જરેજર હકીકતની ખબર હતી. અસ્પૃશ્યતાનિવારણ સંઘ તરફથી વાઇસરૉયને મળવું કે નહીં એ બાબત ચર્ચા કરી. પછી પૂછ્યું કે એ પોતા તરફથી કહી શકે ખરા કે ગાંધીને છોડીને એના ઉપર વિશ્વાસ રાખો?

બાપુએ કહ્યું: "ઈશ્વરે મને દરેક મોકાને પહોંચી વળવાની શક્તિ આપી છે. ધારો કે મને છોડ્યો તો હું થોડો જ ચૂપ રહેવાનો છું? છોડ્યો કે તુરત હું તો સવિનયભંગ વિષે કંઈક સ્ટેટમેન્ટ કરવાનો. હા, એટલી વાત સાચી છે કે બે કામ સાથે સાથે હું નથી કરી શકવાનો. પણ એટલું સરકારે સમજવું જ જોઈએ કે બહાર નીકળ્યા પછી જ હું કહી શકું કે શું કરી શકાય. અહીં બેઠાં બેઠાં મને શું કરવું છે એનો પત્તો ન લાગે."

સ૦ "સરકારને તમે એમ ન કહી શકો કે મારા ઉપર વિશ્વાસ રાખો?"

બાપુ: "એ કહેવાની જરૂર જ ન હોવી જોઈએ. એ તો એણે સમજવું જ જોઈએ, હું જો સરકારનો મિત્ર ન હોઉં તો, 'હું છું તમારો વિશ્વાસુ મિત્ર,' એમ શું શિષ્ટાચારને માટે લખું છું? સરકારે સમજવું જ જોઈએ કે એ હું એમ માનું છું તેથી જ લખું છું."

બિરલાએ પૂછ્યું: "તમારા સરકાર ઉપરના કાગળો — અસ્પૃશ્યતાને લગતી મુલાકાતોની છૂટ મેળવવા વિષેનામાં મેં વાંચ્યું: 'મને જીવવામાં કંઈ રસ નહીં રહે.' એટલે એમ કે જેલમાં પડ્યા રહેવું એ આપને અસહ્ય

થઈ ગયું છે અને હવે બુઢાપો આવ્યો છે એટલે જેટલી જિંદગી રહી છે તેટલામાંથી જેટલું બને તેટલું મેળવી લેવું?"

બાપુ: "ના; હું તો માનું છું કે જે માણસ જેલમાં આવે તે માણસનું જેલમાં આવવું અને રહેવું એ જ સેવા છે. પણ મેં આ કામ અહીંથી ઉપાડ્યું અને એને દિશા આપી, પછી એ પાર ન ઉતારી શકું તો જીવવામાં રસ શી રીતે હોઈ શકે? અને બુઢાપા વિષે તો શું કહું? મને તો ખ્યાલ જ નથી આવતો કે હું બુઢ્ઢો થયો છું. જે માણસને એમ લાગતું હોય તે ઉર્દૂનો એક શાળાના વિદ્યાર્થીની જેમ અભ્યાસ કરે? તામિલ, તેલુગુ, બંગાળીનો અભ્યાસ કરવાનાં સ્વપ્નાં સેવે? હા. એટલું કહું કે હું વ્યાધિથી કે સર્પદંશથી નથી મરવા માગતો, જો મારી પાસે કેવી રીતે મરવું એ નિર્ણય કરવાની શક્તિ હોય તો. એ શક્તિ નથી એ તો સ્પષ્ટ છે."

ઉપવાસ વિષે પૂછ્યું: "ઘણો મોટો ભાગ એવી પ્રતિજ્ઞા કરી લે કે અમે ગુરુવાયુરમાં કદી ન જઈએ તો તમે ઉપવાસ ન છોડો?"

બાપુ: "ઉપવાસ વિનાની પ્રતિજ્ઞાની કશી કિંમત ન રહે. એ તો ઉપવાસની વાત બંધ થઈ કે તરત જ એ ઢીલા થઈ જવાના."

સતીશબાબુ વિષે વાત કરતાં બિરલા કહે: "સતીશબાબુ બહુ સરસ માણસ છે. પણ ચક્રમ માણસ છે."

બાપુ: "એ તો કુંદન માણસ છે. અને કુંદનનાં કદી ઘરેણાં થયાં છે? સોનાનાં ઘરેણાં થયાં છે, કારણ સોનામાં થોડી કુધાતુ મળેલી હોય છે. એવી રીતે કામ લાગવાને માટે એ કુધાતુની જરૂર પડે, પણ સુધાતુ સોનું એની મેળે જ શોભે."

કાઠિયાવાડના અસ્પૃશ્યતાકામની મુશ્કેલીઓ વિષે રામજીભાઈએ અને બીજાઓએ કરુણ ચિત્ર આપ્યું. કીકાભાઈ અને દૂધાભાઈ વગેરે હરિજનોએ ગુજરાતના હરિજનકામ વિષેની મુશ્કેલીઓ બતાવી, ગામડાંની કરુણ દશા વર્ણવી.

અમદાવાદની મ્યુનિસિપલ શાળામાં અસ્પૃશ્ય બાળકોને માટે પાણીની વ્યવસ્થા ભૂંડી હતી. તે વિષે આખરે પેલાએ ખખડાવીને કહ્યું: "તમારે અહીં પાણી વિષે પણ ભેદાભેદ રાખવા હોય તો પેલા મોટા ભંગી — મહાત્મા ગાંધી — નો ફોટો હોલમાં રાખ્યો છે તે કાઢી નાખો, પછી અમે ચૂપ થઈ જશું."

બીજા એક હરિજને કોમના અજ્ઞાનની વાતો કરી: "અમે બાળકોની આંખ ધોવાને માટે જઈએ તો એ ભાગી જાય, મારી પોતાની આંખ ખોલીને અંદર દવા નાખી બતાવું ત્યારે એ લોકો પાસે આવે."

સવારે મેં ઉપવાસ અને ગીતાપાઠની તૈયારી કરી તે જાણીને બાપુ કહે: "આજે ઉપવાસ કરવાની કશી જરૂર નથી. મારું
૩–૧૨–'૩૨ મન તો હજી ઉપવાસી બન્યું જ નથી. જો ઉપવાસ કરવા જ પડે તો તમે કાલે ઉપવાસ કરજો, અને ગીતાપાઠ પણ કાલે જ કરજો."

સવારે દાક્તર મહેતાએ આવીને સરકારનો સંદેશો સંભળાવ્યો: "ગાંધીને પોતાનું ભંગીકામ કરવું હોય તો ભલે કરે પણ કેદી અપ્પા વિષે ગાંધીની દરમ્યાનગીરી સરકાર નહીં સાંખી શકે."

એટલે બાપુએ એના જવાબમાં તુરત જ સળગતો કાગળ લખાવ્યો.

સવારે બિરલા, ઠક્કર વગેરે આવ્યા. કાગળ લખવાના હોવાને લીધે એમને મળવાનું મોડું થયું. પૂના કરાર વિષે પંડિતજી સંતુષ્ટ નથી એમ ખબર આપી. બાપુ કહે: "બીજા ઘણા અસંતુષ્ટ છે અને એ લોકો અસંતુષ્ટ છે એટલે હું ખુશ છું. પણ એ વિષે હું વાત કરું તો આખો દિવસ વાત કરવી પડે."

બિરલા કહે: "આ કરારથી મુસલમાનોને ભારે ચોટ લાગી છે એવી સાક્ષી તો મને જ્યાં ત્યાંથી મળ્યાં કરે છે. ઇટાલીથી સ્કાર્પા આવ્યો. એણે વાત કરી કે . . .ની યોજના તો એવી હતી કે દરેક મુસલમાન ચાર ચાર અછૂત છોકરીને પરણી લે એટલે છ કરોડ અસ્પૃશ્યો હિંદુ મટી જશે. એ તો એમ જ બધે કહે છે કે એ લોકો હિંદુ છે જ નહીં."

બાપુ: "આપણે એ લાગના છીએ, એ વિષે મને શક નથી. આપણે જેવું કરીએ છીએ તેવું ભરીએ છીએ."

આંબેડકર વિષે વાત કરતાં કહે: "એનામાં ત્યાગશક્તિ છે, યાહોમ કરવાની શક્તિ છે. એ તો દાવાનળ સળગવાનો છે. આપણે હિંદુઓ જો સાચા થઈશું તો યરવડા કરારની તો સુવર્ણ ભસ્મ બનાવી શકીશું. નહીં તો ચાર કરોડ અસ્પૃશ્યો આખા હિંદુસ્તાનનું ભક્ષણ કરી જવાના છે.

"અસ્પૃશ્યતાનિવારણ સંઘમાં અસ્પૃશ્યોને લેવા એ આંબેડકરની વાત મેં કબૂલ કરી હતી, પણ હવે મને લાગે છે કે એ બરોબર નથી. પ્રાયશ્ચિત્ત આપણે કરવાનું છે, એ લોકોએ નથી કરવાનું. એ લોકો સલાહકાર મંડળ ભલે બનાવે અને સૂચના કરે. પણ આપણે તો એકે ન લઈએ."

બિરલા કહે: "હું તો કારકુન વર્ગમાં લેવાની વાત કરતો હતો."

બાપુ કહે: "તે તો ભલે. પણ તેમાં સવર્ણો ત્યાગ કરીને આવે અથવા નિર્વેતન કામ કરે ત્યારે અસ્પૃશ્યોને ખાસ પસંદગી આપીએ. એટલે કે

સવર્ણને બહાર સો મળતા હોય તો અહીં પચાસ લેવાનું કહીએ, જ્યારે અસ્પૃશ્યોને બહાર પચાસ મળતા હોય તો અહીં પંચોતેર આપીએ."

કાનિટકરનો એક કાગળ હતો, તેમાં એણે દલીલ કરી હતી કે "શાસ્ત્રીઓએ શાસ્ત્રાજ્ઞાનો પુષ્કળ ભંગ કર્યો છે. આટલી એક બાબતમાં શા સારુ વળગી રહ્યા છે?" બાપુએ એને લખ્યું :

"You say Harijans should be allowed to enter temples, because all have broken the shastras. This is an immoral attitude. If in 99 cases we have broken the shastras that is no reason for breaking them in the 100th case. That is no reform but deform. My point is that not to allow Harijans to enter temples is wrong and against religion. This is a religious movement for elevation of religion."

"તમે લખો છો કે હરિજનોને મંદિરોમાં જવા દેવા જોઈએ કારણ શાસ્ત્રોનો ભંગ તો બધાએ કર્યો છે. હું આ વલણને નીતિવિરુદ્ધ ગણું છું. નવ્વાણું કેસમાં શાસ્ત્રોનો ભંગ થયો હોય તેથી કાંઈ સોમા કેસમાં ભંગ કરી શકાય નહીં. એ સુધારો ન થયો પણ કુધારો થયો. મારો મુદ્દો તો એ છે કે હરિજનોને મંદિરમાં જતા અટકાવવા એ અન્યાય છે અને ધર્મવિરુદ્ધ છે. ધર્મમાં પેસી ગયેલા સડાને કાઢવાની આ ધાર્મિક ચળવળ છે."

વ્યવહારથી ધર્મને છૂટો પાડી શકાય જ નહીં, અથવા અવ્યવહાર્ય ધર્મ જેવી વસ્તુ જ નથી, એ વાત મણિને કાગળ લખ્યો તેમાં બતાવી :

"આપણે ધર્મનું જે કાંઈ શીખ્યા હોઈએ તેની કસોટી તો આવે વખતે જ થાય. વાંચેલુંવિચારેલું કશા કામનું ન રહેતું હોય તો જાણીએ કે કાંઈ જ શીખ્યા નથી. વકીલ-દાક્તર ખૂબ વાંચે, પાંડિત્ય ચલાવે પણ એકેય કેસ હાથ ન ધરી શકે તો એ કહેવાના જ વકીલ-દાક્તર ગણીએ. તેમ જ મોટા ધર્મધુરંધર હોય પણ જેનો ધર્મ માત્ર પુસ્તકમાં ને મગજમાં જ રમે છે તે કહેવાના ધર્મપંડિત છે."

. . .એ અસ્પૃશ્યતાનો બચાવ 'યેઽપિ સ્યુઃ પાપયોનયઃ' 'શુચીનાં શ્રીમતાં ગેહે' અને 'યં યં વાપિ સ્મરન્ ભાવં' ઉપરથી કર્યો. મહા જડ માણસ. પોતે કેવો મોટો માણસ છે એ બતાવવાને માટે 'સૂર્યસંહિતા'માંનો પોતાને વિષેનો ફલાદેશ તે વંચાવવા લઈ આવ્યો હતો, અને આખો વાંચી સંભળાવવાની એની ઇચ્છા હતી.

'ફ્રી પ્રેસ'ના પ્રતિનિધિને :

૧. સવર્ણ હિંદુઓની ફરજની દૃષ્ટિએ વિચારીએ તો ગુરુવાયુરનો પ્રશ્ન નાનોસૂનો નથી. હરિજનોનો ઉદ્ધાર એ તદ્દન ખોટો પ્રયોગ છે. મારા

મત પ્રમાણે અસ્પૃશ્યો પ્રત્યે સવર્ણ હિંદુઓની પહેલી ફરજ એ છે કે બીજાઓના જેટલાં જ હરિજનો માટે મંદિરો ખુલ્લાં મૂકી દેવાં.

૨. મંદિરપ્રવેશના પ્રશ્નનો બોજો હું અસ્પૃશ્યતાનિવારણ સંઘ ઉપર મૂકતો નથી. એ સંઘનો જન્મ થયો તે પહેલાં ગુરુવાયુરનો પ્રશ્ન લોકો સમક્ષ હતો. અલબત્ત, સંઘે પોતાથી બને એટલું તો આ માટે કરવું જ જોઈએ. પણ ઠરાવેલા વખતની અંદર મંદિર ખુલ્લું ન મુકાય તો બીજી કોઈ સંસ્થા કરતાં સંઘ એને માટે વધારે ઠપકાપાત્ર નહીં ગણાય.

૩. જો એમ સાબિત થાય કે ગુરુવાયુર એ ખાનગી મંદિર છે તો ઉપવાસ હોઈ શકે નહીં.

૪. જો સુધારકો સાચા હોય અને વિનયી હોય તો સનાતનીઓનાં હૃદયનું પરિવર્તન તેઓ કરી શકે. તેઓએ યાદ રાખવું જોઈએ કે પોતે સુધારક થયા એ પહેલાં તેઓ અને સનાતનીઓ એક જ ગાલ્લીમાં હતા.

૫. સુધારકો લોકમત વાળવાને માટે મથી રહ્યા છે. અને સુધારક તરીકે હું માનું છું કે લોકમત આ સુધારાની તરફેણમાં ઠીક ઠીક વળ્યો છે. હું જરા પણ માનતો નથી કે મોટા ભાગના હિંદુઓ ધર્માચાર્યોની અસર નીચે છે. પોતાને ફાવતી આવે એટલા પૂરતી જ તેઓ શંકરાચાર્ય અને બીજા આચાર્યોની વાત સાંભળે. ધારો કે શંકરાચાર્ય એવો ફતવો કાઢે કે કોઈએ દારૂ ન પીવો, તો તમે શું માનો છો કે એ ફતવાનું પાલન બધા કરે? ધર્માચાર્યો પોતે સંયમનું પાલન કરે તો જ લોકો પાસે કરાવી શકે.

૬. ઉપવાસ શરૂ કરતાં પહેલાં મારું શરીર બરાબર સુધરી જાય એની હું રાહ જોઈ શકું નહીં. હું માનું છું કે ઉપવાસ અંતર્યામીની આજ્ઞા અનુસાર હશે. જ્યારે મારું શરીર નબળું હોય છે ત્યારે તો હું ઉપવાસ સારી રીતે સહન કરી શકું છું.

૭. કરોડો લોકોને — જો તેઓ મને ચહાતા હશે તો — મારા ઉપવાસથી દુઃખ થશે. તેઓ પોતાનો અવાજ એટલી બુલંદ રીતે જાહેર કરશે કે એ અવાજ અમોઘ થઈ પડશે. મારી અને અસ્પૃશ્યતાની વચ્ચે સંગ્રામ છે. મને જિવાડવો હોય તો અસ્પૃશ્યતાએ જવું જોઈએ. અસ્પૃશ્યતાને જિવાડવી હોય તો મારે મરવું જોઈએ.

એક જણની સાથે વાતચીતમાં કાઢેલા ઉદ્‌ગારો:

"સૂર્યના પ્રકાશનું પ્રતિબિંબ જેમ ચંદ્ર ઉપર પડે છે તેમ આપણી પવિત્રતાનું પ્રતિબિંબ હરિજનો ઉપર પડવાનું છે. આજે તો આપણી અપવિત્રતા અને મેલનું પ્રતિબિંબ તેમના ઉપર પડે છે."

આજે અસ્પૃશ્યતાનિવારણ સંઘની બેઠક જેલમાં થવાની હતી. પચીસ માણસોને મળવાની પરવાનગી ગઈ કાલે આપવાને બદલે આજે આપવાની સત્તાધારીઓએ મૂર્ખાઈ કરી. આગલે દિવસે આપી હોત તો ઉપવાસનું જે ગુપ્ત રહ્યું હતું તે રહેત અને કોઈની આગળ ખુલાસો કરવાની જરૂર જ ન રહેત. પણ આજે ઉપવાસનો બીજો દિવસ, એટલે શરીરની અશક્તિ એટલી બધી હતી કે બાપુ ચાર વાગ્યાની પ્રાર્થના પછી તુરત પથારીમાં સૂઈ ગયા, સવારે આઠ સુધી પથારીમાં જ હતા. તેલ ચોળાવીને એનીમા લઈ નાહ્યા પછી પાછા પથારીમાં જ હતા. વજન તો ગઈ કાલે સો થયું હતું—એટલે કે ચાર દિવસમાં છ રતલનો ઘટાડો થયો હતો અને અશક્તિ પાર વિનાની જણાતી હતી. નાહવાને માટે પણ સ્ટ્રેચર ઉપર લઈ જવા પડ્યા હતા અને કમિટીની આગળ પણ સ્ટ્રેચર ઉપર જ જવાનું હતું! કમિટી સાડા અગિયાર વાગ્યે હતી. બધા માણસો ક્યારના દરવાજે આવીને રાહ જોતા બેઠા હતા. ત્યાં આઈ. જી. પી. આવ્યા. સૌએ છાપાંમાં તો જોયું જ હતું. ગઈ સાંજે 'મરાઠા'માં ચાર લીટી આવી હતી જેમાં જણાવ્યું હતું કે અપ્પા પટવર્ધન માટે ગાંધીજી ઉપવાસ કરી રહ્યા છે. 'ફ્રી પ્રેસ'-વાળો આ કાપલી લઈને મેજર મહેતા પાસે ગયેલ, તેણે તેને કહેલું: "હું જાણતો નથી; તમારે ઇનકાર કરવો હોય તો કરો." આઈ. જી. પી. ખોડાતા ખોડાતા આવ્યા એટલે બાપુ કહે: "ત્યારે તમારા કરતાં તો હું સારો છું!"

૪–૧૨–'૩૨

પેલો હસતાં હસતાં કહે: "પણ તમે આ શું લઈ બેઠા છો?"

બાપુ કહે: "તમે રાઈનો પર્વત કરી દીધો છે."

એટલે ડોઈલ કહે: "હું એ રાઈ શોધવા આવ્યો છું. જોઉં ક્યાં છે?"

આખા સવાલની ચર્ચા થઈ. બાપુએ કહ્યું: "મારો હેતુ તો અપ્પા જેવા ધર્મબુદ્ધિવાળા માણસોને આ રજા મળે એટલો જ છે—તમે આ મોટા સવાલનો નિર્ણય કરો એમ હું નથી ઇચ્છતો."

પછી કર્નલે પોતાની મુશ્કેલીઓ સમજાવવાનો પ્રયત્ન કર્યો. બાપુએ એ બધી મુશ્કેલીઓ સ્વીકારતાં છતાં કહ્યું: "છતાં પણ જે માણસ સ્વેચ્છાએ આવું કામ કરવા માગે તેને તો તમારે આપવું જ જોઈએ, ફરજિયાત વેઠ લેવાને બદલે."

એટલે પેલો કહે: "તમારા માણસો આજે છે અને કાલે નથી, અમારે તો આખરે આ ગુનેગાર કેદીઓ સાથે જ કામ લેવાનું ના? એટલે તમને મારી વિનંતી છે કે તમે મોટો સવાલ ન ઉપાડો, હાલ તુરત અપ્પા

અને એના મિત્રોને ભંગીકામ કરવાની છૂટ મળે એટલાથી સંતોષ માનજો. આટલી વસ્તુ હું સરકાર પાસે કરાવી પણ શકું એવું મને લાગે છે. હું સરકાર પાસે જાઉં છું અને બુધવારે સવારે મોડામાં મોડા આવી પહોંચીશ અને તમને જવાબ ન પસંદ પડે તો તમે પાછો ઉપવાસ કરજો, ત્યાં સુધી સુલેહ."

બાપુ કબૂલ થયા અને પેલાને કહ્યું: "જો તમે નિષ્ફળ ગયા તો હું તમને નપાસ બૅરિસ્ટર ગણીશ અને તમારે મારી સાથે ઉપવાસ કરવા પડશે!"

પેલો કહે: "નારે ભાઈ, એ અમારો ધંધો નહીં."

ઉપવાસ વિષે ગમે તેને કહેવાની બાપુએ રજા માગી. પેલો કહે: "જરૂર, આખા દેશમાં તો ખબર પહોંચી ગઈ છે. હવે બાકી શું છે?"

આ પછી સ્ટ્રેચર ઉપર 'આંબાભુવન'માં આવ્યા અને અસ્પૃશ્યતા-નિવારણ સંઘના સભ્યોને આખા પ્રકરણનો સાર સંભળાવ્યો અને પ્રાર્થનાના વિશુદ્ધ રૂપનું રહસ્ય સમજાવ્યું. મેં નોંધ લીધી તે એ. પી. આઈ.એ આખી તારથી દેશમાં ફેલાવી.

વલ્લભભાઈ સાંજે કહે: "આ લોકોની મૂર્ખાઈ કદી કદી સમજી નથી શકાતી. બે દિવસ અગાઉ ગૂપચૂપ આટલું જ કર્યું હોત તો કશું થવાનું નહોતું. આ પાછો જગતને ઉપવાસનો સંદેશો મળ્યો, અને પાછા પોતે ઝળક્યા!"

બધા ગયા પછી બાપુએ પોતે ડૉઈલને સવારની વાતનો સાર લખી નાખ્યો અને બાપાને એક કાગળ લખ્યો. સાંજે ડૉઈલનો કાગળ આવ્યો કે એ સાર તો સરસ છે પણ એક વાત તમે છોડી છે તે વિષે જરા સ્પષ્ટીકરણ કરો તો સારું, — તે એ કે હાલ તુરતમાં તમે ગુનેગાર કેદીમાંના નીચી કહેવાતી વર્ણના કેદીઓનો સવાલ નહીં ઉપાડો. એને હકારમાં જવાબ આપતાં બાપુએ પોતાનો મુદ્દો વળી આગળ કર્યો: "એ સવાલ તુરત ઉપાડાય એમ નથી, માટે જ ઐચ્છિક કામને ઉત્તેજન આપવું જોઈએ."

વલ્લભભાઈ કહે: "જવાબ આપવામાં તો તમને કોઈ જ પહોંચી ન શકે. હવે કેલપ્પન બિચારો જગતની આગળ ગવાવા માંડે તે પહેલાં બાપા ગવાઈ જવાનો!"

મેં કહ્યું: "કેલપ્પનને તાર કરીએ કે 'બાપાએ તને પાછળ પાડી દીધો.'"

નીલા નાગિનીનો સુંદર કાગળ આવ્યો. સત્તરમા અધ્યાયનો ઉલ્લેખ બાપુએ કર્યો હતો તેને એ પી ગઈ લાગે છે. ત્રેવીસ

૫–૧૨–'૩૨ વર્ષની ઉંમરે આટલો સંસ્કાર અસાધારણ કહેવાય. એણે મિલ્સનું એક વાક્ય પોતાના કાગળમાં ટાંક્યું છે તે નોંધી રાખવા જેવું છે.

આજે અસ્પૃશ્યતાની વ્યાખ્યા ઉપર બહુ ઊહાપોહ થયો. કુંઝરુએ કહ્યું: "આપણી આ વ્યાખ્યાનું ઠેકાણું નથી એટલે અંગ્રેજો આપણી વગોવણી કર્યાં કરે છે અને ખરી અસ્પૃશ્યતા મદ્રાસ, મુંબઈ અને સી. પી. માં જ છે તેને બદલે આખા દેશમાં કહેવાય છે અને ચાર કરોડને બદલે છ કરોડની સંખ્યા અપાય છે."

બાપુ અને બીજાઓમાં ફરક આ ચર્ચામાં સરસ દીસી આવતો હતો. બાપુને અસ્પૃશ્યો પ્રતિ કરેલા પાપનો ઘા પ્રતિક્ષણ દરદ આપ્યાં કરતો હતો, જ્યારે બીજા ન્યાયની દૃષ્ટિએ જ વાતો કરતા હતા. પ્રાયશ્ચિત્તની ભાવના ભાગ્યે જ કોઈના હૃદયમાં વસી ગઈ હોય. ઠક્કરબાપાએ મધુસૂદનદાસ વિષે રમૂજી કાગળ લખી મોકલ્યો.

ડૉઇલિ આવી ગયો અને સરકારનો ફેંસલો લાવ્યો. અપ્પાનો પ્રશ્ન એ એકલાનો જ પ્રશ્ન નથી, પણ જેલના નિયમોમાં

૬–૧૨–'૩૨ સુધારો કરવાનો પ્રશ્ન હોઈ અખિલ ભારતીય સવાલ થાય છે, એટલે એ હિંદુસ્તાન સરકારે વિચારવો પડશે. અપ્પાનો સવાલ વિચારવાને લાયક છે એ સરકાર કબૂલ કરે છે પણ આવો મહત્ત્વનો સવાલ પાંચ મિનિટમાં નક્કી ન થાય એટલા માટે આ સુલેહની મુદત લંબાવવી. આજે અપ્પાને આ છૂટ આપવામાં આવે તો બીજાને પણ તે માગે તો આપવી જ જોઈએ, અને એમ કરતાંની સાથે જ એ પ્રશ્ન વિશાળ થાય છે. એટલે સરકારની સૂચના છે કે તમે અપ્પાને ખબર આપો કે એ પોતાનું અલ્પાશન છોડે અને આ સવાલનો નિવેડો આવે ત્યાં સુધી મુલતવી રાખે. જો અનુકૂળ ફેંસલો ન આવે તો પાછું અલ્પાશન એ શરૂ કરે અને બાપુ અનશન શરૂ કરે! બાપુને આ ફેંસલો ઠીક લાગ્યો. એટલે તુરત અપ્પાને તાર કર્યો કે આ ફેંસલો તમારે વિષે જે હકીકત મળી છે તે જોતાં ઠીક લાગે છે એટલે તમારે હવે પૂરો આહાર લેવા માંડવો.

પાછળથી વાત કરતાં બાપુ કહે: "હું જો તાણું તો પડતું મૂક્યું એવી સૂચના લઈને એ આવેલો હોવો જોઈએ. પણ આપણે તાણીએ એ

ઠીક નહીં. પ્રસંગે આપણે નમી શકીએ છીએ એ પણ એણે જાણવું જોઈએ."

આજના કાગળોમાં બે ત્રણ નોંધવા જેવા. રામદાસની ઉપર તો બાપુનો પ્રેમ વરસ્યાં જ કરે છે. "રામગીતા સમજાય છે? એનું રહસ્ય આ છે: ભક્તિ અને તેનું ફળ. શુદ્ધ ભક્તિમાંથી અનાસક્તિ અને જ્ઞાન પેદા થાય જ. ન થાય તો એ વેવલાપણું, ભક્તિ નહીં. જ્ઞાનનો અર્થ સારાસારનો વિવેક. જે અક્ષરજ્ઞાનને અંતે આ વિવેકશક્તિ ન આવે તે જ્ઞાન નહીં પણ વેદિયાપણું. તું જુએ છે કે આ પ્રમાણે સમજતાં રામગીતા ગળે ઊતર્યાં પછી ચિંતા, અધીરાઈ ચાલ્યાં જાય.

"આ કાગળ સવારની પ્રાર્થના પછી લખી રહ્યો છું. લખવું હતું ઉપવાસ બાબત. શરૂ થયું રામગીતાના વિવેચનથી. ઉપવાસ તો બહુ જૂનો થઈ ગયો. દોઢ જ દિવસનો એટલે કાંઈ જણાતુંયે નથી. નબળાઈ તુરત આવી અને ગઈ પણ તુરત. ઉપવાસને દિવસે અને રવિવારે પણ કામ પુષ્કળ કર્યું હતું. ખોરાકમાં દૂધ બરોબર શરૂ થઈ ગયું છે. એટલે મારા ઉપવાસોની ફિકર ન જ કરવી જોઈએ. આટલું સમજાઈ જવું જોઈએ કે ઉપવાસ હું નથી કરતો. ભગવાનના પ્રેર્યા એ થાય છે એટલે તે કરે છે, એમ કહી શકાય. તેનો શોક ન કરાય, પણ કંઈ હોય તો હર્ષ થવો જોઈએ કે એટલું ધર્મપાલન હું કરું છું. આની સાથે આ પણ યાદ રાખવું કે ઉપવાસ કોઈ મારો વાદ કરીને ન કરે. મારા સંબંધમાં આવેલા તો મને પૂછીને જ કરે એ બરોબર ગણાય. એવા અવસર કલ્પી શકાય કે જ્યારે મને પૂછવાનો સમય જ ન રહે, અથવા અંતઃપ્રેરણા સ્પષ્ટ હોય. મુમુક્ષુ જીવોની પરંપરા આ છે કે જ્યાં લગી પોતે માનેલ વધારે અનુભવી પોતાની પાસે હોય ત્યાં લગી તેને પૂછીને નવીન પગલાં ભરવાં. અંતર્નાદ બધાય સાંભળે જ છે એવું હોતું નથી. અંતર્નાદનો આભાસમાત્ર જ હોઈ શકે ને ખરું જોતાં તો 'હું'નો જ નાદ હોય. 'હું' એટલે શેતાન, રાવણ, અહિમાન, દૈત્ય. આપણામાં રાવણ બોલે છે કે રામ એની ખબર હંમેશાં પડી નથી શકતી. રાવણ સાધુ વેશે જ બહુ વાર આવે છે ત્યારે રામના જેવો લાગે છે. તેથી વધારે અનુભવી હોય તો તેને પૂછીએ. આ તો જરાક લખતાં ઘણું લખાઈ ગયું. બધાંને વંચાવજે."

શાંતિનિકેતનમાં ભણતા એક ગુજરાતી વિદ્યાર્થીએ પૂછ્યું: "આ ગુરુવાયુરના ઉપવાસ ત્રાગું ન કહેવાય? ધારો કે સનાતનીઓ બહુ થોડા હોય. તો એમને મંદિરમાં પોતાની રીતે પૂજા કરવાનો હક નહીં? મારા દાદા જૂના વિચારના છે, એને અસ્પૃશ્યતા પાળવી એ ધર્મ લાગે છે, એ

મને ઘરમાંથી હાંકી કાઢી શકે? મારી સ્ત્રી હું પ્રાયશ્ચિત્ત ન કરું તો મારી સાથે રહેવા ના પાડે છે.”

એને લખ્યું :

“મારો ઉપવાસ જાણ્યેઅજાણ્યે પણ ત્રાગામાં ન ખપી જાય એ દૃષ્ટિએ તો મંદિરની આસપાસ રહેનારાના મત લેવાઈ રહ્યા છે. જો ઘણાનો મત સુધારાના પક્ષમાં હોય તો સુધારો થવો જ જોઈએ, એ ધર્મ છે. લઘુમતીવાળાને આમાં ક્યાંય અન્યાય થતો નથી. તેઓ ઇચ્છે તો તેઓને સારુ નોખો સમય કાઢી શકાય, અથવા તેઓ પોતાનું મંદિર નોખું બનાવી લે. ચાર ભાઈ મજિયારામાં રહેતા હોય તેમાં ત્રણ ભાઈ પોતાનો ધર્મ બદલે તો તેઓ મિલકતના ધણી થાય અને ચોથાને ભાગ-પૂરતું આપી દે એટલે ચોથાને ન્યાય થયો ગણાય. અહીં લઘુમતી વધારેમાં વધારે કાંઈ માગી શકે તો પોતાને સારુ નવું મંદિર બને તેના પૈસા જ. પણ તેયે માગવાનો તેને અધિકાર ન હોય, જો તેને એકલાને પૂજા કરવાને સારુ નોખો સમય દઈ દીધો હોય તો. આ વિચારશ્રેણી તારા કિસ્સામાં લાગુ પાડતાં અભિપ્રાય આમ આવે છે: પિતામહને પોતાનો ધર્મ પાળવાની છૂટ હોવી જોઈએ, તને તારો પાળવાની છૂટ હોવી જોઈએ, અને તેટલા ખાતર તને એ ઘરમાંથી રજા આપે તો તારે વીલે મોઢે એ બહિષ્કાર સહન કરવો જોઈએ. શુદ્ધિ કરે નહીં ત્યાં લગી પત્ની તારી સાથે વસવા ના પાડે તો તારે તેના તરફનો પણ બહિષ્કાર સહન કરવો જોઈએ. તેની સાથે તારે પરાણે ન રહેવું જોઈએ. પતિને પત્ની ઉપર બળાત્કાર કરવાનો કશો અધિકાર નથી. પણ પત્ની આમ કહે એ સંભવ છે: ‘જો તમે શુદ્ધિ ન કરો તોપણ મારાથી બીજું શું થાય? હું તો તમારી સાથે રહીશ.’ એમ કહે તો એનો અર્થ ખરી રીતે એ થયો કે અસ્પૃશ્યતા કરતાં તારો સંગ એને વધારે પ્રિય છે એટલે કે અસ્પૃશ્યતાની સરખામણીમાં તારા સંગને એણે ધર્મ માન્યો. આવી પસંદગી આપણને લગભગ રોજ અસંખ્ય દાખલાઓમાં કરવી પડે છે. પણ એ સ્વાભાવિક રીતે થાય છે એટલે આપણને તેનું જ્ઞાન નથી હોતું. આટલામાં તારા પ્રશ્નોનો જવાબ આવી રહે છે. ન સમજાયું હોય તો ફરી પૂછજે. બીજા પ્રશ્નો પૂછવા હોય તો જરૂર પૂછજે.”

‘ફ્રી પ્રેસ ઑફ ઇન્ડિયા’ :

બાપુ — ઉપવાસ એ ખાસ પ્રકારનો ઉપાય છે. જ્યાં સુધી અંદરથી ચોક્કસ અવાજ ન આવે ત્યાં સુધી કોઈએ ઉપવાસ ન કરવો જોઈએ. એટલે અનુકરણ કરીને તો ઉપવાસ થાય જ નહીં. હું એટલું કહેવાની તો

"મંદિરમાં પ્રત્યેક હિંદુને જવાનો અધિકાર છે. શૌચાદિ નિયમો સૌને લાગુ પડે છે. એક જ પ્રકારના હિંદુને પ્રવેશ કરવાનો રિવાજ ઘણાં વર્ષોથી ચાલે છે. પણ અમુક હિંદુ જઈ શકે અને બીજા હિંદુ ન જઈ શકે એ ધર્મનો પ્રશ્ન નથી. હિંદુ જનતા માટે બનેલા મંદિરમાં તો જનારાઓને જ પૂછવું જોઈએ. ધર્મશાસ્ત્રીઓએ દખલ ન કરવી જોઈએ. થોડા લોકો રહી જાય તેણે બીજાની ઉપર બળાત્કાર ન કરવો જોઈએ. એમણે પોતાને માટે બીજું મંદિર બનાવવું જોઈએ. મેં મારા ધર્મનો અનુભવ અને અભ્યાસ કર્યો છે તેટલે અંશે મને લાગે છે કે જે લોકો બીજા મંદિરમાં જઈ જ ન શકે તે મર્યાદી બની જાય અને અમુક કલાક એ મંદિર તેમને માટે ખોલવામાં આવે. ધાર્મિક વસ્તુ એ છે કે જેનાથી આધ્યાત્મિક ઉન્નતિ થાય અને જેને માટે આપણે સર્વસ્વનો ત્યાગ કરીએ. થોડા સ્પૃશ્યોને માટે મંદિર થોડો વખત ખોલાય; પણ સુધારકો થોડા હોય તો અસ્પૃશ્યો માટે મંદિર ન ખોલાય.

"લઘુમતી અને બહુમતીનો પ્રશ્ન મારા ઉપવાસથી ઊભો થયો. બહુ લોકો અસ્પૃશ્યોનો મંદિરપ્રવેશ ઇચ્છે છે એ વિષે શંકા બતાવનારાના જવાબમાં આ મતગણતરીનો સવાલ આવ્યો.

"તમે મને ખાતરી કરી આપો કે અસ્પૃશ્યોનો મંદિરપ્રવેશ શાસ્ત્ર વિરુદ્ધ છે તો મારું કાંઈ ન ચાલે.

"હું તો માનું જ છું કે જે કામ કરું છું તે ધાર્મિક છે, પણ તમે એ અધર્મ છે એમ સિદ્ધ કરી આપો તો મારે મારો પ્રયત્ન છોડી દેવો પડે."

પછી એમની સાથે પ્રશ્નોત્તરી:

સ૦—એકાવન ટકા મત મળે ત્યાર પછી તમે શાસ્ત્રીઓને સાંભળવાનું અભિવચન આપો?

બાપુ—હું તો આજે તમે એને અધર્મ સિદ્ધ કરો તો ઉપવાસ છોડું.

સ૦—ત્યારે તમે શાસ્ત્રીઓ સાથે ચર્ચા કરવાની સંધિ મેળવી છે ખરી?

બાપુ—મારું સદ્ભાગ્ય કહો કે દુર્ભાગ્ય કહો, તમે અહીં આવવાની તસ્દી લીધી તે મારા ઉપવાસને લીધે. મેં મારે માટે તો નિશ્ચય કરી લીધો કે મંદિર ખોલવું એ ધર્મ છે. એ નિશ્ચય અનેક વર્ષો ઉપર કરેલો. વાઇકોમમાં હું શાસ્ત્રીઓની પાસે ગયો હતો. તેઓએ મને શંકરસ્મૃતિ બતાવી. તેનું ભાષાંતર પણ કરાવ્યું. પણ પેલા શાસ્ત્રી કહેતા હતા તેનું સમર્થન શંકરસ્મૃતિમાંથી પણ ન મળ્યું. આજે તમે આવીને કહો છો કે અમે કાંઈ નવો પ્રકાશ નાખવા માગીએ છીએ તો હું સાંભળી લઉં. પણ એ ચર્ચા દરમ્યાન ઉપવાસનો નિશ્ચય ન છોડી શકું.

નથી કે તમે ડંભાયેલા આવ્યા છો અને આશ્રમમાં પણ કેટલીયે વાર ભૂલો થયેલી છે. ભૂલોની મને ફિકર નથી, આપણે બધા ભૂલ કરીએ છીએ. મને દુઃખ તો એ છે કે ભૂલોનો તમને શુદ્ધ પશ્ચાત્તાપ નથી. અને એ ન થાય ત્યાં લગી તમારે આશ્રમમાં પાછા જવાનો વિચાર કરવો એ પણ મને તો અયોગ્ય લાગે છે. મને ભય છે કે શુદ્ધ પશ્ચાત્તાપ તમારા સ્વભાવની વિરુદ્ધ જ લાગે છે. છતાં તમે નારણદાસની ઉપર સારી અસર પાડી શકો અને તે તમારો સ્વીકાર કરે તો હું વચમાં નહીં આવું.

દુઃખી બાપુના આશીર્વાદ."

રાજાજીએ પોતાના રાજદ્વારી હોદ્દાનો હવાલો રાજેન્દ્રબાબુને સોંપ્યો તે વિષે 'ટાઇમ્સ ઑફ ઇન્ડિયા'નો મેકફર્સ પૂછવા આવ્યો.

બાપુ — રાજાજી પોતાનો હોદ્દો છોડી દેવાના છે એમ મેં સાંભળ્યું હતું. મેં મનમાં તેની નોંધ લીધી. એ સમાચાર તો ગઈ કાલે જ મને વાંચી સંભળાવવામાં આવ્યા.

સ૦ — એ ઉપરથી એમ ન મનાય કે અસ્પૃશ્યતાની ચળવળને પરિણામે ઘણા માણસો કૉંગ્રેસની લડતમાંથી નીકળી જશે?

બાપુ — સીધી રીતે અથવા તો બીજી કોઈ રીતે હું લડત ઉપર અસર પાડી શકતો નથી, અથવા મારા નિર્ણય ઉપર તેની કશી અસર થતી નથી. રાજદ્વારી લડતને દોરવણી નહીં આપવા માટે હું નીતિથી બંધાયેલો છું. મારો સ્વભાવ જ એવો પડી ગયો છે.

સ૦ — મારું છાપું તો તમારી સ્થિતિ એવી રીતે વર્ણવે છે કે તમે વિચારો બદલ્યા છે.

બાપુ — હું તો અત્યારની ઘટના ઉપર જ કાંઈ પણ કહી શકું. બીજી પરિસ્થિતિ મારી સામે આવે ત્યારે હું શું કરું એ હું કહી શકું નહીં. લાંબા વખતને માટે ચોક્કસ ઘડેલો એવો કાર્યક્રમ આપવાનું મારે માટે શક્ય નથી. એમ કરવા જાઉં તો હું તો ભાંગીને ભૂકો થઈ જાઉં. હું ટકી રહ્યો છું તેનું કારણ જ એ છે કે આવતી કાલે મારે શું કરવાનું છે એનો હું આજે વિચાર કરતો નથી. આ બાબતમાં કશો ગોટાળો ન થાય એ માટે તો મેં પેલું નિવેદન કાઢ્યું છે. જેઓ યુક્તિપ્રયુક્તિથી મને બચાવવા માગતા હોય તેઓ જાણી લે કે તેમ કરવાથી તો તેઓ મારી જિંદગીને વધુ જોખમમાં નાખશે.

પૂનાના સનાતનધર્મીઓની પ્રશ્નાવલિના જવાબ:

"મંદિરપ્રવેશનો પ્રશ્ન કેવળ ધાર્મિક છે. વ્યાવહારિક બુદ્ધિનો પ્રશ્ન મેં કદી માન્યો જ નથી. મારી પાસે ધર્મ જ વ્યવહાર છે.

"મંદિરમાં પ્રત્યેક હિંદુને જવાનો અધિકાર છે. શૌચાદિ નિયમો સૌને લાગુ પડે છે. એક જ પ્રકારના હિંદુને પ્રવેશ કરવાનો રિવાજ ઘણાં વર્ષોથી ચાલે છે. પણ અમુક હિંદુ જઈ શકે અને બીજા હિંદુ ન જઈ શકે એ ધર્મનો પ્રશ્ન નથી. હિંદુ જનતા માટે બનેલા મંદિરમાં તો જનારાઓને જ પૂછવું જોઈએ. ધર્મશાસ્ત્રીઓએ દખલ ન કરવી જોઈએ. થોડા લોકો રહી જાય તેણે બીજાની ઉપર બળાત્કાર ન કરવો જોઈએ. એમણે પોતાને માટે બીજું મંદિર બનાવવું જોઈએ. મેં મારા ધર્મનો અનુભવ અને અભ્યાસ કર્યો છે તેટલે અંશે મને લાગે છે કે જે લોકો બીજા મંદિરમાં જઈ જ ન શકે તે મર્યાદી બની જાય અને અમુક કલાક એ મંદિર તેમને માટે ખોલવામાં આવે. ધાર્મિક વસ્તુ એ છે કે જેનાથી આધ્યાત્મિક ઉન્નતિ થાય અને જેને માટે આપણે સર્વસ્વનો ત્યાગ કરીએ. થોડા સ્પૃશ્યોને માટે મંદિર થોડો વખત ખોલાય; પણ સુધારકો થોડા હોય તો અસ્પૃશ્યો માટે મંદિર ન ખોલાય.

"લઘુમતી અને બહુમતીનો પ્રશ્ન મારા ઉપવાસથી ઊભો થયો. બહુ લોકો અસ્પૃશ્યોનો મંદિરપ્રવેશ ઇચ્છે છે એ વિષે શંકા બતાવનારાના જવાબમાં આ મતગણતરીનો સવાલ આવ્યો.

"તમે મને ખાતરી કરી આપો કે અસ્પૃશ્યોનો મંદિરપ્રવેશ શાસ્ત્ર વિરુદ્ધ છે તો મારું કાંઈ ન ચાલે.

"હું તો માનું જ છું કે જે કામ કરું છું તે ધાર્મિક છે, પણ તમે એ અધર્મ છે એમ સિદ્ધ કરી આપો તો મારે મારો પ્રયત્ન છોડી દેવો પડે."

પછી એમની સાથે પ્રશ્નોત્તરી:

સ૦—એકાવન ટકા મત મળે ત્યાર પછી તમે શાસ્ત્રીઓને સાંભળવાનું અભિવચન આપો?

બાપુ—હું તો આજે તમે એને અધર્મ સિદ્ધ કરો તો ઉપવાસ છોડું.

સ૦—ત્યારે તમે શાસ્ત્રીઓ સાથે ચર્ચા કરવાની સંધિ મેળવી છે ખરી?

બાપુ—મારું સદ્‌ભાગ્ય કહો કે દુર્ભાગ્ય કહો, તમે અહીં આવવાની તસ્દી લીધી તે મારા ઉપવાસને લીધે. મેં મારે માટે તો નિશ્ચય કરી લીધો કે મંદિર ખોલવું એ ધર્મ છે. એ નિશ્ચય અનેક વર્ષો ઉપર કરેલો. વાઇ-કોમમાં હું શાસ્ત્રીઓની પાસે ગયો હતો. તેઓએ મને શંકરસ્મૃતિ બતાવી. તેનું ભાષાંતર પણ કરાવ્યું. પણ પેલા શાસ્ત્રી કહેતા હતા તેનું સમર્થન શંકરસ્મૃતિમાંથી પણ ન મળ્યું. આજે તમે આવીને કહો છો કે અમે કાંઈ નવો પ્રકાશ નાખવા માગીએ છીએ તો હું સાંભળી લઉં. પણ એ ચર્ચા દરમ્યાન ઉપવાસનો નિશ્ચય ન છોડી શકું.

અનેક ગ્રંથ વાંચ્યા, ભાષાંતર જોયાં અને છેવટે નિશ્ચય કર્યો કે જે અહિંસા અને સત્યની કસોટીએ ઊતરે તે ધર્મ. ગીતા પાસે ન ગયો પણ ગીતા મારી પાસે આવીને પડી. ગીતા મારે માટે સ્વતંત્ર આધાર છે, અનેક ટીકાઓની ભાંજગડમાંથી બચવા માટે મેં મારી શ્રદ્ધા, બુદ્ધિ અને ભક્તિનો આશ્રય લીધો.

તમે કહો છો એ વાત મારી બુદ્ધિ ઉપર અસર પાડે તો હું કહીશ કે હું બુદ્ધિથી હાર્યો. પછી હું હૃદય ઉપર આધાર રાખીશ. તમારે મારું હૃદય સંતોષવું જોઈશે.

સ૦ — આપના હૃદયને સમજાય એટલે તે તમારો ધર્મ થશે એમ નહીં?

બાપુ — દરેક વ્યક્તિને જે વસ્તુ હૃદયગત થઈ છે તે તેને માટે ધર્મ છે. ધર્મ બુદ્ધિગમ્ય વસ્તુ નથી, હૃદયગમ્ય છે. માટે જ ધર્મ મૂર્ખ લોકોને માટે પણ છે.

મંદિરપ્રવેશનો પ્રશ્ન શુદ્ધ ધાર્મિક સ્વરૂપનો છે. મારી માન્યતા ફેરવવી એ બહુ કઠણ કામ છે. કારણ મારી માન્યતા પાછળ ભૂતકાળ રહેલો છે. મંદિરપ્રવેશની બાબતમાં ધર્મ શો છે અને શો નથી એ સામાન્ય માણસ નક્કી ન કરી શકે. હું જો માનતો હોઉં કે મંદિરપ્રવેશ એ અધર્મ છે તો લોકો આગળ આ વાત કરવામાં મારી ભૂલ ગણાય. પણ કેટલાંય વરસોના અધ્યયન અને અનુભવથી મારી ખાતરી થઈ છે કે હરિજનોને મંદિરપ્રવેશ કરાવવો એ ધાર્મિક ફરજ છે. મેં મારે માટે શાસ્ત્ર નક્કી કર્યું છે તે હું બીજા ઉપર લાદવા ઇચ્છતો નથી. પણ હું કહું છું કે તમારાં દિલ અત્યારની રૂઢિની વિરુદ્ધ બંડ ન કરે તો મારે ઉપવાસ કરવો પડશે. જો બંડ કરે તો મારે ઉપવાસ કરવાનું કારણ ન રહે. મારે માટે તો મેં નિર્ણય કરી લીધો છે. લોકો પોતાને માટે નિર્ણય કરે.

આ શાસ્ત્રીઓનું મંડળ કોઈ ચિતારાની પીંછીને માટે સરસ વિષય થાય એવું હતું. બહુવિધ પોશાકવાળું અનેકરંગી એ ટોળું હતું. એક જણ તો વાતો કરતો કરતો માળાના મણકા ગણ્યાં કરતો હતો. એક જણ લંગોટધારી, જટાદાઢીશોભિત અવધૂત હતો. એક બે લાલ શાલ ઓઢીને આવ્યા હતા. ચૌદમાંથી એક જ જણે ખાદી પહેરી હતી.

"તમારા હૃદયની ખાતરી કેમ કરાવીએ?" એના જવાબમાં બાપુએ એ લોકોને વિનોદમાં કહ્યું: "શિષ્યના હૃદયમાં પાઠ ઉતારવાની શિક્ષકની ફરજ છે. કેવી રીતે ઉતારવો એ શિક્ષક જાણે. એ ન જાણે તો શિક્ષક શેનો? ગુરુની શોધમાં હું ક્યાં ભટકું? ગુરુએ મને શોધી કાઢવો જોઈએ.

હું શોધવા નીકળું તો ક્યાંક ઠોકર ખાઈને પડું. પરમેશ્વરની શોધ કરવા માણસને નથી જવું પડતું. જો શોધ કરવા નીકળી પડીને પરમેશ્વર મળી શકતા હોય તો એ પરમેશ્વર છે? પરમેશ્વર તો એની મેળે એના દાસને, એના ભક્તને ઢૂંઢી કાઢે."

એક શાસ્ત્રી કહે: "સંસ્કૃતમાં વાત કરોની."

બાપુ: હું તો અભણ અજ્ઞાન રહ્યો. તમારા જેવો પંડિત હોત તો તમને અહીં આવવા જ ન દેત અથવા તમને અહીં પૂરી દેત. તમને કહેત, 'જાઓ, મારો શાસ્ત્રનો અભ્યાસ તમારાથી જુદો છે.'

પેલા કહે: "ભલેને શાસ્ત્રો ન વાંચ્યાં હોય. તમને આખો દેશ પૂજે છે. તમે કેદી નથી, તમે આખા દેશને કેદ કરેલો છે, બધા તમારા પ્રેમમાં કેદ જ થયેલા છે, અને તમે બીજાને સ્વતંત્ર કરવા કેદી થઈને બેઠા છો."

. . .ના બનાવ વિષે . . .ને લખતાં:

"જો આમાં દોષ હોય તો તે ભલે મારો ગણાય. કેમ કે તમને બધાયને મેં એક મહા પ્રયોગમાં ઉતાર્યાં છે. સર્પના
૮-૧૨-'૩૨ દરમાં હાથ નાખવા જેવો મારો પ્રયોગ છે. મને કાંઈ એનો પશ્ચાત્તાપ નથી. એ પ્રયોગ જારી રહેવાનો જ છે. એનું પરિણામ શુભ જ આવવાનું છે. તેની પાછળ બલિદાનોની જરૂર પડશે તે આપશું."

મીરાંને:

"But the fast has become the normal course of my life. It is the spiritual medicine applied from time to time for diseases that yield to that particular treatment. Not every one can gain the capacity for it all of a sudden. I have gained it, if I have, after a very long course of training. Co-workers should not be unhinged or the least disturbed whenever they hear about my fast. They should rejoice at it, if they believe in my purity and sanity. For then it must be good for us all and the whole world even, as every spiritual effort is. It must be for us all an encouragement to greater heart searching and purification."

"ઉપવાસ મારા જીવનની એક સાધારણ વસ્તુ બની ગઈ છે. કેટલાક રોગો આ જાતના ઉપચારથી જ મટે એવા હોય છે. એને માટે વખતોવખત આધ્યાત્મિક ઔષધની જરૂર પડે છે. સઘળામાં એ શક્તિ એકાએક

આવી જતી નથી. મારામાં એ આવી હોય તો બહુ લાંબી તાલીમને પરિણામે એ આવી છે. સાથીઓએ મારા ઉપવાસની વાત સાંભળીને ગભરાઈ ન જવું જોઈએ, અથવા અસ્વસ્થ પણ ન થવું જોઈએ. જો તેઓ માનતા હોય કે હું પવિત્ર છું અને શાણો પણ છું તો તો તેમને મારા ઉપવાસથી આનંદ થવો જોઈએ. કારણ આવી આધ્યાત્મિક પ્રવૃત્તિથી તો આપણું બધાંનું અને આખી દુનિયાનું કલ્યાણ જ થાય. આવે પ્રસંગે આપણને બધાંને વધારે આત્મનિરીક્ષણ કરવાનો અને વધારે આત્મશુદ્ધિ કરવાનો ઉત્સાહ ચડવો જોઈએ."

મુનશીના 'બ્રહ્મચર્યાશ્રમ' પ્રહસન વિષે એક યુવકે બાપુને ફરિયાદ કરેલી. તે ઉપરથી બાપુએ મુનશીને કાગળ લખેલો. મુનશીને બાપુના અભિપ્રાયથી બહુ દુઃખ થયું. એણે તુરત એનું સરક્યુલેશન બંધ કરવાનું અને ભજવવાનું બંધ કરવાનું વચન આપ્યું, પણ સાથે જ પોતાનો વિરોધ નોંધાવ્યો. કળા વિષેના પોતાના વિચાર દર્શાવ્યા. વાસ્તવ સૌંદર્ય આલેખવાનું જ કલાકારનું કાર્ય છે એ પ્રમાણે બ્રહ્મચર્યનો આદર્શ પાળવા ઇચ્છનારા, પણ તેમાં વારંવાર નિષ્ફળ થનારાઓની ઠેકડી છે. એમાં અશ્લીલતા નથી, એકે અશ્લીલ શબ્દ નથી, અને પાત્રો પોતાના સુધ્ધાં બધા મિત્રો જ છે, જેમણે એ ફારસ વિષે પોતાની પસંદગી બતાવી છે. આ એમના બચાવનો સાર. એને બાપુએ અભયદાનનો તાર કર્યો કે "મેં જાહેર અભિપ્રાય કોઈને આપ્યો નથી, ચોપડી વાંચી જઈશ."

આ પછી પોતાને હાથે કાગળ લખ્યો :

"મારો તાર મળ્યો હશે. તેથી તમારા જખમને રૂઝ વળી હશે. તમારે દુઃખે હું પણ દુઃખી થયો. પણ સાથે જ રાજી થયો, એમ જાણીને કે મારા પ્રત્યે તમારી એટલી મમતા છે. દુઃખસુખ સ્નેહીના વેણનું જ હોય ના?

"તમને મેં મારો અભિપ્રાય જણાવ્યો એટલે પેલા ટીકાકારને પણ જણાવ્યો હોય એવો તમારો ભય મિથ્યા હતો. એને તો મેં લખ્યું કે અહીં એકે અભિપ્રાય આપવાનો મને અધિકાર જ નથી. નાટક કોણ ભજવનાર છે એ પુછાવ્યું હતું. તેનો તે યુવકે ઉત્તર નથી વાળ્યો. મારા તરફથી તમે સદાયને સારુ નિર્ભય રહેજો. તમારી સાથે મસલત કર્યા વગર તમારી કૃતિઓની ટીકા હું નહીં કરું. તમ બન્ને પ્રત્યે મને મોહ છે. તમને મેં કહ્યું જ છે કે તમારી બન્નેની પાસેથી મારે તો ઘણુંયે લેવું છે. તે તો તમારાં હૃદય ચોરી શકું તો જ મળે ના? દરિયાકિનારાનું વહેલી સવારનું પેલું દૃશ્ય કદી હું ભૂલું તેમ નથી.

"તમારું ફારસ મને વખત મળશે તો પૂરું વાંચીશ, તમારી આંખે વાંચીશ ને લખવા જેવું હશે તો લખીશ. તમે આપેલી રજાનો ઉપયોગ નહીં કરું. તમે પણ તેનું વેચાણ બંધ ન કરશો. તમારી પાસેથી સ્નેહના બળે પણ એવું નથી કરાવવું. ખરું છે કે તમારું પુસ્તક મેં એક પણ વાંચ્યું નથી. તમે ભલામણ કરો તે વાંચવાનો પ્રયત્ન કરીશ.

"કળા વિષે કોઈ વાર પ્રભુ મેળવશે તો અને ત્યારે વાતો કરશું. તમારો કાગળ થોડોઘણો સમજ્યો છું.

"અસ્પૃશ્યતા વિષે શું લખું? મારા જીવનને બહુ રૂપ હોવા છતાં એક રૂપે જોવાની કળા સાધજો; તમે સમજો તો સાથીઓને સમજાવજો, મારી પ્રવૃત્તિમાત્રનું મૂળ એક જ છે.

"તમારા કાગળના થોડા જ દિવસ પહેલાં લીલાવતીનો રસિક કાગળ આવ્યો હતો. તેનો જવાબ બાકી છે.

"જમણી કોણી વધારે ખરાબ હોવાથી ડાબે હાથે લખ્યું છે. સહુને અમારા બધાના યથાયોગ્ય."

અપ્પા પટવર્ધન વિષે કાગળ આજે ડોઈલને લખ્યો તેમાં 'તુરંગાંત ભંગીકામ' એ ચોપાનિયું બીડ્યું, અને પચીસમી તારીખ સુધીમાં હિંદ સરકારનો ઠરાવ માગ્યો. બીજો કાગળ છગનલાલ જોષીને જલદી મોકલવા વિષે ડોઈલને લખ્યો.

શાસ્ત્રીઓની સાથે પાછી સાડાત્રણ વાગ્યાથી કડાકૂટ :

સ૦ — તમે મંદિરપ્રવેશ ધર્મ છે એ શા આધારે માનો છો એ સમજાવો, એટલે પછી એ અધર્મ છે એ અમે સમજાવવાનો પ્રયત્ન કરીશું.

એમને પોતાનો આખો ધાર્મિક વિકાસ — બાળપણથી તે અત્યાર સુધીનો — માંડીને સમજાવ્યો. એટલે એમણે આખો વખત એ જ વસ્તુ ગાયાં કીધી કે તમારા હૃદયને પ્રતીત થાય તે ધર્મ! એટલે તો પછી લાખ જણના લાખ ધર્મ થાય! हृदयेनाभ्यनुज्ञातो धर्मः सनातनः એને વિષે આ શાસ્ત્રીઓને શું કહેવાનું હશે?

રાધાકાંત માલવીય: આપની સાથે લોકમત નથી.

૧. આપે મતગણતરી મંદિરમાં નિયમિત
૧–૧૨–'૩૨ જનારાની લેવી જોઈએ.

૨. એ મંદિરમાં દૂર દૂરથી જનારાઓના મતો લેવા જોઈએ.

રાધાકાંતને જ્યારે બાપુએ સમજાવ્યું કે એવા મંદિરમાં જનારાના જ મત લેવાય છે, ત્યારે તેણે કહ્યું, 'મને ખોટી છાપ હતી. મેં રિપોર્ટ એવા વાંચ્યા છે કે ગમે તે હિંદુના મત લેવાય છે.' તેને સંતોષવા બાપુએ ગોપાળ મેનનને તાર કર્યો કે કેવળ એવા માણસોના જ મત લેવા. વળી આજે પળાય છે એ અસ્પૃશ્યતાનો હું નાશ માગું છું એમ સમજાવ્યું. એટલે પણ એના મન ઉપર નવો જ પ્રકાશ પડ્યો.

શાસ્ત્રીઓની સાથે વાતો:

બાપુ—અસ્પૃશ્ય કોને માનો છો? અસ્પૃશ્ય જન્મથી કે કર્મથી? જન્મથી તે મરણ સુધીના અસ્પૃશ્યો શાસ્ત્રોમાં છે?

જ૦—તમે જેને માટે આ ચળવળ કરો છો તે અસ્પૃશ્ય. જન્મથી મરણ સુધીના અસ્પૃશ્યો પણ કોઈ કોઈ પ્રસંગે સ્પૃશ્ય બને છે. એ લોકો નિષાદ વગેરે.

બાપુ—તમે કાલે મને કહેતા હતા કે અસ્પૃશ્યો શાળામાં જાય, બીજે જાહેર સ્થાને જાય તો ચાલે, પણ મંદિરમાં પ્રવેશ ન કરે.

જ૦—આ સવાલ અપ્રસ્તુત છે.

બાપુ—અસ્પૃશ્યોને અને સુધારક-સ્પૃશ્યોને માટે મંદિરના પૈસા આપવા તમે તૈયાર છો? અને તેવી રીતે મંદિર બાંધવું એ તમે ધર્મ માનશો?

જ૦—હા. જે અસ્પૃશ્યતાને ધર્મ માને છે તે નહીં બાંધે, અધર્મ માને છે તે તેમાં પ્રતિમાપ્રતિષ્ઠા કરશે. અમે પૈસા આપશું.

બાપુએ કહ્યું કે "આપણી વચ્ચે કાંઈ તોડ આવી શકે એવું મને લાગતું નથી."

શાસ્ત્રીઓની કહેવાતી પરિષદ વચ્ચે ચાલી રહેલો ઝઘડો પતાવવા બાપુએ એ લોકોને એ પરિષદ મુલતવી રાખવાનો સંદેશો આપવાનું કહ્યું. પણ એ બાબતમાં પેલાએ ખરી હકીકત ઢાંકી હતી. એટલે ગંભીર ગેરસમજ થઈ હતી. બીજે દિવસે બાપુએ એ સંદેશો પાછો ખેંચી લીધો.

૧૦-૧૨-'૩૨ આજે નટરાજન, એની દીકરી અને દીકરા સાથે આવ્યા. બહુ વૃદ્ધ થઈ ગયા લાગે છે. તેઓ કહેવા લાગ્યા: "તમે બધું હક, નીતિ, માનવતા અને ન્યાય (right, equity, humanity and justice)ના પાયા ઉપર શા માટે નથી મૂકતા? આ શાસ્ત્રીઓને ક્યાં સુધી પંપાળ્યાં કરશો? જે ઝઘડો અમે ચાલીસ વર્ષ ઉપર પતાવેલો તે તમે પાછો શા સારુ સજીવન કરો છો?"

'કાયદાની મુશ્કેલીઓ હોય તો ઉપવાસ ન કરું એનો શો અર્થ,' એ પૂછ્યું.

બાપુ કહે: "લોકોએ પોતાનાં બધાં બળો સંગઠિત કરવાં જોઈએ. મંદિરપ્રવેશ શક્ય બનાવવાને માટે કાયદામાં જરૂરી હોય તે બધું કરવું જોઈએ."

નટરાજન કહે: "પણ વાઇસરૉય રજા ન આપે તો એની સામે ઉપવાસ કેમ કરો?"

બાપુ: કોમી ચુકાદાની બાબતમાં વડાપ્રધાનની જે સ્થિતિ હતી. તે સ્થિતિ આ બાબતમાં વાઇસરૉયની છે. લોકમતના બળને વાઇસરૉય ઉવેખી ન શકે. લોકમતની શક્તિ ઉપર મને જે શ્રદ્ધા છે તેનો ચેપ તમને પણ લાગો. વળી આ ઉપવાસ એક આધ્યાત્મિક વસ્તુ છે અને તેની આધ્યાત્મિક અસરનો તમારે વિચાર કરવો જોઈએ."

નટરાજન: "પણ વાઇસરૉય ના પાડે તો વડી સત્તાને અપીલ કરવાનો તમારે અમને વખત આપવો જોઈએ ને? તમે ઉપવાસની વાત ન કરો. કરવા જેવું બધું થાય છે જ. ઉપવાસમાં આધ્યાત્મિક દૃષ્ટિએ બળજબરી નહીં હોય, પણ નક્કી કરેલી મુદતમાં જ તમે આ કરાવવા પ્રયત્નો છો તેમાં તો બળજબરી છે જ."

જતાં જતાં કહેતા ગયા: "આ શાસ્ત્રીઓની પાછળ વખત ન બગાડશો."

હરિભાઉ, દેવધર અને માને થોડા દહાડા ઉપર આવ્યા હતા અને માનેની સાથે સભામંડપમાં હરિજનોને લઈ જઈને સંતોષવા વિષે જે વાતો થઈ તે માનેએ છાપી છે અને ગાંધીજી કશી તડજોડ નથી કરી શકતા એ તેણે બતાવવાનો પ્રયત્ન કર્યો છે. આખી વાતચીતની એક પત્રિકા છાપી છે. આ પત્રિકા સાચી છે કે નહીં એ વિષે છાપાંવાળા પૂછવા આવ્યા હતા. આ પત્રિકા મને બતાવવામાં આવી ન હતી એટલું જ બાપુએ કહ્યું. પણ દલીલબાજ મહારાષ્ટ્રી મુત્સદ્દીઓમાં આ પત્રિકાએ ઠીક અસર પાડી હશે અને બાપુ ક્યાંય નમતું ન મૂકે એવો વહેમ દૃઢ કર્યો હોય તો નવાઈ નહીં.

સાંજે પૂના મ્યુનિસિપાલિટીના એક માંગ સભ્ય સોનાવણે આવ્યા. એની સાથે બીજા સ્પૃશ્ય સભ્યો હતા. સોનાવણે કહેતા હતા: "અમારે મંદિરમાં નથી જવું. અમને તો તમારો ચરણસ્પર્શ મળે એટલે બસ છે."

બાપુ કહે: "પણ તમને અમે મંદિરમાં ખેંચી લઈ જઈએ તો પણ તમે ના પાડો?"

પેલા કહે: “ના. તો તો આવીએ.”

એને પૂના-કરાર પ્રમાણે મહારો જ બધી જગ્યાઓ લઈ જશે એવો ડર લાગ્યો હતો. એ ડર કાઢવાનો બાપુએ પ્રયત્ન કર્યો. એ તો બાપુ પાસે આવી શક્યો એટલી વાતથી જ એના આનંદનો પાર નહોતો.

પછી લેડી વિઠ્ઠલદાસ આવ્યાં. એ પોતાની દેરાણી સાથે રાજભોજના વિદ્યાર્થી ભવનમાં જઈ આવ્યાં હતાં. જ્યાં જતાં એક વખત ખૂબ સંકોચ થતો હતો ત્યાં હવે એ નિઃસંકોચ જાય છે અને નહાતાં નથી. પોતાના બાપટ શાસ્ત્રીની પણ વાત કરી. એ કોઈને અસ્પૃશ્ય માનતા બંધ થયા છે એટલું એ કબૂલ કરે એ પણ આ જમાનાની નવાઈ કહેવાય એમ એ બાઈ કહેતાં હતાં.

પ્રજ્ઞાનેશ્વર યતિએ લખ્યું: “તમે એકે વાતમાં તડજોડ કરતા નથી એ દુઃખદ છે, અને ન માનીને ઉપવાસ તો ઊભો જ

૧૧-૧૨-’૩૨ રાખો છો. તમારી સાથે શી રીતે કામ લેવાય?” એને જવાબ આપ્યો:

“I thank you for your frank letter. I would ask you not to feel so nervous about myself. Through a period of active service covering more than forty years you will not recall more than perhaps twelve occasions of vicarious fasting. It came into my life, as I conceive it, after I had become a fit instrument for doing it. No one can do it in a hurry and my claim you know. I do not act on my own, but I act in obedience to the inner prompting. Whether it is the voice of the divine or the devil, it is not always easy to say. Nevertheless in each case the claim to the inner prompting may be held to be justified. So far as Mr. Mate's reproduction of his conversation between him and me is concerned, your deduction is too sweeping. In order to have a proper clearance it would be better perhaps if we meet, and I shall await you on . . . at . . . .”

“તમારા નિખાલસ કાગળ માટે આભાર. મારે માટે બહુ ચિંતા ન કરો. હું ચાલીસ વરસથી એકધારું સેવાકાર્ય કરી રહ્યો છું. એટલા ગાળામાં બીજાને માટે ઉપવાસ કર્યાના ભાગ્યે જ બારેક પ્રસંગ તમે બતાવી શકશો. મારા માનવા પ્રમાણે ઉપવાસ કરવાની યોગ્યતા મારામાં આવી ત્યાર પછી જ એ વસ્તુ મારા જીવનમાં આવી છે. કોઈ ઉતાવળે તો ઉપવાસ ન જ

કરી શકે. અને મારો દાવો તો તમે જાણો જ છો. હું કાંઈ પોતે થઈને ઉપવાસ નથી કરતો, અંતર્યામીના અવાજને અનુસરીને જ કરું છું. એ અવાજ હંમેશા ઈશ્વરનો હોય છે કે પછી સેતાનનો એ કહેવું સહેલું નથી. તેમ છતાં એ અંતર્યામીનો અવાજ હોવાનો મારો દાવો મેં સાચો સાબિત કર્યો છે એમ કહી શકાય. મારી અને શ્રી માતે વચ્ચે થયેલી વાતચીત તેમણે આપી છે તે ઉપરથી તમે દોરેલું અનુમાન બહુ ઉતાવળું ગણાય. એ બાબતની ચોખવટ તો કદાચ રૂબરૂમાં થઈ શકે. હું . . . તારીખે . . . વાગ્યે તમારી રાહ જોઈશ."

સનાતનધર્મીઓનો કાગળ આવ્યો હતો કે અમે પંડિતોની પરિષદ ભરવાને તૈયાર છીએ. પણ તમે એનો મત પછી સ્વીકારશો ના? બાપુએ એને જવાબ લખ્યો: "મારો મત તમે ફેરવી શકો તો ફેરવજો. પણ પરિષદનો મત ધર્મની બાબતમાં, મારે સ્વીકારવો જોઈએ એ ન બને."

વલ્લભભાઈને અને મને આ વાત અયોગ્ય લાગી. જો પરિષદની સૂચના આપણે સ્વીકારીએ તો પછી એનો એકમત આપણને સ્વીકાર્ય હોવો જોઈએ.

નાનાભાઈ (આકોલાવાળા)એ ઉપવાસ વિષે અકળામણ બતાવી. "તમે આમ તમને ચાહનારાઓને પીડો છો. એમાં દબાણ અવશ્ય છે. મંદિરપ્રવેશમાં પણ દબાણ રહેલું છે."

એમને લંબાણથી લખાવ્યું :

"પહેલું તો અપ્પાસાહેબ વિષે. અસ્પૃશ્યોની સેવા એ જ્યાં હોય ત્યાં કરવી જોઈએ, અને જે અસ્પૃશ્ય ન હોય એને પરાણે અસ્પૃશ્ય બનાવાય એના સાક્ષી અસ્પૃશ્યના સેવકો ન થઈ શકે. અપ્પાની આ બાબતની તપશ્ચર્યા આજકાલની નહોતી, અને પ્રશ્ન અમુક કામને બદલે અમુક આપો એ નહોતો, પણ અમુક ધર્મથી વિમુખ ન રહેવાનો હતો. આમાં આથી વધારે હું ન ઊતરી શકું. પણ અપ્પાસાહેબના કે મારા પગલાની યોગ્યતા વિષે મને એક ક્ષણને સારુ પણ શંકા નહોતી થઈ અને થઈ ગયા પછી પણ કશી શંકા નથી.

"હવે મંદિરપ્રવેશ વિષે. ટ્રસ્ટીઓ પોતાની મર્યાદાની બહાર જઈને કાંઈ કરે તો એ ગેરકાયદે જ થયું. આ હિલચાલ ટ્રસ્ટીની પાસે એક પણ પગલું ગેરકાયદે કરાવવાની નથી. પણ જે સમાજના તે ટ્રસ્ટી છે, તે સમાજ ઇચ્છે તો કાયદાની અનુકૂળતા મેળવી લેવાનો તેમનો ધર્મ થઈ પડે છે. જો સમાજ પ્રતિકૂળ હોય તો ત્યાં ઉપવાસ ત્રાગાનું રૂપ ધારણ કરે અને આ ઉપવાસ એવો નથી થવાનો એમ સિદ્ધ કરવાને સારુ મત લેવાઈ રહ્યા છે. જો બહુમતી પ્રવેશ વિરુદ્ધ હશે તો એ નિમિત્તે ઉપવાસ નહીં થાય. એવી સ્થિતિમાં બીજા સૂક્ષ્મ ધર્મો ઉત્પન્ન થશે. એની ચર્ચા અત્યારે અનાવશ્યક છે. સંપ્રદાયનું મંદિર હોય તેમાં ઇતર સંપ્રદાયના માણસો જઈ શકે એવો આગ્રહ ન હોય, પણ તે તે સંપ્રદાયના હરિજનને તે તે મંદિરમાં દાખલ થવાનો અધિકાર હોવો જોઈએ. ગુરુવાયુરને વિષે આવો પ્રશ્ન ઊભો થતો જ નથી. ઉપવાસની આખી કલ્પના કેવળ આધ્યાત્મિક છે. એના વિના આપણી જડતા દૂર ન થઈ શકે. હમેશાં જ્યારે જ્યારે ધર્મમાં જડતા આવી ગઈ છે ત્યારે ત્યારે અત્યંત ભાવનાવાળા લોકોએ પ્રચંડ તપશ્ચર્યા કરી છે. તે વિના ધર્મજાગૃતિ ન જ થઈ શકે. જો કોઈ અલોપ થઈ જઈને જંગલમાં બેસી અનશન વ્રત લે તો તેની સામે કાંઈ કહેવાપણું નહીં રહે. મોહને વશ થઈને કોઈ એવું પગલું ભરે તો એ મૂર્ખતામાં ખપે એ જુદી વાત છે. પણ જ્ઞાનપૂર્વક એવું કોઈ કરે તો એ પગલું નિરપવાદ કહેવાશે. મારા જેવા સારુ એથી હળવું પગલું અત્યારે તો યોગ્ય ગણાય. 'હળવું' એટલા સારુ કે મારું અનશન બિનશરતી નથી. અમુક શરતનું પાલન થાય તો એ ઉપવાસ અટકે. શરત કરવામાં વિવેક

અને મર્યાદા હોવાં જોઈએ અને તે અહીં સંપૂર્ણતાએ છે એવી મારી માન્યતા છે. જેટલે અંશે શરત રહેલી છે તેટલે અંશે લોકોની ઉપર ઓછો આઘાત થાય. લોકોની સાથેનો મારો સંબંધ કૌટુંબિક જેવો થઈ ગયો છે. જમાના થયાં એ જ રીતે મેં મને કેળવ્યો છે અને કૌટુંબિક સંબંધમાં અમુક માત્રામાં ઉપવાસને સ્થાન છે જ એ મેં તો અનુભવથી જોયું છે. એમાંયે મર્યાદા તો હોવી જ જોઈએ. નાનકડા કુટુંબમાં પ્રયોગ કર્યા પછી હું આગળ વધ્યો છું. આ તો મેં બુદ્ધિની મારફતે સમજાવવાનો પ્રયત્ન કર્યો, પણ સાચી વાત એ છે કે આવો એકે ઉપવાસ મેં બુદ્ધિને વશ થઈને નથી કર્યો, પણ હૃદયના ભણકારાને વશ થઈને કર્યો છે. એમાં કાંઈ ભૂલ ન થાય એમ કહેવા હું નથી ઇચ્છતો. હૃદયમાં દેવાસુર સંગ્રામ ચાલ્યાં જ કરે છે. ક્યારે આપણને અસુર ભમાવે છે અથવા દેવ દોરે છે એ આપણે હંમેશાં જાણી નથી શકતા. એટલા જ સારુ ધર્મ શીખવે છે કે જે દેવને જગાડવા ઇચ્છે તેણે યમનિયમાદિ રૂપી તલવારની ધાર ઉપર ચાલવાનું છે."

ઊર્મિલાદેવીને કાગળ લખ્યો:

૧૨–૧૨–'૩૨ "My fast ought not to disturb you. It is part of discipline. It is a privilege earned by hard spiritual toil. It is a most powerful weapon in the armoury of a worshipper of truth and ahimsa. It has therefore to be used sparingly. Not every one can use it. You should therefore rejoice that I can use it. This assumes that with me it is spiritually used. If I am self-deceived, Heaven help me and all you who have faith in me. But if you grant its spirituality in my case, then coercing fast of mine should be a thrill of joy and a source of strength for you. It must move all those who have love for me but that movement should mean a spur to greater performance of duty. I know you can have no difficulty in grasping what I have written. You shall no longer therefore grumble when you learn about my fast in future. Who knows when the next fast will come!"

"મારા ઉપવાસથી તમારે ગભરાવું જોઈએ નહીં. એ યમનિયમનું એક અંગ છે. ભારે આધ્યાત્મિક પ્રયત્નને પરિણામે કમાયેલો એ અધિકાર છે. સત્ય અને અહિંસાના ઉપાસકના શસ્ત્રભંડારમાં એ બળવાનમાં બળવાન

શસ્ત્ર છે. તેથી જ એનો ઉપયોગ બહુ સાચવી સાચવીને વિરલ પ્રસંગે જ કરવાનો હોય છે. વળી હરકોઈ માણસ એ શસ્ત્ર વાપરી ન શકે. મારામાં એ વાપરવાની યોગ્યતા છે તેથી તો તમને આનંદ થવો જોઈએ. એટલું તો માની જ લો કે હું એનો ઉપયોગ આધ્યાત્મિક દૃષ્ટિએ જ કરું છું. મારી આત્મવંચના થતી હશે તો ભગવાન અને મારા ઉપર શ્રદ્ધા રાખનારાં તમે બધાં મને બચાવશો. પણ મારી બાબતમાં એની આધ્યાત્મિકતા તમે સ્વીકારો તો દબાણ લાવનારા મારા આ ઉપવાસથી તમને આનંદ આનંદ થવો જોઈએ અને તમારામાં નવું બળ પ્રગટવું જોઈએ; મારી ઉપર પ્રેમ રાખનારા સૌને પોતાની ફરજ વધારે સારી રીતે બજાવવાનો જુસ્સો આનાથી આવવો જોઈએ. હું જાણું છું કે મેં આ બધું લખ્યું છે તે તમે સહેલાઈથી સમજી શકશો અને ભવિષ્યમાં ઉપવાસની વાત સાંભળો ત્યારે મારી સામે કશો બબડાટ નહીં કરો. બીજો ઉપવાસ ક્યારે આવશે તે કોણ જાણે છે!"

પ્રસ્તાવના (introduction), આદિવચન (foreword), ઉપોદ્‌ઘાત (preface) અને આશીર્વાદ (blessings)ને બહાને ચાર મહાપુરુષો તરફથી પોતાના પુસ્તકને માટે કાંઈક મેળવનાર એક હિંદી યુવકને લખ્યું:

"'Bleeding Wound' ('બ્લીડિંગ વુન્ડ') દેખા. મુઝે પસંદ નહીં આયા. ઇતને અભિપ્રાય મંગવાકર, ઔર છાપકર ક્યા અર્થ સરા? વૈદ્ય લોગ જૈસા અપની ઔષધિકે લિયે કરતે હૈં ઐસા ક્યા હમ ઐસે પુસ્તકોંકે લિયે કરેં? યદિ કિસીકી પ્રસ્તાવનાકી આવશ્યકતા થી તો એક ચિંતામણિજીકી કાફી થી. ઇતને બહુત અભિપ્રાય લેનેસે ઉનકી પ્રસ્તાવનાકા મહત્ત્વ કમ હુઆ. ઇન સબ વચનોંકો છાપનેકે લિયે જો ટાઈપ ચુને ગયે ઉસમેં ભી કોઈ કલા દેખનેમેં નહીં આતી. પ્રત્યેક લેખકે પીછે તારીખ, સ્થાન, ઇત્યાદિ નહીં દિયા ગયા. ઔર ભી ત્રૂટિયાઁ હૈં. લેકિન ઇતની કાફી હોની ચાહિયે. મેરી ટીકાકા હેતુ તુમકો હતોત્સાહ કરનેકા કભી નહીં હૈ, ભવિષ્યમેં સાવધાન રહનેકો બતાનેકા હૈ. અપને કાર્યમેં હમકો આત્મ-વિશ્વાસ હોના ચાહિયે ઔર જિસકો આત્મવિશ્વાસ હૈ વહ પ્રસ્તાવના ન ઢૂંઢે, ઔર જિસકો નહીં હૈ વહ એકકે તરફસે લેકર સંતુષ્ટ રહે."

કમલનયને પૂછ્યું: "આત્મા નિર્લેપ છે, અકલેદ્ય, અદાહ્ય છે; તો પછી તેને સારાંનરસાં કર્મોનો લેપ કેમ લાગે?"

એને જવાબ:

"આત્માને વિષે જે કંઈ કહેવાયું છે તે વિશુદ્ધ આત્માને વિષે છે. જેમ કોઈ પાણીના ગુણનું વર્ણન કરે તો તે વિશુદ્ધ પાણીનું જ કરાય. મેલા પાણીનું

શસ્ત્ર છે. તેથી જ એનો ઉપયોગ બહુ સાચવી સાચવીને વિરલ પ્રસંગે જ કરવાનો હોય છે. વળી હરકોઈ માણસ એ શસ્ત્ર વાપરી ન શકે. મારામાં એ વાપરવાની યોગ્યતા છે તેથી તો તમને આનંદ થવો જોઈએ. એટલું તો માની જ લો કે હું એનો ઉપયોગ આધ્યાત્મિક દૃષ્ટિએ જ કરું છું. મારી આત્મવંચના થતી હશે તો ભગવાન અને મારા ઉપર શ્રદ્ધા રાખનારાં તમે બધાં મને બચાવશો. પણ મારી બાબતમાં એની આધ્યાત્મિકતા તમે સ્વીકારો તો દબાણ લાવનારા મારા આ ઉપવાસથી તમને આનંદ આનંદ થવો જોઈએ અને તમારામાં નવું બળ પ્રગટવું જોઈએ; મારી ઉપર પ્રેમ રાખનારા સૌને પોતાની ફરજ વધારે સારી રીતે બજાવવાનો જુસ્સો આનાથી આવવો જોઈએ. હું જાણું છું કે મેં આ બધું લખ્યું છે તે તમે સહેલાઈથી સમજી શકશો અને ભવિષ્યમાં ઉપવાસની વાત સાંભળો ત્યારે મારી સામે કશો બબડાટ નહીં કરો. બીજો ઉપવાસ ક્યારે આવશે તે કોણ જાણે છે!"

પ્રસ્તાવના (introduction), આદિવચન (foreword), ઉપોદ્‌ઘાત (preface) અને આશીર્વાદ (blessings)ને બહાને ચાર મહાપુરુષો તરફથી પોતાના પુસ્તકને માટે કાંઈક મેળવનાર એક હિંદી યુવકને લખ્યું :

"'Bleeding Wound' ('બ્લીડિંગ વુન્ડ') દેખા. મુઝે પસંદ નહીં આયા. ઇતને અભિપ્રાય મંગવાકર, ઔર છાપકર ક્યા અર્થ સરા? વૈદ્ય લોગ જૈસા અપની ઔષધિકે લિયે કરતે હૈં ઐસા ક્યા હમ ઐસે પુસ્તકોંકે લિયે કરેં? યદિ કિસીકી પ્રસ્તાવનાકી આવશ્યકતા થી તો એક ચિંતામણિજીકી કાફી થી. ઇતને બહુત અભિપ્રાય લેનેસે ઉનકી પ્રસ્તાવનાકા મહત્ત્વ કમ હુઆ. ઇન સબ વચનોંકો છાપનેકે લિયે જો ટાઈપ ચુને ગયે ઉસમેં ભી કોઈ કલા દેખનેમેં નહીં આતી. પ્રત્યેક લેખકે પીછે તારીખ, સ્થાન, ઇત્યાદિ નહીં દિયા ગયા. ઔર ભી ત્રૂટિયાઁ હૈં. લેકિન ઇતની કાફી હોની ચાહિયે. મેરી ટીકાકા હેતુ તુમકો હતોત્સાહ કરનેકા કભી નહીં હૈ, ભવિષ્યમેં સાવધાન રહનેકો બતાનેકા હૈ. અપને કાર્યમેં હમકો આત્મ-વિશ્વાસ હોના ચાહિયે ઔર જિસકો આત્મવિશ્વાસ હૈ વહ પ્રસ્તાવના ન ઢૂંઢે, ઔર જિસકો નહીં હૈ વહ એકકે તરફસે લેકર સંતુષ્ટ રહે."

કમલનયને પૂછ્યું : "આત્મા નિર્લેપ છે, અકલેદ્ય, અદાહ્ય છે; તો પછી તેને સારાંનરસાં કર્મોનો લેપ કેમ લાગે?"

એને જવાબ :

"આત્માને વિષે જે કંઈ કહેવાયું છે તે વિશુદ્ધ આત્માંને વિષે છે. જેમ કોઈ પાણીના ગુણનું વર્ણન કરે તો તે વિશુદ્ધ પાણીનું જ કરાય. મેલા પાણીનું

વર્ણન એક સરખું થઈ જ ન શકે. પાણીને જ્ઞાન હોય તો પાણીનાં પ્રત્યેક ખાબોચિયાં તારા જેવો જ સવાલ પૂછે. તેમાંથી કોઈ શુદ્ધ પાણીના ગુણ વર્ણવીને બધા સાથીઓને શુદ્ધ થવા વીનવે. બરોબર આમ શુદ્ધાત્માને જાણનાર શ્રીકૃષ્ણે કર્યું. આત્માના ગુણો જાણી એના જેવા થવાનો પ્રયત્ન કરવો જોઈએ. જો તું પૂછે કે આત્મા અશુદ્ધ કેમ થાય, તો તે હું નથી જાણતો. તે જાણવાની જરૂર પણ નથી. અશુદ્ધિ છે, શુદ્ધિના ગુણ કેવા અને અશુદ્ધિ કેમ નીકળે એટલું આપણે જાણીએ છીએ. એ આપણા કામને સારુ બસ હોવું જોઈએ. તારા પ્રશ્નનો જવાબ ન મળ્યો હોય તો વળી પૂછ."

પૂનાના શ્રી દિવેકર અને બીજા શાસ્ત્રીઓને:

"અસ્પૃશ્યો મંદિરમાં નથી જવું એમ કહે છે એ આપણે માટે દુઃખ અને શરમની વાત છે, ખુશી થવાની વાત નથી. મનુષ્યમાત્રમાં થોડી ઘણી ભક્તિ રહી છે એટલે કોઈ ને કોઈ રીતે એ ભગવાનની ઉપાસના કરી લે છે. એ લોકોને આપણે સમજાવ્યું છે કે તમે ન જઈ શકો. એમને ડરાવી મૂક્યા છે કે ફલાણે ઠેકાણે અંત્યજે પ્રવેશ કર્યો એટલે માર્યો, એથી એ ડરે છે. આપણું કર્તવ્ય છે કે એને ખેંચીને લાવવા. પણ એ ન કરીએ તો મંદિર ખોલી તો નાખીએ, પછી ભલે આવે કે ન આવે. સનાતનીઓની આંખ બંધ થઈ ગઈ છે. આટલો વિરોધ કરે છે એને લીધે જેને મંદિરમાં નથી જવું તેને પણ જવાનું મન થશે, આગ્રહ કરશે, હઠ કરશે; અધિકાર ઠરાવશે અને જે રાજકીય પ્રશ્ન નથી તેને રાજકીય પ્રશ્ન કરશે અને તેનું પ્રતિપાદન કરવાને માટે બળાત્કાર કરશે. આમાંથી હિંદુ ધર્મને હું બચાવી લેવા માગું છું. એટલે જ કહું છું કે આજે મંદિરો ખોલાય તેટલાં ખોલી નાખવાં અને પછી કેળવણી વગેરેને માટે એમની અંદર ફરવું. એટલું ન કરીએ તો આપણી વચ્ચે મુસલમાનો કરતાં વધારે ઘોર યુદ્ધ ચાલવાનું છે. આપણે કહેશું કે પાયખાનાં સાફ કરશું. ભલે કરીએ. પણ આપણામાંથી ચોથા ભાગના લોક મરી જાય તો કેટલી હાનિ થાય? વાત તો એ છે કે એ મરવાના નથી, પણ દુશ્મન થવાના છે, અને માણસ દુષ્ટ બને તો શું ન કરે? કૂવામાં ઝેર નાખશે તો તમે શું કરશો? આ વસ્તુ હું શી રીતે સમજાવું? એ કહું તોયે આગ સળગે. હમણાં મેં નાશિકના કાલારામને માટે સત્યાગ્રહ કરતાં રોક્યા. એ હજી રોક્યા રોકાય એવી દશામાં છે, પણ પછી કામ હાથમાંથી ચાલ્યું જવાનું છે. આજે સનાતનીઓના ત્રણ ભાગ છે. કેટલાક ભોળા લોક છે, કેટલાક સ્વાર્થી છે, કેટલાક સરકારી લોક છે. જો ભોળાને સમજાવીએ તો બીજા સમજશે. જે સૂતા છે તેને જગાડી શકાશે. પણ જાણી જોઈને આંખ મીંચી છે તેવા સ્વાર્થીને ન જગાડાય.

"લોકોમાં ઘર્ષણ પેદા થાય એ વાંધાને વિષે તો એટલું જ કહેવાનું કે ઘર્ષણ થવાનું જ છે. જે કર્તવ્ય છે તેના પાલનમાં કોઈને દુઃખ થશે તો તે દુઃખ આપ્યે જ છૂટકો છે.

"હવે હું કલંકની વાત કરું છું તેની સમજૂત આપું. તુલસીદાસ પોતાને વિષે અધમતાનાં વચન વાપરે છે તે આપણને ગમે છે. પણ કોઈ કહે તો ગમે? તેમ જ આજે આપણે આપણા દોષનું દર્શન કરીએ તો જ બીજા જે દોષ કાઢનારા છે તે બંધ થશે. હું આજે એટલા સખત શબ્દોમાં આ કલંકને વખોડું છું કે ખ્રિસ્તીઓએ પણ એટલી સખત ભાષા વાપરી નથી. ખ્રિસ્તીઓ અને બીજા ટીકા કરતા હતા ત્યાં સુધી તો આપણને આપણા કલંકની ખબર નહોતી. એટલે આપણે જગતની આગળ નિંદ્ય બનીએ છીએ. જ્યારે આપણને આપણા દોષનું ભાન છે એમ જગત જાણે ત્યારે આપણે નિંદ્ય ઓછા બનીએ છીએ પણ હુમલાને લાયક વધારે બનીએ છીએ."

હરિભાઉ — પણ આપણે વારંવાર એ કહ્યાં કરીએ? એમાં તો આપણે આપણા બાપદાદાને વગોવીએ છીએ.

બાપુ — ના, બાપદાદાને તો કાંઈ કે કારણ હતું. આપણને કશું કારણ નથી છતાં એ પાપને વળગી રહ્યા છીએ.

એક કાળે ધ્રુવપ્રદેશ આગળ રહેનારા માણસોને નાહવાની મનાઈ હતી તે આજ સુધી ચાલી આવે અને તેને વળગી રહીએ તો આપણે બેવકૂફ કહેવાઈએ — वेदवादरताः શબ્દને લાયક થઈએ.

સ૦ — 'હિંદુ ધર્મને માથે કલંક'નો અર્થ?

બાપુ — મેં જવાબ આપ્યો છે. જ્યારે અસ્પૃશ્યતા શરૂ થઈ ત્યારે એને માટે કાંઈક પણ કારણ કદાચ હોય. આજે તો એ નરી મૂર્ખાઈ છે, માનવતાના હરકોઈ સિદ્ધાંતની વિરુદ્ધ છે.

દિવેકર શાસ્ત્રી — અમે એ જ કહીએ છીએ. નીતિતત્ત્વ, તત્ત્વજ્ઞાન, અને આચાર — આ ત્રણ ધર્મનાં અંગ છે. પહેલાં બે સનાતન છે પણ આચાર કાળાનુસાર બદલાય છે. માટે જ આ આચાર આજે ન ચાલે એમ અમે કહીએ છીએ. એટલે યુગહ્રાસાનુરૂપ ધર્મની જરૂર છે. જ્યારે અમારા

શી રીતે હોય? श्रुतिः स्मृतिः सदाचारः स्वस्य च प्रियमात्मनः એ વસ્તુનું રહસ્ય જ નથી સમજતા.

શ્રીધરશાસ્ત્રી પાઠકે વેદ વાંચીને ભારે સરસ અર્થ કાઢ્યો છે. એ કહે છે કે દેવાલયપ્રવેશ એ ધર્મનો પ્રશ્ન જ નથી. કારણ વેદ–ઉપનિષદ કાળમાં તો મંદિરો જ નહોતાં. મંદિરો એ આજની ઉત્પત્તિ છે, એટલે એ કેવળ દેશકાળનો જ પ્રશ્ન છે. આ દૃષ્ટિ સરસ મળી – આટલા વૃદ્ધ શાસ્ત્રી પાસેથી.

બાપુ — સનાતનીઓના વિરોધથી ડરવાનું જ નથી. એ ક્ષણિક જ છે. કારણ એમાં નીતિ નથી, ધર્મ નથી, વ્યવહાર નથી; એટલે એનો આપોઆપ નાશ છે. લાખો લોકોમાં જાગૃતિ આવી છે તે સારી છે, એ લોકો તરત સમજી જશે જ.

સ૦ — આજે તમે વર્ણસંકર ઇચ્છો છો?

બાપુ — આજે વર્ણ ક્યાં છે? આશ્રમ ક્યાં છે?

'ટાઇમ્સ'નો મેફરે આવ્યો. સામાજિક, ધાર્મિક અને રાજદ્વારી બાબતોમાં ઉપવાસની પદ્ધતિ વખોડી કાઢનારા ઠરાવની વાત કરી. મંદિર-પ્રવેશનો ઠરાવ ૩૩૪ વિ૦ ર૭૯ થી પસાર થયો એમ કહ્યું.

બાપુ — મારે હમણાં ખાસ કાંઈ કહેવાનું હોય એમ લાગતું નથી. હું ધારું છું ફૂવાની વાત હમણાં રહેવા દેવી જોઈએ. હું કાંઈક કહી શકું એમ હોઉં તો ઉપવાસ વિષે કહું. એ વિષે તમે પૂછો.

સ૦ — સમાજ ઉપર તમારા વિચારો આ ઉપવાસની વાતથી તમે ઠોકી બેસાડો છો એ આક્ષેપ વિષે તમે શું કહો છો?

બાપુ — એનો જવાબ આપતાં મારા ઉપવાસ વિષે થયેલા ઠરાવની જે વાત તમે કહી તેનો જવાબ પણ આવી જશે. શ્રી જમનાદાસ મહેતાએ જે ટીકાઓ કરી તે કરવાનો એમને પૂર્ણ અધિકાર છે. પણ એમના આક્ષેપો હું સ્વીકારી શકતો નથી. મારા વિચારો કોઈના પણ ઉપર લાદવાનો મેં કદી પ્રયત્ન કર્યો જ નથી. મારા નિકટના સાથીઓ ઉપર પણ મેં મારા વિચારો કદી લાદ્યા નથી. પણ બન્યું છે એવું કે હિમાલય જેવડી ભૂલો કર્યાનું કબૂલ કર્યાં છતાં ઘણી બાબતોમાં મારો અભિપ્રાય સાચો પડેલો છે. મારે માટે આ અસ્પૃશ્યતાનો પ્રશ્ન ચાલીસ વરસ જૂનો છે. ત્યારથી એની સામેનો વિરોધ હું સહન કરતો આવ્યો છું. બહારના લોકોએ જ નહીં પણ મારા કુટુંબનાં માણસોએ — મોટાઓએ તેમ જ નાનાઓએ — વિરોધ કરેલો છે. પણ પિસ્તાળીસ વરસથી જે વિચારો હું ધરાવતો આવ્યો છું અને અમલમાં પણ મૂકતો આવ્યો છું તે આજે સામાન્યપણે સ્વીકારાઈ ચૂક્યા છે. આજે મારા

"લોકોમાં ઘર્ષણ પેદા થાય એ વાંધાને વિષે તો એટલું જ કહેવાનું કે ઘર્ષણ થવાનું જ છે. જે કર્તવ્ય છે તેના પાલનમાં કોઈને દુ:ખ થશે તો તે દુ:ખ આપ્યે જ છૂટકો છે.

"હવે હું કલંકની વાત કરું છું તેની સમજૂત આપું. તુલસીદાસ પોતાને વિષે અધમતાનાં વચન વાપરે છે તે આપણને ગમે છે. પણ કોઈ કહે તો ગમે? તેમ જ આજે આપણે આપણા દોષનું દર્શન કરીએ તો જ બીજા જે દોષ કાઢનારા છે તે બંધ થશે. હું આજે એટલા સખત શબ્દોમાં આ કલંકને વખોડું છું કે ખ્રિસ્તીઓએ પણ એટલી સખત ભાષા વાપરી નથી. ખ્રિસ્તીઓ અને બીજા ટીકા કરતા હતા ત્યાં સુધી તો આપણને આપણા કલંકની ખબર નહોતી. એટલે આપણે જગતની આગળ નિંદ્ય બનીએ છીએ. જ્યારે આપણને આપણા દોષનું ભાન છે એમ જગત જાણે ત્યારે આપણે નિંદ્ય ઓછા બનીએ છીએ પણ હુમલાને લાયક વધારે બનીએ છીએ."

હરિભાઉ — પણ આપણે વારંવાર એ કણાં કરીએ? એમાં તો આપણે આપણા બાપદાદાને વગોવીએ છીએ.

બાપુ — ના, બાપદાદાને તો કાંઈ કે કારણ હતું. આપણને કશું કારણ નથી છતાં એ પાપને વળગી રહ્યા છીએ.

એક કાળે ધ્રુવપ્રદેશ આગળ રહેનારા માણસોને નાહવાની મનાઈ હતી તે આજ સુધી ચાલી આવે અને તેને વળગી રહીએ તો આપણે બેવકૂફ કહેવાઈએ — वेदवादरताः શબ્દને લાયક થઈએ.

સ૦ — 'હિંદુ ધર્મને માથે કલંક'નો અર્થ?

બાપુ — મેં જવાબ આપ્યો છે. જ્યારે અસ્પૃશ્યતા શરૂ થઈ ત્યારે એને માટે કાંઈક પણ કારણ કદાચ હોય. આજે તો એ નરી મૂર્ખાઈ છે, માનવતાના હરકોઈ સિદ્ધાંતની વિરુદ્ધ છે.

દિવેકર શાસ્ત્રી — અમે એ જ કહીએ છીએ. નીતિતત્ત્વ, તત્ત્વજ્ઞાન, અને આચાર — આ ત્રણ ધર્મનાં અંગ છે. પહેલાં બે સનાતન છે પણ આચાર કાળાનુસાર બદલાય છે. માટે જ આ આચાર આજે ન ચાલે એમ અમે કહીએ છીએ. એટલે યુગહ્રાસાનુરૂપ ધર્મની જરૂર છે. જ્યારે અમારા સનાતની શાસ્ત્રીઓ તો શ્રુતિ-સ્મૃતિ-પુરાણ વગેરે તમામને અપૌરુષેય જ ઠરાવે છે. વૈદિક વિધિ કર્યા એટલે એનું ફળ આવું જ એમ માને છે. અમારા જડાઓ કહે છે કે ત્રણ વખત માટીથી સાફ થવાનું હોય તો બે વખત માટી લગાડીએ તો પાપ લાગે અને ચાર વખત માટી લગાડીએ તોપણ પાપ લાગે! નરકમાં જવાય! ભિન્ન ભિન્ન કાળની સ્મૃતિ અપૌરુષેય

માધવન નાયર જેઓ મતગણતરી કમિટીના ચૅરમૅન છે એઓ આખા કેરલમાં સન્માન પામેલા એક જાણીતા વકીલ છે. આખી કમિટીને રાજાજી મદદ કરી રહ્યા છે. તેઓ ત્યાં રહીને બધા કામ ઉપર દેખરેખ રાખે છે. આ માણસો એવા નથી કે જરાય ખોટું ચાલવા દે. કાર્યકર્તાઓએ કંઈ વાંધાભરેલી રીતો અખત્યાર કરી હોય તો તેના દાખલા આ લોકોના ધ્યાન ઉપર લાવવાની ઝામોરિનની ફરજ છે. આ પ્રશ્ન શુદ્ધ નૈતિક અને ધાર્મિક છે. તેમાં પક્ષાપક્ષીને અથવા તો રાગદ્વેષને જરાય અવકાશ ન હોય. સનાતનીઓ તેમ જ સુધારકો જો હળીમળીને કામ કરશે તો સત્ય તારવી શકશે. હું ફરી વાર એ વસ્તુની ખાતરી આપું કે લોકમતની બાબતમાં હું ભૂલ્યો છું એમ મને જણાતાંવેંત હું ઉપવાસની વાત છોડી દઈશ. હું કેવળ સત્યની જ ઉપાસના કરવા ઇચ્છું છું. તે સિવાય મારો બીજો કશો હેતુ નથી.

એક સ્વદેશી કાપડના ગુજરાતી વેપારી શાસ્ત્રી સાથે :

સ૦ — કલહ થાય એવો મંદિરપ્રવેશનો સવાલ કેમ ઉઠાવ્યો છે? ગુરુવાયુરની માલિકી વિષેની આટલી ધાંધલ કેમ ઉઠાવી છે? તમે તો કહ્યું છે કે હું શાસ્ત્રી નથી ત્યારે તમે શાસ્ત્રીઓની કમિટી મેળવીને તેમનો નિર્ણય લઈને ઉપવાસનું બહાર પાડ્યું હોત તો સારું નહોતું?

બાપુ — ધારાસભામાં જગ્યાઓ આપવા વિષે ઉપાડ્યું ત્યારે મંદિર વિષે પણ હતું. મેં તો કરાર કરનારાઓને કહેલું કે તમે આજે અસ્પૃશ્યતા દૂર કરવાની પ્રતિજ્ઞા કરો છો. એટલે તે જ દિવસે આ વસ્તુનો પાયો નંખાયો. કેલપ્પનની મરણપથારી એ જ અરસામાં. એની ભૂલ. એના ઉપવાસ બંધ કરવાનું મેં કહેલું. એને આપેલું વચન. એનો પ્રયત્ન ગુરુવાયુરને માટે હતો. હું બીજાં મંદિર કેમ ભેળવું? મારી પાસે બીજાં મંદિરો ભેળવવાની માગણી થાય છે. બીજા ઉપવાસ કરવાની પણ માગણી કરે છે. હું તેમને કહું છું કે તમે શાંત થાઓ, આ એક વસ્તુ પૂરી થાય પછી બીજું જોશું. આ તો ક્રમબદ્ધ કામ થયું છે. ધર્મ જેમ માર્ગ બતાવતો જાય તેમ કામ કરતા જવું જોઈએ.

હવે તમે શાસ્ત્રનું પૂછો છો. મેં કહ્યું છે કે શાસ્ત્રીની દૃષ્ટિએ વેદાદિનો અભ્યાસ મેં નથી કર્યો, પણ જિજ્ઞાસુ અને મુમુક્ષુની દૃષ્ટિએ અભ્યાસ કર્યો, અને વાંચ્યું તેટલું અનુભવે સિદ્ધ કર્યું. મેં વાંચ્યું, વિચાર્યું, અને બરોબર લાગ્યું તેનો અમલ કર્યો. એટલે અમલની કસોટીએ ચડેલી વસ્તુનો અમલ કરતાં સંકોચ ન હોવો જોઈએ. હિંદુ ધર્મમાં મુમુક્ષુઓ થઈ ગયા છે તેણે એ જ કર્યું. પણ તેથી હું શાસ્ત્રીઓની સાથે વાદ નથી કરી શકતો. એ મને

સનાતની મિત્રો મારા ઉપર એવો આક્ષેપ લાવે કે સામાન્ય જનતા ઉપર અથવા તો એ સનાતનીઓ ઉપર મારા વિચારો હું લાદી રહ્યો છું તો એ આક્ષેપમાં બહુ વજૂદ નથી. માનવજાતિનો આખો ઇતિહાસ જોતાં માલૂમ પડે છે કે જ્યારે જ્યારે કોઈ એક જ માણસે સારા વિચારો ધરાવ્યા છે, તેનો આગ્રહ રાખ્યો છે અને પોતાના જીવનમાં તે આચરી બતાવ્યા છે ત્યારે ત્યારે આખા જનસમાજે તે સ્વીકારી લીધા છે. હવે એનો અર્થ એવો કરવામાં આવે કે પેલા માણસે લોકો ઉપર પોતાના વિચારો લાદ્યા તો એ બેહૂદું જ ગણાય. પાછળ શારીરિક બળ ન હોય ત્યાં સુધી બીજાઓની ઉપર પોતાના વિચાર લાદ્યા કહેવાય જ નહીં. મારા ઉપવાસની વાતથી ખળભળાટ થયો છે એ વાત સાચી. પણ તેને માટે હું દોષપાત્ર નથી એ વિષે મારા દિલમાં જરાયે શંકા નથી. એક વૈજ્ઞાનિકની નજરે હું આખી વસ્તુસ્થિતિ બારીકાઈથી નિહાળી રહ્યો છું કે મેં કરવા ધારેલા ઉપવાસની શી અસર થઈ ચૂકી છે, અને શી અસર થઈ રહી છે. એ બધું જોઈને મારામાં આનંદ અને આશા જ ઊભરાય છે. ઉપવાસે લોકોને વિચાર કરતા કરી મૂક્યા છે. ઉપવાસથી કોઈ માણસને પોતાના અંતઃકરણની વિરુદ્ધ કશું જ કરવાની ફરજ નહીં પડે. પણ સુસ્ત લોકો પોતાની સુસ્તી છોડી દઈને સ્ફૂર્તિથી કામે લાગી જશે એટલે કે, મારા ઉપર પ્રેમ રાખનારા બધા કામ કરવા મંડી પડશે. આ ચળવળથી મને જરાયે દિલગીરી થતી નથી. જેઓ એમ ધારે છે કે હિંદુ ધર્મનું હું સત્યાનાશ વાળી રહ્યો છું તેઓ મારા ઉપર ગુસ્સાથી ભરેલા કાગળો લખે છે અને મને કહે છે કે વહેલા વહેલા ઉપવાસ કરી, સ્વધામ પહોંચી જાઓ. આવા કાગળોની મારા ઉપર જરાય અસર થતી નથી. એ કાગળોની વાત તમારી આગળ એટલું જ બતાવવાને માટે કરું છું કે જેઓ અસ્પૃશ્યતાનિવારણની વિરુદ્ધ છે તેમના ઉપર તો મેં કરવા ધારેલા ઉપવાસની જરાય અસર થવાની નથી, અને ન જ થવી જોઈએ. પણ ઉપવાસ વિષે વધારે તો મારે આગળ ઉપર કહેવાનું આવશે. અત્યારે તો હું એટલું જ કહું કે શ્રી કેલપ્પનને અથવા મને અમારા અંતર્યામીની પ્રેરણાથી કરવા ધારેલા નિશ્ચયમાંથી કોઈ ડગાવી શકશે નહીં.

શ્રી મહેતાએ લોકોને અગાઉથી ચેતવા માટે એમનું ધ્યાન ખેંચ્યું છે તેની હું કદર કરું છું.

મને તો નવાઈ અને દુઃખ એ વાતનું થાય છે કે જેઓ મતગણતરીના કામમાં પડ્યા છે તેમના ઉપર ઝામોરિન આવા તરેહવાર આક્ષેપો શું કામ કરતા હશે? હું તો ઝામોરિનને બહુ સજ્જન ગણું છું. એ જાણે છે કે શ્રી

શાસ્ત્રી—ત્યારે વેદકાળથી લઈને મંદિરોની જે વ્યવસ્થા કરવામાં આવી છે તે બદલાવીને મંદિર ખોલાવવાથી તમે અંત્યજોનું શું ભલું કરવાના છો?

બાપુ — ઉદ્ધાર તો અંત્યજેતરોનો છે. અને એ મારફતે અંત્યજોનો પણ છે. બન્નેનો સાથે ઉદ્ધાર છે. એમાં મુખ્યામુખ્ય નિર્ણય ન થાય. ધારો કે કોઈ માણસ મારાં છોકરાં દબાવીને બેસી ગયો છે — અથવા ધારો કે મારા બાપ અને કાકા લડે છે. મારે એને ભેગા કરવા છે. કોઈ મને પૂછે કે તમે કોનું વધારે હિત ઇચ્છો છો? હું કહું કે બન્નેનું. બાપ કાકાની ઉપર ચડીને બેઠો છે તે છોડે તો તેમાં બાપનું વધારે શ્રેય છે. જુલમ કરનાર જુલમ છોડે તો તેનું શ્રેય થાય છે અને દબાયેલો આપોઆપ છૂટી જાય છે.

શાસ્ત્રી — તોપણ મુખ્યતઃ દબાવનારનો ઉદ્ધાર ઇચ્છો છો એમ કહેવાય.

બાપુ—તમારે એમ કહેવું હોય તો કહો.

શાસ્ત્રી — તમે અધર્મનો નિર્ણય શાસ્ત્રની રૂએ કર્યો છે? કયા ગ્રંથની રૂએ?

બાપુ — વેદથી માંડીને ગીતા સુધી.

શાસ્ત્રી — કોઈ વચન બતાવશો?

બાપુ — ગીતાનો ધ્વનિ જ એ છે કે મનુષ્ય મનુષ્ય વચ્ચે ભેદ નથી.

શાસ્ત્રી — सर्वं खलु इदं ब्रह्म। પણ એ કઈ અવસ્થામાં?

બાપુ — આ મંદિર ધર્મે સ્થાપેલી વસ્તુ છે. ધર્મની પ્રતિષ્ઠા છે ત્યાં આ ભેદભાવ રાખવામાં આવે તો ધર્મનું ખંડન થાય છે.

શાસ્ત્રી—જેણે એ સ્થાપ્યું તેને આ અધર્મનું ભાન નહીં હોય?

બાપુ—હું એમ કહું કે જેણે મંદિર બાંધ્યું તેણે ગીતાધર્મને અવલંબીને એ નથી બાંધ્યું. આ તો મર્યાદાનો ધર્મ છે.

શાસ્ત્રી — શાસ્ત્ર સ્ત્રીને સ્ત્રી ગણવી અને માને મા ગણવી એવું નથી કહેતાં? તેમ જ જે શાસ્ત્ર કહે છે કે અંત્યજો ગોપુર જુએ છે તો એનો ઉદ્ધાર થાય છે તેનું શું?

બાપુ — હું એ વસ્તુને માનવકૃત કહું છું. એ ધર્મ નથી.

શાસ્ત્રી — ગીતામાં એવું વચન છે?

બાપુ—શ્લોકમાત્રમાં — જ્યાં આપણે ભેદનો સાક્ષાત્કાર કરીએ ત્યાં જોઈએ. એ ભેદ જ મુશ્કેલીની વાત છે.

શાસ્ત્રી—મુશ્કેલીની જે વાત છે તેને નિશ્ચિત કેમ કહો છો? ધર્મની મર્યાદા મનુષ્યકૃત નથી—વેદમાં प्रतिष्ठया सार्वभौमम् શબ્દ છે—એટલે

શોભે નહીં, મેં કાંઈ ઉપાધિ નથી લીધી, એટલે એ તો નાને મોઢે મોટી વાત થાય. તમને વિશ્વાસ હોય કે હું પાખંડ નથી કરતો તો મારી ભૂલ જોવાની અને સુધારવાની શક્તિનો વિશ્વાસ રાખીને મારી ભૂલ સુધારો. તમે આવ્યા પહેલાં બે શાસ્ત્રીઓ જ બેઠા હતા. મને પંઢરપુરના શાસ્ત્રીઓ કહેવા લાગ્યા કે તું શરત કરે તે શરતે તને સમજાવીએ. મેં કહ્યું તમે વૈદ છો, તમે વૈદ તરીકે દવા આપો. વૈદ દરદીને થોડા પૂછે? અહીં તો મને દરદ પણ નથી. વૈદ કહે છે કે દરદ છે, તો તો તે જ દવા બતાવે ને?

શાસ્ત્રી — અસ્પૃશ્યોની સંખ્યા વિષે મતભેદ છે. આપે એટલું જ જોવાનું છે કે અનશન કરીને જેને આપ ધર્મ માનો છો તે ન દુભાવાય. શાસ્ત્રોએ તો કહ્યું છે કે પરિષદ જ પરિવર્તન કરી શકે છે. સનાતન હિંદુના શાસ્ત્રમાં તમે જે ધર્મ માનો છો તે છે કે મંદિરોમાં અસ્પૃશ્યોએ જવું જોઈએ?

બાપુ — હા, હું જાણું છું કે એ શાસ્ત્રમાં છે.

શાસ્ત્રી — શાસ્ત્રોએ અંત્યજો વિષે જે વ્યવસ્થા કરી છે તેને વિષે કહ્યું છે કે એનો મંદિરમાં જઈને જ ઉદ્ધાર થવાનો છે?

બાપુ — ના, કબૂલ —

શાસ્ત્રી — ત્યારે તમે આ ધાંધલ શા સારુ મચાવી?

બાપુ — તમે તો પગથિયું જ ખોટું લીધું — અંત્યજોને મોકલવા જ એ વાત નથી. મેં તો કહ્યું કે મંદિરનાં દ્વાર ખોલવામાં આવે, અંત્યજ આવે કે ન આવે. આમાં બે વાત છે. હું તો આ અંત્યજેતરો તરફથી સાફ કરાવવા માગું છું કે મંદિર એ મંદિર નથી જ્યાં સુધી અંત્યજો ન આવે, માટે એ ઉઘાડવું. અંત્યજેતરે પોતાના ધર્મનું પાલન કરવું એ માટે પ્રયાસ છે.

શાસ્ત્રી — બાર બંધ રાખ્યું છે ત્યાં સુધી અધર્મ છે, એ વ્યાખ્યા માટે કાંઈ આધાર છે?

બાપુ — હા.

શાસ્ત્રી — અંત્યજોને માટે ગુરુવાયુરનું દ્વાર કોઈ કાળે ખુલ્લું હતું?

બાપુ — એનો ઇતિહાસ કોઈની પાસે નથી. આ જમાનાના માણસો કહે છે ખરા કે એનાં દ્વાર અંત્યજો માટે ખૂલ્યાં નથી. એ મંદિરના આરંભ કાળની વાત આપણે જાણતા નથી. પણ એટલા જ સારુ મેં તો સામાન્ય સિદ્ધાંતને અવલંબીને કહ્યું કે જો મંદિર હિંદુ સમાજને માટે છે તો એ અંત્યજોને માટે ખુલ્લું હોવું જોઈએ.

બાપુ—તમે તો ગીતાની ભૂંડી પ્રસ્તાવના આપી. આ વાત મારાથી સાંભળી પણ ન જાય. તમે જે પદ્ધતિથી વાત કરો છો તે પણ ગીતાનું ખંડન કરે છે. ગીતાની પદ્ધતિનું પણ ખંડન થાય છે.

૧૩–૧૨–'૩૨ અપ્પાસાહેબનો કાગળ કાલે સાંજે આવ્યો. સંપૂર્ણ કાગળ છે. એમાંથી સમજાયું કે ડૉઈલે જે વાતો કરી હતી તે બધી ખોટી હતી. અપ્પાએ પોતાની અરજીમાં આખો કેસ એટલી બધી નમ્રતાથી મૂક્યો હતો કે તેની કોઈ ના જ ન પાડી શકે. છેક સપ્ટેમ્બર સુધી એ લોકોએ ભંગીનું કામ કર્યું હતું એ પણ અંદર લખેલું હતું, અરજીમાં પણ લખેલું હતું. કાગળ વાંચીને બાપુને ડૉઈલને વિષે ભારે નિરાશા અને દુ:ખ થયું અને સવારે ખાનગી અને અંગત કાગળ લખ્યો, એમાં લખ્યું કે તેં મને છેતર્યો એનું મને દુ:ખ છે. જો તેં મને છેતર્યો ન હોત તો મેં કાંઈ જુદું જ પગલું લીધું હોત.

કાગળ પહોંચ્યો કે તરત ડૉઈલસાહેબ દોડતા આવ્યા. આ ખાનગી કાગળ પણ એણે મહેતા, ભંડારીને બતાવ્યો અને પછી કહ્યું કે: "સાચે જ આ લોકો ભંગીનું કામ કરતા હતા એની મને ખબર નથી. અરજીમાં હોય તોપણ મને ખબર નથી. મેં અરજી બરોબર વાંચી ન હોય."

અને સુપરિન્ટેન્ડન્ટની પાસે એ વિષે ખુલાસો અને ખરી હકીકત શી છે એ જાણવાને કાગળ લખ્યો. આ બધા છતાં વલ્લભભાઈને અને મને તો એમ જ લાગે છે કે ડૉઈલસાહેબ જૂઠું બોલેલા.

બાપુ કહે: "કાંઈ કહી શકાય નહીં, જોશું આગળ વધારે ખબર પડશે."

સોલાપુર મિલનાં માણસો આવ્યાં. મંદિરપ્રવેશ વિષે પાપાણકર વગેરે આવી ગયા.

દફતરી (નાગપુરથી) અને પુરંદરે આવ્યા. એમની સાથે વાતો. શાસ્ત્રીઓની સાથે કેવી વાતો કરી તે સમજાવ્યું.

"મારે મારા જ્ઞાનનું પ્રદર્શન નથી કરવું. પણ શાસ્ત્રોનો મેં જે કાંઈ અભ્યાસ કર્યો છે તે ઉપરથી બંધાયેલા મારા વિચારો હું માનું છું કે પૂરેપૂરા તર્કશુદ્ધ છે. વેદનો એકેએક શબ્દ ઈશ્વરપ્રેરિત છે એવું હું માનતો નથી. કારણ છેવટે તો વેદો પણ મનુષ્ય મુખે જ ઉચ્ચારાયેલા છે. વળી આપણી પાસે તો વેદના બહુ થોડા ભાગ જ છે. પછીના ગ્રંથોથી તેમાં પૂર્તિ કરી શકાય. એટલે વેદમાં ન હોય એવી વસ્તુ કહેવાને પણ મારે માટે પૂરતો અવકાશ છે. હું તો મૂળ મુદ્દા ઉપર જાઉં અને કહું કે આખા જગતે સ્વીકારેલા મૂળ સિદ્ધાંતોથી જે વિરુદ્ધ હોય તેનો આપણે ત્યાગ કરવો જોઈએ.

વેદમાં મંદિર નહોતાં એમ નથી. જેલમાં કોણે દાખલ થવું ને કોણે દાખલ ન થવું એનો નિયમ ન હોય?

બાપુ—હા, તેમ મંદિર બાંધનારા નિયમ કરે.

શાસ્ત્રી—અંત્યજેતરોનાં મંદિરોમાં અંત્યજો જતા હતા, એ ઇતિહાસથી બતાવો, અથવા શાસ્ત્રીઓની પરિષદ ભરીને વર્ષની અંદર નિર્ણય કરો. તમારા વ્યક્તિત્વની રક્ષા यथाकथं च કરવી એમ સૌ ઇચ્છે છે. એટલે તમે તમારા વ્યક્તિત્વથી લોકોને દબાવો નહીં. સમય પણ વહેલો લાગે છે.

બાપુ—આ વસ્તુ મારા જીવનમાં પિસ્તાળીસ વર્ષ થયાં છે. ત્યારથી માનતો આવ્યો છું, સંશોધન કરતો આવ્યો છું. મારા ઉપવાસને કોઈ દબાવ માને તો લાચાર થવું પડે છે. જે માને છે કે મંદિર અભડાઈ જવાનું છે તેની ઉપર તો ઉપવાસની અસર નહીં પડે.

શાસ્ત્રી—તમારા અનુયાયીઓ ઉપર તો દબાવ પડવાનો છે. અમારું એવું કહેવું છે કે સાધારણ માણસ હલકું કામ કરે છે તેની કાંઈ અસર નથી થતી. કૃષ્ણ કહે છે કે 'वर्तएव च कर्मणि'. અંત્યજોનો તિરસ્કાર ન કરો, એને મંદિર બનાવી આપો. પણ તમે તો 'परस्योत्सादनार्थं वा' કરી રહ્યા છો. તમે તો ત્વરા કરી રહ્યા છો. આજે જે રીતે કાર્ય કરવામાં આવે છે તેથી સત્ય ન મળે. આપની દૃષ્ટિ આપના અનુયાયીઓમાં આવી હોય એમ દીસતું નથી. ઉપોષણ શા માટે?

બાપુ—મેં તો શાસ્ત્રીઓને પણ એકઠા કરવાની તજવીજ કરી છે. આનંદશંકર આવે છે; બીજા શાસ્ત્રીઓ આવે છે.

શાસ્ત્રી—આપ અનેક અર્થમાંથી મધ્યસ્થ થઈને અર્થ ન કરો? પંડિતોના વાદવિવાદથી નહીં જાણી શકો?

બાપુ—મેં તો કુશળ ટીકાકારોનું વાંચીને જે તત્ત્વ કાઢ્યું છે તે મધ્યસ્થ દૃષ્ટિએ જ કાઢ્યું છે.

શાસ્ત્રી—'महात्मानस्तु मां पार्थ', स्वे स्वे कर्मण्यभिरतः' એમાં બધું આવી જાય છે. વિલાયતી-મિલ-સ્વદેશી અને પછી ખાદી. રોજની સો ગાંસડી ખાદીની વેચતો!

બાપુ—વિઠ્ઠલદાસથી પણ આગળ ગયા?

શાસ્ત્રી—હા. પણ કેમ વેપાર ગયો? મારા બેટા મુસલમાનના હાથમાં બધો વેપાર ગયો. દિલ્હીમાં સ્ત્રીઓ હિંદુની દુકાને પિકેટિંગ કરે છે પણ . . .ની દુકાને નથી પિકેટિંગ કરતી.

બાપુ: "હા, આવા કાગળો દર અઠવાડિયે મારી ઉપર આવે છે."

કોરા: "ભગવાન ઈશુ ખ્રિસ્ત તમને સંપૂર્ણ વિજય અપાવશે. મારે મુશ્કેલીના કેટલાય પહાડ ઓળંગવાના હતા પણ ઈશુના બલિદાનથી હું એ પાર કરી ગઈ. તમે જો ઈશુને માનો તો બધા જ સ્પૃશ્ય થઈ જાય. ઈશુએ કહ્યું છે કે, 'તમે મારા ઉપર બધું છોડી દો અને મારી સામે જુઓ.' એના પ્રેમથી બધું જ થઈ જશે. એનો પ્રેમ છે તેથી જ તો ભગવાને પોતાના દીકરાને મોકલ્યો. તમે જો એનો સ્વીકાર કરો તો આ જેલમાંથી પણ છૂટો."

બાપુ: "હું અહીં છું તેનું મને કશું દુઃખ નથી."

કોરા: "ઠીક ત્યારે. મારું અહીં આવવું વાજબી ગણાય તે માટે તમારે મને જે કહેવું હોય તે કહો."

બાપુ: "તમે અસ્પૃશ્યતાનિવારણ સંઘને મળો. એ બાબત મને કાંઈ લખવું હોય તો લખજો."

મુંબઈના આર્યસમાજીઓ:

"અમારી પાસે સર્વ પ્રમાણો છે. नास्ति पंचमो वर्णः. જે સંકર જાતિઓનું વર્ણન છે એ તો આજે છે જ નહીં."

બાપુ: "અસ્પૃશ્યતા કોઈ ધર્મમાં નથી એનો તો તમે જરૂર પ્રચાર કરી શકો છો. પણ જે મંદિરમાં તમે નથી માનતા તે મંદિરપ્રવેશનો પ્રચાર શી રીતે કરી શકો? મને તો કહેવામાં આવે છે કે તમે આ લોકોને આ પાપધામમાં શા સારુ લઈ જાઓ છો? એક માણસ કહે છે તમે એને નરકધામમાં લઈ જાઓ છો! એટલે આપના જેવો મોટો સમાજ — જે ધાર્મિક છે — તેણે આ પ્રશ્નમાં હાથ ન ઘાલવો જોઈએ. હાં, એક વાત છે કે આર્યસમાજમાં એક મોટું પરિવર્તન થઈ ગયું છે. અગાઉ ઝેરીલી વાત આવતી હતી, આજે હિંદુ કહેવડાવવામાં આર્યસમાજીઓને અડચણ નથી આવતી. હું તો ઉમેદ રાખીને બેઠો છું કે જે યુગમાં દયાનંદ મહારાજે મંદિરોની વિરુદ્ધ લખ્યું તે વેળા તે યોગ્ય હતું. જેમ મહમદે કહ્યું કે આ મૂર્તિમાં ખુદા નથી, અને કાબાનો બીજો ઉપયોગ કલ્પ્યો. એ ઠીક દૃષ્ટિ હતી પણ આજે એ ગિરજાઓને તોડે તો ધર્માંધતા થાય. આજે એવા ઘોર આક્રમણની મને ચિંતા નથી; તોપણ અંતિમ દૃષ્ટિના સુધારકોને હું રોકી લઉં છું. કેરલમાં મંદિરપ્રવેશમાં માનવાવાળાઓના મત લેવાય છે. સનાતનીઓ ઉપર ક્રોધ કર્યા વિના શાંતિથી અને વિનયથી એના તરફ વર્તીશું તો બધું તોફાન એની મેળે શમી જશે. તમારી સેવા કેવળ સંયમ અને ખામોશીથી થશે. સનાતનીઓમાં ત્રણ વર્ગ છે — (૧) સરળ વર્ગ:

તમે કહો અથવા ગ્રંથોમાંથી વચનો કાઢી બતાવો એટલે હું ન માની લઉં. તમારી વાતનું ન્યાયીપણું મારા દિલને તમારે ઠસાવવું જોઈએ. મારો હેતુ અને માન્યતા પ્રામાણિક છે એ તમારે માનવું જોઈએ, અને મને નાસ્તિક કહીને ભાંડવો ન જોઈએ. મંદિરમાં જનારાઓનો મોટો ભાગ, તેના ટ્રસ્ટીઓ તેમ જ પૂજારીઓ તેથી જુદો વિચાર ધરાવતા હોય છતાં શાસ્ત્રો અસ્પૃશ્યોને માટે મંદિરપ્રવેશનો નિષેધ કરે છે એમ તમે કહો એ ઘૂંટડો મારે ગળે કેમ ઊતરે?

"એમણે કહ્યું કે જુદાં મંદિર બંધાવવામાં પૈસા આપીએ. મેં કહ્યું કે તમે મંદિર બંધાવી આપો નહીં અને મારા તરફ પૈસા ફેંકો એ મારે ન જોઈએ. પછી એ લોકોએ કહ્યું કે અસ્પૃશ્યતા કેવળ જન્મથી જ નથી પણ પેઢી દરપેઢી ચાલી આવે છે અને એનું નિવારણ જ નથી."

કાંચન અને કામિનીના પરિગ્રહ ઉપર રામચંદ્ર રાવ સાથે વાતો કરી: "સ્ત્રીનો પરિગ્રહ — જો તમે કામવાસનાની તૃપ્તિ અર્થે કરતા હો તો એ ભૂંડામાં ભૂંડો પરિગ્રહ છે."

કોરા ફ્રાય આવી. તેની સાથે એક અસ્પૃશ્ય છોકરી લાવી. બાપુએ તેને મુલાકાતની શરતો સંભળાવી. પછી વાતો ચાલી:

૧૪–૧૨–'૩૨ કોરા: "ભગવાનના પુત્ર ઈશુ મારફત અને તેના બલિદાન મારફત અસ્પૃશ્યતા આંખના પલકારામાં નાબૂદ થઈ જાય. તમે એને અપનાવો તો અસ્પૃશ્યતા રહેવા ન પામે. મેં તો વાઇસરૉય અને ગવર્નરને પણ લખ્યું હતું કે જો મહાત્મા ગાંધી ઈશુને સ્વીકારે તો અસ્પૃશ્યતા નાબૂદ થઈ જાય."

બાપુ: "આ માટે તો મારે તમારી સાથે લાંબી ચર્ચામાં ઊતરવું પડે ને મુલાકાતની જે શરતો મેં સ્વીકારી છે તેમાં એવી ચર્ચા કરવાની છૂટ નથી. આ તો બહુ જૂનો સવાલ છે. દક્ષિણ આફ્રિકામાં ખ્રિસ્તી મિત્રોના સંબંધમાં હું આવેલો, તેમણે મને એ જ વાત કરી હતી. મને ખ્રિસ્તી બનાવવાનો એઓએ બહુ પ્રયત્ન કર્યો. સત્ય વિના બીજા કશાની ઉપાસના મારે કરવી નથી એટલે તેમની વાત સમજવાનો મેં પણ પ્રયત્ન કરેલો. પણ તેઓ નિષ્ફળ ગયા."

કોરા: "પણ સત્ય તો આપોઆપ તમારી આગળ પ્રગટ થશે. મારો આત્મા તેમ જ તમારો આત્મા તેને મન સરખા જ છે. જો તમે એને વહાલા ન હોત તો હું અહીં આવત જ ક્યાંથી?"

સૂચના કરી હતી. એ પછીની બીજી સવારે હું એની પાસે ગયો ત્યારે મને કહ્યું: 'આજે મેં નથી સાંભળી ગાડીની સીટી કે નથી સાંભળ્યો ગાડીનો ખખડાટ.' એ બંને ક્રિયાઓ તો ચાલતી જ હતી પણ તેણે એમાંથી ધ્યાન ખેંચી લીધું હતું, અર્થાત્ મૌન સધી ગયું હતું. પૂંભડાંની મારી સૂચનાએ તેને જાગ્રત કરી મેલ્યા, કેમ કે સ્વેચ્છાએ એકાંત અને મૌન શોધનારને એવી કૃત્રિમ મદદ અકારી જ લાગે. જેને મૌન ભાવી ગયું છે એ છેવટે દિવ્ય સંગીત સાંભળતા થઈ જાય છે અને એમાં એટલા બધા પરોવાઈ જાય છે કે આસપાસ જે અવાજો થતા હોય એ તેને નથી સાંભળતા.

"અમારું બિલાડી કુટુંબ ત્રણનું છે. રોજ ખાવાને વખતે બંને ટંક વગર ઘંટડીએ અને વગર બોલાવ્યે હાજર જ થઈ જાય છે. જે નિયમથી આ ત્રણ ભાંડુડાં વખત જાળવે છે તેવી રીતે આપણે બધાય કરતા થઈ જઈએ તો કરોડો કલાકો બચે અને આપણે શીખ્યા તો છીએ જ કે સમય એ ધન છે. એ વાત પણ સાવ સાચી છે એટલે જેઓ વખત બચાવે છે તેઓ ધન બચાવે છે અને બચાવેલું ધન એ મેળવ્યા બરોબર છે. એટલે જેઓને વખતની કિંમત નથી, તેઓ આ જગતનું કેટલું ધન ખોઈ નાખતા હશે એનો હિસાબ કોણ કરી શકે?

"અસ્પૃશ્યતાને સારુ કામ કરનારની સંખ્યા કૃત્રિમ રીતે વધે એ હું સુદ્ધાં ઇચ્છતો જ નથી. જેની પાસે પોતાનું કર્તવ્ય સ્પષ્ટ છે તે અસ્પૃશ્ય સેવાનું કામ પ્રિય હોવા છતાં પણ પોતાનું કર્તવ્ય છોડે એવું કદી ઇચ્છું જ નહીં."

એક બંગાળી બાળકે પૂછ્યું કે "હું પાપી પાપ શી રીતે ધોઉં? તમે તમારા પિતા આગળ ગુનો કબૂલ કરેલો તેમ કબૂલ કરવાની મારામાં હિંમત શી રીતે આવે? મેં તમારી આત્મકથા વાંચી છે. મારામાં પાપ કબૂલ કરવાનું બળ કેવી રીતે આવે?"

એને લખ્યું:

"It is quite clear to me that you should make a clean breast of everything before your parents. The shame was in committing the sins you admit, but there need be no shame in making a clean confession before your parents. If you do it with a pure heart, you will find an accession of strength coming to you which you never had before."

મને સ્પષ્ટ ભાસે છે કે તમારે તમારી બધી વાત તમારાં માબાપ આગળ દિલ ખોલીને કહી દેવી જોઈએ. શરમ તો તમે જે પાપ

હું કરું છું એને ઘોર પાપ માનનારા (૨) સ્વાર્થી વર્ગ (૩) સરકારને પ્રિય બનનારા. બીજો અને ત્રીજો વર્ગ ભયંકર છે. મને એની દરકાર નથી. મારે તો પહેલા વર્ગની સાથે કામ છે. એને શાંતિથી સમજાવવાની જ વાત છે. લોકોને એમ લાગી જશે કે જે ખોટા આરોપો આ હિલચાલ ઉપર આવે છે એ ખોટા છે ત્યારે એ લોકો ઠેકાણે આવશે. ગુરુવાયુરમાં તમારું કોઈ નહીં સાંભળે. હાં, તમે ઝામોરિનની પાસે જઈ શકો, અને તેના હાથને કદાચ મજબૂત કરો. મને તો લાગે છે કે લોકમત આપણી સાથે હશે તો એને મંદિર ખોલ્યે જ છૂટકો છે. તમે અસ્પૃશ્યોમાં રચનાત્મક કાર્ય અવશ્ય કરો. એ લોકોને સમજાવવું જોઈએ કે અમે કશા સ્વાર્થ વિના તમને મદદ કરવા માગીએ છીએ, અમારા પાપનું પ્રાયશ્ચિત્ત કરવા ઇચ્છીએ છીએ. મંદિરની બાબતમાં તમારે એટલું જ સમજવું જોઈએ કે આપણે એ લોકોને દૂર રાખવાનું જે પાપ કર્યું છે તે ધોઈ નાખવું છે. પછી ભલે એ લોકો મંદિરમાં ન જાય. મંદિરપ્રવેશની ઝંઝટમાં તમે ન પડો, તમારી પાસે બીજું ઘણું કામ લેવાશે.”

મણિબહેને અસ્વાદવ્રત વિષે અને બીજા કેટલાક એવા સવાલો પૂછ્યા તેના જવાબ આપતાં બાપુજીએ લખ્યું:

“જેની તબિયત સારી છે તેને સ્વાભાવિક ખોરાકથી છૂટતા રસો છૂટવા જ જોઈશે, અને તેની ઓળખ એટલે તેનો સ્વાદ તો ભારે સંયમીને પણ રહેશે અને રહેવો જોઈએ, પણ એ સ્વાદનો રાગ ન હોવો જોઈએ. ગમે તે કારણે પણ અયોગ્ય વસ્તુનો ત્યાગ રુચી જાય ત્યારે શરીરના લાભ ઉપરાંત આત્માને પણ લાભ થાય છે, કેમ કે પદાર્થની લોલુપતા મટે છે. પૂરા કે અધૂરા ઉપવાસની અસર નોખી નોખી પ્રકૃતિ ઉપર, અને એક જ પ્રકૃતિ ઉપર નોખે નોખે સમયે નોખી નોખી થાય છે. તેમાં શરીર અને મન બન્ને અથવા તો બેમાંથી એક કારણભૂત હોય એવાં દૃષ્ટાંતો તો અનેક અનુભવમાંથી તું ગોઠવી શકશે.

“મને મૌન આકરું લાગતું નથી, એટલું જ નહીં પણ રવિવારના એક વાગ્યાની દરેક અઠવાડિયે રાહ જોઉં છું. વાત એવી છે કે જેને સારુ આપણું મન તૈયાર નથી હોતું તે વસ્તુને કરતાં મુશ્કેલી પડે છે. જેને સારુ મન તૈયાર હોય છે અથવા તૈયાર કરાય એ કામ સહજ થઈ પડે છે. મૌનમાં જ જેનું ધ્યાન લાગી જાય છે, તે આસપાસની ગપસપ સાંભળતાં જ બંધ થઈ જાય છે. કિશોરલાલભાઈને સારુ એકાંતમાં ઝૂંપડી બાંધી હતી એ તને યાદ હશે. ત્યાં તો મૌન અને શાંતિ જ હોય. બે ત્રણ દિવસ તેને રેલવેનો ખડખડાટ અસહ્ય લાગ્યો. કાનમાં દાબીને પૂંભડા ભરવાની મેં

સવાલ : "અંતરમાંથી પ્રકાશ મળે તે પ્રમાણે તમારું જીવન તમે ગાળો છો. એ પ્રકાશ ફેરવાઈ શકે એવો હોય તો પછી એ પ્રકાશની કિંમત શી રહી ?"

બાપુ : "એ પ્રકાશની કિંમત તો એ છે કે છેલ્લાં પિસ્તાળીસ વરસમાં એમાં ફેરફાર થયો નથી. કહે છે કે માણસે આખો જન્મારો ઈશ્વરનો ઇનકાર કર્યો હોય પણ છેલ્લી ઘડીએ ઈશ્વરનું નામ લે તો એનાં પાપો બળીને ભસ્મ થઈ જાય છે. એ વસ્તુ હું અક્ષરશઃ માનું છું. છેક છેલ્લી ઘડીએ પણ ઈશ્વર હૃદયમાં સોંસરો ઊતરી જાય છે. હું દૈવીપણાનો દાવો કરતો નથી, તેમ કદી ભૂલ ન કરું એવો પણ મારો દાવો નથી, છતાં આ બાબતમાં તો લોકોએ જાણવું જોઈએ કે મારા વિચારોમાં ફેરફાર થવાનો કશો સંભવ નથી.

"સનાતન ધર્મનું રક્ષણ અસત્યથી તમે કદી કરી શકવાના નથી. . . . શાસ્ત્રી અને બિહારના બીજા કેટલાક શાસ્ત્રીઓ આવો પ્રયત્ન કરી રહ્યા છે."

હરિભાઉએ પાનવાળા અગાસેની વાત કરી. એ મહાર મંડળમાં ગોમાંસ-ત્યાગનો પ્રચાર કરે છે.

બાપુ : "મારા જીવનમાં કેટલીક વસ્તુઓ એવી છે જેની બાબતમાં બીજા કોઈની સરસાઈ સ્વીકારવા હું તૈયાર નથી. આવી એક વસ્તુ તે ગાય પ્રત્યેનો મારો પૂજ્યભાવ છે. એટલે મારી આગળ ગોમાંસ-ત્યાગની દલીલ કરવાની જરૂર ન હોય. પણ ખરો ઉપાય જાણનારા એક ઉત્તમ વૈદના દાવે હું કહું છું કે, માંગ અને મહાર લોકોના મંદિરપ્રવેશ માટે તમે ગોમાંસ-ત્યાગની શરત કરી શકો નહીં. એક વાર મંદિર ખોલી દો, પછી તેમને ગોમાંસનો ત્યાગ કરવાનું હું કહીશ. શું આજે ગોમાંસભક્ષી બ્રાહ્મણોને હું મંદિરમાં જતા રોકું છું ? એ જ પ્રમાણે માંગ અને મહાર લોકોને ન રોકી શકું. પણ મંદિર બધાને માટે ખુલ્લાં થઈ જાય ત્યાર પછી હું એવું જાહેરનામું કાઢું ખરો કે ગોમાંસભક્ષી મંદિરમાં દાખલ નહીં થઈ શકે."

'મંદિરમાં જનારાઓ'ની વ્યાખ્યા વિષે રાજગોપાલાચાર્યના કાગળથી પાછી ચર્ચા ઊભી થઈ. રાજાજી કહે છે કે જેનો મંદિરમાં જવાનો અધિકાર છે એ મંદિરમાં જનારા. બાપુ કહે છે જેને આસ્થા હોય અને જે વખતોવખત મંદિરમાં જતા હોય એ. રાજાજીનો કાગળ આવ્યો કે તુરત પોતાની વ્યાખ્યા બતાવનારો બાપુએ તાર કર્યો. બાપુના હાથ નીચે કામ કરનારાની કેવી કમબખ્તી છે એમ ઘડીકવાર મનમાં થયું અને નિસાસો નાખ્યો.

કર્યાનું કબૂલ કરો છો તે કરવામાં હતી. માબાપની આગળ તેનો સાફ એકરાર કરવામાં કશી શરમ નથી. સ્વચ્છ હૃદયથી તેમ કરશો તો તમે જોશો કે તમારામાં નવી શક્તિનો સંચાર થશે, પહેલાં તમારામાં કદી ન હતું એવું બળ તમે અનુભવશો."

નાગપુરવાળા દફતરી, હરિભાઉ અને બીજાઓની સાથે વાર્તાચીત. દફતરીને બાપુએ કહ્યું: "તમારો લેખ મને ગમે છે, પણ છેલ્લું વાક્ય નથી ગમતું.

"મને લાગે છે કે આ ઉપવાસની પાછળ આધ્યાત્મિકતા હશે તો તેની અસર થવાની છે. મારા સંદેશામાં કાંઈ પણ જીવંત શક્તિ હશે તો લોકો તે સાંભળશે. શાસ્ત્રનો અર્થ એ જ છે કે સાચો અને પવિત્ર માણસ જે એને માટે મરવાને તૈયાર છે એવાનાં વચનો. તમે લોકો આગળ આ વ્યાખ્યા મૂકી શકો છો.

"લોકો ઉપર હું દબાણ લાવી રહ્યો છું એ આક્ષેપનો મારો જવાબ 'ટાઈમ્સે' છાપ્યો છે. લોકો મારી ઉપર શ્રદ્ધા રાખતા હોય તેમાં મારો શો વાંક? મારા વિચારો લોકોને શાણા અને સ્વીકાર કરવા જેવા લાગે છે અને મારી હિમાલય જેવડી ભૂલો છતાં લોકો એ માને છે તો હું શું કરું? મારા વિચારો બીજાઓ ઉપર હું ઠોકી બેસાડું છું એમ કહેવું એ તો વાહિયાત છે. લાઠીને જોરે કોઈ તેમ કરે તો વિચારો લાદ્યા કહેવાય. દુનિયામાં કોઈના ઉપર પણ મેં મારા વિચારો લાદ્યા હોય તો મારી પત્ની ઉપર લાદ્યા છે. મારો એ અપરાધ હું કબૂલ કરું છું. મારો ત્યાગ કરવાની તેને છૂટ હતી, પણ એ છૂટનો કશો અર્થ ન ગણાય."

સવાલ: "પણ આવી રીતે વિચારો લાદવા એ આવશ્યક નથી? ખાસ કરીને આપણા દેશમાં?"

બાપુ: "ના. એ વિચાર તો બહુ ઘાતક છે. આપણે શું ધીરજનું દેવાળું કાઢ્યું છે? હા, સેવા કરીને, સામાના હૃદયને આપણી દીન અરજી સંભળાવીને વિચારો ફેરવી શકાય. વિચારો લાદવાનું બને ત્યાં સુધી ટાળવું એમ નથી, કોઈ પણ ભોગે ટાળવું જોઈએ."

સવાલ: "તમારા નિવેદનમાં તમારી સ્થિતિ તમે બહુ સ્પષ્ટ રીતે રજૂ કરી છે."

બાપુ: "મારી બુદ્ધિ અને મારું હૃદય ન સ્વીકારે એવો બહુમતીનો નિર્ણય હું કેમ કબૂલ રાખી શકું? મુસ્લિમો અને બીજાઓની માફક આજે એક ખ્રિસ્તી બાઈ મને સમજાવવા આવ્યાં હતાં."

સવાલ: “અંતરમાંથી પ્રકાશ મળે તે પ્રમાણે તમારું જીવન તમે ગાળો છો. એ પ્રકાશ ફેરવાઈ શકે એવો હોય તો પછી એ પ્રકાશની કિંમત શી રહી?”

બાપુ: “એ પ્રકાશની કિંમત તો એ છે કે છેલ્લાં પિસ્તાળીસ વરસમાં એમાં ફેરફાર થયો નથી. કહે છે કે માણસે આખો જન્મારો ઈશ્વરનો ઇનકાર કર્યો હોય પણ છેલ્લી ઘડીએ ઈશ્વરનું નામ લે તો એનાં પાપો બળીને ભસ્મ થઈ જાય છે. એ વસ્તુ હું અક્ષરશઃ માનું છું. છેક છેલ્લી ઘડીએ પણ ઈશ્વર હૃદયમાં સોંસરો ઊતરી જાય છે. હું દૈવીપણાનો દાવો કરતો નથી, તેમ કદી ભૂલ ન કરું એવો પણ મારો દાવો નથી, છતાં આ બાબતમાં તો લોકોએ જાણવું જોઈએ કે મારા વિચારોમાં ફેરફાર થવાનો કશો સંભવ નથી.

“સનાતન ધર્મનું રક્ષણ અસત્યથી તમે કદી કરી શકવાના નથી. . . . શાસ્ત્રી અને બિહારના બીજા કેટલાક શાસ્ત્રીઓ આવો પ્રયત્ન કરી રહ્યા છે.”

હરિભાઉએ પાનવાળા અગાસેની વાત કરી. એ મહાર મંડળમાં ગોમાંસ-ત્યાગનો પ્રચાર કરે છે.

બાપુ: “મારા જીવનમાં કેટલીક વસ્તુઓ એવી છે જેની બાબતમાં બીજા કોઈની સરસાઈ સ્વીકારવા હું તૈયાર નથી. આવી એક વસ્તુ તે ગાય પ્રત્યેનો મારો પૂજ્યભાવ છે. એટલે મારી આગળ ગોમાંસ-ત્યાગની દલીલ કરવાની જરૂર ન હોય. પણ ખરો ઉપાય જાણનારા એક ઉત્તમ વૈદના દાવે હું કહું છું કે, માંગ અને મહાર લોકોના મંદિરપ્રવેશ માટે તમે ગોમાંસ-ત્યાગની શરત કરી શકો નહીં. એક વાર મંદિર ખોલી દો, પછી તેમને ગોમાંસનો ત્યાગ કરવાનું હું કહીશ. શું આજે ગોમાંસભક્ષી બ્રાહ્મણોને હું મંદિરમાં જતા રોકું છું? એ જ પ્રમાણે માંગ અને મહાર લોકોને ન રોકી શકું. પણ મંદિર બધાને માટે ખુલ્લાં થઈ જાય ત્યાર પછી હું એવું જાહેરનામું કાઢું ખરો કે ગોમાંસભક્ષી મંદિરમાં દાખલ નહીં થઈ શકે.”

‘મંદિરમાં જનારાઓ’ની વ્યાખ્યા વિષે રાજગોપાલાચાર્યના કાગળથી પાછી ચર્ચા ઊભી થઈ. રાજાજી કહે છે કે જેનો મંદિરમાં જવાનો અધિકાર છે એ મંદિરમાં જનારા. બાપુ કહે છે જેને આસ્થા હોય અને જે વખતોવખત મંદિરમાં જતા હોય એ. રાજાજીનો કાગળ આવ્યો કે તુરત પોતાની વ્યાખ્યા બતાવનારો બાપુએ તાર કર્યો. બાપુના હાથ નીચે કામ કરનારાની કેવી કમબખ્તી છે એમ ઘડીકવાર મનમાં થયું અને નિસાસો નાખ્યો.

શ્રી શિવપ્રસાદ ગુપ્તાનો બહુ કરુણ કાગળ આવ્યો : "જે વસ્તુ સૈકાઓ થયાં અમુકની મિલકત તરીકે ચાલી આવી છે તે વસ્તુ તેમની પાસેથી લઈ લેવાય કે? અને તે બળાત્કાર ન થાય કે? ગોમાંસ ખાનાર માણસને મંદિરમાં પ્રવેશ કરતા રોકવાનો હિંદુ સમાજને હક નથી કે? તમને તમારું શરીર છોડી દેવાનો શો અધિકાર છે? એ તો નિવેદિત જ છે," ઇત્યાદિ.

એને બાપુએ લખ્યું : "મંદિર કોઈની ખાનગી મિલકત હોય અને એ ઉઘાડવા ઇચ્છીએ એ બળાત્કાર જ છે એ સાચું છે."

શિવપ્રસાદની 'ખાનગી' મંદિરની વ્યાખ્યા જુદી છે, બાપુની જુદી છે. દલીલ કરનારા બે પક્ષો એક જ વસ્તુના જુદા જુદા અર્થ કરે (ambiguous middle વાપરે) તેનો આ દાખલો કહેવાય.

મેં બાપુને એક ગમ્મત કહી. દેવદાસે એક વાર પૂછ્યું હતું કે "મતગણતરીમાં બાપુ, વલ્લભભાઈ, તમે, હું અને બા હોઈએ તો આપણે મંદિરપ્રવેશ માટે મત આપી શકીએ કે?"

બાપુ કહે: "વલ્લભભાઈ સિવાય આપણે બધા મતદાર થઈ શકીએ છીએ."

વલ્લભભાઈ: "તમે કોઈ નહીં પણ હું તો થઈ શકું, કારણ હું તો મંદિરોમાં બહુ ગયો છું. તમે તો મંદિરમાં જવાનો દાવો એ ઉપરથી કરતા હશો કે યરવડા જેવા મંદિરમાં હંમેશાં આવવાનો ધર્મ કરી મૂક્યો છે અને બીજાને મોકલો છો, તેથી કેમ?"

આશ્રમમાં છારાના ઉપદ્રવનો શો ઉપાય કરવો એ વિષે ઠીક ચર્ચા થઈ. બાપુ કહે: "માવલંકર એક વકીલ તરીકે, નારણદાસે આપેલી માહિતી ઉપરથી કલેક્ટરને જરૂર લખી શકે, પણ અંબાલાલ કમિશનરને કહે એ તો સિફારસની વાત થાય. એ સિફારસ કરે એના કરતાં આપણે અરજી કરીએ એ શું ખોટું? અંબાલાલ પોતે જ, આપણા કહ્યા વિના કે સૂચના વિના, પોતે જ કમિશનરને કહે તે જુદી વાત છે. મારો પોતાનો ધર્મ તો એમ સૂચવે છે કે આપણે એ લોકોને જઈને ભેટવું, એની વચ્ચે રહેવું, એનાથી લૂંટાવું, એ મારે તો મરવું. પણ એ હિંમત અહીં બેઠા હું કોઈને ન આપી શકું."

૧૫-૧૨-'૩૨ આજે મેજર ભંડારીએ આવીને સંદેશો આપ્યો કે હિંદ સરકારે જેમની એ કામ કરવાની ઇચ્છા હોય તેવા કેદીઓને ભંગીકામ આપવા વિષે પ્રાંતિક સરકારોના અભિપ્રાય માગ્યા છે. દરેક કમિશનર અને આઈ. જી. પી.ને લખવાનું છે. આઈ. જી. પી. જવાબ આપે તે પહેલાં ભંડારીને તે જોવા બોલાવ્યા

હતા. હિંદ સરકાર બાપુની સાથે મળે છે એ ખબર આઈ. જી. પી.એ આપવાની કહી અને અધીરા ન થવાનો સંદેશો આપ્યો. જોકે પોતે તો એમ ભલામણ કરેલી કે બહાર જે ભંગીનું કામ કરતા હોય અને અંદર તે કામની કરવાની માગણી કરે તો તેને તે આપવું. મેજરે આગ્રહપૂર્વક આ વાક્ય કઢાવી નાખ્યું. એમ કહીને કે આથી તો સ્થિતિ જરાયે સુધરતી નથી.

મીરાએ કાગળમાં લખેલું: "ઉપવાસની ફિલસૂફી બુદ્ધિ કબૂલ કરે છે પણ હૃદય ધડકયા વિના રહેતું નથી કે શું થશે?"

એના ઉપર બાપુએ બુદ્ધિ અને હૃદયનો યોગ સાધનાર શ્રદ્ધાની ઉપર વિવેચન કર્યું:

"What is it that prevents the heart from following or co-operating with reason? Can it be want of faith? Though I have not come to any final decision, my opinion tends in that direction. Though my reason tells me that there is no need to avoid a snake if I have love in me, it must be my want of faith that prevents my association with him. Instances of this character can be multiplied. I would like you to make researches in this direction and try to trace the cause of conflict between heart and reason in every case you can recall. By so doing it may be possible for you to make the heart co-operate with reason. If it is good for me and every body that I should fast, why should the heart refuse to rejoice? The heart does rejoice if I am healthy. It is better in certain cases that I should fast than that I should be healthy. Reason says so, yet the heart rejects the clear testimony of reason. Does it do so for want of faith? Or is there here selfdeception and as a matter of fact reason has not perceived the necessity for fasting as it has for the preservation of health? Here I have simply stated the problem for you without presuming to decide. I cannot have sufficient data for coming to a decision even if I wanted to come to a decision. I must leave this subject at this point for the time being at any rate."

"હૃદય બુદ્ધિને નથી અનુસરી શકતું અથવા બુદ્ધિ સાથે સહકાર નથી કરી શકતું એનું શું કારણ? શ્રદ્ધાનો અભાવ હોઈ શકે? જોકે હું કશા છેવટના નિર્ણય ઉપર નથી આવ્યો પણ મારો અભિપ્રાય તે દિશામાં

જાય છે ખરો. જો મારામાં પ્રેમ ભરેલો હોય તો મારે સાપથી ભાગવું ન જોઈએ એમ મારી બુદ્ધિ કહે છે. છતાં મારામાં એટલી શ્રદ્ધા ન હોય તેથી જ હું સાપને મારી પાસે આવવા દેતો નથી. આવા દાખલા ઘણા આપી શકાય. હું ઇચ્છું કે તું આ દિશામાં સંશોધન કરે અને હૃદય અને બુદ્ધિ વચ્ચેના વિરોધનાં કારણો યાદ આવે તેટલા દાખલામાં શોધવાનો પ્રયત્ન કરે. એમ કરવાથી બુદ્ધિ અને હૃદયનો મેળ બેસાડવાનું તારે માટે શક્ય બને. હું ઉપવાસ કરું તે મારે માટે તેમ જ બીજા સૌને માટે સારું હોય તો પછી તેથી રાજી થવાની હૃદયે શા માટે ના પાડવી જોઈએ? હું તંદુરસ્ત હોઉં તો હૃદયને આનંદ થાય છે, પણ અમુક દાખલામાં હું તંદુરસ્ત હોઉં તે કરતાં હું ઉપવાસ કરું તે વધારે સારું હોય. બુદ્ધિ એમ જ કહેતી હોય, છતાં બુદ્ધિના સ્પષ્ટ પુરાવાનો હૃદય ઇનકાર કરતું હોય. શું શ્રદ્ધાના અભાવને લીધે હૃદય તેમ કરે છે? અથવા આમાં આત્મવંચના હોય છે? વસ્તુતઃ બુદ્ધિએ શરીર સાચવવાના જેટલી ઉપવાસની આવશ્યકતા શું સ્વીકારેલી જ નથી? કશો નિર્ણય કરવાનો પ્રયત્ન કર્યા વગર તારી આગળ મેં આ પ્રશ્ન મૂક્યો છે. હું નિર્ણય ઉપર આવવા ઇચ્છું તોપણ નિર્ણય ઉપર આવવાને માટે પૂરતી સામગ્રી મારી પાસે ન હોઈ શકે. કાંઈ નહીં તો અત્યાર પૂરતો તો આ પ્રશ્ન હું અહીં જ છોડું છું."

આંબેડકરનું મંડળ — ચિત્રે, 'જનતા'ના અધિપતિ પ્રધાન, વગેરે આવ્યા. તેમની ફરિયાદ:

મંડળ — અસ્પૃશ્યતાનિવારણ સંઘની કાર્યવાહી અને કામકાજના હેવાલમાં ડૉકટર આંબેડકરના કાગળનો કશો ઉલ્લેખ નથી.

બાપુ — તમારી ફરિયાદ એ હોવી જોઈએ કે તેમાં ઉઠાવેલા મુદ્દાનો કશો વિચાર નથી થયો.

મારી સામેની ફરિયાદ કહો. હું તમને કહી દઉં કે તમને હું કેટલી રીતે મદદ કરી રહ્યો છું.

મંડળ — દેવરૂખકરને તમે એમ કહ્યું છે કે 'આ લોકોને પ્રેમથી જીતો'. પણ એનામાં પ્રેમ હોય તો ના?

બાપુ — તો તમે એ વાતને ઉલટાવી નાખો, અને તમે એને પ્રેમથી જીતો.

મંડળ — ના, ના; એ તો ગૌરીશંકર પર્વત જેવા મોટા છે. અમે એની સામે બરોબર લડી શકીએ છીએ ખરા, પણ અમારી હિંસાનેય હદ છે.

બાપુ — મારી પાકી ખાતરી છે કે પક્ષાપક્ષી ટાળવી જ જોઈએ. સવર્ણોમાંથી આ વૃત્તિ કાઢી નાખવા હું તનતોડ પ્રયત્ન કરીશ.

મંડળ — આ લોકોને સામાજિક સવલતો આપવાની બાબતનું શું?

બાપુ — દરેક પ્રાન્તમાં એ કામ ચાલી રહ્યું છે. લોકોને સમજાવવામાં આવે છે, એ કામ ઢીલમાં નથી જ નંખાયું. તમે મલબારમાં જઈને જુઓ કે ત્યાં કેવડું મોટું પરિવર્તન થઈ રહ્યું છે.

મંડળ — પણ આ વર્ગના ઉદ્ધાર માટે તમારી પાસે શો કાર્યક્રમ છે?

બાપુ — બરાબર એટલા માટે તો આ મંદિરપ્રવેશનો પ્રશ્ન મેં ઉપાડ્યો છે. સનાતનીઓ તેથી જ ગભરાઈ ગયા છે. એ લોકો કહે છે કે બીજું બધું કરો, કૂવા ઉપર પાણી ભરાવો, પણ મંદિરોને અડશો નહીં. હજી તો આ પાશેરામાં પહેલી પૂણી છે. આ કામ વધારે આગળ ચાલશે એટલે બીજા બધા પ્રશ્નો પણ ઉકલી જશે. મંદિરપ્રવેશના પ્રશ્નની સાથે ખૂબ જ પ્રચારકાર્ય કરવાનું છે. અને મલબારમાં એ કામ બરાબર થઈ રહ્યું છે.

મંડળ — અસ્પૃશ્યોનાં દુઃખો દૂર કરવા અને સ્પૃશ્યો તરફથી તેમને થતી હેરાનગતિના ઇલાજ કરવા વકીલોનું એક મંડળ બનાવી આપો.

બાપુ — આપણે સ્વયંસેવક વકીલોની સેવા લઈશું.

મંડળ — સ્વયંસેવકથી કામ ન સરે.

બાપુ — મારા જેવા સ્વયંસેવક હોય તોપણ?

મંડળ — મિલોમાં વણાટ ખાતામાં એમને દાખલ કરવા જોઈએ. આજે તો વીશીઓમાં તથા પાણીના સાર્વજનિક નળ ઉપર અસ્પૃશ્યતા છે. મજૂર મહાજનની ચાની હોટેલોમાં પણ અસ્પૃશ્યતા છે. તમે ચેમ્બર ઑફ કૉમર્સને સૂચના ન કરો કે હમાલો વગેરે પણ અસ્પૃશ્ય વર્ગમાંથી જ લે?

આપના ચાતુર્વર્ણ્યના વિચારોમાં કાંઈ ફેરફાર થયો છે ખરો?

બાપુ — ના ભાઈ, હું તો ચાતુર્વર્ણ્યમાં માનું જ છું. રોટીબેટી-વ્યવહારમાં કશાં બંધનો ન હોવાં જોઈએ. જુદા જુદા વર્ણમાં લગ્ન ન થઈ શકે એવું કહેવાને શાસ્ત્રોનો કશો આધાર નથી. મારા જીવનમાં આ વસ્તુ મેં અમલમાં મૂકી છે. પણ અત્યારે હું એનો પ્રચાર ઉપાડવા ઇચ્છતો નથી. જ્ઞાતિસુધારનો કાર્યક્રમ હું અત્યારે લઉં તો અસ્પૃશ્યતા-નિવારણનું કામ બગડે. બધા ધંધા વંશપરંપરા હોવા જોઈએ. કરોડો લોકો મુખ્ય પ્રધાનો અને વાઇસરૉયો બનવાના નથી. વળી આશ્રમધર્મ સજીવન ન થાય ત્યાં સુધી આ વર્ણધર્મ પણ સજીવન થવાનો નથી.

મંડળ — તમને અમે અમારા માણસ કેટલે દરજ્જે ગણી શકીએ?

બાપુ — આંબેડકર જન્મ્યા તેય પહેલાંનો હું તો એમનો જ માણસ છું. મારા જૂના લેખોમાં એમને પસંદ પડે છે એવી બધી વસ્તુઓ જોવા મળશે. મારા જેટલી કડક ભાષામાં કોઈએ અસ્પૃશ્યતાનો વિરોધ નથી કર્યો.

મંડળ — પણ એમ તો 'ભાલા'નો અધિપતિ પણ કહે છે.

બાપુ — જે સત્યતાપૂર્વક કરે તે કહી શકે. પણ સોલનના શબ્દોમાં કહીએ તો માણસની ચિતા ટાઢી પડે ત્યાર પછી એને પ્રમાણપત્ર આપવું. કોણ જાણે છે કે હું ખરાબમાં ખરાબ જાતનો સનાતની ન નીવડું?

પ્રજ્ઞાનેશ્વર યતિ અને અગાસે આવ્યા.

એમને બાપુએ કહ્યું — રાજાજી તો કાંચન છે. પૃથ્વીના કોઈ પણ ભાગમાં એમનો શબ્દ મનાય.

અસ્પૃશ્યોની ચામડી આળી થઈ ગઈ છે. તમે એમની આગળ કોઈ પણ શરત મૂકો તો તેથી એમને ફોલ્લો ઊઠે. પણ તમે મંદિરો ઉઘાડી દો અને પછી એમને ગોમાંસ છોડવાનું કહો તો તેઓ તરત સાંભળશે. તમે જ કહો, ગોમાંસભક્ષીને હિંદુ કહી શકાય? પણ કેટલાય હિંદુઓ ગોમાંસભક્ષણ કરે છે.

અગાસે — હું તો ગોમાંસભક્ષીને બ્રાહ્મણ અથવા હિંદુ ન કહું.

બાપુ — ઠીક. પણ તમે ને હું આડકતરી રીતે ગોમાંસભક્ષણ કરીએ છીએ તેનું શું? તમે મારા હાથમાં બંદૂક મૂકો અને મારી પાસે તે ફોડાવો તો કોણ જવાબદાર ગણાય, તમે કે હું? તે જ પ્રમાણે આપણે આ લોકોને કચડી નાખ્યા છે. આપણી મરેલી ગાયો ઉપાડી જવાની, તેનાં ચામડાં ઉતેડવાની અને તેનું મુડદાલ માંસ ખાવાની આપણે જ તેમને ફરજ પાડીએ છીએ. એટલે ખરી રીતે આપણે જ જવાબદાર છીએ. મહાડનો દાખલો સાંભળ્યો છે ને? અંત્યજોએ મુડદાલ ખાવાનું બંધ કર્યું અને મરેલાં ઢોર ખેંચવાની ના પાડી.

અગાસે — પણ મરેલું ન ખાવાનું કહ્યું ત્યારે કહે કે અમે ગાય મારીને ખાશું.

બાપુ — પણ તમે મને પૂરો સાંભળી લો. મહાડવાળા સવર્ણોને તો ડર લાગ્યો કે હવે મરેલાં ઢોર કોણ ખેંચશે? એટલે એમણે પેલાઓને ખાવાની ફરજ પાડી; ન ખાવાને માટે માર્યા.

અગાસે — જો તેઓ હિંદુ હોય તો એમને શુદ્ધ કરવાના અને મંદિરોમાં લેવાના છે ને? પણ અસ્પૃશ્યો ગોમાંસ ખાતા હોઈ હિંદુ જ નથી.

બાપુ — અરે તમારાં મંદિર સાચાં હશે તો એ લોકોને પાવન કરશે. તુલસીદાસ કહે છે કે સુધાતુ કુધાતુને સુધાતુ બનાવે છે. મંદિર વિષે એ ભાવના થશે ત્યારે જ સાચી પ્રાણપ્રતિષ્ઠા થશે. આજે એ મંદિર નકામાં નથી? એ ભાવના ક્યાં છે? દિલ્હીમાં મને એક પૂજારીએ કહેલું કે 'આ મંદિર મુસલમાને તોડ્યું.' મેં પૂછ્યું : 'તું ક્યાં હતો?' પેલો કહે: 'હું ત્યાં રહ્યો હોત તો મરી ગયો હોત.' મેં કહ્યું : 'તેં જ એ મંદિર તોડ્યું, મુસલમાને નહીં. તું ત્યાં જ મરી ગયો હોત તો મંદિર બચત.'

અગાસે — આ ભાવના હિંદુઓમાં પેદા કરવા શું કરવું જોઈએ?

બાપુ — મારા જેવાએ ઉપવાસ કરવા જોઈએ.

ભાઈ અગાસે એક સજ્જન છે, પાનવાળાઓમાં અંત્યજોને કામ કરવા ન જ રખાય એવો વહેમ છતાં રાખે છે. મહાર–માંગની વસાહત બનાવી છે. અને તેઓને સારી રીતે રાખે છે. પણ એમને આ પ્રાયશ્ચિત્તની ભાવના ઉપર બંધાવાનું સમજાવવું લગભગ અશક્ય થઈ પડ્યું. સંન્યાસી સમજ્યા પણ અગાસે નહીં!

તળેગાંવકર અને બીજાની સાથે :

બાપુ — અસ્પૃશ્યો પોતે ગોમાંસ છોડે એ આવશ્યક છે પણ એ શરત આપણાથી ન થાય. પ્રવૃત્તિ ગામડાંમાં લઈ જવી જ જોઈએ. નળ બધા જ ખુલ્લા થવા જોઈએ. અસ્પૃશ્યોની સેવા માટે ખર્ચ કરવાની મ્યુનિસિપલ ફંડ ઉપર પહેલી જવાબદારી હોય. મંદિરની બહાર જરૂર એવું પાટિયું લગાવી શકાય કે ગોમાંસ ખાનારા આમાં દાખલ થઈ શકશે નહીં. નીતિવિરુદ્ધ વેદ હોય તો તે મારે ત્યાજ્ય છે જ. અને એટલા કારણસર શાસ્ત્રીઓને ન આવવું હોય તો ન આવે. સત્યને વિષે મહાભારતમાં કહ્યું છે કે સત્યની સામે ગમે તે વસ્તુ મૂકો તો સત્ય જ વધારે વજનદાર થશે. જો વેદ સત્યની વિરુદ્ધ હોય તો વેદ અવશ્ય ત્યાજ્ય છે, કારણ સત્ય એ પરમેશ્વર છે.

૧૬–૧૨–'૩૨

બી. આર. જોષી અને બીજા પાંચ છ જણની સાથે :

સ૦ — એકલા હિંદુઓ ઉપર શા માટે બધી જવાબદારી હોવી જોઈએ? અસ્પૃશ્યો તો નિષ્ક્રિય છે. એ લોકો કશું ન કરે તોપણ અમારે કરવું એમ તમે કહો છો?

બાપુ — તમે એ લોકોની સેવા કરતા થઈ જશો એટલે એ લોકો કાંઈ ને કાંઈ કરતા થઈ જશે જ, એ તમે નથી જોઈ શકતા? નાના બાળક પાસે કાંઈ કરાવવું હોય તો તમે શી રીતે કામ લો છો? આપણે અન્યાય કર્યો છે એટલે આપણે પ્રાયશ્ચિત્ત કરવું જ જોઈએ.

સ૦ — પણ અસ્પૃશ્યો કાંઈ બાળકો છે?

બાપુ — બાળકો કરતાંય ખરાબ સ્થિતિમાં છે. દિન પ્રતિદિન એમને વધુ ને વધુ નિરાધાર બનાવવામાં આવે છે. બાળક તો મોટું પણ થવાનું, પણ અસ્પૃશ્યોને તો વધવા જ દેવામાં આવતા નથી. સવર્ણ હિંદુઓ પોતાના કર્તવ્યને વિષે જાગ્રત થશે એટલે અસ્પૃશ્યો તરફથી પણ જવાબ મળશે. એ તો વિજ્ઞાનનો સાદો નિયમ છે.

સ૦ — તમે મંદિરપ્રવેશનું કહો છો. પણ કોઈ ભૂખ્યા માણસને ખાવાનું જોઈતું હોય તો એ ઘરમાં પણ દાખલ થાય એ શું વાજબી છે? અસ્પૃશ્યોનું આવું જ છે. તેમણે ખોરાક ઝૂંટવી લેવાનો આગ્રહ શા માટે રાખવો જોઈએ? એમને આપવામાં આવે તે ખોરાક એ સ્વીકારે.

બાપુ — પણ તમે એમને ખોરાક આપો છો ખરા?

સ૦ — એમને તો માત્ર દર્શન જોઈએ છે ને? અમે અમારી રીતે એમને દર્શનની સગવડ કરી આપીએ. પણ મંદિરમાં જનારા બીજાઓની લાગણી એમણે શા માટે દૂભવવી જોઈએ?

બાપુ — કોઈના ઉપર બળજબરી કરવાનો અહીં પ્રશ્ન જ નથી.

સ૦ — પૂનામાં મંદિરપ્રવેશની તરફેણમાં ઠરાવ થયો. પણ મત ગણવામાં દગો કરવામાં આવ્યો હતો. અસ્પૃશ્યોમાં બળવો કરાવવો એ સારું છે? તિલક મહારાજે કહ્યું છે કે, 'લોકોને સાથે લઈને કામ કરવું જોઈએ.' એની સાથે તમે સંમત થાઓ છો? લોકમાન્ય કહેતા કે, 'કોઈ પણ નેતાએ લોકો જ્યાં સુધી જઈ શકતા હોય તેનાથી વધારે આગળ જવું એ યોગ્ય નથી.'

બાપુ — લોકમાન્યે તો એમ પણ કહ્યું છે કે 'તમારે જો દોરાવું હોય તો તમારા નેતાને અનુસરવું જોઈએ.'

સ૦ — પણ એ તો અમારે એમ દોરાવું હોય ત્યારે. અમે તો એમ ઇચ્છીએ છીએ કે તમે અમારી સાથે રહો, અને અમને દોરો.

બાપુ — ત્યારે તમારો આભાર માનું છું અને કહું છું કે તમારી સાથે રહેવાની શરતે મારે તમને દોરવા નથી. તમારે જો દોરાવું હોય તો મારી શરતે જ હું તમને દોરી શકું.

આમ અનેક પ્રશ્નો અને ઉત્તરો થયા. બાપુ અતિશય થાકેલા હતા. કંટાળ્યા. બાપુ કહે, "ત્યારે તો મારે ભોગે તમે કેળવણી લેવા આવ્યા છો."

એટલે પેલો કહે, 'હા, સાહેબ, અમારો એ હક છે ને ?'

જે વસ્તુ છાપાંમાંથી પણ મળી રહે એવી અનેક વસ્તુઓ એ પૂછ્યે જ જતો હતો. ઍડવોકેટની પરીક્ષા માટે તૈયાર થતો હતો. એની સવાલ પૂછવાની અને સમજવાની શક્તિ જોઈને બાપુને કહેવું પડ્યું : "આ રીતે તો તમારા ઘણા અસીલોને તમે ગરદન મારશો."

પણ મહારાષ્ટ્રમાં તર્કકુતર્કની મજા માણવાનો ગુણ સવિશેષે છે. અનેક મહારાષ્ટ્રી ડાકોરનો સવાલ પૂછે છે. કારણ એક છાપાએ એ દલીલ કરી કે 'ગાંધી ડાકોરનું મંદિર છોડીને ગુરુવાયુર ખોલાવવા ઉપવાસ કરવા બેઠા એનું કારણ એ છે કે ગુજરાતીઓનો રાજકાજમાં ટેકો જોઈએ અને તેમનો વિરોધ વહોરી લે તો પેલો ટેકો ખોઈ બેસે !'

બાપુ કેવા કેવા માણસોને કેટલી શાંતિથી જવાબ આપે છે એનો નમૂનો : આજે ત્રિવેન્દ્રમના દીવાન પેશકારના ચૌદ સવાલોનો જવાબ વિગતવાર આપ્યો. એવો જ જવાબ બીજા એક સનાતન ધર્મ એજન્સીવાળાને, જેના કાગળોમાં એના દયાજનક અજ્ઞાન સિવાય બીજું કશું આવતું નહોતું, તેને આપ્યો. એક માણસે બાપુને સૂચના કરી હતી કે 'શંકરાચાર્યે દિગ્વિજય કર્યો તેમ તમે શા માટે નથી કરતા ? ઉપવાસ એ બરાબર ઉપાય નથી.' આવા વિરોધીઓને પણ જવાબ આપવા એ દિગ્વિજયનો એક ભાગ ન ગણાય ?

૧૭–૧૨–'૩૨

આજે અગત્યના અંગ્રેજી કાગળો ઉપરાંત કેટલાક નાના નાના પણ અગત્યના કાગળો લખાવ્યા. વઢવાણમાં અસ્પૃશ્યતાનિવારણ સંબંધી સરઘસનો ફેસ્તો થયો, તેનું વર્ણન કરનારા ફીરચંદના જવાબમાં બાપુએ લખ્યું : "સામાન્ય રીતે કહી શકું છું કે જ્યાં હુલ્લડ થવાનો સંભવ હોય ત્યાં અને સત્તાની પણ મદદ ન મળે ત્યાં મેળાવડા સરઘસ વગેરે માંડી વાળવા. ધીમે ધીમે લોકમત કેળવવો. સેવાકાર્ય તો કર્યાં જ કરવું. આમ કરતાં કરતાં કેટલાકને હરિજનવાસમાં રહેવા પણ જવું પડે."

પ્રેમનાં બાણ બાપુને કેવાં મારતાં આવડે છે ! પ્યારેલાલનો કાગળ ન આવે. તેને લખ્યું : "તમે ન લખવાનો નિશ્ચય કર્યો લાગે છે. કાં ભગવાન

રાખે તેમ રહેવું, કાં પ્યારેલાલ રાખે તેમ. શરીર સારું હોય ને મને કાંઈ લખવાનું જ ન હોય તો મને સંતોષ છે."

પરશરામને લખ્યું :

"...બહેન દૂઝણી ગાય છે. એના દોષોનો પાર નથી, એના ગુણો તેથી પણ વધારે છે. તુલસીદાસનો પાઠ યાદ રાખી ગુણનું ગ્રહણ કરજો ને દોષનો ત્યાગ સેવજો. આપણે બધા દોષથી ભરેલા છીએ એમ જાણી સાથીના દોષ સહીએ."

બાળકોને લખ્યું :

"નારણદાસનું કહેવું છે કે ખાદીકામ, સુથારી કામ, ખેતી, ચર્માલય, દુગ્ધાલય વગેરેમાંથી જે પસાર થાય નહીં તે શીખ્યો જ નથી, એ સાવ બરોબર છે. હજુ લગી તમે આશ્રમની એક વિશેષ વાત સમજ્યા હોય એમ જણાતું નથી. એ આ છે. ખેતી, સુથારી વગેરે પણ કેળવણી છે, અને તેથી પણ બુદ્ધિનો અને સાથે બીજી કેટલીક ઇન્દ્રિયોનો વિકાસ થાય છે. જો આ ધંધા કેળવણીના અંગ તરીકે શીખવવામાં આવે તો તેની કિંમત અક્ષરજ્ઞાન કરતાં વધારે છે, એ હું આશ્રમમાં મોકલેલા કોઈ કાગળમાં બતાવી ચૂક્યો છું. એ વાત યાદ ન હોય અથવા એ લખાણ તમારા હાથમાં તરત ન આવે તો પૂછજો એટલે ફરી લખીશ. કેમ કે તમારે બધાએ એ સમજવા જેવી વાત છે. આ લખવાનો એવો કોઈ અર્થ ન કરતા કે અક્ષરજ્ञાનને હું ઉતારી પાડવા માગું છું. अक्षरज्ञाननी किंमत हुं बरोबर समजनारो छुं. मारा करतां तेनो वधारे सारो ऊपयोग करनारा घणा माणसो अेकाअेक नजरे नहीं चडे. मारो हेतु धंधाओना शिक्षणने अक्षरज्ञाननी हारोहार मूकवानो छे. આટલી વાત જેઓ સમજી લે તેઓ ધંધાઓના શિક્ષણને ભોગે અક્ષરજ્ઞાન શીખવાનો લોભ કદીયે નહીં કરે. આવાનું અક્ષરજ્ઞાન વધારે દીપી નીકળશે એટલું જ નહીં પણ પ્રજાને એથી વધારે લાભ મળશે. આ વાત બરોબર સમજી ગયા હશો તો ઢોર ચરાવવા તમે બધા તત્પર રહેશો."

દરદીઓને રોજ દવાઓની ગોળી મોકલ્યે જ જાય છે. કુસુમને માટે આજની ગોળી: "દરેક દરદીની જીવવાની ચાવી જ્યાં લગી શક્ય છે ત્યાં લગી તેના પોતાના હાથમાં રહે છે. એ જો નિરાશ થઈને બેસી જાય તો કોઈ ડૉક્ટરની દવા કામ નથી આવતી અને એ હિંમત ન હારે તો ગમે તેવી ફાકી પણ અમૂલ્ય દવા ગણાઈ જાય છે. એટલે ત્રણ નિયમ યાદ રાખજો. એક હિંમત હારવી જ નહીં. બીજો જેના હાથમાં નાડ સૂંપી

હોય એ કહે તેમ કરવું. ત્રીજો ગમે તે દુઃખ થતું હોય તોપણ રામનામ રટવું અને પ્રફુલ્લિત રહેવું, રડવું નહીં.''

હરિભાઉ, બાબાસાહેબ પોદ્દાર અને ધુંઘીરાજ શાસ્ત્રી બાપટ આવ્યા.

સ૦ — વેદ એ ઈશ્વરની સ્ફૂર્તિ છે એટલે હવે જે સ્ફૂર્તિ થાય તેની પણ એટલી જ કિંમત હશે, જે નીતિની વિરુદ્ધ હશે તે હું બિલકુલ માનનાર નથી, આ આપનાં વચન બરોબર છે?

બાપુ — હા.

પોદ્દાર — ત્યારે તો વૈદિક ધર્મનો આખો પાયો હચમચી જાય છે. હિંદુ ધર્મનો આધાર વેદ છે, જેમ ખ્રિસ્તી ધર્મનો બાઇબલ, અને ઇસ્લામનો કુરાન. જો સ્ફૂર્તિઓ વખતોવખત બદલાતી હોય તો પ્રાચીન વૈદિક ધર્મ સનાતન ગણાય જ નહીં.

બાપુ — ત્યારે શું ઈશ્વરની શક્તિની આપણે મર્યાદા બાંધી દઈશું? હું કબૂલ કરું છું કે વેદ ઈશ્વરપ્રેરિત છે. પણ ધારો કે ઈશ્વર બીજાં વચનોની પણ પ્રેરણા કરે અને લોકો તે સ્વીકારે તો? એમ કહેવાનો કશો અર્થ જ નથી કે ઈશ્વરમાં બીજા વેદોની પ્રેરણા કરવાની શક્તિ નથી. એ તો નિરીશ્વરવાદી વચન થયું. પણ તેથી હું એમ નથી કહેવા માગતો કે ઈશ્વર બીજા ગ્રંથની પ્રેરણા હમણાં કરવાનો છે.

પોદ્દાર — પણ જો વેદ ઈશ્વરપ્રેરિત હોય તો ભવિષ્યમાં તેથી વિરુદ્ધ પ્રેરણાવાળો ગ્રંથ શી રીતે આવે?

બાપુ — દસ હજાર વર્ષ ઉપર જે કાળું હોય તે આજે ધોળું ન થઈ શકે. મૂળભૂત સિદ્ધાંતો શાશ્વત કાળને માટે એક સરખા જ રહે છે. પણ વેદોમાં તો મૂળભૂત સિદ્ધાંતો સિવાયનું બીજું ઘણુંયે છે. એમ જો ન હોય તો ગીતાના ચોથા અધ્યાયમાં કહ્યું છે કે ઈશ્વર વખતોવખત અવતાર લે છે એનો શો અર્થ?

ઈશ્વર તો વેદોનો અને આ માનવકુળનો પણ સંહાર કરે. અને કોઈ બીજી જ જાતિ અને કોઈ બીજા જ વેદ ઉત્પન્ન કરે. તમે તો કહેશો કે ઈશ્વર પોતાની સાથે અસંગત છે.

સ૦ — પણ કોઈ સંતે હજી સુધી વેદના ઈશ્વરપ્રેરિતત્વ વિષે શંકા ઉઠાવી નથી.

બાપુ — હું પણ નથી ઉઠાવતો. હું તો એટલું જ કહું છું કે વેદમાં ઈશ્વરની કાંઈ છેલ્લી પ્રેરણા નથી. છેવટે તો ઈશ્વર પણ દોષપાત્ર એવા આપણુ માનવીઓ મારફત જ બોલે છે ને? વળી આપણી પાસે જે વેદ

ગ્રંથો છે તે કાંઈ પૂર્ણ રૂપમાં નથી. ઘણા હિંદુઓ માને છે કે એકલા વેદ જ ઈશ્વરપ્રેરિત ગ્રંથો છે. હું કહું છું કે એવા બીજા ઈશ્વરપ્રેરિત ગ્રંથોની પણ શકયતા છે. વેદ અને જ્ઞાનેશ્વરી બહાર પડ્યાં એટલે ઈશ્વરે કાંઈ હાથ ધોઈ નાખ્યા નથી. હિંદુ ધર્મમાં વિશેષતા તો એ છે કે બધા જ ઈશ્વરપ્રેરિત ગ્રંથોમાં એકવાકયતા અને સુમેળ સાધવાનો તેણે પ્રયત્ન કર્યો છે. એકના એક સિદ્ધાંતો ભિન્ન ભિન્ન સંજોગોમાં ભિન્ન ભિન્ન રીતે અમલમાં મુકાય.

પેલાઓ — હવે અમે સમજ્યા.

હરિભાઉ — શ્રીધરશાસ્ત્રી પાઠક કહે છે કે મહાત્માજી વેદમાં ન માનતા હોય તો એમની સાથે ભળવાનો કાંઈ અર્થ નથી.

બાપટ શાસ્ત્રી — અસ્પૃશ્યતા નિત્ય નથી. સંસ્કૃત લોક અને અસંસ્કૃત લોક એટલે સ્પૃશ્ય અને અસ્પૃશ્ય. અસ્પૃશ્યતાનિવારણની શાસ્ત્રમાં સગવડ છે. બન્ને પક્ષે હઠ છોડવી જોઈએ.

સ૦ — અસ્પૃશ્યતાની ભાવનાનો જ નાશ માગો છો?

બાપુ — આજ જેને આપણે અસ્પૃશ્યતા માનીએ છીએ તેની જડ જવી જોઈએ. પણ કામને અંગે તે કામ કરતી વખતે આવશ્યક એવી અસ્પૃશ્યતા ન જ જવી જોઈએ, નહીં જશે. પણ ભંગી એ હંમેશને માટે ભંગી છે એ ભાવનાનો નાશ થવો જોઈએ.

સ૦ — એ નાશ તુરત જ થાય કે?

બાપુ — એ અસંભવિત છે. સર્વથા નાશ તુરત થાય જ નહીં. ભાવના બદલાય.

સ૦ — અસ્પૃશ્યો માગે માટે? કે આપણામાં અનુકંપા આવી છે માટે?

બાપુ — જે સવર્ણ હિંદુઓ છે તેમણે જબરદસ્તી મંદિરોમાંથી હરિજનોનો બહિષ્કાર કર્યો છે. બીજા અત્યાચાર પણ કર્યા છે. તેને માટે પ્રાયશ્ચિત્ત કરવું જોઈએ. આપણે પ્રાયશ્ચિત્ત નહીં કરીએ તો અસ્પૃશ્યો હુમલો કરશે. આપણા દોષનું દર્શન કરીને એ ધોઈ નાખવાનું આપણું કર્તવ્ય છે.

સ૦ — અસ્પૃશ્યતાનો નિષેધ શાસ્ત્રમાં છે, તેમ જ એનો બચાવ પણ છે. જેઓ બચાવ પક્ષનાં વાકય સંઘરે છે તેમની લાગણી માટે તમને કાંઈ માન નથી?

બાપુ — છે. પણ આજે લોકોનાં મન ખળભળી ઊઠ્યાં છે, અને હું જે વિનયવિવેકથી વાત કરું છું તે એ લોકો સમજતા નથી. હું કેટલું

સમજાવી રહ્યો છું, કેટલું લખી રહ્યો છું, કેટલાં સમાધાન સૂચવી રહ્યો છું, તે કોઈ સાંભળતું નથી.

જ્યાં સિદ્ધાંતનો સવાલ હોય છે ત્યાં હું લાભાલાભની ગણતરી કરતો નથી. રોટીબેટી-વ્યવહારને અસ્પૃશ્યતા સાથે લેવાદેવા નથી. હિંદુ સમાજમાં આજે રોટીબેટી-વ્યવહારનાં બંધનો વ્યાપક છે. પણ હું એને આ સુધારાના ભાગ તરીકે ગણતો નથી. જોકે એ સુધારો પણ થવાનો તો છે જ. વર્ણ એ વૈજ્ઞાનિક સિદ્ધાંત છે. જોકે એમાં આજે પાર વિનાનો સડો દાખલ થયો છે. ખરી રીતે એને રોટીબેટી-વ્યવહાર સાથે કશો સંબંધ નથી. વર્ણ તો ચાર જ છે. આપણી આ ન્યાતોને વર્ણ સાથે કશો સંબંધ નથી. તમે વેદોને નીચે ન ઉતારો પણ સ્મૃતિઓને વેદની કક્ષા ઉપર ચડાવો. પછીના ગ્રંથોના અર્થ વેદને અનુસરીને કરવા જોઈએ. સ્મૃતિમાં ભોજનવ્યવહારને લગતા કાંઈ નિયમો હોય તો તે વખતે તે આવશ્યક હશે પણ આજે તેનો કશો ઉપયોગ ન હોય. વર્ણ આપણા ધંધાનું નિયમન કરે છે. વર્ણધર્મથી ધંધા વંશપરંપરા થતા હોઈને માણસની શક્તિનો બચાવ થાય છે. હિંદુ ધર્મે આનુવંશિકતાના નિયમનો પૂરેપૂરો લાભ લઈને કહ્યું છે કે બાપ-દાદાનો ધંધો કરવો. ભોજનને લગતા અને લગ્નને લગતા નિયમો માણસજાત પોતાની તે તે વખતની જરૂરિયાત પ્રમાણે બાંધશે. પોતાની આભરુચિ અને સગવડ પ્રમાણે માણસ ભોજનવ્યવહારનું નિયમન કરે છે. તે જ પ્રમાણે માણસ પોતાની આસપાસમાંથી અથવા તો બહારથી કન્યાની પસંદગી કરે છે. આજે વર્ણવ્યવસ્થા તો છે જ નહીં. પૂરેપૂરો સંકર થઈ ગયો છે. આપણે મિશ્રલગ્ન અને મિશ્રભોજન કરીએ છીએ એટલા માટે નહીં, પણ મૂળ સિદ્ધાંત ભૂલ્યા છીએ એટલા માટે. આપણે બધા જ આજે શૂદ્ર છીએ. સમાજની પુનર્રચનામાં આપણે ઊંચનીચના ભેદ કાઢી નાખીશું. મારી પાસે જો સમય અને શક્તિ હોય તો દેશના એક છેડેથી બીજે છેડે જઈને હું તો જાહેર કરું કે વર્ણવ્યવસ્થા છે જ નહીં, આપણે બધા શૂદ્ર છીએ.

સ૦ — આ મંદિરપ્રવેશ તો એક લાગણીનો પ્રશ્ન છે. અસ્પૃશ્યોને આપણાં મંદિરોનો મોહ નથી. એમનાં પોતાનાં મંદિરો છે. તમારા ઉપવાસની વાતથી આ પ્રશ્નને કૃત્રિમ મહત્ત્વ મળ્યું છે. અસ્પૃશ્યોએ મંદિર-પ્રવેશનો આગ્રહ શા માટે રાખવો જોઈએ? એમાંથી ઝઘડા ઊભા થાય છે અને મરાઠા અને મહારની વચ્ચે લોહી રેડાવાનાં છે. જ્ઞાનેશ્વરના મંદિર માટે આંબેડકરે ધમકી આપી અને પછી ફેરતો થયો.

બાપુ — મંદિરપ્રવેશની ચળવળ અસ્પૃશ્યોના કહેવાથી ઉપાડી નથી. આપણા પ્રાયશ્ચિત્તનો એ એક ભાગ છે. જો આ પ્રવૃત્તિ આપણે યોગ્ય

રીતે ચલાવીશું તો કશા ઝઘડા થવાના નથી. હું અસ્પૃશ્યોને કહું છું કે તમે હમણાં રોકાઈ જાઓ. આ પ્રાયશ્ચિત્તની દૃષ્ટિ ઉપર ભાર મૂકીને હું ઝઘડા ટાળી રહ્યો છું.

મિસ બાર આવ્યાં. એમણે ગામડાંઓમાં જવાની વાતો કરી. બાપુએ પ્રથમ શાંતિનિકેતન વિષે એણે ઉઠાવેલી

૧૮–૧૨–'૩૨ શંકાના જવાબમાં કહ્યું:

"શાંતિનિકેતન હિંદુસ્તાનમાં એક અનન્ય સ્થાન છે. કદાચ આ પૃથ્વી ઉપર તે અનન્ય હોય. અલબત્ત ત્યાં કેટલીક ચીજો મને ન ગમે એવી છે. પણ કોઈને ગામડાનું કામ જોવાની ઇચ્છા હોય તો બીજાં સ્થાનોની સાથે શાંતિનિકેતન જોવાની હું ખાસ સલાહ આપું છું. ત્યાં એ લોકો પ્રામાણિક પ્રયત્ન કરી રહ્યા છે અને ગામડાના કામમાં જેને રસ હોય તેણે શાંતિનિકેતન જોવું જ જોઈએ."

આ પછી આશ્રમમાં જવાની સલાહ આપી અને કહ્યું: "આશ્રમને જોઈને મારી કિંમત આંકજે. મારામાં ખોટો વિનય નથી. હું છું તેથી જુદો જ ચીતરનારા મિત્રો પણ છે. પણ માણસની કિંમત એણે રચેલી સંસ્થા ઉપરથી આંકવી જોઈએ. કવિની કિંમત જેમ શાંતિનિકેતન ઉપરથી અંકાય તેમ મારી કિંમત આશ્રમ ઉપરથી અંકાય. માણસે બતાવી આપવાનું છે કે પોતાના ઇરાદા એ કાંઈ ક્ષણિક પસાર થઈ જતા વિચારો નથી પણ કાયમ અમલમાં મૂકવાના હોય છે. હું અહિંસા વિષે જે લખું છું તે મારે અમલમાં મૂકી બતાવવાનું છે."

પછી છારાઓની વાત કરતાં કહ્યું: "આશ્રમની નબળાઈનો આ એક અજબ દાખલો છે. છારાઓનો ધંધો ચોરી કરવાનો છે. હવે એમની વચ્ચે રહેવાનો અમારે નિશ્ચય કરી લેવો જોઈએ. પોલીસને અમે ફરિયાદ કરીએ નહીં અને તેમને આવતા રોકવા માટે બળ પણ ન વાપરીએ. તેમનો કશો વિરોધ નથી થતો એટલે તેઓ વધારે ને વધારે ધૃષ્ટ થતા જાય છે. આનો ઉપાય જરૂર છે. પણ એ ઉપાયનો અમલ કરવાની અમારામાં શક્તિ નથી. ઉપાય તો એ છે કે અમારે કશી જ માલમિલકત રાખવી નહીં અને જે હોય તે લઈ જવા ઇચ્છે તેને લઈ જવા દેવું. અહિંસાનું પાલન કરવું હોય તો આ પ્રશ્નનો તત્કાળ જવાબ શોધવો જોઈએ."

મિસ બાર — કશી મુશ્કેલી ન હોય તો તો આ પૃથ્વી ઉપર સત્ય-યુગ ઊતરે.

બાપુ — એમ તો ન કહેવાય. પણ ખારાપાટમાં મીઠી વીરડીઓ હોઈ શકે અને આશ્રમ એવું બનવાની ઉમેદ રાખે.

આ પછી નટરાજન અને દેવધર આવ્યા.

નટ૦ — તમે ઇંગ્લંડમાં જે બનતું ટાળવાનો પ્રયત્ન કર્યો તે અહીં બની રહ્યું છે. આપણા સમાજમાં સનાતનીઓ અને સુધારકો એવા મોટા ભાગલા પડ્યા છે. આપણા સમાજને છિન્નભિન્ન થઈ જતો અટકાવવા માટે તમે બહાર આવો એ જરૂરનું છે. મને તો બહુ જ થાય છે કે આ પ્રવૃત્તિ ચલાવવા તમારે બહાર આવવું જ જોઈએ. તમારા શબ્દોમાં કહું તો ઝઘડો અટકાવવા માટે તમારે જામીન થવાનું છે. પણ તમે શી રીતે બહાર આવો એ હું જાણતો નથી.

બાપુ — હું પણ જાણતો નથી. જેમને એકલું આ જ કામ કરવું હોય તેમના ઉપર કશો અંકુશ ન હોવો જોઈએ. જેલમાં પડેલા લોકો પણ એમ કહીને બહાર જઈ શકે કે અમારી પ્રવૃત્તિઓ અમે એકલા અસ્પૃશ્યતા-નિવારણના કામ પૂરતી જ મર્યાદિત રાખીશું. પણ તેમણે આવું કરવું જોઈએ કે નહીં તે હું કહી શકું નહીં. હું એમ પણ ન કહી શકું કે તેઓ આવું કરે એ મને ગમે. પણ કોઈ સવિનયભંગની લડત છોડી દે તો તે મારો સાથી મટી જશે અથવા મને ઓછો પ્રિય થઈ પડશે એવું નથી. ધારો કે હું બિનશરતે બહાર જાઉં તો સંભવિત છે કે સવિનય-ભંગ છોડી દેવાની હું લોકોને સલાહ આપું. પણ આજે અહીંથી એવી કોઈ શરતથી હું બંધાઉં નહીં.

નટ૦ — સવિનયભંગ કામચલાઉ મુલતવી રાખવાની શક્યતા નથી?

બાપુ — હું બિનશરતે બહાર જાઉં ત્યાર પછી એ વિચારી શકાય.

નટ૦ — તમે કોઈ પણ જાતની બાંયધરી આપો એમ તો તમને હું ન કહી શકું. પણ તમે જ્યારે કહ્યું છે કે આ કામને મેં મારું જીવન સમર્પણ કર્યું છે ત્યારે એનો અર્થ એ થાય છે કે બીજાં બધાં કામ છોડીને તમે હવે આ જ કામ કરવાના છો. સમાજના ભાગલા પડી જાય એવું તો તમે ઇચ્છતા નથી. સવર્ણો હરિજનોને અપનાવે એવું તમે ઇચ્છો છો. સવર્ણ હિંદુ તેમ જ વિરોધી વર્ગ બન્નેને તમારામાં વિશ્વાસ છે.

બાપુ — ભાગલા પડતા તો જરૂર અટકાવી શકાય.

દેવધર — અમુક વસ્તુઓની ચોખવટ કરવામાં આવે તો કડવાશ ટાળી શકાય.

બાપુ — ભાગલા પડી જશે એવી બીક મને નથી. ગુરુવાયુરની બાબતમાં કાંઈક કડવાશ હોય, પણ એ પ્રશ્નને બીજા બધાથી મેં નોખો રાખ્યો છે.

દેવધર — આપણે ધીમે ધીમે કામ કરીએ તો સનાતનીઓ પણ આપણી સાથે આવે.

બાપુ — જરૂર આવે. તેથી તો બીજાં મંદિરોની બાબતમાં હું કેટલી બધી મર્યાદાઓ મૂકું છું. પણ વાઇસરૉયની સંમતિ મેળવવામાં આપણા તરફની ઢીલાશ હશે તો મારે ઉપવાસ કરવા પડશે.

નટ૦ — પણ સંમતિ મળતાં તો બે મહિના લાગે. કારણ વાઇસરૉયની પાસે બે મહિના બિલ રહે.

દેવધર — સરકારને એક કાગળ શા માટે ન લખો કે જેઓ એમ કહે કે અમે કેવળ અસ્પૃશ્યતાનિવારણનું જ કામ કરીશું, તેમને છોડી મૂકવા જોઈએ? તમારે એ પણ જાહેર કરવું જોઈએ કે તમારા અનુયાયીઓમાંથી જેઓ કેવળ અસ્પૃશ્યતાનિવારણનું કામ કરશે તેઓ તમને ઓછા પ્રિય નહીં હોય.

બાપુ — હું એમ તો ન કહી શકું કે જેલ જવાને બદલે તેમણે આ કામ પસંદ કરવું જોઈએ. જો એમ હોય તો તો મારે પોતે જ એવી બાંયધરી આપીને બહાર નીકળવું જોઈએ. ત્યાર પછી જ બીજાઓને હું તેમ કરવાનું કહી શકું.

દેવધર — તમને સાચે જ એમ લાગતું હોય કે આ કામ તમારી આખી જિંદગીનો બધો જ વખત માગી લે છે તો કોઈ પણ જાતના માનસિક સંકોચ વિના તમે બહાર નીકળી શકો.

બાપુ — ના, મને જો એમ લાગતું હોત તો તો મેં સરકારને ક્યારનુંયે એવું લખી દીધું હોત. આજે મારી પાકી ખાતરી છે કે એમ કરીને હું બહાર જાઉં તો કામ કરવાની તમામ શક્તિ ગુમાવી બેસું.

દેવધર — શું એ કારણથી કે લોકો તમને રાજદ્વારી નેતા ગણે છે?

બાપુ — ના, લોકો મને જેવો છું તેવો સમગ્ર જુએ છે. લોકો જાણે છે કે મારું રાજકારણ એ તો સમગ્ર જનસેવાના મારા કામનો એક ભાગ છે. લોકો સહજવૃત્તિથી જ સમજી ગયેલા છે કે મારું આખું જીવન સમગ્ર જનસેવા માટે છે.

આ તો માનસિક પ્રામાણિકતાનો સવાલ છે. જે ક્ષણે હું બહાર જાઉં તે જ ક્ષણે મને વિચાર આવે કે આ મહાન આફતમાં મારે શું કરવું?

હું કદાચ એકલા સવિનયભંગનો જ વિચાર કરું બીજા કશાયનો નહીં. પણ અહીં પડયો પડયો આ કામ કરી રહ્યો છું તેથી મને પૂરો સંતોષ છે.

દેવધર — એવો કોઈ નુસખો શોધી કાઢોને, જેથી આ લોકોને તમે છોડાવી શકો.

બાપુ — અત્યારે જે નુસખો મેં રજૂ કરેલો છે તેની સરકાર ઉપર અસર પડવી જોઈએ. સરકારને સહેજે એ સમજાવું જોઈએ કે આ ચળવળમાં આખો દેશ રોકાયો છે.

દેવધર — તમે એમ ન કહી શકો કે આ કામ સરખું જ અગત્યનું છે? અને કાર્યકર્તાઓએ એમાં પડવું જોઈએ?

બાપુ — જમનાલાલજીનો દાખલો લો. એ એવી કશી શરત કરીને બહાર ન જાય. હું એમને એમ કરવાનું કહું તો તે કબૂલ કરે ખરા, પણ તેમને એવી રીતે બહાર જવાનું મારાથી કહેવાય નહીં. આ ચળવળ માટે જૂના કાર્યકર્તાઓ જેઓ જેલમાં હોય તેની જરૂર નથી. નવો કાર્યકર્તા વર્ગ નીકળી આવ્યો છે અને એ મને ગમે છે. જમનાલાલજી જેવા માણસને પોતાને લાગે તો મારા આશીર્વાદ સાથે તેઓ બહાર જાય. પણ એમ કરવાનું હું એમને કહું નહીં. મને દર પખવાડિયે કેટલાક કેદીઓ મળે છે, તેમને મેં કહ્યું છે કે તમને જો એમ અંતરથી લાગતું હોય કે અસ્પૃશ્યતા-નિવારણનું કામ કરવાની બાંયધરી આપીને બહાર જઈએ, તો તમે કશું ખોટું કર્યું છે એમ હું નહીં કહું.

કોટવાલને કાગળ:

"જો ધર્મનાં સંકટો ઊભાં જ ન થતાં હોત તો ધર્મપાલન એ અસિધારા જેવું ન ગણાત. સામાન્ય રીતે ત્યાજ્ય ગણાતી વસ્તુ જરાક ફેરફારને લીધે કર્તવ્ય થઈ જાય છે. એ રસાયણના મિશ્રણ જેવી વસ્તુ છે. અપ્પાની માગણી અધિકારને સારુ નહોતી. સ્વાર્થને અંગે નહોતી. અપ્પાની માગણી પોતાનો ધર્મ પાળવાની હતી. જે પરિસ્થિતિ ઊભી થઈ તે પરિસ્થિતિમાં આવા ઉપવાસ થઈ શકે છે, એવો અભિપ્રાય હું આપણે બધા છૂટા હતા ત્યારે આપી શકયો હોત. એટલે અપ્પાને સાથ દેવાનો મારો ધર્મ થઈ પડયો. અને મને એને વિષે મુદ્દલ શંકા નથી. મેં જે કહ્યું છે એ બુદ્ધિથી સમજી શકાય એવું છે. તેથી અહીં મારા વચન ઉપર શ્રદ્ધા રાખવાની આવશ્યકતા નથી. બુદ્ધિ કબૂલ ન કરે ત્યાં લગી તમે જેટલે લગી ઉપવાસધર્મને સમજી શકયા છો તેટલે લગી જ રહેજો. વિચારના વમળમાં ન પડતા. મેં જે સમજાવ્યું છે તે સ્પષ્ટ ન થયું હોય તો ફરી પૂછજો. નહીં

બાપુ — ભાગલા પડી જશે એવી બીક મને નથી. ગુરુવાયુરની બાબતમાં કાંઈક કડવાશ હોય, પણ એ પ્રશ્નને બીજા બધાંથી મેં નોખો રાખ્યો છે.

દેવધર — આપણે ધીમે ધીમે કામ કરીએ તો સનાતનીઓ પણ આપણી સાથે આવે.

બાપુ — જરૂર આવે. તેથી તો બીજાં મંદિરોની બાબતમાં હું કેટલી બધી મર્યાદાઓ મૂકું છું. પણ વાઇસરૉયની સંમતિ મેળવવામાં આપણા તરફની ઢીલાશ હશે તો મારે ઉપવાસ કરવા પડશે.

ન૦ — પણ સંમતિ મળતાં તો બે મહિના લાગે. કારણ વાઇસરૉયની પાસે બે મહિના બિલ રહે.

દેવધર — સરકારને એક કાગળ શા માટે ન લખો કે જેઓ એમ કહે કે અમે કેવળ અસ્પૃશ્યતાનિવારણનું જ કામ કરીશું, તેમને છોડી મૂકવા જોઈએ? તમારે એ પણ જાહેર કરવું જોઈએ કે તમારા અનુયાયીઓમાંથી જેઓ કેવળ અસ્પૃશ્યતાનિવારણનું કામ કરશે તેઓ તમને ઓછા પ્રિય નહીં હોય.

બાપુ — હું એમ તો ન કહી શકું કે જેલ જવાને બદલે તેમણે આ કામ પસંદ કરવું જોઈએ. જો એમ હોય તો તો મારે પોતે જ એવી બાંયધરી આપીને બહાર નીકળવું જોઈએ. ત્યાર પછી જ બીજાઓને હું તેમ કરવાનું કહી શકું.

દેવધર — તમને સાચે જ એમ લાગતું હોય કે આ કામ તમારી આખી જિંદગીનો બધો જ વખત માગી લે છે તો કોઈ પણ જાતના માનસિક સંકોચ વિના તમે બહાર નીકળી શકો.

બાપુ — ના, મને જો એમ લાગતું હોત તો તો મેં સરકારને ક્યારનુંયે એવું લખી દીધું હોત. આજે મારી પાકી ખાતરી છે કે એમ કરીને હું બહાર જાઉં તો કામ કરવાની તમામ શક્તિ ગુમાવી બેસું.

દેવધર — શું એ કારણથી કે લોકો તમને રાજદ્વારી નેતા ગણે છે?

બાપુ — ના, લોકો મને જેવો છું તેવો સમગ્ર જુએ છે. લોકો જાણે છે કે મારું રાજકારણ એ તો સમગ્ર જનસેવાના મારા કામનો એક ભાગ છે. લોકો સહજવૃત્તિથી જ સમજી ગયેલા છે કે મારું આખું જીવન સમગ્ર જનસેવા માટે છે.

આ તો માનસિક પ્રામાણિકતાનો સવાલ છે. જે ક્ષણે હું બહાર જાઉં તે જ ક્ષણે મને વિચાર આવે કે આ મહાન આફતમાં મારે શું કરવું?

પુસ્તકો મેં નહોતાં માગ્યાં, મહાદેવે માગ્યાં હતાં. (અંદર શબ્દ 'માગણી ઉપરથી' હતા.)

"તમે મંદિરપ્રવેશના કામમાં મદદ કરવાનું કહ્યું ત્યારે મેં તેમાં દખલ ન દેવાનું તમને સૂચવ્યું. મારી સૂચના પણ તમે કબૂલ કરી, છતાં રિપોર્ટ એવો છે કે જેથી ચાલુ આંદોલનમાં તમારી દખલગીરી મેં ઇચ્છી હોય, એવો અર્થ નીકળે છે. આવા અર્થથી કાર્યને હાનિ પહોંચે છે. એટલે સત્યની ખાતર અને કાર્યને ખાતર તમારે તુરત સુધારો કરવાની જરૂર જોઉં છું. સુધારો તુરત કરો એમ ઇચ્છું છું. ખોટા રિપોર્ટથી કોઈ પણ કાર્યને મદદ ન થાય. ધર્મને તો નુકસાન જ થાય, એટલે સુધારો કરવામાં દરેક રીતે લાભ જ સમજજો."

આ લડાઈમાં કેવા કેવા ભોગો અપાયા છે તે નાશિક કેસની જે વિગતો દિન પ્રતિદિન બહાર આવે છે તે બતાવે છે. એક અમૃતલાલે સેંકડોને હંમેશનું સુખ કરી આપ્યું એમ સૌ કહે છે. કારણ નાશિકમાં કે બીજે હવે જેલરો ચૂં કે ચાં કરતા બંધ થઈ ગયા છે. કાલે બહેન ઇંદુમતી જરીવાલા પોતાના પતિ ઈશ્વરલાલ જરીવાલા વીસાપુરમાં મરણ પામ્યા તેની ઉત્તરક્રિયા અર્થે ૧૫ દિવસ પેરોલ ઉપર છૂટયાનું વાંચ્યું. પતિપત્નીને જેલ, ઘરમાં સગાંવહાલાંનો ઉકળાટ હશે તે જુદો, તેમાં વૈધવ્ય, અને વૈધવ્યનું દુઃખ લઈને પાછું જેલમાં જવું! બાપુએ એ બહેનને સુરબાળા મારફતે કાગળ લખ્યો.

ગોપીકૃષ્ણ નામના એક ભાઈને કાગળ લખ્યો :

"યદિ હમ હૈં તો ઈશ્વર હૈ, ક્યોંકિ જીવમાત્રકા સમૂહ ઈશ્વર હૈ જૈસે કિરણોંકા સમૂહ સૂર્ય હૈ. ઇસ ઈશ્વર પર શ્રદ્ધા હોનેકે લિયે આત્મશ્રદ્ધા હોની ચાહિયે ઔર વહ શ્રદ્ધા અનાસક્તિપૂર્વક સેવા કરનેસે આતી હૈ. શ્રદ્ધા રખનેકા દૂસરા તરીકા યહ હૈ કિ સારા જગત શ્રદ્ધા રખતા હૈ તો હમ ભી રખેં.

"સ્વાધીન ભારતકે લક્ષ્યકા ખ્યાલ તક મૈં તો નહીં કરતા હૂં. સ્વાધીનતાકે સાથ હી લક્ષ્યકા પતા ચલ જાયગા. ઔર તો મેરે લેખોંસે દેખ લેના."

મોતીબાબુ બે સાથીઓ સાથે અને હરિભાઉ શાસ્ત્રીઓ સાથે આવ્યા.

શ્રીધરશાસ્ત્રી પાઠકે પહેલી ખાતરી કરી લીધી કે બાપુ ધર્મશાસ્ત્રમાં માને છે, પછી પોતાનું વક્તવ્ય પ્રસિદ્ધ કર્યું : "જાતિથી કોઈ અસ્પૃશ્ય નથી, ગુણકર્મથી જ માણસ અસ્પૃશ્ય બને છે એમ મેં શાસ્ત્રોમાં જોયું છે. ચંડાલ જાતિ આજે નથી જ."

પૂછો તો પણ ચાલશે. મારે સારુ જે પરિસ્થિતિ ઉત્પન્ન થઈ તે અસાધારણ હતી. અસાધારણ વસ્તુઓ વિષે બહુ વિચારો કરવાનો પણ નિષેધ છે.

"કેલપ્પનને ઉપવાસ છોડવાનું કહેનારો હું; એટલે હવે જો કેલપ્પનને ઉપવાસ કરવાનો સમય આવે તો તેને મારે સાથ દેવો જ જોઈએ, એ સ્પષ્ટ ધર્મ લાગે છે. એમાં તો ઘણા પેટા પ્રશ્નો પડ્યા છે. એ બધું સમજાવવાનો સમય નથી. જે જે હું લખી ગયો છું તે બધું ધ્યાનપૂર્વક વાંચી જશો તો કાંઈ પૂછવાનું નહીં રહે."

દેવધર, નટરાજન અને બાપુના સંવાદનો સાર વલ્લભભાઈને સંભળાવતાં વલ્લભભાઈ કહે: "બહાર જવાનો નુસખો કેમ નહીં સંભળાવ્યો? હું હોત તો સંભળાવી દેત."

મેં કહ્યું: "શું?"

વલ્લભભાઈ કહે: "શાસ્ત્રીને કહેવું કે તમે બાપુની જગ્યા લો, દેવધરને કહેવું કે તમે મારી જગ્યાએ આવી જાઓ અને નટરાજન જમનાલાલજીની જગ્યા લઈ લે. પછી અમે ત્રણે અસ્પૃશ્યતાનું કામ કરશું. એ લોકોને કેમ કાંઈ વિચાર ન થતો હોય? તમારે છૂટા થવું જોઈએ એમ કહેતા આવે છે, પણ કોઈ સરકાર પાસે જાય છે અને તેને સંભળાવે છે? મિસિસ ક્રઝિન્સનો આખો કેસ 'સોશિયલ રિફોર્મર'માં છાપ્યો છે; પણ એ કેસથી પણ કાંઈ બોધ લેવાય છે? એ બાઈને ફતવારાજ અસહ્ય થઈ પડ્યું; પણ આપણને અસહ્ય થઈ પડે છે?"

૧૯-૧૨-'૩૨ આર્યસમાજીઓ મળી ગયા હતા. તેમણે મુલાકાતનો રિપોર્ટ છાપામાં આપ્યો. તેમાં બે ત્રણ મુખ્ય વાતો ઊલટી જ લખી. સત્યાર્થપ્રકાશના અનુયાયીઓ 'સત્ય'નું આવું પાલન કરે એથી બાપુને બહુ દુ:ખ થયું. પેલે જ દિવસે શાસ્ત્રીએ અને બીજા સનાતનીએ એવું જ સત્યાનાશ વાળેલું, ત્યારે બાપુ ઊકળેલા. આર્યમિત્રોની મુલાકાતનો રિપોર્ટ જોઈને બાપુ કહે: "આ પેલા સનાતની મિત્રો કરતાં શું ઊતર્યા?" પછી એમને એક અતિશય નરમ કાગળ લખ્યો:

"તમ ભાઈઓના મેળાપનો જે રિપોર્ટ પ્રગટ થયો છે તે જોઈ મને દુ:ખ થયું છે. સત્યાર્થપ્રકાશ હું મારી સાથે ફેરવતો નથી. આશ્રમમાં એકથી વધારે નકલો છે એમ મેં કહ્યું હતું. (મુલાકાતના રિપોર્ટમાં એમ વાક્ય હતું કે સત્યાર્થપ્રકાશની એક નકલ એ હંમેશાં પોતાની પાસે રાખે છે.)

પુસ્તકો મેં નહોતાં માગ્યાં, મહાદેવે માગ્યાં હતાં. (અંદર શબ્દ 'માગણી ઉપરથી' હતા.)

"તમે મંદિરપ્રવેશના કામમાં મદદ કરવાનું કહ્યું ત્યારે મેં તેમાં દખલ ન દેવાનું તમને સૂચવ્યું. મારી સૂચના પણ તમે કબૂલ કરી, છતાં રિપોર્ટ એવો છે કે જેથી ચાલુ આંદોલનમાં તમારી દખલગીરી મેં ઇચ્છી હોય, એવો અર્થ નીકળે છે. આવા અર્થથી કાર્યને હાનિ પહોંચે છે. એટલે સત્યની ખાતર અને કાર્યને ખાતર તમારે તુરત સુધારો કરવાની જરૂર જોઉં છું. સુધારો તુરત કરો એમ ઇચ્છું છું. ખોટા રિપોર્ટથી કોઈ પણ કાર્યને મદદ ન થાય. ધર્મને તો નુકસાન જ થાય, એટલે સુધારો કરવામાં દરેક રીતે લાભ જ સમજજો."

આ લડાઈમાં કેવા કેવા ભોગો અપાયા છે તે નાશિક કેસની જે વિગતો દિન પ્રતિદિન બહાર આવે છે તે બતાવે છે. એક અમૃતલાલે સેંકડોને હંમેશનું સુખ કરી આપ્યું એમ સૌ કહે છે. કારણ નાશિકમાં કે બીજે હવે જેલરો ચૂં કે ચાં કરતા બંધ થઈ ગયા છે. કાલે બહેન ઇંદુમતી જરીવાલા પોતાના પતિ ઇશ્વરલાલ જરીવાલા વીસાપુરમાં મરણ પામ્યા તેની ઉત્તરક્રિયા અર્થે ૧૫ દિવસ પેરોલ ઉપર છૂટયાનું વાંચ્યું. પતિપત્નીને જેલ, ઘરમાં સગાંવહાલાંનો ઉકળાટ હશે તે જુદો, તેમાં વૈધવ્ય, અને વૈધવ્યનું દુઃખ લઈને પાછું જેલમાં જવું! બાપુએ એ બહેનને સુરબાળા મારફતે કાગળ લખ્યો.

ગોપીકૃષ્ણ નામના એક ભાઈને કાગળ લખ્યો:

"યદિ હમ હૈં તો ઈશ્વર હૈ, ક્યોંકિ જીવમાત્રકા સમૂહ ઈશ્વર હૈ જૈસે કિરણોંકા સમૂહ સૂર્ય હૈ. ઇસ ઈશ્વર પર શ્રદ્ધા હોનેકે લિયે આત્મશ્રદ્ધા હોની ચાહિયે ઔર વહ શ્રદ્ધા અનાસક્તિપૂર્વક સેવા કરનેસે આતી હૈ. શ્રદ્ધા રખનેકા દૂસરા તરીકા યહ હૈ કિ સારા જગત શ્રદ્ધા રખતા હૈ તો હમ ભી રખેં.

"સ્વાધીન ભારતકે લક્ષ્યકા ખ્યાલ તક મૈં તો નહીં કરતા હૂઁ. સ્વાધીનતાકે સાથ હી લક્ષ્યકા પતા ચલ જાયગા. આર તો મેરે લેખોંસે દેખ લેના."

મોતીબાબુ બે સાથીઓ સાથે અને હરિભાઉ શાસ્ત્રીઓ સાથે આવ્યા.

શ્રીધરશાસ્ત્રી પાઠકે પહેલી ખાતરી કરી લીધી કે બાપુ ધર્મશાસ્ત્રમાં માને છે, પછી પોતાનું વક્તવ્ય પ્રસિદ્ધ કર્યું: "જાતિથી કોઈ અસ્પૃશ્ય નથી, ગુણકર્મથી જ માણસ અસ્પૃશ્ય બને છે એમ મેં શાસ્ત્રોમાં જોયું છે. ચંડાલ જાતિ આજે નથી જ."

બાપુ — જો કર્મ અને ગુણથી અસ્પૃશ્યતા આવે છે તો ભંગીકામ ભંગી કરે છે ત્યાં સુધી જ એ અસ્પૃશ્ય છે, અને કામ છોડી નહાઈ-ધોઈ શુદ્ધ થાય એટલે સ્પૃશ્ય થાય છે એમ તમે માનો છો?

પાઠક — બરોબર છે.

બાપુ — ત્યારે એ લોકોને બીજા હિંદુઓ જેટલો જ દેવદર્શનનો અધિકાર છે ના?

પાઠક — અધિકાર છે. પણ જો એ અધિકારનો અમલ કરતાં ભયંકર ઘર્ષણ થઈ જાય તો વ્યવહારમાં કાંઈક બાંધછોડ કરવી જોઈએ.

બાપુ — એટલે જ મેં કહ્યું છે કે જનતાનો મોટો ભાગ એ માને તો જ દેવદર્શન અસ્પૃશ્યો માટે ખૂલવાં જોઈએ.

પાઠક — એ હું પણ કહું છું. લોકકલ્યાણ જોઈને રૂઢિમાં ફેરબદલ કરી શકાય છે. જ્ઞાનેશ્વર મહારાજે ૧૩મા અધ્યાયમાં યજ્ઞહિંસાનો નિષેધ કર્યો છે, એ એ જ દૃષ્ટિએ. હું તમને આટલું તો બધા શાસ્ત્રીઓ પાસેથી કબૂલ કરાવી દઉં.

બાપુ — પંઢરપુરવાળા શાસ્ત્રીઓ તો ઊલટા જ ગયા છે! એ તો કહે છે કે અસ્પૃશ્યતા વંશસિદ્ધ છે, અને જનતા કબૂલ કરે તોપણ શાસ્ત્રવિરુદ્ધ છે એટલે મંદિર ન ખૂલે. પછી મેં એમની તડજોડની વાતનું પૃથક્કરણ કર્યું અને તેમને કહ્યું કે તમારી અમારી ન બને. અસ્પૃશ્યોને માટે અલગ મંદિર બનાવવાને માટે મારે તમારા પૈસા નથી જોઈતા.

પાઠક — બજાજનું મંદિર ખૂલ્યું ત્યારે ઘણા શાસ્ત્રીઓએ અભિનંદન મોકલ્યાં. ભલે ને ધારૂરકર શાસ્ત્રી ન માને. . . .

મોતીબાબુ — તપઃશક્તિ અને રક્ષણશીલ સમાજનો વિરોધ ચાલે છે, એ બેનો સમન્વય ન થાય તો દેશનું ભલું નથી થવાનું. મુંબઈમાં અમે મહાત્માજી વિષે જે કટુવચન સાંભળ્યાં તે સાંભળીને અમારા કાનના કીડા ખરી ગયા. અમને તો લાગે છે કે મહાત્માજીમાં ભગવાનનો ખરો આવિર્ભાવ થાય છે. પેલા કહે છે કે મહાત્માજી છદ્મવેશે અસુર શક્તિ આવેલી છે. એ દુષ્પ્રભાવમાંથી પંચાનન તર્કરત્નને ઉઠાવી લઈ આવ્યો છું. એ માણસ કબૂલ કરે છે કે મારામાં તપઃશક્તિ જરાય નથી, પણ મહાત્માજીનાં વચનથી મોટો આઘાત પહોંચ્યો છે. અમારું કહેવું એ છે કે સનાતનીઓ અને સુધારકો પોતપોતાનો પક્ષ માંડે. પછી પરામર્શ મહાત્માજી કરે.

પાઠક — જે લોકોએ રૂઢિથી અસ્પૃશ્યતા બનાવી છે તે લોકોને રૂઢિ બદલવાનો અધિકાર છે. શ્રુતિ, સ્મૃતિ, મહાભારત, ભગવદ્‌ગીતા — ‘यदिहास्ति तदन्यत्र यन्नेहास्ति तन्न क्वचित्,’ એટલું જે કબૂલ કરે તેણે એ રૂઢિનો ત્યાગ કરવો જ જોઈએ.

લક્ષ્મણ શાસ્ત્રી (વાઈ) — પાપયોનિ — તરુગુલ્મલતાદિ-વૈશ્ય-સ્ત્રી-શૂદ્ર — એટલે દુઃખી યોનિ છે, અસ્પૃશ્ય યોનિ નથી. એ મૂળ કર્મવિપાક પ્રકરણમાંથી જ છે.

આ તો વેદ-ઉપનિષદમાં છે. સ્મૃતિઓનું તો કાંઈ ઠેકાણું નથી. એ તો લોભથી પણ લખાઈ છે, અનેક હેતુથી લખાયેલી છે.

બાપુ — તો એને ઈશ્વરપ્રણીત કેમ મનાય?

ચિત્રાળ શાસ્ત્રી — ધારૂરકર આદિ શાસ્ત્રીઓ સ્મૃતિને જ વળગીને વાત કરે છે. અને જે રીતે એ લોકો વિચાર કરે તે રીતથી જવાબ આપવો જોઈએ.

બંગાળીભાઈઓ સાથે :

બાપુ — આજે જે બે ભાગ પડી ગયા છે તે સત્ય ઉપર રચાયેલા નથી. એના મૂળમાં ઝેર છે. આજે એક જલદ ઝેર હિંદુ સમાજને કોરી રહ્યું છે. સમાજના આ જાતના ભાગલા પડતા રોકવા માટે આપણે આપણી બધી શક્તિ ખરચવી જોઈશે. મુંબઈ ઉપર તો સનાતનીઓનો કાબૂ નહીં જેવો છે. તેઓ સંગઠિત થવાનો પ્રયત્ન કરી રહ્યા છે. આપણા લોકો જો ઉદ્ધત બનશે, અસભ્ય થશે અને સજ્જનતા છોડશે તો આ ભાગલા વધારે ઉગ્ર થશે. પરંતુ મારા ઉપવાસની વાત માથા ઉપર લટકી રહી છે એટલે આવું કશું આપણા લોકો કરવાની હિંમત જ ન કરે. મેં કેલપ્પનને જ્યારે વચન આપ્યું ત્યારે મારું આખું દિલ તેની સામે બંડ કરી રહ્યું હતું. પછી રાજાજી આવ્યા. તેમણે કહ્યું કે ઝામોરિનનો તાર છે કે તમારે કેલપ્પનને બચાવવો જોઈએ. મેં મનમાં વિચાર કર્યો કે કેલપ્પનને બચાવવાનો એક જ ઉપાય છે કે મારે મારી જિંદગી હોડમાં મૂકવી. એ રીતે આ વાત બની છે. સત્ય વ્યક્ત કરવાની ઉત્તમ રીત મારે મતે તો ઉપવાસ છે. ભાગલા પડી જતા રોકી શકાય એમ છે. પણ કોઈ અંગ એટલું બધું સડી ગયું હોય કે તે કાપ્યા વિના છૂટકો જ ન હોય, તો પછી ભાગલા પડતા રોકાય નહીં.

બૌદ્ધ ધર્મ હિંદુ ધર્મ ઉપર આક્રમણ કરનાર તરીકે આવ્યો એમ હું માનતો નથી. હું તો માનું છું કે બૌદ્ધ ધર્મ ન આવ્યો હોત તો હિંદુ

ધર્મ ઘણો વહેલો નાશ પામ્યો હોત. આજે હિંદુ ધર્મ મૃતપ્રાય છે. આપણા જીવનને એ સ્પર્શતો નથી. ઈશ્વર, આત્મા અને પુનર્જન્મ, એ ત્રણ ઉપર શ્રદ્ધા તે હિંદુ ધર્મનાં મુખ્ય લક્ષણ છે. અસ્પૃશ્યતાનો નાશ કરવાથી આ શ્રદ્ધામાં શો બાધ આવવાનો છે?

બંગાળી — અસ્પૃશ્યોનો ઉદ્ધાર કરવા માટે તેમનામાં આધ્યાત્મિક સંસ્કાર રેડવા જોઈએ.

બાપુ — કોઈએ એવો પ્રયત્ન કર્યો છે?

બંગાળી — અવ્યવસ્થિત રૂપમાં એવી કંઈક પ્રવૃત્તિ થઈ છે.

બાપુ — સનાતનીઓએ તો નથી જ કરી. સુધારક સંપ્રદાયોએ કરી ગણાય. ઈંટ ઉપર ઈંટ ગોઠવીને ચણતર કરતા ઘણા સુધારકો તમને જડશે.

બંગાળી — રામાનુજે તો ઈંટ ઉપર ઈંટ ગોઠવી નથી. એમણે તો ભાંગફોડ કરી. બંગાળમાં આટલા બધા હિંદુઓ મુસલમાન કેમ થયા?

બાપુ — કારણ હિંદુ ધર્મના હ્રાસની ક્રિયા શરૂ થઈ ચૂકી હતી. ચૈતન્ય પેદા ન થયા હોત તો આખો બંગાળ મુસલમાન થઈ ગયો હોત. ધર્મગુરુઓની શિરજોરી અને વહેમોની સામે બૌદ્ધ ધર્મે માથું ન ઊંચક્યું હોત તો હિંદુ ધર્મનો નાશ થઈ ગયો હોત. શંકરાચાર્યને પ્રચ્છન્ન બુદ્ધ કહે છે ને? કારણ બૌદ્ધ ધર્મના સિદ્ધાંતો હિંદુ ધર્મમાં તેમણે પચાવ્યા. બુદ્ધે પોતાનું કામ કર્યું પણ તેના અનુયાયીઓમાં તેમના જેવી વિદ્વત્તા અને તપસ્યા નહીં હોવાથી બૌદ્ધ ધર્મની અવનતિ થઈ અને એ પણ આચાર્યોની ગુરુશાહીનો ધર્મ બની ગયો.

બંગાળી — પણ સુધારક પ્રવૃત્તિએ તો આપણા રાષ્ટ્રને બહુ નુકસાન કર્યું છે.

બાપુ — આપણે જો સાચા થવું હોય તો જૂઠની સામે બંડ ઉઠાવવાનો સુધારો કરવો જ જોઈએ. આગળ જતાં તેમાં અનિષ્ટો પેદા થાય એ જુદી વાત છે. પરંતુ સુધારો અનિવાર્ય હોય છે અને તેથી સારું જ થાય છે. હું તમારી સાથે બિલકુલ સંમત થઈ શકતો નથી. અસત્યની સાથે માંડવાળ કરવાનું મને સમજાવવું એ તો તમારે માટે પથ્થરની દીવાલ સામે માથું અફાળવા જેવું થશે.

બંગાળી — આપણે બુદ્ધિ વડે સત્ય અને અસત્યના ભેદ પાડીએ છીએ. ખરી રીતે તો નિષ્ઠા અને આત્મસમર્પણ દ્વારા એ કરવું જોઈએ. આપણે આ પ્રાકૃત જીવનની પેલી પાર જવાનું છે. માણસે દેવ બનવા

માટે અનેક જન્મો લેવાના છે. કોઈ પણ જ્ઞાતિનો માણસ જન્માન્તરે દેવ થઈ શકે.

બાપુ — આ વિચારને આધારે આપણી પ્રવૃત્તિ ચલાવીએ તો તેમાંથી તો ઘર્ષણ પેદા થાય અને તે ઘર્ષણનો ન્યાય કોઈ ત્રાહિતે કરવાનો રહે.

બંગાળી — પણ સત્ય એક જ છે.

બાપુ — પણ એ 'એક સત્ય' તો અવર્ણનીય અને અગોચર છે. આપણી આગળ તો સાપેક્ષ સત્ય હોય છે. માણસ પોતાને સમજાય એવા સત્યપૂર્વક અમુક નિર્ણય ઉપર આવે પણ તે સાપેક્ષ સત્ય હોય છે.

બંગાળી — તેથી જ શાસ્ત્રોની જરૂર પડે છે.

બાપુ — પણ શાસ્ત્રો કોને કહેવાં? ફરી પાછા આપણે ઘાણીના બેલ માફક ત્યાં ને ત્યાં આવીને ઊભા રહીશું.

બંગાળી — હિંદુઓ તો માને છે કે વેદ શાશ્વત સત્ય છે અને વેદમાં પરસ્પર વિરોધી એવું કશું હોઈ જ ન શકે. શાસ્ત્ર અને આત્મસાક્ષાત્કારનો મેળ હોય જ. દાખલા તરીકે કૃષ્ણમાં એ બન્ને વસ્તુનો મેળ હતો. બુદ્ધની બાબત જુદી ગણાય.

બાપુ — હું ઇતિહાસનો એવો અર્થ કરતો નથી. બુદ્ધે હિંદુ ધર્મની અપાર સેવા કરી છે.

બંગાળી — હિંદુ ધર્મ બૌદ્ધ ધર્મને માન્ય રાખતો નથી.

બાપુ — પણ એ બુદ્ધને તો માને છે ના?

બંગાળી — એમ તો માણસ તપસ્વી હોઈ શકે પણ એની શક્તિ અને તપસ્યા શાસ્ત્રો સાથે સુસંગત ન હોય તો એ કલ્યાણકારી ન થાય. હિંદુ ધર્મમાં આત્મજ્ઞાનનું સત્ય છે. હિંદુ ધર્મનો આધાર જ વેદ છે. અને વેદ ઇશ્વરપ્રણીત છે. એટલે જ્યારે કોઈ રૂઢિનો આપણે ઇનકાર કરીએ ત્યારે તે વેદથી વિરુદ્ધ નથી એ આપણે બરાબર જોવું જોઈએ.

બાપુ — પણ આત્મજ્ઞાનનું સત્ય એ કાંઈ હિંદુ ધર્મનો જ ઇજારો ન હોઈ શકે. આપણી પાસે જે ગ્રંથો છે તે જ વેદ, એવો અર્થ નથી. પણ વેદ એટલે અશરીરી વાણી એટલે કે પવિત્ર માણસનું અનુભવજ્ઞાન. તેથી જ મહાભારતમાં કહ્યું છે કે શાસ્ત્રો પવિત્ર માણસના જીવનમાં મૂર્તિમંત થાય છે. એટલે તમારે આ લખેલા શબ્દોની પાર જવું જોઈશે.

ચિંતામણિનો કાગળ આવ્યો હતો કે કેટલાક પ્રસંગો એવા હોય છે કે જ્યાં મૌન એ સંમતિ ન હોય. મને તમારા ઉપવાસ પ્રસંગે ન બોલવામાં

ધર્મ ઘણો વહેલો નાશ પામ્યો હોત. આજે હિંદુ ધર્મ મૃતપ્રાય છે. આપણા જીવનને એ સ્પર્શતો નથી. ઈશ્વર, આત્મા અને પુનર્જન્મ, એ ત્રણ ઉપર શ્રદ્ધા તે હિંદુ ધર્મનાં મુખ્ય લક્ષણ છે. અસ્પૃશ્યતાનો નાશ કરવાથી આ શ્રદ્ધામાં શો બાધ આવવાનો છે?

બંગાળી — અસ્પૃશ્યોનો ઉદ્ધાર કરવા માટે તેમનામાં આધ્યાત્મિક સંસ્કાર રેડવા જોઈએ.

બાપુ — કોઈએ એવો પ્રયત્ન કર્યો છે?

બંગાળી — અવ્યવસ્થિત રૂપમાં એવી કંઈક પ્રવૃત્તિ થઈ છે.

બાપુ — સનાતનીઓએ તો નથી જ કરી. સુધારક સંપ્રદાયોએ કરી ગણાય. ઈંટ ઉપર ઈંટ ગોઠવીને ચણતર કરતા ઘણા સુધારકો તમને જડશે.

બંગાળી — રામાનુજે તો ઈંટ ઉપર ઈંટ ગોઠવી નથી. એમણે તો ભાંગફોડ કરી. બંગાળમાં આટલા બધા હિંદુઓ મુસલમાન કેમ થયા?

બાપુ — કારણ હિંદુ ધર્મના હ્રાસની ક્રિયા શરૂ થઈ ચૂકી હતી. ચૈતન્ય પેદા ન થયા હોત તો આખો બંગાળ મુસલમાન થઈ ગયો હોત. ધર્મગુરુઓની શિરજોરી અને વહેમોની સામે બૌદ્ધ ધર્મે માથું ન ઊંચક્યું હોત તો હિંદુ ધર્મનો નાશ થઈ ગયો હોત. શંકરાચાર્યને પ્રચ્છન્ન બુદ્ધ કહે છે ને? કારણ બૌદ્ધ ધર્મના સિદ્ધાંતો હિંદુ ધર્મમાં તેમણે પચાવ્યા. બુદ્ધે પોતાનું કામ કર્યું પણ તેના અનુયાયીઓમાં તેમના જેવી વિદ્વત્તા અને તપસ્યા નહીં હોવાથી બૌદ્ધ ધર્મની અવનતિ થઈ અને એ પણ આચાર્યોની ગુરુશાહીનો ધર્મ બની ગયો.

બંગાળી — પણ સુધારક પ્રવૃત્તિએ તો આપણા રાષ્ટ્રને બહુ નુકસાન કર્યું છે.

બાપુ — આપણે જો સાચા થવું હોય તો જૂઠની સામે બંડ ઉઠાવવાનો સુધારો કરવો જ જોઈએ. આગળ જતાં તેમાં અનિષ્ટો પેદા થાય એ જુદી વાત છે. પરંતુ સુધારો અનિવાર્ય હોય છે અને તેથી સારું જ થાય છે. હું તમારી સાથે બિલકુલ સંમત થઈ શકતો નથી. અસત્યની સાથે માંડવાળ કરવાનું મને સમજાવવું એ તો તમારે માટે પથ્થરની દીવાલ સામે માથું અફાળવા જેવું થશે.

બંગાળી — આપણે બુદ્ધિ વડે સત્ય અને અસત્યના ભેદ પાડીએ છીએ. ખરી રીતે તો નિષ્ઠા અને આત્મસમર્પણ દ્વારા એ કરવું જોઈએ. આપણે આ પ્રાકૃત જીવનની પેલી પાર જવાનું છે. માણસે દેવ બનવા

માટે અનેક જન્મો લેવાના છે. કોઈ પણ જ્ઞાતિનો માણસ જન્માન્તરે દેવ થઈ શકે.

બાપુ — આ વિચારને આધારે આપણી પ્રવૃત્તિ ચલાવીએ તો તેમાંથી તો ઘર્ષણ પેદા થાય અને તે ઘર્ષણનો ન્યાય કોઈ ત્રાહિતે કરવાનો રહે.

બંગાળી — પણ સત્ય એક જ છે.

બાપુ — પણ એ 'એક સત્ય' તો અવર્ણનીય અને અગોચર છે. આપણી આગળ તો સાપેક્ષ સત્ય હોય છે. માણસ પોતાને સમજાય એવા સત્યપૂર્વક અમુક નિર્ણય ઉપર આવે પણ તે સાપેક્ષ સત્ય હોય છે.

બંગાળી — તેથી જ શાસ્ત્રોની જરૂર પડે છે.

બાપુ — પણ શાસ્ત્રો કોને કહેવાં? ફરી પાછા આપણે ઘાણીના બેલ માફક ત્યાં ને ત્યાં આવીને ઊભા રહીશું.

બંગાળી — હિંદુઓ તો માને છે કે વેદ શાશ્વત સત્ય છે અને વેદમાં પરસ્પર વિરોધી એવું કશું હોઈ જ ન શકે. શાસ્ત્ર અને આત્મસાક્ષાત્કારનો મેળ હોય જ. દાખલા તરીકે કૃષ્ણમાં એ બન્ને વસ્તુનો મેળ હતો. બુદ્ધની બાબત જુદી ગણાય.

બાપુ — હું ઇતિહાસનો એવો અર્થ કરતો નથી. બુદ્ધે હિંદુ ધર્મની અપાર સેવા કરી છે.

બંગાળી — હિંદુ ધર્મ બૌદ્ધ ધર્મને માન્ય રાખતો નથી.

બાપુ — પણ એ બુદ્ધને તો માને છે ના?

બંગાળી — એમ તો માણસ તપસ્વી હોઈ શકે પણ એની શક્તિ અને તપસ્યા શાસ્ત્રો સાથે સુસંગત ન હોય તો એ કલ્યાણકારી ન થાય. હિંદુ ધર્મમાં આત્મજ્ઞાનનું સત્ય છે. હિંદુ ધર્મનો આધાર જ વેદ છે. અને વેદ ઇશ્વરપ્રણીત છે. એટલે જ્યારે કોઈ રૂઢિનો આપણે ઇનકાર કરીએ ત્યારે તે વેદથી વિરુદ્ધ નથી એ આપણે બરાબર જોવું જોઈએ.

બાપુ — પણ આત્મજ્ઞાનનું સત્ય એ કાંઈ હિંદુ ધર્મનો જ ઇજારો ન હોઈ શકે. આપણી પાસે જે ગ્રંથો છે તે જ વેદ, એવો અર્થ નથી. પણ વેદ એટલે અશરીરી વાણી એટલે કે પવિત્ર માણસનું અનુભવ-જ્ઞાન. તેથી જ મહાભારતમાં કહ્યું છે કે શાસ્ત્રો પવિત્ર માણસના જીવનમાં મૂર્તિમંત થાય છે. એટલે તમારે આ લખેલા શબ્દોની પાર જવું જોઈશે.

ચિંતામણિનો કાગળ આવ્યો હતો કે કેટલાક પ્રસંગો એવા હોય છે કે જ્યાં મૌન એ સંમતિ ન હોય. મને તમારા ઉપવાસ પ્રસંગે ન બોલવામાં

કશો સત્યત્યાગ ન લાગ્યો અને 'લીડર'માં પૂના-કરાર વિષે કાંઈ લખ્યું નહોતું એટલે લોકોએ કંઈક અનુમાન પણ કર્યું હશે જ. એને પાછો જવાબ આપ્યો:

"I am not going to judge my friends. I can only convey to them my own feeling and leave them to correct themselves where my different opinion may appeal to them. I am satisfied if by your action in Bombay you did no violence to your conscience. But I would like one promise from you. Even when you will not publicly oppose me, do *warn me privately. The warning may produce no visible* effect on me. But I am very receptive. Such warnings have always helped me."

"મારા મિત્રોનો ન્યાય કરવા હું બેસતો નથી. હું મારો અભિપ્રાય તેમને જણાવું છું. અને એ જો તેમને ખરો લાગે તો તેઓ એ પ્રમાણે સુધારો કરી લે. મુંબઈના તમારા કૃત્યથી તમારા અંતરાત્મા વિરુદ્ધ તમે કશું નક્કી નથી કર્યું એમ તમને લાગતું હોય તો મને સંતોષ છે. પણ તમારી પાસેથી હું એક વચન માગી લઉં છું. જાહેરમાં મારો વિરોધ તમે ન કરો ત્યારે પણ ખાનગીમાં તો તમારે મને ચેતવવો જ જોઈએ. એ ચેતવણીની મારા ઉપર કશી દેખીતી અસર ન પણ થાય. પણ મારું મન બહુ ગ્રાહક છે એટલે આવી ચેતવણીઓથી મને હંમેશાં મદદ થઈ છે."

એક કાગળમાંથી:

"મેં પોતે ઈંડાં લેવાની ના પાડી એ વાત સાચી છે, એમ છતાં હું માનું છું કે કૉડલીવર ઑઇલ નિષિદ્ધ છે, દૂધ એથી ઓછું નિષિદ્ધ છે, અને તેથી પણ ઓછાં નિષિદ્ધ નિર્દોષ (વંધ્ય) ઈંડાં છે. પણ કૉડલીવર ઑઇલથી લોકો ટેવાઈ ગયા છે અને ઈંડાંથી નથી ટેવાયા એટલે નિર્દોષ ઈંડાં પણ ત્યાજ્ય મનાય છે.

"'પહેરણ માગે તેને કોટ આપવો' એ વાક્યમાં પહેરણ માગવાની યોગ્યતા અધ્યાહાર છે. અને એ જ વાક્યનો બીજો અર્થ એ છે કે આપણી પાસે કોઈ જબરદસ્તીથી કંઈ પડાવી લેવા આવે ત્યારે એવા માણસની સામે થવાનો આપણો ધર્મ ન હોય તો એ ઝૂંટવવા માગે તેના કરતાં વધારે ઝૂંટવવા દેવું એ સરળ માર્ગ છે. એ બધાની પાછળ જે સુવર્ણ નિયમ રહ્યો છે એ તો અપરિગ્રહનો છે. અપરિગ્રહની પૂર્ણતાએ તો કોઈ પહોંચી

શકતો નથી. પણ એ નિયમ સમજાઈ ગયો હોય તો યથાશક્તિ તેનું પાલન ઉત્તરોત્તર વધાર્યાં કરવું જોઈએ."

કૃષ્ણન નાયરને :

"મેરી કોઈ નયી બાતસે ન ઘબરાનેકી આવશ્યકતા હૈ, ઔર જબ તક નયી બાત હજમ ન હો જાય તબ તક ન ઉસકા અમલ કરનેકી આશા હૈ. અંગ્રેજી શબ્દ assimilation (એસિમિલેશન)કા અનુવાદ 'હજમ કરના' કિયા હૈ. હમેશા બગૈર હજમ કિયે હમ જબ કિસીકી બાત પર અમલ કરતે હૈં તબ યા તો ફઁસ જાતે હૈં, યા તો દુઃખિત હોતે હૈં. જો ચીજ બુદ્ધિગમ્ય હૈ ઉસકો શ્રદ્ધાસે માનનેકી કોઈ આવશ્યકતા નહીં હૈ. ઐસા કરના માનસિક આલસ્યકી નિશાની હૈ."

પંચાનન તર્કરત્ન **શુભં ભવતુ, શુભં ભવતુ** કરતા દાખલ થયા, અને હિંદુ ધર્મ ઉપર ભારે આફત આવી છે તેની વાત કરતાં ડોસાને ડૂમો ભરાઈ આવ્યો. બાપુએ એને સાંત્વન આપવાનો બહુ પ્રયત્ન કર્યો.

ડૉ. મૈત્ર — આરોગ્ય અને સ્વચ્છતા ઉપર ભાષણ કરનારા — આવ્યા.

બાપુ — હું મારા સાથીઓને બીજા કોઈ કાર્યક્રમ સાથે બહાર મોકલું તો મેં વિશ્વાસભંગ કર્યો ગણાય. અસ્પૃશ્યતાનિવારણના કાર્યક્રમમાં રોટીબેટી-વ્યવહારની વાત આવતી નથી. એ બે કાર્યક્રમોને એકબીજા સાથે જોડી દેવાય નહીં. પણ તમારા કાર્યક્રમ તરીકે તમારે એ કામ કરવું હોય તો તમને હું રોકું નહીં.

મૈત્ર — જો હું બીજી રીતે સમાન દરજ્જો ધરાવતો હોઉં તો જ્ઞાતિને લીધે મારા અધિકારમાં ન્યૂનતા કેમ આવે ?

બાપુ — પણ આપણે અત્યારે બીજો પ્રશ્ન ઉકેલવા મથી રહ્યા છીએ. આપણે તો પંચમ વર્ણને હિંદુ સમાજમાં સમાવવા પ્રયત્ન કરી રહ્યા છીએ.

દરેક વસ્તુ ઈશ્વરપ્રણીત હોવાનો દાવો કરવામાં આવે તો કોને માનવું એની ભારે મુશ્કેલી થાય.

એક કૉલેજની છોકરી પોતાની કૉલેજના પ્રોફેસરની દુર્દશા જણાવે છે.

એક કેમ્બ્રિજનો ગ્રેજ્યુએટ જે પોતાને નાસ્તિક તરીકે ગણાવતો હતો તે આજે સનાતનીઓને ટેકો આપવા નીકળી પડ્યો છે!

પૂનામાં મુશ્કેલી એ છે કે લોકોમાં સાચી ધાર્મિક વૃત્તિ નથી. વિદ્યાર્થીઓમાં પક્ષો ઊભા કરવામાં આવ્યા છે. તેમને સમજાવવામાં આવે છે કે ગાંધીની પ્રવૃત્તિ ધર્મનું સત્યાનાશ વાળનારી છે.

કશો સત્યત્યાગ ન લાગ્યો અને 'લીડર'માં પૂના-કરાર વિષે કાંઈ લખ્યું નહોતું એટલે લોકોએ કંઈક અનુમાન પણ કર્યું હશે જ. એને પાછો જવાબ આપ્યો:

"I am not going to judge my friends. I can only convey to them my own feeling and leave them to correct themselves where my different opinion may appeal to them. I am satisfied if by your action in Bombay you did no violence to your conscience. But I would like one promise from you. Even when you will not publicly oppose me, do warn me privately. The warning may produce no visible effect on me. But I am very receptive. Such warnings have always helped me."

"મારા મિત્રોનો ન્યાય કરવા હું બેસતો નથી. હું મારો અભિપ્રાય તેમને જણાવું છું. અને એ જો તેમને ખરો લાગે તો તેઓ એ પ્રમાણે સુધારો કરી લે. મુંબઈના તમારા કૃત્યથી તમારા અંતરાત્મા વિરુદ્ધ તમે કશું નક્કી નથી કર્યું એમ તમને લાગતું હોય તો મને સંતોષ છે. પણ તમારી પાસેથી હું એક વચન માગી લઉં છું. જાહેરમાં મારો વિરોધ તમે ન કરો ત્યારે પણ ખાનગીમાં તો તમારે મને ચેતવવો જ જોઈએ. એ ચેતવણીની મારા ઉપર કશી દેખીતી અસર ન પણ થાય. પણ મારું મન બહુ ગ્રાહક છે એટલે આવી ચેતવણીઓથી મને હંમેશાં મદદ થઈ છે."

એક કાગળમાંથી:

"મેં પોતે ઈંડાં લેવાની ના પાડી એ વાત સાચી છે, એમ છતાં હું માનું છું કે કૉડલીવર ઑઇલ નિષિદ્ધ છે, દૂધ એથી ઓછું નિષિદ્ધ છે, અને તેથી પણ ઓછાં નિષિદ્ધ નિર્દોષ (વંધ્ય) ઈંડાં છે. પણ કૉડલીવર ઑઇલથી લોકો ટેવાઈ ગયા છે અને ઈંડાંથી નથી ટેવાયા એટલે નિર્દોષ ઈંડાં પણ ત્યાજ્ય મનાય છે.

"'પહેરણ માગે તેને કોટ આપવો' એ વાક્યમાં પહેરણ માગવાની યોગ્યતા અધ્યાહાર છે. અને એ જ વાક્યનો બીજો અર્થ એ છે કે આપણી પાસે કોઈ જબરદસ્તીથી કંઈ પડાવી લેવા આવે ત્યારે એવા માણસની સામે થવાનો આપણો ધર્મ ન હોય તો એ ઝૂંટવવા માગે તેના કરતાં વધારે ઝૂંટવવા દેવું એ સરળ માર્ગ છે. એ બધાની પાછળ જે સુવર્ણ નિયમ રહ્યો છે એ તો અપરિગ્રહનો છે. અપરિગ્રહની પૂર્ણતાએ તો કોઈ પહોંચી

શકતો નથી. પણ એ નિયમ સમજાઈ ગયો હોય તો યથાશક્તિ તેનું પાલન ઉત્તરોત્તર વધાર્યાં કરવું જોઈએ.”

કૃષ્ણન નાયરને :

“મેરી કોઈ નયી બાતસે ન ઘબરાનેકી આવશ્યકતા હૈ, ઔર જબ તક નયી બાત હજમ ન હો જાય તબ તક ન ઉસકા અમલ કરનેકી આશા હૈ. અંગ્રેજી શબ્દ assimilation (એસિમિલેશન)કા અનુવાદ ‘હજમ કરના’ કિયા હૈ. હમેશા બગૈર હજમ કિયે હમ જબ કિસીકી બાત પર અમલ કરતે હૈં તબ યા તો ફંસ જાતે હૈં, યા તો દુઃખિત હોતે હૈં. જો ચીજ બુદ્ધિગમ્ય હૈ ઉસકો શ્રદ્ધાસે માનનેકી કોઈ આવશ્યકતા નહીં હૈ. ઐસા કરના માનસિક આલસ્યકી નિશાની હૈ.”

પંચાનન તર્કરત્ન શુભં ભવતુ, શુભં ભવતુ કરતા દાખલ થયા, અને હિંદુ ધર્મ ઉપર ભારે આફત આવી છે તેની વાત કરતાં ડોસાને ડૂમો ભરાઈ આવ્યો. બાપુએ એને સાંત્વન આપવાનો બહુ પ્રયત્ન કર્યો.

ડૉ. મૈત્ર — આરોગ્ય અને સ્વચ્છતા ઉપર ભાષણ કરનારા — આવ્યા.

બાપુ — હું મારા સાથીઓને બીજા કોઈ કાર્યક્રમ સાથે બહાર મોકલું તો મેં વિશ્વાસભંગ કર્યો ગણાય. અસ્પૃશ્યતાનિવારણના કાર્યક્રમમાં રોટીબેટી-વ્યવહારની વાત આવતી નથી. એ બે કાર્યક્રમોને એકબીજા સાથે જોડી દેવાય નહીં. પણ તમારા કાર્યક્રમ તરીકે તમારે એ કામ કરવું હોય તો તમને હું રોકું નહીં.

મૈત્ર — જો હું બીજી રીતે સમાન દરજ્જો ધરાવતો હોઉં તો જ્ઞાતિને લીધે મારા અધિકારમાં ન્યૂનતા કેમ આવે ?

બાપુ — પણ આપણે અત્યારે બીજો પ્રશ્ન ઉકેલવા મથી રહ્યા છીએ. આપણે તો પંચમ વર્ણને હિંદુ સમાજમાં સમાવવા પ્રયત્ન કરી રહ્યા છીએ.

દરેક વસ્તુ ઈશ્વરપ્રણીત હોવાનો દાવો કરવામાં આવે તો કોને માનવું એની ભારે મુશ્કેલી થાય.

એક કૉલેજની છોકરી પોતાની કૉલેજના પ્રોફેસરની દુર્દશા જણાવે છે.

એક કેમ્બ્રિજનો ગ્રેજ્યુએટ જે પોતાને નાસ્તિક તરીકે ગણાવતો હતો તે આજે સનાતનીઓને ટેકો આપવા નીકળી પડ્યો છે!

પૂનામાં મુશ્કેલી એ છે કે લોકોમાં સાચી ધાર્મિક વૃત્તિ નથી. વિદ્યાર્થીઓમાં પક્ષો ઊભા કરવામાં આવ્યા છે. તેમને સમજાવવામાં આવે છે કે ગાંધીની પ્રવૃત્તિ ધર્મનું સત્યાનાશ વાળનારી છે.

મુંબઈના હિંમતરામ શાસ્ત્રી અને પછીથી ચિંતામણરાવ વૈદ્ય :

શાસ્ત્રી — સનાતન ધર્મનો અર્થ સુધારક શાસ્ત્રીઓ ન કરી શકે. એ લોકો તો આપણું પોલું તમારી આગળ ઢાંકવાનો પ્રયત્ન કરનારા. સનાતનીઓને સાંભળીને જ જે કરવાનું હોય તે કરો. આ વિષય રાગ-દ્વેષ છોડીને વિચારવાનો છે, તમે તો રાગ છોડતા નથી.

બાપુ — હૃદય અને બુદ્ધિની ઉપર પ્રહાર કરવો એ તમારું કામ છે. હું તો કહું છું કે જે કરીશ તે સત્યને વચમાં રાખીને કરીશ. હું તમને કહીશ કે વેદ, સ્મૃતિ, મહાભારત, રામાયણને માનું છું. પણ સાથે કહીશ કે બધાનો અક્ષરેઅક્ષર માનનારો નથી. ગીતાનાં અનેક ભાષ્યો વાંચ્યાં છે, પણ એમાં મારે મારી બુદ્ધિનો ઉપયોગ કરવો પડે ના? અનેક માણસો નોખાં નોખા અર્થ કાઢે છે તેનું શું થાય? ગીતાનું તારતમ્ય એ અસ્પૃશ્યતાની વિરુદ્ધ છે.

શાસ્ત્રી — ગીતામાં પાપયોનિ અને પુણ્યયોનિ છે કે નહીં?

બાપુ — છે.

શાસ્ત્રી — પાપયોનિ એક પરિસ્થિતિ છે. તેમાંથી ત્રણ ગુણો તરીને ઊંચે ચઢે ત્યારે એ પાપયોનિ મટે. જન્મ જન્મનાં નીચ કર્મને લીધે એ યોનિ પ્રાપ્ત થયેલી હોય. એ કુદરતે બાંધેલા નિયમાનુસાર છે. ગીતામાં પાપ અને પુણ્યયોનિ લખી છે તે શા સારુ? ઉન્નતિ ક્રમસર થવી જોઈએ. સૌ પોતપોતાના ગુણ પ્રમાણે પોતપોતાની સ્થિતિ ભોગવે છે. મળ અધોદ્વારે જાય છે અને ખોરાક મુખમાં આવે છે.

આજે વ્યવહારને માનો. આજે શાસ્ત્રજ્ઞાન વગર આપ સમાજનો એવો નાશ કરવા બેઠા છો કે સમાજ સો વર્ષ ઊઠી નથી શકવાનો. સંસારી સુખભોગ, દ્રવ્યની લાલસા અને પાશ્ચાત્ય સંસ્કૃતિના પ્રભાવ સામે લડવાનું છે.

હવે ઉતરાણ સામી આવી છે. એક મહિનો લંબાવો, પછી ઘીના ઘડામાં ઘી પડશે. વૈશ્યની સાથે બ્રાહ્મણની બુદ્ધિનો સ્વીકાર કરો.

ચિંતામણરાવ વૈદ્ય અને આ શાસ્ત્રી કોઈ નાટકમાં સુંદર પાત્રો તરીકે ઉતારી શકાય. પોતાનો જુગજૂનો કાળો કોટ અને પાઘડી, મેલું ખાદીનું ધોતિયું અને પહેરણ પહેરેલા ચિંતામણરાવ પોતાના જ નાના નાના વિનોદો ઉપર બાળકની જેમ અટ્ટહાસ્ય કરતા હતા તેથી તેમને માટે સહેજે પ્રેમ ઉત્પન્ન થાય. સનાતની હિંદુ તરીકે વેદ, સ્મૃતિ આદિ ઈશ્વરપ્રણીત છે અને ઇતિહાસકાર અને વકીલ તરીકે એ બધા મનુષ્યપ્રણીત છે અને દેશકાલાવચ્છિન્ન છે — એ વિધાનના બચાવમાં એ જરાય સંકોચ વિના બોલ્યા જતા હતા.

બાપુ કહે : "દેવલ સ્મૃતિ ક્યારે લખાયેલી?"

ચિંતામણરાવ કહે : "એ તમે પૂછો મા! બધી સ્મૃતિ અનાદિ છે એમ માનવું એ જૂની કલ્પના છે. વેદમાં એક દેવલ ઋષિનું નામ છે! અને વેદના વસિષ્ઠ અને સ્મૃતિકાળના વસિષ્ઠ એક જ છે. ઋષિઓ તો પાંચ પાંચ અને દશ દશ હજાર વર્ષ જીવતા એમ કહેવાય છે ના? જોકે વેદમાં તો સો વર્ષનું આયુષ્ય કહ્યું છે." એમ કહીને ખડખડાટ હસતા હતા. "કાયદો કરીને ધર્મરૂઢિને બદલી ન શકાય, પણ તમે જે રીતનો સુધારો કરવા માગો છો તેને માટે શાસ્ત્રાધાર કાઢી આપીશ" એવું બાપુને આશ્વાસન આપ્યું.

સાંજે બાપુ કહે: "મને હસવું તો આવતું હતું પણ અંદર હું બળી રહ્યો હતો."

બીજે શાસ્ત્રી આની સરખામણીમાં સામાન્ય માણસ. એને એના દંભનું, અજ્ઞાનનું ભાન નહોતું, ચિંતામણરાવને તો પોતાની બેવડી સ્થિતિનું ભાન હતું એટલું જ નહીં પણ હિંદુ ધર્મની રક્ષા માટે એ આવશ્યક છે એમ એમને લાગતું હતું. આ બીજા શાસ્ત્રી તો પોતાના અજ્ઞાન જેટલું જ બાપુનું અજ્ઞાન માનતા હતા. એને જોઈને ભદ્રંભદ્ર સજીવન થતા હતા. એમની પાઘડી. એમનું 'રાગદ્વેષ વિયુક્તૈસ્તુ' શ્લોકનું જ વારંવાર ઉચ્ચારણ, બાપુને ગીતામાંથી અસ્પૃશ્યતા કાઢી આપવાની એની મુરાદ, ફેવરે ઇન્ડિપેન્ડન્ટ પેનનો એમનો એક ઉપયોગ, ધૂળથી ડાઘો સાફ કરવો, ચોતિયું, કોટ બગાડવાં વગેરે રમણભાઈના આત્માને પણ ખુશ કરે એવું હતું.

કાલે રાત્રે વઢવાણના ફૂલચંદે અઢારમી તારીખે અસ્પૃશ્યતાદિન કેવી રીતે ઊજવ્યો તે બતાવતાં પોતે કાઢેલી બે પત્રિકા મોકલી હતી. તે બાપુએ વાંચી. વાંચતાં વાંચતાં પેટ પકડીને હસ્યા, પણ એ પણ દિલનો દાવાનળ સળગતો હતો તે ઢાંકવા કાજે.

વલ્લભભાઈ રોજ કાંઈક ગંમત તો કરે જ. એ ગંમતનું સાધન એમને રોજની ટપાલમાંથી મળી રહેલું હોય છે. જમનાદાસ દ્વારકાદાસનો આક્રોશથી ભરેલો કાગળ આવ્યો હતો તેમાં લખ્યું હતું કે અસ્પૃશ્યતાનું જ કામ કરવું હોય તો "આ ચોથાંને બંધ કરોની!" એટલે વલ્લભભાઈ તે યાદ કરીને કહેવા લાગ્યા : "હવે આ ચોથાંને બંધ કરોની!"

બાપુ કહે : "આ વઢવાણની પત્રિકાઓ બંધ કરાવે તો નવાઈ નહીં!"

વિરોધની લીટી લીટીના શબ્દો બાપુ આંખ ચોળીને વાંચે, સાથીઓના કાગળો ઘણી વાર વાંચવાના મુલતવી પણ
૨૨-૧૨-'૩૨ રાખે. રાધાકાંતની સલાહથી મંદિરમાં જનારાના જ મત લેવા જોઈએ એવો રાજાજીને તાર કરી તેમને વલોપાત કરાવ્યો.

કાલે એમ. કે. આચાર્યે ગોપાલમેનનને પ્રસિદ્ધ કરેલી એક પત્રિકા મોકલી, એમ બતાવવા અર્થે કે મતગણતરી તો તમને મરતા બચાવવાના મુદ્દા ઉપર લેવાઈ, પણ મંદિરપ્રવેશ ઉપર નથી લેવાઈ. બાપુને બહુ દુઃખ થયેલું, રાત્રે એની જ વાત કરતા સૂતેલા, મને વારી વારીને પૂછ્યું: "આની ઉપર જ મત લેવાયા હોય તો મતગણતરી રદ કરવી જ જોઈએ ના?"

મેં કહ્યું: "આના ઉપર જ લેવાયા હોય એમ શા સારુ માનો છો? આ તો અનેક પત્રિકામાંની એક હોય, આ પત્રિકા કોઈના જવાબમાં હોય. બધું અહીંથી કલ્પી લઈને ન ચાલે. આ ઉપવાસ જ બહુ વિચિત્ર સંજોગોમાં જાહેર થયા છે. હજાર માઈલ દૂર બેસી મતગણતરી કરાવવી અને પછી સાથીઓને વારે વારે ટોકવા એ બરોબર ન હોય."

ફરી પાછા બોલ્યા: "પણ લોકોને આટલી જ વાત સંભળાવવામાં આવી હોય તો તો મતગણતરી નકામી થાય ના?"

સવારે ગોપાળમેનન ઉપર કાગળ લખાવ્યો. તેમાં લખ્યું કે "તમે મુદ્દાને છાવર્યો હોય તો તો મતગણતરી રદ જ કરવી જોઈએ. મારે મારી ભૂલ કબૂલ કરવી જોઈએ અને તેનું પ્રાયશ્ચિત્ત કરવું જોઈએ!"

મેં વલ્લભભાઈને વાત કરી. વલ્લભભાઈ ઊકળ્યા અને કહે: "આમ તમે તમારા સાથીઓને અહીં બેઠા બેઠા સંતાપો એ બરોબર નહીં. આ કાગળ નહીં જ મોકલાય. તમે એ આચાર્યની પત્રિકા ઉપર અભિપ્રાય ન બાંધો."

બાપુ માની ગયા એટલે મેં કહ્યું: "એ હવે બરોબર થયું."

બાપુ કહે: "બરોબર તો નથી થયું, પણ જેમ સનાતનીઓને સંતોષું છું તેમ આ આપણા નવા સનાતનીઓને પણ સંતોષવા જોઈએ ના?"

આ પછી એક કાગળ સવારે લખાવ્યો તેમાં લખાવ્યું:

"ઉપવાસ મુલતવી રખાવવા ઘણી વસ્તુઓ કામ કરી રહી છે." અને પછી એ વાક્ય પાછું રદ કરાવ્યું, રખેને એ વધારાપડતી વહેલી આગાહી હોય એટલા માટે! પણ બીજું કાંઈ નહીં તો અહિંસાની દૃષ્ટિએ બાપુ

ઉપવાસ બંધ રાખે તો આશ્ચર્ય ન થાય. બીજી તારીખે કાંઈ અસાધારણ અણધારેલી ઘટના બનવાના ભણકારા વાગી રહ્યા છે.

સનાતનીઓ અને સુધારકોનો અખાડો.

બાપુ — હું તો બચ્ચાંની વાત પણ સાંભળતો આવ્યો છું તો શાસ્ત્રીઓની જરૂર સાંભળું. મેં એ લોકોને થોડા પ્રશ્નો પૂછ્યા, એના જવાબ સંતોષકારક ન મળ્યા. એટલે મેં કહ્યું આપણું ન પતે. એટલે ડાવરેએ કહ્યું, કાંઈ તડજોડ થવી જોઈએ. પછી પરિષદની ગરબડ થઈ. પછી ૨૩મીએ આ ચર્ચા કરવાનું ઠર્યું. મારા હૃદય ઉપર એનું જે પરિણામ થાય તે થવા દેવું એમ મેં કહ્યું. ઝઘડા કે હારજીતનો સવાલ નથી.

મારો ખ્યાલ તો એ હતો કે આપણે સૌ મિત્ર છીએ. ધર્મ-જિજ્ઞાસાથી આવ્યા છીએ. મારા દિલમાં વિશ્વાસ છે કે આ જ ભાવનાથી કામ કરવાનો છું. તમે એક જ છો એમ સમજીને વાર્તાલાપ કરો.

ધારૂરકર — જો અમારે તમને સમજાવવું હોય તો આ લોકોની અહીં શી જરૂર છે?

જોષી શાસ્ત્રીએ સમજાવ્યું કે આપણા સંવાદથી જે અસર એમના ઉપર થાય એ જોવાનું છે.

ધારૂરકર — ત્યારે તમારે તો આને વાદવિવાદ કહેવો નથી અને છતાં વાદવિવાદ કરવો છે? આ તો બે વચ્ચે વાદની અંદર મહાત્માજી નિર્ણય આપે એ વાત છે. એટલે મહાત્માજી નિર્ણય આપે અને પછી એમ કહેવાય કે સનાતની હાર્યા, હાર્યા!

બાપુ — આ તો તમે હું કહી રહ્યો છું એનો અનર્થ કર્યો. મને તો તમે જજ બનાવવા માગો છો. જજ બનાવશો તો તમે હારશો. પણ મારે તો જિજ્ઞાસુભાવે સાંભળવું છે. તમારો એટલો પણ આત્મવિશ્વાસ હોવો જોઈએ કે તમે ધર્મને વિષે મને જે સંભળાવશો તેની કાંઈક અસર મારા ઉપર થયા વિના નહીં રહે. તમારામાં એ વિશ્વાસ હોવો જોઈએ કે તમે મને સત્ય સમજાવવા માગો છો.

ધારૂરકર — મારે તો તમારી સાથે વાત કરવાની છે. આ લોકોની સાથે અમારે વાત કરવી જ નથી.

બાપુ — ભીરુતાથી ધર્મસેવા શી રીતે થવાની છે? લોક અનર્થ કરે તો તે તો ક્ષણિક વાત છે.

મારા મનમાં શંકા નથી. શંકા હોય તો ઉપવાસ શેનો જાહેર કરું? પણ મારામાં રોગ વ્યાપ્યો છે એમ તમે માનો છો તો તમે મારો રોગ કાઢી આપો.

ધારૂરકર — તમે કહો કે તમારી વ્યક્તિગત દૃષ્ટિથી તમે શંકિત ન હો, પણ ધર્મદૃષ્ટિએ શંકિત છો. એમ તમે કહો તો અમે વાત કરીએ, નહીં તો શી વાત થાય?

ષડ્દર્શનાચાર્ય — અમારી પાસે ઉપાય છે. તમારા મનમાં જે હોય તે કહો. તેનો અમે જવાબ આપીએ.

બાપુ — ધ્રુવજી, ભગવાનદાસ વગેરે સાચી ધર્મસેવા કરવાને માટે આવ્યા છે. એ કાંઈ અહીં અખાડા ખેલવા નથી આવ્યા. શાસ્ત્રી શું જાણતા નથી કે અહીં બીજા પંડિતો આવ્યા છે? તમારે જોઈએ તો હું ચાલ્યો જાઉં અને તમે જ વાતો કરો અને સમાધાન લાવો; અને સમાધાન મારી આગળ મૂકો. હું નથી કહેતો કે હું એથી બંધાઈશ. કારણ મેં કાંઈ આનંદશંકર ધ્રુવના હાથમાં મારી લગામ આપી દીધી નથી.

ધારૂરકર — તમને હું જજ કરવાને તૈયાર છું; પણ તમે ફેંસલો આપો તેનાં કારણ અમારી પદ્ધતિથી આપવાં જોઈએ.

બાપુ — દર્દી વૈદ્યકીય દૃષ્ટિએ શી રીતે કહેશે કે ફલાણાનું નિદાન મને કબૂલ છે? તમે તો મારી પાસે અધર્મની વાત માગી. તમે અમુક પંડિતો મળો ને નિર્ણય આપો, એ હું સ્વીકારું એમ તમે માગો છો. એ તો અધર્મ્ય વાત થઈ. મારાથી એ સ્વીકારાય એમ હોય તો જ હું સ્વીકારું ને?

મોતીબાબુએ બધાને સંભળાવ્યું: “હું માનું છું કે ગાંધીજીને ઈશ્વરી-પ્રેરણા હોય છે. એ પ્રેરણા વિના એ કશું કરતા નથી. એ પ્રેરણાને અનુકૂળ તમારે શાસ્ત્ર શોધવું જોઈએ એવી મારી તમને અપીલ છે!”

આ જ હેતુથી એ પંચાનન બાબુને પણ અહીં સુધી ખેંચી લાવ્યા હતા. પણ એ તો હવે સનાતનીઓ તરફ ઢળી ગયા.

૨૩-૧૨-’૩૨ ખોરશેદનો કાલે દુઃખભરેલો કાગળ આવેલો: “તમે નિરાશ થઈને ઉપવાસ કરવાના છો? અમે બધાં ફૂટીબદામ નીવડ્યાં છીએ? મેં મારી કલાપ્રવૃત્તિ સેવાની વેદી ઉપર હોમી દીધી તે તમારે અને તમારાં કામને અર્થે. તમને નિરાશા શા સારુ થઈ છે?” એને બાપુએ સુંદર તાર કર્યો. એ તાર સરકારની મારફત જ મોકલી શકાય, બીજી રીતે ન મોકલાય એમ મેજરે કહ્યું. બાપુએ એને મોકલવાની ના કહી અને કહ્યું મને પાછો મોકલી આપો. આજે ખોરશેદને કાગળ લખ્યો:

"Why do you think that my fast was due to disappointment? On the contrary it sprang from hope eternal. Fasting is as necessary for life as eating. It is a necessary part of prayer. We serve as well by dying as by living. But it is the privilege of the few to have to fast. Needless to say I write of spiritual fasts. I know that fasting may come also from despair. Then it is rank suicide. I should defend my fast against such a charge. For me it has always been a process of penance and purification. The fast of 1921 was not born of despair. The basis of all penitential fasts has always been faith in mankind, God and oneself. It gives an inward joy that sustains one. I therefore want you to share with me the joy of it. I hope you have understood my argument. Of course you know that there is no certainty about the 2nd Jan. fast. It may have to be postponed."

"તમે એમ શા માટે માનો છો કે મારા ઉપવાસ નિરાશાને લીધે છે? ઊલટા એ તો અમર આશામાંથી ઉદ્‌ભવેલા છે. જીવવા માટે ખાવું જેટલું જરૂરનું છે તેટલા જ ઉપવાસ જરૂરના છે. પ્રાર્થનાનું એ આવશ્યક અંગ છે. આપણે જીવીને સેવા કરીએ છીએ તેટલી જ મરીને કરી શકીએ. પણ ઉપવાસ કરવાનો અધિકાર બહુ થોડાને હોય. અહીં હું આધ્યાત્મિક ઉપવાસની જ વાત કરું છું. હું જાણું છું કે માણસ નિરાશાથી પણ ઉપવાસ કરવાનો વિચાર કરે. એ તો ચોખ્ખો આપઘાત કહેવાય. મારા ઉપર કોઈ આવો આક્ષેપ કરે તો તેનો હું બચાવ કરી શકું એમ છું. મારે માટે તો ઉપવાસ હંમેશાં તપસ્યા અને આત્મશુદ્ધિ છે. ૧૯૨૧ના ઉપવાસ નિરાશાને લીધે નહોતા થયા. તપસ્યારૂપ ઉપવાસનો પાયો હંમેશાં માનવજાત ઉપર, ઈશ્વર ઉપર અને પોતાની જાત ઉપર શ્રદ્ધા હોય છે. એમાંથી આંતરિક આનંદ મળે છે, જેને લીધે માણસ ટકી શકે છે. એટલે તમને હું એ આનંદમાં ભાગીદાર થવા કહું છું. હું આશા રાખુ છું કે મારી દલીલ તમે સમજ્યાં હશો. તમે એ તો જાણો જ છો કે બીજી જાન્યુઆરીના ઉપવાસનું કશું નક્કી નથી. એ મુલતવી પણ રહે."

મથુરાદાસના કાગળમાં શાસ્ત્રીઓ વિષે લખ્યું: "હમણાં તો સનાતની શાસ્ત્રીઓનો મેળાપ થયાં કરે છે. તેઓની સ્થિતિ દુઃખદ છે. એમની પાસેથી જ્ઞાન મેળવવું કઠિન કામ થઈ પડ્યું છે. કંઈ હોય તે પણ આપવામાં

અસમર્થ થઈ પડ્યા છે. એટલો રાગદ્વેષ જોઉં છું. પણ એ કરુણ કથા ક્યાં લખવા બેસું ?"

શાસ્ત્રીઓનો અખાડો :

બાપુના પ્રશ્નોના જવાબ ધારૂરકર શાસ્ત્રી આપે છે :

न चागमादृते धर्मः । श्रुतिस्तुवेदो विज्ञेयः । वेद एव शास्त्रम् । श्रुतेरेव धर्मे प्रमाणम् । મનુ-યાજ્ઞવલ્ક્યાદિ સ્મૃતિ પણ શાસ્ત્ર છે. સ્મૃતિમાં પુરાણોને પણ શાસ્ત્ર તરીકે વર્ણવ્યાં છે. શ્રુતિ — તદુપજીવી સ્મૃતિ પુરાણાદિ — એ શાસ્ત્ર. વેદથી માંડીને શિષ્ટાચાર પર્યંત બધાં શાસ્ત્ર. વેદથી અવિરુદ્ધ હોય તે બધું શાસ્ત્ર.

બાપુ — વિદ્યાર્થી જે ભાષા ઓછામાં ઓછી સમજે તે ભાષામાં તમે મને સમજાવી રહ્યા છો.

શાસ્ત્રી — વિધિનિષેધ કહેનાર એ શાસ્ત્ર. અસ્પૃશ્યો કોણ ?

(૧) સૂતકી આદિ અને પ્રતિલોમ અને પ્રતિલોમી અને અનુલોમીના આંતરિક વિવાહથી ઉત્પન્ન થયેલાઓ.

(૨) ઢેડ, માંગ વગેરે એમાં આવે છે. ઢેડ માંગની વચ્ચે જે અસ્પૃશ્યતા છે તે પણ ધર્મ્ય છે.

(૩) એમને મનુષ્યના સર્વ અધિકારો છે — માત્ર ધાર્મિક નહીં.

(૪) નૈમિત્તિક અસ્પૃશ્યો હોય તેમની અસ્પૃશ્યતા દૂર ન થાય ત્યાં સુધી મંદિરમાં ન જઈ શકે. બીજા જે ઔત્પત્તિક અસ્પૃશ્યો છે એઓ ન જઈ શકે.

(૫) ઔત્પત્તિકોની અસ્પૃશ્યતાનું નિવારણ નથી. ચિંતામણરાવ વૈદ્ય, માલવીજી, વગેરેના મંત્ર કારગત ન આવે.

વૈદ્ય — અત્રિસ્મૃતિ તમને માન્ય છે તો અત્રિવાક્ય સ્પૃષ્ટાસ્પૃષ્ટિ રદ કરે છે તેનું શું ?

ધારૂરકર — આનો અર્થ એ છે કે અસ્પૃશ્યતા જેવી વસ્તુ તમે કબૂલ કરો છો.

संग्रामे हट्टमार्गे च यात्रा देवगृहादिषु ।
तीर्थे विवाहे यात्रायां संग्रामे देशविप्लवे ।
स्पृष्टास्पृष्टिर्न विद्यते ।

ષડ્દર્શનાચાર્ય — જે શાસ્ત્રોમાં દેવગૃહની સ્થાપના વિષે લખે છે તે જ શાસ્ત્રમાં આ લખેલું છે. પૂજા સમય પર પૂજારી બીજાનો સ્પર્શ નથી કરી શકતા. આ શ્લોકનો અર્થ તો એ છે કે જેનો મંદિરમાં આવવાનો અધિકાર છે એવાઓની વચ્ચે સ્પૃષ્ટાસ્પૃષ્ટિ નથી. બહારના

માણસોનો એટલે ચાતુર્વર્ણ્ય બહારના માણસોનો અહીં વિચાર નથી જ!

ભગવાનનું વિશેષ સંનિધાન પ્રતિષ્ઠિત મૂર્તિઓમાં છે. દેવતાનું સાંનિધ્ય લાવવાવાળું શાસ્ત્ર — વૈખાનસાગમ શાસ્ત્ર — માનો તો તેના બીજા આદેશો પણ માનવા જોઈએ. આ શાસ્ત્રનો જ એ વાતમાં પૂરો અધિકાર છે.

બાપુ — મદ્રાસમાં પ્રત્યેક મંદિર માટે ભિન્ન આગમ છે. એ બધાં ઈશ્વરપ્રણીત છે?

શાસ્ત્રી — તમે બધાં ઈશ્વરપ્રણીતને જ માનો કે બીજાને પણ માનો?

બાપુ — તમે મને એ ન પૂછો કે હું કયું શાસ્ત્ર માનું છું. તમે જે શાસ્ત્રોનાં પ્રમાણ ટાંકવાં હોય તે ટાંકો. જે જે સંપ્રદાયનાં જે જે શાસ્ત્ર પ્રમાણ છે તે તેને માન્ય હોવાં જોઈએ એ મને કબૂલ છે. ઈશ્વરે પ્રત્યેક સમાજને માટે મંદિર વિષેનું શાસ્ત્ર રચ્યું છે એમ તમે કહેવા માગો છો? મદ્રાસમાં એક નવું મંદિર બને કે તુરત તેનો આગમ બને છે. એ આગમને માનવાવાળાઓનો અધિકાર છે ખરો કે નહીં કે હરિજનોને દાખલ કરવા?

શાસ્ત્રી — તમે એ લોકોને મનાવો કે તમારી પાસે નવો આગમ છે એમ સમજાવે.

બાપુ — હું તો એમ પૂછું છું કે ભાગવતને પ્રમાણ માનનાર માણસો પોતે ઠરાવે કે અમારે અમુક માણસને લેવા છે, તો તે તેમ કરી શકે કે નહીં?

શાસ્ત્રી — તો એ લોકોએ કહેવું પડશે કે આજની પરિસ્થિતિને કારણે અમુક આદેશોનો અર્થ બદલવો જોઈશે.

બાપુ — ના; પેલા તો કહેશે કે હું અત્યાર સુધી સંકુચિત અર્થ કરતો હતો; હવે એનો વિસ્તૃત અર્થ કરવો જોઈએ.

શાસ્ત્રી — આગમને પ્રમાણ માનનારા એમ માને કે એ જ આગમનો અર્થ વિસ્તૃત કરવો જોઈએ, તો એ તો અધર્મ થઈ રહ્યા છે.

આમ સનાતની શાસ્ત્રીઓના બદલાતા રંગ જોયા. મોતીબાબુ પાસેથી ખબર પડી કે એ શાસ્ત્રીઓ — ખાસ કરીને તેમનો એજન્ટ ડાવરે બાપુને અસત્યવાદી તરીકે પ્રસિદ્ધ કરે છે. જે સંદેશો એ લોકો ખોટું સમજાવીને પરિષદ માટે લઈ ગયેલા તે પાછો ખેં[illegible]
બાપુની ઉપર તેઓ અસત્યનું આરોપણ કરે છે.

અસમર્થ થઈ પડ્યા છે. એટલો રાગદ્વેષ જોઉં છું. પણ એ કરુણ કથા ક્યાં લખવા બેસું?"

શાસ્ત્રીઓનો અખાડો :

બાપુના પ્રશ્નોના જવાબ ધારૂરકર શાસ્ત્રી આપે છે :

न चागमादृते धर्मः । श्रुतिस्तुवेदो विज्ञेयः । वेद એવ शास्त्रम् । श्रुतेरेव धर्मे प्रमाणम् । મનુ-યાજ્ઞવલ્ક્યાદિ સ્મૃતિ પણ શાસ્ત્ર છે. સ્મૃતિમાં પુરાણોને પણ શાસ્ત્ર તરીકે વર્ણવ્યાં છે. શ્રુતિ — તદુપજીવી સ્મૃતિ પુરાણાદિ — એ શાસ્ત્ર. વેદથી માંડીને શિષ્ટાચાર પર્યંત બધાં શાસ્ત્ર. વેદથી અવિરુદ્ધ હોય તે બધું શાસ્ત્ર.

બાપુ — વિદ્યાર્થી જે ભાષા ઓછામાં ઓછી સમજે તે ભાષામાં તમે મને સમજાવી રહ્યા છો.

શાસ્ત્રી — વિધિનિષેધ કહેનાર એ શાસ્ત્ર. અસ્પૃશ્યો કોણ?

(૧) સૂતકી આદિ અને પ્રતિલોમ અને પ્રતિલોમી અને અનુલોમીના આંતરિક વિવાહથી ઉત્પન્ન થયેલાઓ.

(૨) ઢેડ, માંગ વગેરે એમાં આવે છે. ઢેડ માંગની વચ્ચે જે અસ્પૃશ્યતા છે તે પણ ધર્મ્ય છે.

(૩) એમને મનુષ્યના સર્વ અધિકારો છે — માત્ર ધાર્મિક નહીં.

(૪) નૈમિત્તિક અસ્પૃશ્યો હોય તેમની અસ્પૃશ્યતા દૂર ન થાય ત્યાં સુધી મંદિરમાં ન જઈ શકે. બીજા જે ઔત્પત્તિક અસ્પૃશ્યો છે એઓ ન જઈ શકે.

(૫) ઔત્પત્તિકોની અસ્પૃશ્યતાનું નિવારણ નથી. ચિંતામણરાવ વૈદ્ય, માલવીજી, વગેરેના મંત્ર કારગત ન આવે.

વૈદ્ય — અત્રિસ્મૃતિ તમને માન્ય છે તો અત્રિવાક્ય સ્પૃષ્ટાસ્પૃષ્ટિ રદ કરે છે તેનું શું?

ધારૂરકર — આનો અર્થ એ છે કે અસ્પૃશ્યતા જેવી વસ્તુ તમે કબૂલ કરો છો.

संग्रामे हट्टमार्गे च यात्रा देवगृहादिषु ।
तीर्थे विवाहे यात्रायां संग्रामे देशविप्लवे ।
स्पृष्टास्पृष्टिर्न विद्यते ।

षड्दर્શનાચાર્ય — જે શાસ્ત્રોમાં દેવગૃહની સ્થાપના વિષે લખે છે તે જ શાસ્ત્રમાં આ લખેલું છે. પૂજા સમય પર પૂજારી બીજાનો સ્પર્શ નથી કરી શકતા. આ શ્લોકનો અર્થ તો એ છે કે જેનો મંદિરમાં આવવાનો અધિકાર છે એવાઓની વચ્ચે સ્પૃષ્ટાસ્પૃષ્ટિ નથી. બહારના

માણસોનો એટલે ચાતુર્વર્ણ્ય બહારના માણસોનો અહીં વિચાર નથી જ!

ભગવાનનું વિશેષ સંનિધાન પ્રતિષ્ઠિત મૂર્તિઓમાં છે. દેવતાનું સાંનિધ્ય લાવનારાણું શાસ્ત્ર — વૈખાનસાગમ શાસ્ત્ર — માનો તો તેના બીજા આદેશો પણ માનવા જોઈએ. આ શાસ્ત્રનો જ એ વાતમાં પૂરો અધિકાર છે.

બાપુ — મદ્રાસમાં પ્રત્યેક મંદિર માટે ભિન્ન આગમ છે. એ બધાં ઈશ્વરપ્રણીત છે?

શાસ્ત્રી — તમે બધાં ઈશ્વરપ્રણીતને જ માનો કે બીજાને પણ માનો?

બાપુ — તમે મને એ ન પૂછો કે હું કયું શાસ્ત્ર માનું છું. તમે જે શાસ્ત્રોનાં પ્રમાણ ટાંકવાં હોય તે ટાંકો. જે જે સંપ્રદાયનાં જે જે શાસ્ત્ર પ્રમાણ છે તે તેને માન્ય હોવાં જોઈએ એ મને કબૂલ છે. ઈશ્વરે પ્રત્યેક સમાજને માટે મંદિર વિષેનું શાસ્ત્ર રચ્યું છે એમ તમે કહેવા માગો છો? મદ્રાસમાં એક નવું મંદિર બને કે તુરત તેનો આગમ બને છે. એ આગમને માનવાવાળાઓનો અધિકાર છે ખરો કે નહીં કે હરિજનોને દાખલ કરવા?

શાસ્ત્રી — તમે એ લોકોને મનાવો કે તમારી પાસે નવો આગમ છે એમ સમજાવે.

બાપુ — હું તો એમ પૂછું છું કે ભાગવતને પ્રમાણ માનનાર માણસો પોતે ઠરાવે કે અમારે અમુક માણસને લેવા છે, તો તે તેમ કરી શકે કે નહીં?

શાસ્ત્રી — તો એ લોકોએ કહેવું પડશે કે આજની પરિસ્થિતિને કારણે અમુક આદેશોનો અર્થ બદલવો જોઈશે.

બાપુ — ના; એઓ તો કહેશે કે હું અત્યાર સુધી સંકુચિત અર્થ કરતો હતો; હવે એનો વિસ્તૃત અર્થ કરવો જોઈએ.

શાસ્ત્રી — આગમને પ્રમાણ માનનારા એમ માને કે એ જ આગમનો અર્થ વિસ્તૃત કરવો જોઈએ, તો એ તો અધર્મ થઈ રહ્યા છે.

આમ સનાતની શાસ્ત્રીઓના બદલાતા રંગ જોયા. મોતીબાબુ પાસેથી ખબર પડી કે એ શાસ્ત્રીઓ — ખાસ કરીને તેમનો એજન્ટ ડાવરે બાપુને અસત્યવાદી તરીકે પ્રસિદ્ધ કરે છે. જે સંદેશો એ લોકો ખોટું સમજાવીને પરિષદ માટે લઈ ગયેલા તે પાછો ખેંચી લેવાને માટે બાપુની ઉપર તેઓ અસત્યનું આરોપણ કરે છે.

એ બધા જવા તૈયાર થતા હતા ત્યાં બાપુએ એમની આગળ દિલની જ્વાળા કાઢી: "તમે મને અસત્યવાન અને દંભી ધારતા હો તો તમે મારો ત્યાગ કરજો. તમે મને સમજાવવા આવો છો એ તમે ધર્માચરણ કરો છો. મારી આગળ તમે મને કહો છો કે તમારી સત્યનિષ્ઠાને લીધે આવીએ છીએ અને પાછળ તમે કહો હું પાખંડી અને અસત્યાચરણી છું એ તમને નથી શોભતું. હાં, એક શરતે તમે મને પાખંડી માનતા હો તોપણ આવી શકો છો, તે એ કે તમે મારો પાખંડ ટાળવા અને મને સત્યને પંથે લઈ જવાના શુભ હેતુથી આવો. પણ તેનો સમય આજે નથી. આજે તો તમે મારે માટે પ્રાર્થના કરજો અને પછી સમય આવે ત્યારે મારો પાખંડ ટાળવા આવજો. એટલે આજે તમારી પાસે હું જાણી લેવા માગું છું કે તમે શી ભાવનાથી અને શા સારુ અહીં આવો છો."

ધારૂરકર શાસ્ત્રી તો બોલવા લાગ્યા: "ના, ના; તમારી સત્યનિષ્ઠામાં અમને સંપૂર્ણ વિશ્વાસ છે, એટલા માટે જ અમે આવીએ છીએ." જોકે ડાવરેએ તો કહ્યું કે આ સંદેશો મોકલીને બીજે દિવસે મહાત્માજીએ પાછો ખેંચી લીધો એ વાત તો હું હજી પણ કહું છું. હરિભાઉએ ડાવરેને સખત ખખડાવ્યો એટલે એ ચૂપ રહ્યો.

મોતીબાબુ આ કાવાદાવા જોઈ ગયા અને બાપુને કહ્યું: "એ લોકો મારી નિષ્ઠાને કલુષિત ન કરી શકે, એનાં હૃદયમાં ગમે તેટલો મેલ હશે પણ તે મારા હૃદયને સ્પર્શ ન જ કરી શકે."

એક બ્રહ્મચર્યના પ્રયાસ કરનારને લખ્યું:

"થયેલા દોષોમાંથી શિક્ષા લેજો. . . . બહેન સાથે એકાંત સેવન ન થાય. ઝીણા નિયમોનું પણ કડક પાલન કરજો. ઇંદ્રાસન મળતું હોય તોયે જૂઠું ન બોલજો. અનશન લઈને મરવું કબૂલ કરજો, પણ સ્ત્રીસંગ ન કરતા."

૨૫-૧૨-'૩૨

નરદેવ શાસ્ત્રીએ પણ હાલનાં પગલાં વિષે વિરોધ કર્યો હતો. તેને લખ્યું:

"મેરા બંદીવાન રહના ઔર હરિજનોંકા કામ કરના ઉસીમેં સબ શંકાઓંકા સમાધાન હો જાતા હૈ. અધિક લિખના મર્યાદાકે બાહર હોગા. કોઈ કોંગ્રેસકા આદમી ઇસ કામમેં જુત જાનેકે લિયે બાધ્ય નહીં હૈ. કોઈ ઇસ કાર્યકે લિયે સ્વધર્મ ન છોડે."

"એક વર્તુલ બના લો, ઔર કિસીકો પૂછો ઉસકા આદિ કહાઁ, અંત કહાઁ? યદિ વર્તુલ સહી બના હોગા તો કોઈ બતા નહીં સકેગા. યદિ મનુષ્યકૃતિકે લિયે યહ સહી હૈ તો ઈશ્વરકૃતિકા ક્યા કહા જાય? મૈં તો તુમ્હારે પ્રશ્નોંકા ઉત્તર દેનેકે લિયે અસમર્થ હૂઁ. ક્યોંકિ કોઈ ઉત્તર સંપૂર્ણ નહીં હૈ."

. . .ને: "તું ગીતાનું મનન કરનારો છે. શુદ્ધચિત્ત સદાય પ્રસન્નચિત્ત રહેવા જોઈએ એ તું જોશે."

. . .ને: "તું ચિંતા છોડી શકે તો હું તુરત છોડું. અત્યારે તારી ગીતાની પરીક્ષા થઈ રહી છે એમ તું જાણે છે ના? તને અર્થ સુધ્ધાં ઉચ્ચાર આવડે, કંઠ પણ કરે તેથી તું ખરી રીતે પાસ થઈ ન ગણું. ગીતાને અમલમાં મુકાય તે પ્રમાણે દોકડા મળે. રેંટિયાશાસ્ત્ર પટપટ મોઢે બોલી જાય તે તેનો જાણનાર નહીં, પણ તેને અમલમાં મૂકનાર એટલે પીંજનાર-કાંતનાર ખરો જાણનાર. એ જ પ્રમાણે ગીતા છે. બધા મંદવાડનું એ ખરું ઔષધ છે. એ ઔષધ તું બરોબર વાપરે તો મને તારે વિષે બહુ ચિંતા ન રહે."

બારડોલીના આશ્રમનાં મકાનો વેચવા કાઢ્યાં છે એની ખબર આજે આવી. વલ્લભભાઈ કહે: "સારું છે વેચાઈ જાય તો. આપણા હાથમાં સત્તા આવશે ત્યારે એ બધાં પાછાં આપ્યે જ છૂટકો છે. સત્તા ન આવે તો આ બધાં એમનાં મકાનો (જેલો)નો કબજો આપણી પાસે પડેલો જ છે ના?"

મેફરેની સાથે:

બાપુ — પિસ્તાળીસ વર્ષ થયાં જે વિચારો હું મક્કમપણે ધરાવી રહ્યો છું તેમાં ફેરફાર કરાવવો એ કંઈ રમતવાત નથી. દરેક

૨૬-૧૨-'૩૨

વસ્તુ હું ખુલ્લા મનથી સાંભળું છું. બધી ચર્ચાઓ બંધન વિનાની હોય છે. પરિષદને લીધે ઉપવાસ વિષે મારો અભિપ્રાય બદલાવાનો પ્રશ્ન જ નથી. ગોપાલન તરફથી સમાચાર આવ્યા છે કે મતો મોટી સંખ્યામાં અમારી તરફેણમાં છે. પણ એ વિષે વધારે સમાચાર કાલે આવશે.

પ્રશ્ન — ત્યારે બીજી જાન્યુઆરીનો કાર્યક્રમ નક્કી છે?

બાપુ — હું બીજી જાન્યુઆરીએ શું કરીશ તે કશું મારા મનમાં નક્કી નથી. સરકારી યાદી તો એવી બહાર પડી છે કે હિંદ સરકાર પોતાનો નિર્ણય જાન્યુઆરીની અધવચમાં આપશે. શાસ્ત્રીઓની પરિષદમાંથી ખાસ

કંઈ પરિણામની હું આશા નથી રાખતો; સિવાય કે મને એટલો માનસિક સંતોષ મળશે કે મારો વિરોધ કરનાર કોઈને મેં પાછા નથી કાઢ્યા. પરિષદ પૂરી થઈ ગયા પછી એક નિવેદન બહાર પાડવાનો મારો વિચાર છે.

શાસ્ત્રચર્ચા :

ધારૂરકર પક્ષ કહે છે કે અમારા પ્રતિપાદનોના દોષો અમારી આગળ બતાવો એટલે અમે તમને જવાબ આપીએ.

બાપુ — મારે હવે તમારી પાસે કાંઈ સાંભળવું નથી. તમે જે લાવી આપ્યું છે તે પૂરું વાંચી જઈશ.

પછી વૃદ્ધહારિત સ્મૃતિમાંથી મદ્રાસી પંડિતે વાંચી સંભળાવ્યું. અને કહ્યું કે વિવિધ પ્રકારની શુદ્ધિ કરવી પડે છે.

બાપુ — એટલે અસ્પૃશ્યો ત્યાં જઈ શકે છે તો ખરા. પણ પછી શુદ્ધિ કરવી પડે છે.

શાસ્ત્રી — પણ પ્રાયશ્ચિત્ત બતાવ્યું એટલે નિષેધ તો છે જ.

બાપુ — આપણે ત્યાં કોઈ આવે — મુસલમાન વગેરે — તો આવવા દઈએ, અને તેને જણાવ્યા વિના ઘરમાં શુદ્ધિ કરી લઈએ. પણ તેને આવવાનો તો પ્રતિબંધ નથી જ હોતો. મારું કહેવાનું એ છે કે આમાં એ લખ્યું નથી કે આ માણસો મંદિરમાં આવ્યા કે એને કાઢી મૂકો. મેં બીજું એ પણ જોયું છે કે બાહ્ય ચિહ્નોથી સ્પૃષ્ટાસ્પૃષ્ટિનો વિચાર કર્યો છે. પણ વ્યભિચારી અને ખૂનીનું શું? વ્યભિચાર કરવાવાળા પણ હવેલીઓમાં જતા જાણ્યા છે. એ માણસો અસ્પૃશ્ય નથી? એનો પ્રવેશ અશુદ્ધિ કરે છે એટલું તો ખરું જ ને? કર્મથી અસ્પૃશ્ય હોય તે તો સ્પૃશ્ય થઈ શકે છે ના?

શાસ્ત્રી — પણ કર્મથી અસ્પૃશ્ય અને જન્મસિદ્ધ અસ્પૃશ્ય એમની ભ્રષ્ટતામાં કાંઈ ભેદ નથી.

બાપુ — પ્રાયશ્ચિત્ત કોને કરવાનું છે? ચંડાળે કરવાનું, કે સ્પૃશ્યોએ પ્રાયશ્ચિત્ત કરવાનું?

વૈદ્ય — વૃદ્ધહારિત સ્મૃતિ અઢાર માન્ય સ્મૃતિમાં નથી.

આ પછી સનાતનીઓએ વૈદ્યના સવાલોના જવાબો આપ્યા. તેમાં એમને ઠીક છક્કડ ખવડાવી.

આનંદશંકર દૂર બેઠા બેઠા તમાશો જોયાં કરતા હતા. ડોસો ગોથાં ખાતો હતો તેમાં એની વહારે ન ધાતાં, ખડખડ હસતા હતા. આપણો પક્ષ આજે જાણે અવ્યવસ્થિત લાગતો હતો, જ્યારે સનાતનીઓનો સમૂહ વ્યવસ્થાબદ્ધ હતો. સનાતનીઓ બાપુના સવાલનો જવાબ ન દઈ શક્યા, પણ વૈદ્યને તો પછાડ્યા અને બતાવી આપ્યું કે 'स्पृष्टास्पृष्टिर्न विद्यते'

વાળા શ્લોકો અસ્પૃશ્યો વિષે નહીં, પણ સામાન્ય જનસમૂહને માટે છે અને શૌચ પ્રકરણને અંગે છે.

અસ્પૃશ્યોને કાઢી મૂકવાની ક્યાંય વાત નથી, એ બાપુના વિધાનનો શાસ્ત્રીઓ જવાબ ન આપી શક્યા.

વૈદ્યની સ્થિતિ ભારે દયાજનક હતી. પછડાયા છતાં, હું જવાબ આપીશ, જવાબ આપીશ એમ કહે જતા, લૂલા બચાવો કરતા જતા હતા, અને છેવટે દિવસને અંતે જ્યારે સુધારક શાસ્ત્રીઓને બીજે દિવસે એક સંયુક્ત જાહેરનામું ઘડવાને નોતરવામાં આવ્યા, ત્યારે બાપુને કાનમાં કહે છે: "મારાથી કાલે નહીં આવી શકાય; અને આવું તોપણ મારાથી જાહેરનામા ઉપર સહી ન કરાય કારણ કાયદો કરવાની બાબતમાં મારી જુદી જ સ્થિતિ છે"! વળી કહે છે કે "આગમથી થયેલાં મંદિરોમાં હરિજનપ્રવેશની તરફેણમાં હું નથી"! જોકે આજ સુધી એની તરફેણમાં દલીલ કરતા રહ્યા છે!

. . . બાપુને સવિનયભંગ મુલતવી રાખવાનું સમજાવવાને આવ્યા છે એવું સાંભળ્યું હતું, પણ બાપુ કહે: "એવું વાક્ય એકે એની પાસેથી ન સાંભળ્યું. માત્ર એક વાર એણે એમ કહ્યું ખરું કે 'તમે બહાર નીકળ્યા હો તો ઓટાવા બિલની ઉપર તો તમે કેવી લડત આપી શકો? . . .નું બિચારાનું શું ગજું? દાંડીની કૂચ વખતનાં આપનાં ભાષણોએ મને હલાવી મૂકેલો. તેમ તમે આ વેળા બહાર હો તો આ બિલ ન થઈ શકે.'

"મેં એને સમજાવ્યું કે હું બહાર નીકળું એટલે એ બિલની સામે લડવાની શક્તિઓ ખોઈને નીકળેલો હોઉં એ તમારે સમજવું જોઈએ. મેં એને એ પણ સમજાવ્યું કે આજે લોકોમાં જે ખળભળાટ પેદા થયો છે એનાં બે કારણો છે: (૧) લોકો ડરી ગયા છે અને હવે કશું કરવાનું સૂઝતું નથી (૨) લોકો સત્યાગ્રહનો ચમત્કાર સમજ્યા નથી. હું પોતે હજી એનો પૂરો ચમત્કાર નથી જાણતો, તો બિચારા લોકો તો શી રીતે જાણે? સત્યાગ્રહ લઈને હું જન્મ્યો નહોતો. એ વસ્તુનો મારા જીવનમાં દિન પ્રતિદિન વિકાસ થતો ગયો છે અને થતો જાય છે એટલે એની નવી નવી શક્તિ હું અનુભવતો જાઉં છું, એટલે મારી શ્રદ્ધા એને વિષે વધતી જાય છે. પણ એની પૂરી ચમત્કારશક્તિની અવધિ તો મારી પણ જાણની બહાર છે. આજે જે મૂંઝાઈ રહ્યા છે તેમાંના જે બહાદુર છે તે એક જ વાત જોશે કે આ માણસ પોતે તો હજી જેલમાં જ પડ્યો છે, અને જેલમાં પડીને જે થાય તે કરે છે. જે થાક્યા છે તે એમ જોશે કે આ માણસ હવે બીજું બધું કામ છોડીને કેવળ અસ્પૃશ્યતાનું કામ લઈને બેઠો છે."

આ પછી બાપુ કહે: "મને છોડાવવાનો પ્રયત્ન કરનારને તો આ મુલાકાતમાંથી કશું ન મળે, ઊલટો . . . તો એમ રિપોર્ટ આપી શકે કે આ તો જેવો હતો તેવો ને તેવો છે અને એના વિચારમાં જરાય ફેર પડ્યો નથી, અને કોઈ પણ પ્રકારની શરતે બહાર નીકળવાની વાત જ સાંભળવાને તૈયાર નથી."

આપણા શાસ્ત્રીઓની સાથે બાર વાગ્યે વાતચીત. વાસુકાકાનો કાગળ કે હાલ મંદિરપ્રવેશની વાત બંધ રાખો.

૨૭-૧૨-'૩૨ બાપુ — રિલિજ્યસ એન્ડાઉમેન્ટ ઍક્ટ જ આપણા ધર્મની બાબતમાં દખલ નથી દેતો? તો પછી કાયદાનો વિરોધ કરવાની શેની વાત કરીએ? સારડા બિલના જેવી આ રિલિજ્યસ એન્ડાઉમેન્ટ ઍક્ટની વાત નથી. સંમતિવયનો કાયદો થઈ ગયો તે ચાલુ પ્રથામાં દખલગીરી કરવા માટે હતો. આજે જે કાયદો ચાહીએ છીએ એ તો એવી પ્રથામાં દખલ કરવા માટે નહીં, પણ જે કાયદો દખલ કરનારો છે તે કાયદાના સુધાર માટે છે.

આનંદશંકર — સંમતિવયનો કાયદો એ પણ કાનૂનનું પરિવર્તન હતું, તો આપ શો ભેદ કરો છો? એટલે તિલક મહારાજ જેવા જે સંમતિવયના કાયદાની વિરુદ્ધ થયા હતા તે આની પણ વિરુદ્ધ થશે.

બાપુ — સંમતિવયનો કાયદો થયો ત્યારે લોકોની આગળ ધારાસભાનો કોઈ કાયદો કે કાનૂન નહોતો, જેની રુકાવટ દૂર કરવા માટે એ થયું. એ કાયદો તો હિંદુ ધર્મમાં સુધારો કરવાને માટે હતો, જ્યારે આજે જે કાયદો ચાહીએ છીએ તે ચાલુ કાયદો સુધારવા માટે છે.

હું તો સંમતિવયના કાયદાની વિરુદ્ધ થવા વાળાને પણ કહું કે હિંદુઓના હાથમાં પૂરી સત્તા હોય તો તેમને હિંદુ ધર્મમાં સુધારો કરવાનો હક્ક છે.

આનંદશંકર — તો તો હિંદુઓના હાથમાં સત્તા આવે ત્યાં સુધી તમે રોકાઈ ન જાઓ?

બાપુ — હા; મને કોઈ આજે બતાવે કે આજના પ્રાન્તિક અને વડી ધારાસભાના હિંદુ સભ્યો આ કાયદાની વિરુદ્ધ છે તો, આ કાયદાની વાત હું છોડી દેવા તૈયાર છું.

શાસ્ત્રીઓની પાસે જાહેરનામું લેવાને માટે બાપુએ મુદ્દા લખી આપ્યા:

(૧) અસ્પૃશ્યોની સાથે જે વર્તાવ સવર્ણો રાખે છે તેને માટે હિંદુ ધર્મમાં શાં પ્રમાણ છે?

(૨) હિંદુ ધર્મમાં અસ્પૃશ્યતા છે પણ તે કર્મને લીધે છે, જન્મને લીધે નથી, અને એનું નિવારણ શાચાદિના નિયમપાલનથી થઈ શકે છે. બીજા અસ્પૃશ્યો જન્મને કારણે પણ શાસ્ત્રમાં મનાયા છે એવાં દૃષ્ટાંત મળે છે. એવા અસ્પૃશ્યોની હસ્તી આજે સમાજમાં નથી. જેને આજે અસ્પૃશ્ય માનીએ છીએ તે એવા અસ્પૃશ્યો નથી. ત્રીજા અસ્પૃશ્યો મહાપાતક અને એના જેવાં પાપોને કારણે બને છે. એની અસ્પૃશ્યતા આ સ્થાન ઉપર અપ્રસ્તુત છે, કારણ એનું એકે પ્રત્યક્ષ લક્ષણ નથી. આવા અસ્પૃશ્યો સવર્ણમાં પણ મળી આવે છે. જે સર્વસામાન્ય અધિકાર સવર્ણોને છે એ અવર્ણોને પણ હોવા જોઈએ. આ લોકોને મંદિરપ્રવેશાદિ સર્વ અધિકાર હોવા જોઈએ.

કૃષ્ણન નાયર સાથે લાંબી વાતો કરી. તેમાંનો પાછલો ભાગ:

બાપુ — જે કોઈ મારા મગજનું ઊંડાણ શોધવાનો પ્રયત્ન કરશે તે ખતા ખાવાનો છે. એ તિજોરીમાં પડેલું ગુપ્ત છે. અમુકની પાસે હું અમુક વસ્તુ કરાવવા ઇચ્છું છું એવી કોઈ કલ્પના કરે તો એ ભારે ભૂલ કરે. મારો નિર્ણય એને માટે અપ્રસ્તુત છે. બીજી વાત. કૉંગ્રેસનું કામ અત્યારે છૂપી રીતે કરવામાં આવે છે. આ આત્મઘાતક છે. શરૂઆતમાં મારું મન કદાચ આ પસંદ કરવા તરફ વળત. પણ મારી ભૂલ મેં જોઈ લીધી.

આ વાત બહાર પાડત પણ સરકાર એનો દુરુપયોગ કરે એટલે મેં સરકારને કહ્યું નથી. જે વાત હું અહીં કહું છું તે બહાર પાડનારા માણસને હું મૂરખ કહું.

એક વસ્તુ ખુલ્લંખુલ્લા કરવી અને સાથે બીજી વસ્તુ છૂપી રીતે કરવી એ સત્યાગ્રહના નિયમથી વિરુદ્ધ છે. જો બધી વસ્તુ ખુલ્લી થતી હોત તો આજે જે મંદતા આવી ગયેલી તમે જુઓ છો તે ન આવી હોત. છૂપી રીતે કરવા જેવું હોત તો તેમ કરતાં મને કોણ રોકતું હતું? હું જ છૂપી રીતે લડતનું સંચાલન કરવા માટે બહાર રહ્યો હોત અથવા શ્યામજી કૃષ્ણવર્માની માફક યુરોપમાં જઈને ત્યાંથી લડત ચલાવત. દરિયામાં બૂડી મરવા માટે એક હજાર છોકરાનું લશ્કર મારે ઊભું કરવું હોય તો હું કરી શકત કારણ એટલો ભોળો વિશ્વાસ તો હું તેમનામાં ઉત્પન્ન કરી શકું.

પ્રશ્ન — પણ આ સંશયાત્મક દશામાં અમારે શું કરવું?

બાપુ — જે પાકો સત્યાગ્રહી છે તેને માટે સંશયાત્મક દશા જ નથી.

બાપુનો અભિપ્રાય એ છે કે મંદિરપ્રવેશનો નિષેધ નથી, પ્રાયશ્ચિત્ત છે. આનંદશંકર કહે છે કે દરેક પ્રાયશ્ચિત્તમાં નિષેધ

૨૮–૧૨–'૩૨ રહેલો જ છે. બાપુ કહે, હા. પણ જે પ્રાયશ્ચિત્તમાં દુષ્કૃત્ય કરનારને માટે સજા છે તેમાં નિષેધ છે, બીજામાં નિષેધ નથી.

આનંદશંકરનું કહેવું એ છે કે શાસ્ત્રનો અર્થ કરવાનો નિયમ એ છે કે જ્યાં જ્યાં નિંદા હોય ત્યાં ત્યાં નિષેધ ગૃહીત જ છે. જ્યાં સ્તુતિ હોય ત્યાં વિધિ છે.

બાપુ — ચાંડાલનો નિષેધ હોય તેવાં વચનો તમે મને બતાવો. હું જાણું છું કે તેમને માટે પરલોકમાં સજાઓ છે.

આનંદશંકર — પણ ચાંડાલ મંદિરમાં જાય એ વસ્તુ જ કલ્પના બહાર છે. જેમ એ વેદ ભણે એ કલ્પનાબહાર છે તેમ. એટલે એને માટે કાંઈ નિષેધ નહીં કરેલો.

રાજાજી, કેલપ્પન અને માધવન નાયર.

રાજાજી — લોકોનાં દિલ તમારા ઉપવાસ ઉપરથી વાળવાનું અશક્ય કામ મેં સાધ્યું.

માધવન — અમે હા કહીએ તેથી ઉપવાસ અટકશે કે ના કહીએ તેથી, એની લોકોને બિચારાને ખાતરી નહોતી.

રાજાજી — તેમને મત આપવાનો આવે તે પહેલાં અમે તેમને સમજાવવાનું કામ કર્યું. પછી તો બાવીસ દિવસમાં બાવીસ હજાર મત મેળવ્યા.

મંદિરમાં કોણ દાખલ થઈ શકે? ફક્ત નાયર અને બ્રાહ્મણોને જ દાખલ કરવામાં આવે છે. ચલિયાન કમ્મલાન વગેરેને બિનનાયર ગણવામાં આવે છે. જેઓ મંદિરના છેક ગર્ભગૃહમાં ન જઈ શકતા હોય તેવા બધાને અમે તો મત આપવામાંથી બાતલ રાખ્યા. આ અનિષ્ટની ભયંકરતા તો એમાં રહેલી છે કે આ બધી જ્ઞાતિઓ સ્પૃશ્ય ગણાય છે છતાં એમને મંદિરમાં દાખલ નથી કરતા.

બાપુ — વાઇસરૉયે જે સ્ટેટમેન્ટ બહાર પાડયું છે તે જોતાં હવે આપણે શું કરવું? તમે શું ધારો છો?

રાજાજી — ઉપવાસ છોડી દેવો જોઈએ.

બાપુ — કેમ?

રાજાજી — તમારો સત્યાગ્રહ તો તમારા પોતાના લોકો અને કાર્યકર્તાઓની સામે હતો. તમને અને મને સંતોષ થાય એવી એની અસર પણ થાત. હું આશા રાખું છું કે જેમણે તમારી તરફેણમાં મત આપ્યા તેમનો

તમે વિચાર કરશો. તેમના આ કામને તમારે પૂરતી બાંયધરી ગણવી જોઈએ. પણ આવી બહુમતી હોવા છતાં મંદિર કેમ ન ઊઘડે? ઝામોરિન ઇચ્છે તો એ મંદિર ઉઘાડી શકે. પણ ગમે તે કોઈ એક માણસ એની સામે મનાઈહુકમ લાવી શકે. તમે ઝામોરિનની સામે સત્યાગ્રહ નથી કરતા. આ કામમાં સરકારી કાયદાથી આપણને મદદ થાય. પણ તે માટે તમે ઉપવાસ કરી શકો નહીં. લોકોનું હૃદયપરિવર્તન કરવાનું હતું તે થયું એટલે દરઅસ્લ આ મંદિર ઊઘડ્યું જ છે. વસ્તુતઃ એ નથી ઊઘડ્યું એ કમનસીબ બીના છે. પણ તે માટે આપણે મહેનત કરવી જોઈએ.

બાપુ — ગુરુવાયુરની આસપાસના લોકોએ મહેનત કરી છે તે વિષે મને શક નથી. કાયદાની બાબતમાં તમને એમ નથી લાગતું કે મંજૂરી નથી મળતી કારણ લોકો પોતાના હકની બાબતમાં ઊંઘે છે, અને કાયદો કરાવવાને માટે મહેનત કરતા નથી? તમે એ કામનો આરંભ કેમ ન કર્યો?

રાજાજી — શું બન્યું તેનું હું વર્ણન કરીશ એટલે તમને એનો જવાબ મળી જશે. ગવર્નર સંમત થયા છે અને એમના અનુકૂળ રિપોર્ટો સાથે બિલ ગયું છે. મતગણતરી પૂરી થાય ત્યાં સુધી અમે રાહ જોઈ કારણ ઘણા પ્રશ્નોના જવાબ એમાંથી મળી જતા હતા. અને મંજૂરી મેળવવા માટે આપણે હવે સારી સ્થિતિમાં છીએ. જોકે બહુ જ સારી સ્થિતિમાં તો નહીં. કારણ લોકોનો વિરુદ્ધ પ્રચાર હજી ચાલુ છે અને એ તો રહેવાનો.

બાપુ — ત્યારે મારે તમારી સામે ઉપવાસ કરવો જોઈએ. હૃદયપરિવર્તન માટે તો હું ઉપવાસ ન કરી શકું.

રાજાજી — લોકમત મંદિર ખોલવા તરફ છે એ મતગણતરીથી જણાયું. પણ આપણે આ બધું કાયદેસર રીતે અને શાંતિથી કરવું છે. લોકોએ વાંધો ઉઠાવ્યો હોત તોપણ મને લાગે છે, મંજૂરી તો આવશ્યક હતી જ.

બાપુ — મતગણતરીમાં કાયદાની માગણી આવતી નથી. કાયદાની માગણી કરવાથી લોકમત વ્યક્ત થાય છે.

રાજાજી — દેશભરમાં ચળવળ ઊપડશે. વાઇસરૉય મુશ્કેલીઓ ઊભી કરે છે, આપણે ભારતમંત્રીને અપીલ કરવી પડશે. પણ તમે ઉપવાસની તલવાર માથા ઉપર લટકતી રાખો એટલે આ બધું કામ અમે શી રીતે કરી શકીએ?

બાપુ — મારે લાભાલાભનો વિચાર કરવાનો નથી. મારી પાસે તો નૈતિક કસોટી એ નિર્ણાયક કસોટી છે. મારું વલણ આ છે: તમને મારે ઉત્તમ ન્યાયાધીશ તરીકે સ્વીકારવા જોઈએ. હું વાઇસરૉયનો દોષ કાઢતો નથી.

રાજાજી—એણે મુદત નક્કી કરી છે એ રીત બહુ અસાધારણ છે ખરી, પણ એનો અર્થ એ નથી થતો કે એની પાછળ કાંઈ હેતુ છે. હું તો આગ્રહ કરું છું કે ઉપવાસ મુલતવી રાખવાનો પ્રશ્ન હવે છે જ નહીં. તમારે ઉપવાસનો વિચાર જ છોડી દેવો જોઈએ.

બાપુ—લોકોની ઇચ્છા શી છે એ નક્કી કરવા માટે કંઈ આ ઉપવાસ નહોતો. મંદિર ખુલ્લું કરાવવાને માટે લોકો મહેનત કરે એટલા માટે ઉપવાસ હતો.

રાજાજી—લોકો તો કહે છે કે અમારી મિલકત વહેંચી આપો. પણ રિસીવર મિલકત લઈને છાનોમાનો બેસી રહે તો શું થાય?

હિંસા કારગત થાય જ નહીં, એ જો નિરપવાદ સત્ય હોય તો મારે કાંઈ કહેવાનું નથી. ધારો કે એક સિંહ ઘેટાને ખાઈ જાય છે. તમારી અહિંસા એ સિંહને રોકી શકવાની નથી.

બાપુ—પણ મારી અહિંસાની વાત નથી. લોકોની સામુદાયિક અહિંસાનો પ્રશ્ન છે. લોકોએ તો પોતાની માગણીનું વાજબીપણું સાબિત કર્યું. હવે તેનો વિરોધ કરવો એ હિંસા છે. હું તો પાવર હાઉસ જેવો છું. લોકો તેમાંથી શક્તિ મેળવે છે.

રાજાજી—એ હું સમજું છું. જે કરવા જેવું છે તે બધું થઈ રહ્યું છે. લોકો મંજૂરીને માટે મહેનત કરે તે માટે ઉપવાસની ખરેખર કશી જરૂર નથી.

બાપુ—ત્યારે આપણે ઉપવાસ મુલતવી રાખીએ.

રાજાજી—મંજૂરી માટે તો ઉપવાસ છે જ નહીં. તેથી હું તો કહું છું કે તમે એની વાત જ બંધ રાખો. જરૂર પડે તો તે વખતે તમે ક્યાં નથી કરી શકતા?

બાપુ—પણ જ્યાં સુધી મારી પ્રતિજ્ઞા પૂરી નથી થઈ ત્યાં સુધી મારાથી ઉપવાસની વાત કેમ છોડી દેવાય? ગુરુવાયુર મંદિર ઊઘડે કે તરત ઉપવાસ ઊડી જાય.

રાજાજી—મંજૂરી મળે, કાયદો પસાર થાય, એટલે ગુરુવાયુરનું મંદિર ઊઘડ્યું જ ગણાય.

બાપુ—પણ હું લોકોની સામે ઉપવાસ કરું છું, ક્યાં હું ધારાસભ્યોની સામે કરું છું?

રાજાજી—ગુરુવાયુરના મંદિર પૂરતી જ તમારી પ્રતિજ્ઞા છે એટલે તો મંજૂરી મળે તેની સાથે તમારી પ્રતિજ્ઞા પૂરી થાય છે. પણ જેને એ

ઉઘાડવાની સત્તા આપવાનો અધિકાર છે તે એ સત્તા ન વાપરે તો તમે એમ કહી શકો કે એમ કરાવવું એ મારી શક્તિની બહાર છે.

બાપુ — ના; હું તો પ્રતિજ્ઞા પૂરી થાય ત્યારે જ ઉપવાસની વાત છોડું. એની ભાષા તમે મારા ઉપર છોડી દો. આપણે પહેલાં તો એ નિર્ણય કરીએ કે ઉપવાસ અમુક મુદ્દત માટે મુલતવી રાખવાના છે કે અમર્યાદ મુદ્દત માટે? ગુરુવાયુર મંદિરને માટે મારી પ્રતિજ્ઞા છે. મારાથી ઉપવાસ છોડાય તો નહીં જ. મુલતવી રાખું તે તો પ્રતિજ્ઞાનું એક અંગ થયું. હું ન મુલતવી રાખું તો મારી ભૂલ ગણાય. સવાલ એ છે કે મારે ચોક્કસ મુદ્દત માટે મુલતવી રાખવા કે અચોક્કસ મુદ્દતને માટે? હું ઉપવાસની વાત છોડી જ દઉં એ તો પ્રતિજ્ઞાના અક્ષરથી વિરુદ્ધ જાય છે, અને પ્રતિજ્ઞાના ભાવથી તો વધારે વિરુદ્ધ જાય છે.

રાજાજી — તમે અનાસક્તિની વાત કરો છો. પણ તમે કહો કે અમુક પરિણામ નહીં આવે તો હું મારું જીવન આપીશ. એના કરતાં વધારે આસક્તિ કઈ હોઈ શકે?

બાપુ — હું એમ કહી શકું કે હું ઉપવાસ મુલતવી રાખું છું, કારણ મંદિર ઉઘાડવામાં એવી મુશ્કેલીઓ છે જેનો ઉપાય કરવો લોકોના હાથમાં નથી. એ મુશ્કેલીઓ તો મેં કલ્પી હતી. હું તારીખ ન નક્કી કરી શકું કારણ આ ઉપવાસ સરકારની સામે નથી. પણ લોકોએ તો સાફ સાફ કહેવું જ જોઈએ કે મંદિર ખોલવું જ જોઈશે. મારા પ્રયોગો હું પૂરા કરું અને મારું જીવન પણ ખતમ થાય ત્યાર પછી હું સાચો હતો કે ખોટો તેનો તમે ન્યાય કરી શકો.

રાજાજી — પણ મારે કહેવું જોઈએ કે આ ઉપવાસની વાતથી સદ્ભાવ ફેલાવાને બદલે બહુ દુષ્ભાવ ફેલાયો છે.

બાપુ — હા, ત્યાં જ મારી અનાસક્તિ આવે છે. આ પ્રતિજ્ઞા જો ઈશ્વર-પ્રેરિત હશે તો જરૂર સદ્ભાવ ફેલાવાનો છે.

રાજાજી — આમાં અમારી જે તાવણી થઈ રહી છે તેની આગળ સવિનયભંગનાં દુ:ખો તો કશી વિસાતમાં નથી.

બાપુ — જે માણસ અવળે રસ્તે ચડ્યો હોય અને છતાં પોતાના વિચારને જ વળગી રહે તે જક્કી કહેવાય. અને તેના મિત્રોએ તેને સમજાવવો જોઈએ.

રાજાજી — હા, તમે બીજાઓ કરતાં તો ઓછા જક્કી છો.

બાપુ — આ તમારું પ્રમાણપત્ર હું સ્વીકારી લઉં છું. ભગવાનદાસે મને કહેલું કે 'જ્યાં બીજા લોકો સોટા જેવા અક્કડ રહે ત્યાં તમે ઘણીયે

તડજોડ કરો છો. તમે હૃદયથી જ દોરાઓ છો, બીજા કશાથી નહીં.' મારા જેટલા બહુ ઓછા હૃદયથી દોરવાતા હશે.

રાજાજી — મને તો લાગે છે તમે બુદ્ધિથી દોરાઓ છો.

બાપુ — હા; એનો અર્થ એ કે મારી બુદ્ધિ હૃદયને અપીલ કરે છે. મને એક વાર ગોખલેએ પૂછેલું, કે તું એટલું કબૂલ કરશે કે નહીં, કે તને દલીલો જડે તે પહેલાં તારી પ્રતીતિ થઈ ગયેલી હોય છે? મેં કહ્યું, હા, એકાદ છૂટાછવાયા શબ્દની હૃદય ઉપર અસર થઈ જાય છે, અને દલીલ પાછળથી કામ કરે છે.

આ બાબતમાં તમારા જાણવામાં આવી હોય તે કડવામાં કડવી હકીકતો તમારે મને કહેવી પડશે.

રાજાજી — ત્યારે હું કહું કે લોકો આ પગલું લેવા તૈયાર થયા છે તેની પાછળ દબાણ છે. લોકોના અંતરાત્માને જાગ્રત કરવા માટે ઉપવાસની પણ હદ હોય છે. તમે તો ઉપવાસને ભાજીમૂળો કરી મૂક્યા છે.

બાપુ — જે વસ્તુ આવશ્યક છે તે ભાજીમૂળો કહેવાય જ નહીં.

રાજાજી — તમે અપ્પા વિષે ઉપવાસ કર્યો તે કોઈને ગમ્યો નહોતો.

બાપુ — કારણ કે કોઈ બધી વિગત જાણતું નહોતું. બધી હકીકત હું લોકો આગળ મૂકી તો શકું નહીં. તેનાં પરિણામો તમને પણ કહી શકતો નથી. જો હું કહી શકું તો તમે સ્વીકારશો કે એ ઉપવાસ તદ્દન આવશ્યક હતા.

રાજાજી — તો તો એ ચેપી રોગ કહેવાય.

બાપુ — આવી દલીલ કરનારા ઉપવાસની શી અસર થાય છે તે જાણતા નથી. આધ્યાત્મિક ઉપવાસની આધ્યાત્મિક અસર તો લોકો સમજે તે કરતાં ઊંડી હોય છે. ઉપવાસ બહુ અદૃશ્ય રીતે કામ કરે છે. લોકોને તે ખળભળાવી મૂકે છે અને ઘણી વાર તો લોકોમાં એને લીધે ભારે જાગૃતિ આવી જાય છે. એમ થાય છે એનું કારણ એની પાછળ તપસ્યા હોય છે. શાસ્ત્રોમાંની જે વાત મને સમજાઈ જાય તે હું એકદમ અમલમાં મૂકું છું. આ તપસ્યાની અસર મારા સંસર્ગમાં ન આવ્યા હોય એવા માણસ ઉપર પણ થાય છે.

રાજાજી — તમે તો ગૂઢ વાતમાં ઊતરી પડ્યા.

બાપુ — એ વસ્તુ ગૂઢ જ છે. તમે જાણો છો કે અધ્યાત્મના યાત્રીને શંકાકુશંકાના કેટલા કોઠામાંથી પસાર થવું પડે છે?

રાજાજી — કોઈ પણ વસ્તુને સાચી ઠરાવવા માટે કોઈ પણ માણસ શાસ્ત્રનાં વચન ટાંકી શકે.

તમે ચિનગારી મૂકી છે. હવે એને જરા અવકાશ આપો. બાકી આવી ગૂઢ ભાષામાં તમે વાત કરશો તો તો એનો અંત નહીં આવે.

બાપુ — આવી વાતો હું તમારી જ સાથે કરું. કાંઈ બધાની સાથે થાય છે? વિલાયતમાં એક શુક્લ કરીને હતો તે માંસાહારની ઉપયોગિતા સમજાવવા માટે મારી સામે બેન્થમનાં થોથાં લઈને દલીલ કરવા મંડ્યો હતો. મેં કહ્યું હું તમારી સાથે દલીલમાં નથી ઊતરી શકતો. પણ અહીં એમ નથી. મને નથી લાગતું કે મેં ઉપવાસ સસ્તા કરી મૂક્યા છે. મને તો જ્યારે હૃદય કહે છે કે આમ તારે કરવું જ જોઈશે ત્યારે હું તેમ કરું છું.

તમે જાણો છો કે આ ગુરુવાયુરના ઉપવાસ માટે મૂળ જવાબદાર તો તમે જ છો?

મેં (મહાદેવભાઈ) કહ્યું — વલ્લભભાઈ તો હંમેશાં કહે છે કે રાજાજીએ આ ઉપવાસ વળગાડ્યા છે.

પછી બાપુ બધા સંજોગો સમજાવે છે અને રાજાજીને કહે છે: "તમે મને કહ્યું કે કેલપ્પનને બચાવવો જોઈએ. મેં તાર કર્યો. એ તાર પણ તમારી જ પ્રેરણાથી કર્યો હતો. તમે જ કહેલું કે તાર તત્કાળ કરવો જોઈએ. મને જો મારું અભિમાન હોત તો તો હું બુદ્ધિનો ઉપયોગ કરત, પણ હું તો દરેક ક્ષણે ઈશ્વર જેમ કરાવે તેમ કરું છું. જ્યારે ગોળમેજીમાં મેં કહેલું કે અલગ મતદારમંડળોનો હું જીવ સટોસટ સામનો કરીશ ત્યારે મારી એ પ્રતિજ્ઞાનું પાલન હું શી રીતે કરીશ એ હું જાણતો નહોતો."

કેલપ્પને પૂછ્યું — કેટલાય મિત્રો આ ઉપવાસનું અનુકરણ કરવાની ધમકી આપી રહ્યા છે તેથી મારો ઉપવાસ હું છોડી દઈ શકું ખરો?

બાપુ — ના રે ના. પણ તમને આટલું કહું, રાજાજી જે કહે છે તે તમને ખરું લાગતું હોય તો તમે ઉપવાસ છોડી દઈ શકો. હું તો કહું, હું ઉપવાસની વાત છોડી શકતો નથી, મુલતવી રાખું ખરો. ફરી એના સંજોગ આવે એટલે કરું. પણ તમે ઉપવાસ તો જ છોડી શકો, જો આ ઉપવાસની પાછળ જે આધ્યાત્મિક અર્થ મને લાગે છે તે તમને ન લાગતો હોય.

૨૯-૧૨-'૩૨ આજે સવારે બાપુ કહે: "ગોળમેજીમાં જે થયું છે તે આ જમાનાનું મોટામાં મોટું કરુણ છે. એનું કારણ એ નથી કે ત્યાં ગયેલા માણસો ખાલી હાથે આવતા છતાં માને છે કે કાંઈ લઈને આવે છે, પણ એ લોકોએ ગોળમેજીમાં ભાગ લીધો એ જ મહા કરુણ હતું. એ લોકોએ ત્યાં જઈને આરંભ કરતાં જ કહેવું જોઈતું હતું કે જ્યાં સુધી મહાસભાના પ્રતિનિધિ નથી આવ્યા અને

કેદીઓ છૂટ્યા નથી, અને ફતવારાજ્ય ચાલી રહ્યું છે ત્યાં સુધી અમારાથી આમાં ભાગ ન લઈ શકાય. એ ન કર્યું અને ભાગ લીધો, પછી આજે એ લોકો શું કરી શકવાના છે? આ લડતનો પાંચેક વર્ષ સુધી તો હું અંત નથી જોતો.”

કેલપ્પનની સાથે વાતો :

કેલપ્પન — મારા બોજામાં ભાગ પડાવવાનું મેં કહ્યું ત્યારે મેં ઉપવાસની વાત નહોતી કરી.

બાપુ — બીજાઓએ પોતાનાથી જે અપાય તે આપ્યું. મારી પાસે ઉપવાસ સિવાય શું આપવાનું હતું? તમારે એટલું તો સમજવું જ જોઈતું હતું કે હું આવી જ કોઈ રીતે ભાગ પડાવી શકું. આમાં કશુંય ખોટું નથી થયું. જેમ જેમ હું વધારે વિચાર કરું છું તેમ તેમ મને લાગે છે કે મેં જે મૂંઝવણ ઊભી કરી છે તે આવશ્યક હતી. હિંદુ ધર્મ મારી નજર સામે મરી રહ્યો છે. એને જો સજીવન કરવો હોય તો મારાથી બીજું શું થાય? આજે મારી અંદર શું ચાલી રહ્યું છે તે તમે જાણતા નથી. તમે રાહ જુઓ, તપાસતા રહો, અને સહન કરો. મારે ઉપવાસ કરવા પડે તે તમારે સહન કરવું જોઈએ. આજે તો ઉપવાસ મુલતવી રહ્યા છે. ભવિષ્યના ગર્ભમાં શું હશે તે હું જાણતો નથી. ઉપવાસ અનાવશ્યક પણ હોય; અથવા તો મને એવું ઊગી જાય કે ગુરુવાયુરને માટે ઉપવાસ કરવા એ તો મૂર્ખામી છે અને શક્તિનો દુર્વ્યય છે. તમને હું જે મૂંઝવણ કરાવી રહ્યો છું તેમાંથી તમને કાંઈક સારું જ મળશે. ગઈ કાલના રાજાજીના પ્રશ્નોએ મને વિચાર કરતો કરી મૂક્યો છે અને મારું નિવેદન કાંઈ વિચિત્ર સ્વરૂપ લે એવું લાગે છે. પણ તમારે તો આ વાત અહીં જ રહેવા દઈ કામ કરવા મંડી પડવાનું છે. ઉપવાસનો તથા અસ્પૃશ્યતાનિવારણની અને મંદિરપ્રવેશની લડતનો આંતરિક અર્થ સમજવાનો પ્રયત્ન કરો. મને તો લાગે છે કે આપણે સાચે રસ્તે અસ્પૃશ્યતાનું નિવારણ કરીએ તો તેમાં હિંદુ સમાજની મુક્તિ છે. નહીં તો સવર્ણ હિંદુઓ અને કહેવાતા અસ્પૃશ્યો વચ્ચે તુમુલ યુદ્ધ થવાનું છે. અસ્પૃશ્યો ઝનૂનથી અને દ્વેષથી લડશે. અને નિરાશામાં આવી પૃથ્વીની સપાટી ઉપરથી હિંદુ ધર્મનો નાશ કરવાનો પ્રયત્ન કરશે. તેઓ હિંદુ ધર્મનો ઇનકાર કરવાના નથી. તેમ બીજો ધર્મ પણ અંગીકાર કરવાના નથી. પણ ઈશ્વરનો ઇનકાર કરશે. બ્રાહ્મણ-અબ્રાહ્મણના ઝઘડા કરતાં આ ઝઘડો વધારે ભયંકર થશે. કારણ અસ્પૃશ્યોને વધારે દર્દ લાગે છે. મારા ઉપવાસ આવો ઝઘડો અટકાવે. જોકે હું જાણતો નથી. કદાચ એની અસર ન પણ થાય. પણ હું આ ઉપવાસ શોધવા

ગયો નહોતો. હું તો પથારીમાં પડ્યો પડ્યો સરકારના એક ભૂંડા ઠરાવનો વિચાર કરી રહ્યો હતો, ત્યાં તમારો પ્રશ્ન મારી આગળ આવ્યો અને એમાં મેં ઝંપલાવ્યું. તે વખતે મને ખબરે નહોતી કે આમાં ઉપવાસની વાત આવશે. તમે મને બધી હકીકત જણાવી એ તમારે માટે તદ્દન બરાબર હતું. તેમ બીજા મિત્રોએ તારો કર્યો તે તેમને માટે પણ બરાબર હતું. જે થયું છે તે બધું બરાબર જ થયું છે.

અમરેલીના છેલ્લા કહેવાતા ખબર સાંભળી બાપુ બોલ્યા: "આ સનાતનીઓ છેલ્લે પાટલે બેઠા લાગે છે. અત્યાર સુધી આવી ભૂંડી અતિશયોક્તિ સરકારની સામે હતી, હવે આપણી સામે થઈ રહી છે. સનાતનીઓ આટલે સુધી જાય તે જોઈ મારું કાળજું કેટલું કપાઈ જાય છે તેની તમને કલ્પના નહીં આવે. જેઓ ધર્મ તથા મંદિરોને ભ્રષ્ટ કરી રહ્યા છે તેમને સજા કરવા ઈશ્વર અવતાર ધારણ કરશે, એવું આ માણસ લખે છે. એને લાગે છે કે પોતે હિંદુ ધર્મની રક્ષા કરી રહ્યો છે. પણ એ શું કરી રહ્યો છે, એનું એને ભાન નથી. વળી પોતાના કાર્યના સમર્થનમાં મહાભારતનાં વચનો ટાંકે છે. મહાભારત તો મનુષ્યજાતનો સનાતન ઇતિહાસ છે. એ તો રત્નોની ખાણ છે. ખાણમાં તો રત્નોની સાથે પથરા પણ મળે.

રાજાજી — હું તમને કહેવા માગું છું તે તો એ છે કે તમારે શક્તિનો સંગ્રહ કરવો જોઈએ. તેની બહુ કિંમત છે.

બાપુ — સંગ્રહ નહીં, પણ કંજૂસની માફક વાપરવી. પણ કોઈ વાર કંજૂસ પણ પોતાનું ધન ઉડાઉની જેમ ખરચે છે.

રાજાજી — આવી રીતે ગોળ ગોળ ચક્કરમાં દલીલ કરવી એ તો સહેલું છે.

બાપુ — મારી તો એ પ્રતીતિ વધતી જ જાય છે કે મારો આ ઉપવાસ છેલ્લો નહીં હોય. મારી પાછળ, મારી માફક હજારો માણસોએ પ્રાણ પાથરવા પડશે. મદ્રાસના 'વેદધર્મે' પ્રાયોપવેશનના સમર્થનમાં પ્રાચીન વચનો એકઠાં કર્યાં છે.

રાજાજી — આપણા જૂના મિત્રો આપણા કટ્ટર દુશ્મન થઈ બેઠા છે એ કરુણ નથી?

બાપુ — એમાં અસાધારણ કશું નથી. યુરોપિયન મિત્રો પણ દુશ્મન બન્યા છે ને?

રાજાજી — અર્વિન?

બાપુ — એ હજુ એટલો ખરાબ નથી થયો. પણ આખી વસ્તુ જ મહા કરુણ છે.

રાજાજી — આ બધામાંથી આપણે ચેતવણી લેવી જોઈએ.

બાપુ — હું તો લઉં છું જ. પણ કોની પાસેથી એ ચેતવણી મળે છે તે હું કહી શકતો નથી. હું તો બધાને કહું છું કે મારી દયા ખાશો નહીં. જો તમે મારી દયા ખાશો તો મને પ્રકાશ મળતો તમે રોકશો. છેક છેલ્લી ઘડીએ પણ પ્રકાશ મેળવવાની મારામાં શક્તિ છે.

રાજાજી — તમારા હેતુઓ અને ઇરાદાઓ વિષે તો શંકા જ નથી. વાંધો તમારી પદ્ધતિ સામે છે. તમે કહો છો કે વખતોવખત આવી કરુણ ઘટનાઓ બને છે. એટલે તમારે વખતોવખત એ વસ્તુ ધ્યાનમાં રાખવી જોઈએ કે છેવટનું પરિણામ આ કરુણ ઘટનાઓ અથવા તો કડવાશોના શેષરૂપે આવવાનું છે. તમે છેવટે બધાનો હિસાબ કાઢવા બેસો એ ન ચાલે. વચ્ચે વચ્ચે હિસાબ કાઢતા રહેવું જોઈએ.

બાપુ — હું કહું છું કે જ્યાં સુધી આપણા અંતિમ ધ્યેયને કશું જોખમ નથી ત્યાં સુધી લાભ-ગેરલાભના હિસાબ કરતા રહેવું એ બિન-જરૂરી છે. આપણે તો એટલું જ જોવું જોઈએ કે આપણે જે કરી રહ્યા છીએ તે શુદ્ધ છે કે કેમ? આપણે જે વાવી રહ્યા છીએ તે પ્રેમ છે કે બીજું કાંઈ? આપણે દ્વેષનું વાવેતર નથી કરવું. તમે સૂચવો છો તે પ્રમાણે વખતો-વખત તાગ કાઢતા રહેવાનું શક્ય જ નથી. મગજ ખુલ્લું રાખીએ એટલું બસ છે. આસપાસ જે ઘટનાઓ બને તેની એના ઉપર અસર પડવા દેવી જોઈએ. હું તો હંમેશાં એમ જ કરું છું. ૧૯૧૯ની છઠ્ઠી એપ્રિલનો દાખલો લો. અથવા પ્રિન્સ ઑફ વેલ્સ આવ્યો તે વખતનાં મુંબઈનાં તોફાનોનો દાખલો લો. દાસ દોડતા આવીને મને ઠપકો આપવા લાગ્યા કે અમારી સાથે મસલત કર્યા વિના આ પગલું કેમ ભર્યું? મેં કહ્યું, હું શી રીતે રાહ જોઈ શકું? મારાથી વધુ ટ્રામો કેમ બળવા દેવાય તથા વધુ પારસી બાળાઓ ઉપર કેમ અત્યાચાર થવા દેવાય? ત્યાર પછીનો ભારે દાખલો બારડોલીના ઠરાવથી સત્યાગ્રહની લડત બંધ કર્યાનો છે.

રાજાજી — આ બધા દાખલાઓ તો કરુણ ઘટનાઓ બનવા પામે તે પહેલાં પાળ બાંધવાના છે.

બાપુ — આપણે તો હંમેશાં જાગ્રત રહેવાનું છે. ખબર પડે કે તરત ચેતીએ.

કેલપ્પન — મારે કશી દલીલ કરવાની નથી. મને કેટલું દુઃખ થાય છે તે તમે સમજી શકો એમ નથી.

બાપુ — હું બધુંય સમજું છું. પણ મેં કાળજું કઠણ કર્યું છે. આ ગુરુવાયુરના પ્રકરણમાં આપણે બધા સંડોવાયેલા છીએ. એમાંથી આપણે ન છૂટી શકીએ. જો આપણે છૂટવા જઈએ તો એ મહાકરુણ થાય. ગુરુવાયુર તો પવન કઈ દિશામાં વાય છે એ બતાવનારું તણખલું છે. આજે સનાતનીઓ મેલામાં મેલા ઉપાયો અખત્યાર કરી રહ્યા છે. આ લોકો કશા સિદ્ધાંત વગરના છે. એમનાં કેટલાંક કામ તો એવાં ભૂંડાં છે કે એમના ઉપર બદનક્ષીની ફરિયાદ કરી શકાય. શંકરાચાર્યો આજે નામના જ શંકરાચાર્યો છે. તેમની ગાદીને તેઓ લજવે છે. આપણી આગળ એક વાત કરી જાય છે અને જાહેરમાં બીજી જ વાત કહે છે.

ગુરુવાયુરની બાબતમાં તમારે એ જોતા રહેવાનું છે કે તમને જેમણે સહીઓ આપી છે તેઓ ત્યાં પણ સહીઓ આપતા તો નથી? તમારે જાહેર-નામાં કાઢવાં જોઈએ. અરજીઓ મોકલવી જોઈએ. ઝામોરિનને હમણાં છેડવાની જરૂર નથી. એ મંડળમાં ઝામોરિન ઉત્તમ માણસ છે. એ ચારિત્ર્યવાન છે. પોતાની સમજણ પ્રમાણે એ કરી રહ્યો છે.

શેશુ આયર, એક ગણિતશાસ્ત્રી અને એની ગણિતશાસ્ત્રી પુત્રી.

શેશુ — તમને મળવા આવ્યો છું, કારણ તમે 'यस्मान्नोद्विजते लोको'વાળા શ્લોકના દૃષ્ટાંત છો. હું અસ્પૃશ્યતાનિવારણમાં માનું છું, સંસ્થાઓને મદદ કરું છું. પણ તમે જે ઝડપે આ કામ લેવા માગો છો તેમાં હું માનતો નથી, કારણ એમાં ભારે કલહ થવાનો સંભવ છે. મેળથી કામ થાય એ હું ઇચ્છું છું. ઉપવાસ એ બળજબરી છે. તમે શું ઇચ્છો છો એ સવાલ નથી, પણ લોકો એને શી રીતે લે છે એ સવાલ છે. આ વાત જ એવી છે કે તે માટે વખત જોઈએ. તમારે માણસો પાસેથી કામ લેવાનું છે. એમની સાથે ધીરજ રાખવી જોઈએ. ખોટી ઉતાવળથી કામ બગડશે. અમે તો સાંભળ્યું હતું કે કેલપ્પન છૂપી રીતે ખાતા હતા.

બાપુ — ત્યારે તો એના ઉપવાસથી તમને કશો ઉપદ્રવ નહોતો. એવા ઉપવાસની કશી અસર જ ન પડે. તમે તો ગણિતશાસ્ત્રી છો એટલે ગણિતની રીતે સમજી શકો કે એવા ઉપવાસથી લોકો ઉપર કશું દબાણ ન પડે.

મંદિરમાં ખરેખરા જનારાઓના જ મત લેવાયા હોય તો એ મત-ગણતરી ખરી ગણાય.

રાજાજી — તમે એમ તો નથી કહેવા માગતા ને કે પોતાનીમાં બધા ભૌતિકવાદીઓ અને બુદ્ધિવાદીઓ બની ગયા છે કે મંદિરોને તેઓ ભૂલી ગયા હોય?

શેશુ—હું તો મારી જિંદગીમાં એક જ વાર ગુરુવાયુરમાં ગયો છું. એટલે હું મને મત આપવાનો અધિકારી કેમ ગણું?

બાપુ—ધારો કે મારા જેવો માણસ મંદિરમાં માનતો હોય, પણ વિવિધ કારણોસર મંદિરમાં જતો ન હોય, છતાં તેને પૂરી શ્રદ્ધા હોય.

શેશુ—એવાને માટે પૂજાની બીજી પદ્ધતિ હોય.

બાપુ—ના, મત આપવાનો અધિકાર તો મંદિરમાં માનવાવાળા બધાને હોવો જોઈએ, પછી તેઓ મંદિરમાં ભલે ન જતા હોય. તમે જે કહો છો તેનાં કેટલાં ચોંકાવનારાં પરિણામ આવે તે તમને ખબર છે? જેઓ મંદિરમાં જવામાં બિલકુલ માનતા જ ન હોય તેઓ પણ મત આપવા આવે. એટલે અમે તો લોકોની પ્રમાણિકતા ઉપર છોડયું કે મંદિરે જવામાં માનનારા મત આપે.

રાજાજી—હું તો બધી ચોપડીઓ એમની આગળ મૂકવા તૈયાર છું. મંદિરમાં ન જનારાનાં નામ તેઓ છેકી નાખે. એક ટકો પણ તેઓ છેકી નહીં શકે એમ માનું છું.

શેશુ—છેવટે તો આપણે બધા હરિજનોના મંદિરપ્રવેશમાં માનીએ છીએ. થિયા બહુ સ્વચ્છ હોય છે. ચેરુમા બહુ ગંદા હોય છે. આપણે એમની સાથે પણ ભળવું?

રાજાજી—ગુરુવાયુરમાં તો નાહીને ભીને કપડે જવું પડે છે, ધોબીનું ધોયેલું કપડું પણ ન ચાલે. બીજે કેટલેક ઠેકાણે ચાલે છે. ઠીક, પણ થિયા લોકોને તો તમે મંદિરમાં જવા દો ને?

શેશુ—હા, હું એમને જવા દઉં. પણ તમે હરિજનો માટે જુદાં મંદિર બંધાવો ને? અને સનાતનીઓ પાસે એના પૈસા અપાવો.

બાપુ—તમે એમ કહેવા માગો છો કે સનાતનીઓ પૈસા ખરચીને શાંતિ ખરીદે. મેં તો એમ સૂચવ્યું છે કે બહુમતી મંદિરપ્રવેશની તરફેણમાં હોય તો હરિજનો મંદિરમાં જાય. સનાતનીઓને પોતાને માટે નવું મંદિર બાંધવું હોય તો બાંધે. પણ જો હરિજનો તેમ જ સુધારકો લઘુમતીમાં હોય તો તેમને માટે નવું મંદિર બંધાય.

શેશુ—મને કબૂલ છે. પણ મને લાગે છે કે સાચી મતગણતરી કરવી એ અશકય છે.

મદ્રાસમાં ખ્રિસ્તી થયેલા અસ્પૃશ્યોની સાથે ખ્રિસ્તીઓ દેવળમાં પણ અસ્પૃશ્યતા રાખે છે. તેમને દૂર રાખનારા કઠેરા કરી

૩૦-૧૨-'૩૨ દીધા છે. તેની સામે મદ્રાસના બિશપને અનશનની નોટિસ કેટલાક ખ્રિસ્તીઓએ આપી છે એવું આજે વાંચવામાં આવ્યું. બાપુને રમૂજ પડી.

વલ્લભભાઈ — એ કડેરા શા સારુ ઉખેડી નાખતા નથી?

બાપુ — તમારા મનમાં તો જાણે એ અહિંસામાં જ ખપે કેમ?

વલ્લભભાઈ — એ કડેરા ક્યાં કોઈને ઉખેડીને મારવાના છે? ઉખેડીને ફેંકી દેવાની વાત છે!

એ શાસ્ત્રીઓ પૂનામાં વેદસંહિતાનું પારાયણ કરતાં કરતાં અગિયાર દિવસનું અનુષ્ઠાન કરે છે એમ 'જ્ઞાનપ્રકાશ'માં વાંચીને બાપુએ એ લોકોને લખ્યું કે: "મારી સામે તમે એ કરતા હો તો તમે મને તો એ વિષે લખ્યું નથી. પણ મારી સામે ન હોય અને કેવળ ભૂતમાત્ર પ્રત્યેની કરુણાથી પ્રેરાઈને હિંદુ ધર્મની રક્ષા કરવા ખાતર એ કર્યું હોય તો તમારી તપશ્ચર્યાથી હિંદુ ધર્મનું શ્રેય થાઓ."

વલ્લભભાઈ આ ઉપર કહે: 'બધા પેલા સેંકડો ખ્રિસ્તી અને મુસલમાન થયા ત્યારે આ અનુષ્ઠાન કરનારા ક્યાં ગયા હતા?'

બાપુનું ઉપવાસ ઉપરનું નિવેદન ઘડાયું. એના ઉપર ખૂબ ચર્ચા કરીને રાજગોપાલાચાર્યની સાથે બેસી આખું તપાસ્યું. એમાં એક ઠેકાણે બાપુએ મુંબઈમાં પૂનાકરારની ઉપર સહી કરનારાઓની સભા કરીને ઠરાવ કર્યો હતો તેનો ઉલ્લેખ હતો. એ ઠરાવ બિરલાના દફતરમાં હશે એમ બાપુને ખબર હતી. મને એમ હતું કે 'એપિક ફાસ્ટ'માંથી કાઢીશું. પણ રાજાજીએ કહ્યું કે: "એ ઠરાવની નકલ ક્યાંય નથી, મદ્રાસમાં જ્યારે જ્યારે એ ઠરાવની અને મંદિરપ્રવેશની મેં વાત કરી છે ત્યારે ત્યારે લોકોએ મને કહ્યું છે કે તું આ ઘરની વાત કરે છે. વાત સાચી છે કે એ ઠરાવ પૂરો ક્યાંય છાપાંમાં આવ્યો નથી. એની નકલ મેં બિરલા પાસે અને જેસુખલાલ પાસે મંગાવી તો ન મળી અને આજે હવે એ મારે ઘડી કાઢવો રહ્યો! પણ એને માટે પણ બાપુએ પોતે જે કરાર ઘડ્યો હતો તેની નકલ જોઈએ. એ નકલ હોય તો એના ઉપરથી મેં એ ઘડ્યો હતો એટલે એની એ જ ભાષા હું ઉતારી શકીશ."

મેં કહ્યું: "તોપણ એ અવતરણ ચિહ્નમાં મૂકી શકાય એવી ભાષા તો ન જ હોય! એટલે આપણે લખવું કે આ મતલબનો ઠરાવ થયો હતો." અમે એમ કર્યું. રાજાજીને થયું કે બધે તપાસ થઈ હતી પણ 'ટાઇમ્સ'ની ફાઈલમાં તપાસ નહોતી થઈ. પણ તે વેળા તપાસ શી રીતે થાય? એ સ્ટેટમેન્ટ ભાવાત્મક ઠરાવ સાથે છાપાંમાં ગયું. પછી રાજાજીએ સાંજે 'ટાઇમ્સ'ની ફાઈલ જોઈ અને મૂળ ઠરાવ શોધી કાઢ્યો તો પોતે ઉપજાવેલી ભાષા લગભગ એને મળતી હતી! તુરત જ એના તાર કરવામાં આવ્યા અને નિવેદનમાં ઠરાવની ચોક્કસ ભાષા આવી.

આ નિવેદનમાંથી રાજાજીએ એક પેરા કાઢી નંખાવ્યો. આ વસ્તુમાં બાપુનો સિદ્ધાંત રહેલો હતો, પણ બાપુએ એ કાઢી નાખ્યો, એમ કહીને કે "આ ઘડીએ તમને સમજાવવાનો વખત નથી, નહીં તો સમજાવી શકું કે એ વાત તદ્દન સાચી છે, અને કહેવી જરૂરની છે — પણ ભલે નીકળે." એ પૅરેગ્રાફનો સાર આ રહ્યો: "જ્યાં લોકોએ પોતાના સિદ્ધાંતને ઊંચા મૂકીને મત આપ્યો એમ જણાતું હોય ત્યાં ઊંડું તપાસતાં જણાશે કે તેમનો સિદ્ધાંત મંદિરપ્રવેશ વિરુદ્ધ નહોતો પણ મારી જિંદગી બચાવવાનો હતો. સિદ્ધાંત તો તે કે જેને માટે માણસ સર્વસ્વ અને પ્રાણ ત્યાગવાને તૈયાર થાય. ભગવાન ક્વચિત જ માણસને એવી કસોટીએ ચડાવે છે. સાચી વાત એ છે કે અનશન એ એવી અદશ્ય અસર કરનારી શક્તિ છે કે જે કરોડો માણસોને અજાણી રીતે હલાવી મૂકે છે. આવા અનશનથી કોઈના ઉપર, ન ઇચ્છેલું પણ, દબાણ થતું હોય તોયે તે છોડી શકાય નહીં."

રાજાજીને આ ગૂઢ અસરની વાત ગમતી નહોતી અને એ કારણે એ પૅરેગ્રાફ એમણે કઢાવ્યો.

આજે ઉપવાસ છોડવા વિષેનો અને સુબ્બારાયનના બિલને મંજૂરી આપવા વિષેનો વાઇસરૉયને તાર ગયો. વલ્લભભાઈએ એ તાર ન મોકલવા વિરુદ્ધ ઠીક દલીલો કરી. મારા વિરોધને તો બાપુએ કાઢી જ નાખ્યો અને તાર મોકલ્યો. એમાંયે અલ્ટિમેટમ (આખરી કહેણ) તો હતું જ. "એમાં જે દલીલ છે તે કોઈએ કરી નથી, અને એ મારે એની આગળ મૂકવી જ જોઈએ" એમ બાપુએ જણાવ્યું.

૩૧-૧૨-'૩૨

બાબુ ભગવાનદાસ, અને ઇન્દિરારમણ શાસ્ત્રી આજે ગયા. બંને કેવળ બાપુજી પ્રત્યેની તીવ્ર ભક્તિથી પ્રેરાઈને આવેલા હતા. ભગવાનદાસની ભક્તિની તો શી વાત કરવી? દરરોજ ફળ લાવે, બાપુને ચરણે ધરે, સાષ્ટાંગ પ્રણિપાત કરી ચરણસ્પર્શ કરવા પ્રયત્ન કરે અને બાપુ ન કરવા દે. ગયા તે સમયે ગળગળા થઈ ગયા: "આપકી આજ્ઞા હો તો ઠહર જાઉઁ!" ઇન્દિરારમણ મોટો દર્શનશાસ્ત્રી છે. પણ એ બિચારો શૂન્ય હોય એવી રીતે જ વર્તે. બાપુએ એનો પરિચય માગ્યો ત્યારે એક કાગળ લખીને આપી ગયો. એ બિહારની નમ્રતાની મૂર્તિ.

આ લોકોની આગળ રાજાજીની ભક્તિ એ જુદા જ પ્રકારની!

ચિંતામણરાવ વૈદ્યને રાજાજી મદ્રાસ પ્રાંતમાં લઈ જવા માગતા હતા. વૈદ્ય ડોસા કહે: "ના રે ભાઈ, ત્યાં મદ્રાસના પંડિત શાસ્ત્રીઓનો મુકાબલો મારાથી ન થાય. એ લોકોનાં અજબ ભેજાં! જુઓની આ

રાજગોપાલાચાર્ય, એને દલીલમાં કોઈ પહોંચી શકે એમ છે? ગઈ કાલે એમણે ભાષણ આપ્યું તેમાં એક પછી એક અંકોડા સજ્જડ ગોઠવેલો. એક અતૂટ સાંકળ એણે ગોઠવી દીધી. એ દલીલનો કોણ જવાબ આપી શકે?"

આ રાજગોપાલાચાર્ય અનશન વગેરે વિષે બાપુ સાથે લડેઝઘડે અને આખરે બુદ્ધિથી નહીં પણ હૃદયથી બાપુની વાત સ્વીકારીને જાય અને તેને માટે પોતાની અકાટ્ય દલીલો રજૂ કરે!

રામાનુજમ ગણિતશાસ્ત્રીને પ્રસિદ્ધિ આપવામાં એમનો ફાળો હતો એમ મેં સાંભળ્યું ત્યારે મેં એમને પૂછ્યું: "તમારો ઐચ્છિક વિષય કયો હતો, ગણિત?"

રાજાજી કહે: "ના ભાઈ, ભાૈતિક વિજ્ઞાન હતો. પણ મારો ઐચ્છિક વિષય કાંઈ નહોતો એમ કહો ને! મારો ઐચ્છિક વિષય મારી ઇચ્છાને પરવશ કરીને ચાલવાનો હતો!"

બાપુની સાથે આજે પણ ફરી ફરીને દલીલ કરતા હતા કે ઉપવાસનો વિચાર છોડો. વચન માગતા હતા કે હવે લાંબો કાળ સુધી ઉપવાસ ન કરો.

બાપુ હસતાં હસતાં કહે: "ત્રણ વર્ષ સુધી ન કરું તો!" પણ બાપુ બધું ગંમતમાં ઉડાવતા હતા, અને રાજાજીને વસવસો રહ્યાં જ કરતો હતો. વાઇસરૉયના તારમાં એટલે છેક છેલ્લા લખાણમાં પણ એ વાત પાછી આવીને ઊભી હતી!

જતાં જતાં કહે: "Tell Bapu we will take no notice of his fast, if he does so again without consulting us." "બાપુને કહો કે હવે અમને પૂછ્યા વિના ઉપવાસ કરશે તો અમે એની નોટિસ લેવાના નથી." પછી બાપુને કહે: "બાએ મારી આગળ એક ફરિયાદ તમારી સામે કરી છે. બા મને હંમેશાં પૂછે છે કે 'આપણે અસહકાર કરીએ છતાં આ વાઇસરૉયને તાર શા અને બિલ મંજૂર કરવાની વિનંતી કરનારા ઠરાવ શા?'"

બાપુ કહે: "તમને જ એ ખટકે છે એમ કહોની! બિચારી બા ઉપર શા સારુ ઓઢાડો છો?"

બા સામે જ બેઠાં હતાં. રાજાજીએ બાની પાસે સાક્ષી પુરાવી. બા તુરત કહે: "હા; એવું આપણાથી કેમ થાય?"

રાજાજી કહે: "ઘણા પૂછે છે."

બાપુએ બાને સમજાવ્યું: "અસહકાર કર્યો એટલે આપણે આપણા પગ કાપવા? બિહારમાં એક માણસ ચરખા સંઘને ઠગતો હતો તેને વિષે મેં જ કહ્યું કે એની સામે ફરિયાદ કરો! અસહકારનો એવો અર્થ જ નથી. રેડિંગની પાસે પણ ગયો હતો ના?"

પછી રાજાજીને કહે "તમારે વિલિંગ્ડનને તાર કરવો કે આ કૃત્રિમ ચળવળની તમારી ઉપર રખેને અસર થાય એટલે મારે તમને સમજાવવા આવવું છે, અને એને મળવાની માગણી કરી લેજો!"

રાજાજી કહે: "બાપુએ આડકતરી સૂચના તો કરી છે જ કે મારે એને મળવું."

આ રાજાજી! અનશનનો સખત વિરોધ કરતાં છતાં, એ જ અનશનની ભવ્યતા અને અદૃશ્ય અસાધારણ પરિણામો ઉપર એ ભાષણ આપી શકે! એમનામાં ગમે તે કેસ લઈને તેનો બચાવ કરવાની વકીલની અસલ વૃત્તિ હજી ઊભી છે એમ ઘણી વાર થાય છે. બાપુએ આજે જ કાંઈ વાત કરતાં કહ્યું: "મારાથી દલીલની ખાતર દલીલ કરાય જ નહીં. મને તો મારો કેસ ખોટો લાગે તો હું જજને કહી દઉં. અને મેં એમ કેટલીક વાર કેસ છોડ્યા છે અને અસીલોને રોવરાવ્યા છે!"

તત્ત્વનિષ્ઠા કરતાં વ્યક્તિનિષ્ઠાનું રાજાજીમાં વિશેષ પ્રાબલ્ય હશે? વ્યક્તિનિષ્ઠા અને તત્ત્વનિષ્ઠાને છૂટા પાડનારી રેખા એટલી બધી ઝાંખી છે કે ઘણી વાર બંને એકબીજામાં ભળી જાય છે.

'ફ્રી પ્રેસે' ગઈ કાલે 'ડેલી હેરલ્ડ'નું ગપ્પાષ્ટક મોટાં મથાળાંથી છાપ્યું હતું કે ગાંધીજીને પહેલીએ છોડશે. બાપુએ કહેલું: "'ફ્રી પ્રેસ'માં છે માટે જે કાંઈ એવો ગપાટો આવે એથી ઊલટું માનવું." પણ એના કરતાં પણ આજે એ છાપું આગળ ગયું અને બીજાં વધારે ગપ્પાષ્ટક છાપ્યાં છે.

૧–૧–'૩૩

આજે સવારે આંટો મારતાં ગઈ કાલે છાપામાં આવેલી ખબરોની ચર્ચા ચાલી. બાપુ કહે: "એ લોકોને છોડવું પાલવે જ નહીં. કેવી રીતે છોડે? હું સેક્રેટરી ઑફ સ્ટેટ હોઉં તો હું પણ એમ જ કરું. સંભવ છે કે સપ્રુ-પોલાકને મને મળવાની રજા આપી હોય. પણ એ લોકો મને સમજાવી શકશે એવી ખોટી આશા એમણે કે સરકારે ન જ રાખી હોય. અને સેમ્યુઅલ હોર બરાબર પ્રામાણિકપણે માને છે કે આપણું લશ્કર હટી જાય તો હિંદુસ્તાનમાં અંધાધૂંધી થાય, આપણું નામ ખરાબ થાય, વગેરે."

મેં કહ્યું: "એ તો ઠીક, પણ એ લોકો તો નિઃસ્વાર્થતાનો દાવો કરે છે તેનું શું? આપણું ભલું કરવાને જ આવેલા છે એમ કહે છે!"

બાપુ: "આપણા સનાતનીઓ શું કહે છે? કાલે દેશમુખે વારકરી સંપ્રદાયને ઉદ્દેશીને લખેલી પત્રિકા તમે જ વાંચી સંભળાવી. એમાં એ નિશ્ચિંત પેટે કહે છે કે અસ્પૃશ્યોને શું દુઃખ છે? એને ખાવાપીવાનું, પહેરવાનું

મળે છે, એ સમાજનું એક અંગ છે અને એ અંગ તરીકે કામ આપે છે. અમે અમારું કર્તવ્ય એના તરફ બજાવીએ છીએ. અમને નવું કર્તવ્ય બતાવવા આવનાર કોણ? એવી જ રીતે આ લોકો પણ માને છે કે અમે હિંદુસ્તાનનું ભલું કરીએ છીએ. પણ એ લોકોનો શું કરવા વિચાર કરો? ઍન્ડ્રૂઝ લો. ઍન્ડ્રૂઝ ઊંડે ઊંડે નથી માનતો એમ નથી કે બ્રિટિશ રાજ્યે આ દેશનું કાંઈક ભલું કર્યું છે. પોલાકના કરતાં વધારે પ્રામાણિક અંગ્રેજ તમને ક્યાં મળશે? તમે એના ખૂબ સમાગમમાં આવ્યા છો. એ માણસ તો ચોક્કસ માને છે કે બ્રિટિશે આ દેશનું ભલું કર્યું છે. પછી બીજા માને એમાં શી નવાઈ? એ તો ખ્રિસ્તી મિશનરીની વૃત્તિ છે. એ લોકો ન છોડે એ બરોબર સમજાય એવી વાત છે. કૉંગ્રેસની સાથે સમાધાન થાય તો છોડે, એને સમાધાન કરવું નથી. શા સારુ છોડે? કાલે મેં ઝીણાભાઈ જોષીને સાફ સંભળાવી દીધું. જે થાકયા હોય તે નીકળી જાય, ઓછામાં ઓછા માણસો જેલમાં રહેશે અને આવશે એમાં જ આપણું શ્રેય છે. સંભવ છે કે આખો દેશ આપણને ભૂલી જાય. એ તો વધાવી લેવા જેવી વાત થઈ. જુઓની પેલો શંકરાચાર્ય કહે છે ને કે આ લોકોએ હિંદુ ધર્મમાંથી નીકળી જવું જોઈએ? ભલેને બધા હિંદુઓ આપણો ત્યાગ કરે! ભગવાન તો ત્યાગ નથી કરવાનો ને! આજે મોતીબાબુને મેં સંભળાવ્યું, 'તમે ઈશ્વર ઉપર ભરોસાની વાત કરો છો અને ડર્યાં કરો છો તે શું કામ આવે?' હિંદુ ધર્મમાં ફૂટ પડશે એ એને બીક છે. ફૂટ પડવાની હોય તો પડે. આપણી ફૂટ પાડવાની થોડી જ ઇચ્છા છે? અને અમુક થઈ જશે એ ખાતર આપણે ધર્મનો ત્યાગ કેમ કરી શકીએ? ધર્મના ધુરંધર થઈ બેઠેલાઓએ આજે ગુંડાબાજીનો ધર્મ કરી મૂક્યો છે. એ કેમ સહન કરી શકાય?"

આપણાં માણસો વિષે વાત કરતાં કહે: "મને તો દરબારની વાત ગમી. એણે નિશ્ચય કરી લીધો છે કે આપણે લડતમાં પડવું છે, એટલે એ મને શી રીતે મળવા આવી શકે? . . .એ પણ નિશ્ચય કરી લીધેલો કે મારે અસ્પૃશ્યતાનું જ કામ કરવું છે. એ પણ સીધી વાત છે. એ બન્ને વસ્તુમાં પ્રામાણિકતા રહેલી છે. પણ દહીંમાં અને દૂધમાં પગ રાખવાની વાત કરે છે એ ખોટું છે."

આજે બેસતા વર્ષ નિમિત્તે સરોજિની દેવીએ વલ્લભભાઈ માટે મિષ્ટાન્ન મોકલ્યું અને બાપુ માટે નીચેનો સંદેશો મોકલ્યો:

"અમારા સૌના તરફથી કાંતનારા નાનકડા યોગીને, એવી પ્રાર્થના સાથે કે એને હાથે શાંતિ અને મુક્તિને માટે સાચા, મજબૂત અને સુંદર ભાવિના તાર કંતાય."

વિનોબાનો હૃદયસ્પર્શી કાગળ આવ્યો :

"પૂ. બાપુજીની પવિત્ર સેવામાં,

નાલવાડી વર્ધાથી દોઢ માઈલ દૂર કેવળ હરિજનોની વસ્તીનું ગામડું છે. તા. ૨૫મીએ હરિસ્મરણ કરી ત્યાં રહેવાનો છું. વર્ધાનું આશ્રમ સ્થપાયું તેને હવે બાર વર્ષ થશે. એક સત્ર સમાપ્ત થયું. અનુભવ સારો મળ્યો. કર્તાપણાની ભાવના ગઈ. ઈશ્વર જ છે એવી પ્રતીતિ થઈ. આટલાં વર્ષ હું વર્ધામાં રહ્યા નથી, આપની આજ્ઞામાં રહ્યો છું. આપના આશીર્વાદ સિવાય આ દુનિયામાં બીજું બધું શૂન્ય છે. આ બાર વર્ષોમાં વ્રતોનું પાલન કરવાનો સતત પ્રયત્ન કર્યો એમ કહી શકું. છતાં ઘણી અપૂર્ણતા જોઉં છું. મારી ઈશ્વરને વિષે જેટલી ભક્તિ તેના કરતાં ઈશ્વરની મારા ઉપર કૃપા બહુ જ વધારે જોઈ.

"આપના આશીર્વાદથી તો હું સંપૂર્ણ વીંટળાયેલો છું એમ જાણું છું. છતાં તેની જ યાચના કરવાને સારુ આ લખી રહ્યો છું. આપના તુચ્છ સેવકની સંભાળ કરજો. આપના મહાયજ્ઞમાં હોમાઈ જવાની ઈશ્વરની પાસેથી તેને પાત્રતા અપાવજો. ભવિષ્યને માટે કંઈ સૂચનાઓ કરવી હોય તે.

વિનોબાના દંડવત પ્રણામ."

વજ્રથીયે કઠોર સમા ભાસતા વિનોબાના કુસુમથીયે મૃદુ હૃદયમાંથી નીતરતી ભક્તિના સુપુષ્પથી વધારે મધુર બીજું શું હોઈ શકે? 'ધર્મમણિ મીન'વાળું ભજન ગાતાં ગાતાં ઘણી વાર બાપુની ભક્તમાળના મણિ ગણાવવાનું મન થઈ જાય છે, અને તેમાં તપોધન વિનોબાને પ્રથમ સ્થાન આપતાં બહુ સંકોચ થતો નથી. આવા પડચા છે ત્યાં સુધી બાપુની ધજા ફરકતી રહેવા વિષે શી શંકા છે? હરિજનો બાપડા કેટલા વિનોબાને જાણતા હશે? પણ હરિજન ન જાણે તોય હરિ જાણે છે એટલે શી ચિંતા?

બાપુએ પણ વત્સલતાનાં અશ્રુભીનો કાગળ આના જવાબમાં મોકલ્યો :

"ચિ. વિનોબા,

"તમારી ભક્તિ અને શ્રદ્ધા આંખમાંથી હર્ષનાં અશ્રુ લાવે છે. હું એ બધાંને યોગ્ય હોઉં કે ન હોઉં, પણ તમને તો એ ફળશે જ. તમે ભારે સેવાનું નિમિત્ત બનશો. નાલવાડી ગયા એ બરોબર જ છે.

"ભવિષ્યની સૂચના હમણાં તો આટલી જ: શરીર સાચવજો, દૂધ-ત્યાગનો આગ્રહ ન રાખતા. અત્યારે સ્વધર્મ અસ્પૃશ્યતાનિવારણાદિ છે. હું જે લખ્યું કરું છું એ વાંચવાનો સમય કાઢી લેજો. બહુ હોતું નથી. મને કાગળ લખ્યાં કરજો. અઠવાડિયામાં એક લખાય તો બસ છે."

# પરિશિષ્ટો

૧. સંકલ્પ
૨. અગ્નિશય્યા પરથી
૩. હિંદુ ધર્મની તાવણી

# અનુક્રમણિકા

## ૧. સંકલ્પ



## ૨. અગ્નિશય્યા પરથી



## ૩. હિંદુ ધર્મની તાવણી

પરિશિષ્ટ ૧

# સંકલ્પ

## ૧

## "પ્રાણાર્પણથી હું તેનો વિરોધ કરીશ"

[૧૩મી નવેમ્બર ૧૯૩૧ના રોજ લંડનમાં લઘુમતી કમિટીની છેલ્લી બેઠકમાં ગાંધીજીએ આપેલા ભાષણમાંથી ઉતારો]

બીજી લઘુમતીઓએ જે દાવાઓ રજૂ કર્યા છે તે હું સમજી શકું છું. પણ 'અસ્પૃશ્યો' તરફથી જે દાવો રજૂ કરવામાં આવ્યો છે એ મારે માટે વજ્રાઘાત સમાન છે. એનો અર્થ એ ભૂંડા ભેદભાવને કાયમી કરવો એવો થાય છે.

મારા દેશના સ્વાતંત્ર્ય માટે પણ 'અસ્પૃશ્યો'ના પ્રાણ સમાન હિતો હું વેચવા ઇચ્છું નહીં. 'અસ્પૃશ્ય' સમુદાયનો પ્રતિનિધિ હોવાનો હું દાવો કરું છું. આ હું કેવળ કૉંગ્રેસ તરફથી નહીં, પણ મારી જાત તરફથી બોલું છું. મારો દાવો એવો છે કે 'અસ્પૃશ્યો'ના મત લેવામાં આવે તો મને સૌથી વધારે મત મળે. હિંદુસ્તાનના એક છેડેથી બીજા છેડા સુધી ભટકીને હું 'અસ્પૃશ્યો'ને કહું કે અલગ મતદારમંડળો અને અલગ અનામત બેઠકો એ તમારા પ્રત્યેનો ભૂંડો અંતરાય દૂર કરવાનો રસ્તો નથી.

આ કમિટી અને દુનિયા સમસ્ત જાણે કે આજે એવા હિંદુ સુધારકો હસ્તી ધરાવે છે, જેઓને લાગે છે કે 'અસ્પૃશ્યો'નું નહીં પણ સનાતન હિંદુ ધર્મનું આ એક કલંક છે. અસ્પૃશ્યતાનો આ ડાઘ ભૂંસી નાખવાની તેઓની પ્રતિજ્ઞા છે. અમારાં મતપત્રકો અને અમારાં વસ્તીપત્રકોમાં 'અસ્પૃશ્યો'ને એક જુદા વર્ગ તરીકે ગણવામાં આવે તે અમારે નથી જોઈતું. શીખ લોકો ભલે કાયમને માટે અલગ રહે. મુસલમાનો અને યુરોપિયનો પણ ભલે અલગ રહે. પણ 'અસ્પૃશ્યો' કાયમને માટે એવા રહેવા જોઈએ ખરા? અસ્પૃશ્યતા જીવતી રહે તેનાં કરતાં તો હિંદુ ધર્મનો નાશ થઈ જાય એ હું વધારે ઇચ્છું.

તેથી, ડૉક્ટર આંબેડકર પ્રત્યે અને 'અસ્પૃશ્યો'નો ઉદ્ધાર કરવાની તેમની ઇચ્છા પ્રત્યે મારો સદ્ભાવ હોવા છતાં તથા તેમની હોશિયારી માટે મને માન હોવા છતાં મારે કહેવું જોઈએ કે તેઓ આ બાબતમાં મહા ભયંકર ભૂલ કરી રહ્યા છે. તેમને કડવા અનુભવમાંથી પસાર થવું પડ્યું

છે તેને લીધે અત્યારે કદાચ તેમની વિવેકબુદ્ધિ ગૂંચાઈ ગઈ હોય. આવા શબ્દો કહેતાં મને દુઃખ થાય છે. પણ જો હું આમ ન કહું તો પ્રાણ સમાન વહાલા એવા 'અસ્પૃશ્યો'ના હિતને હું વફાદાર ન રહી શકું. આખી દુનિયાના રાજ્ય માટે પણ તેમના હકોનો ભોગ હું ન આપું. હિંદુસ્તાનના તમામ 'અસ્પૃશ્યો' વતી બોલવાનો ડૉ. આંબેડકર દાવો કરે છે, પણ તેમનો એ દાવો ખરો નથી, એમ જવાબદારીના પૂરા ભાન સાથે હું કહું છું. તેમના કહેવા પ્રમાણે તો હિંદુ સમાજમાં મોટી ફૂટ પડે. એ શાંતિથી જોયાં કરવું મારે માટે શક્ય નથી.

'અસ્પૃશ્યો' ભલે મુસલમાન અથવા ખ્રિસ્તી થઈ જાય. તે હું સહન કરું પણ આ રીતે હિંદુ સમાજની થતી ખાનાખરાબી મારાથી સહી જાય એમ નથી. એમના કહેવા પ્રમાણે તો ગામડે ગામડે બે પક્ષો પડી જાય. 'અસ્પૃશ્યો'ના રાજકીય હકોની જેઓ વાતો કરે છે તેઓ હિંદુસ્તાનને ઓળખતા નથી અને હિંદુ સમાજ કેવી રીતે રચાયેલો છે તે જાણતા નથી. તેથી મારાથી કહી શકાય એટલા આગ્રહથી હું કહું છું કે આ વસ્તુનો વિરોધ કરનાર હું એકલો હોઈશ તોપણ મારા પ્રાણાર્પણથી હું તેનો વિરોધ કરીશ.

૨

## સર સૅમ્યુઅલ હોરને ગાંધીજીનો કાગળ

ચરવડા સેન્ટ્રલ પ્રિઝન
માર્ચ ૧૧, ૧૯૩૨

પ્રિય સર સૅમ્યુઅલ,

તમને કદાચ યાદ હશે કે ગોળમેજી પરિષદમાં લઘુમતીઓનો દાવો રજૂ કરવામાં આવ્યો ત્યારે મારા ભાષણને અંતે મેં કહ્યું હતું કે અંત્યજોને જો અલગ મતદારમંડળ આપવામાં આવશે તો પ્રાણાર્પણથી હું તેનો વિરોધ કરીશ. આ મેં ક્ષણિક આવેશમાં અથવા તો ભાષાની છટામાં કહ્યું નહોતું. એ પૂરેપૂરા ગાંભીર્યથી ઉચ્ચારાયેલું વચન હતું. એ વચન અનુસાર હિંદુસ્તાનમાં પાછા આવીને અલગ મતદારમંડળો સામે, ખાસ કરીને અંત્યજોના અલગ મતદારમંડળ સામે, લોકમત સંગઠિત કરવાની મેં આશા રાખી હતી. પણ તેમ થવાનું નિર્માયું નહોતું.

મને જે છાપાં વાંચવાને આપવામાં આવે છે તે ઉપરથી હું જોઉં છું કે કોઈ પણ ક્ષણે આ બાબતમાં બ્રિટિશ સરકાર પોતાનો નિર્ણય જાહેર કરે. પહેલાં મેં એમ ધારેલું કે અંત્યજોને માટે અલગ મતદાર-

મંડળ રચનારો ઠરાવ જાહેર કરવામાં આવે ત્યારે મારી પ્રતિજ્ઞાનો અમલ કરવાને માટે જરૂરી જણાય તે પગલાં હું લઈશ. પણ મને લાગે છે કે અગાઉથી નોટિસ આપ્યા વિના હું કાંઈ કરું તો બ્રિટિશ સરકારને અન્યાય થાય. સ્વાભાવિક છે કે મારા એ વચનને જે મહત્ત્વ મેં આપ્યું છે તે મહત્ત્વ સરકારે ન આપ્યું હોય.

અંત્યજોને માટે અલગ મતદારમંડળો રચવાની સામેના મારા સબળા વાંધા મારે ફરી કહી જવાની ભાગ્યે જ જરૂર હોય. હું અંત્યજો પૈકીનો જ એક હોઉં એમ મને લાગે છે. બીજી કોમો કરતાં તેમનો કેસ તદ્દન જુદા જ પ્રકારનો છે. ધારાસભાઓમાં તેમને પ્રતિનિધિત્વ મળે તેની સામે હું નથી. બીજાઓને માટે મતાધિકારનું ધોરણ વધારે કડક હોય તોપણ તમામ પુખ્ત વયનાં અંત્યજ સ્ત્રીપુરુષોને કેળવણીની કે મિલકતની લાયકાતના કશા પ્રતિબંધ વિના મતાધિકાર મળે, એની હું તરફદારી કરું. પણ અલગ મતદારમંડળો તો, કેવળ રાજદ્વારી દૃષ્ટિએ ગમે તેવાં ગણાતાં હોય છતાં, તેમને માટે તેમ જ હિંદુ સમાજને માટે પારવાર નુકસાન કરનારાં છે. અલગ મતદારમંડળોથી તેમને કેવું અને કેટલું નુકસાન થાય, તે સમજવા માટે, એ જાણવાની જરૂર છે કે તેઓ કહેવાતા સવર્ણ હિંદુઓની વચ્ચે કેવી રીતે પથરાયેલા પડ્યા છે અને એમના ઉપર કેટલા બધા અવલંબિત છે. હિંદુ સમાજને લાગેવળગે છે ત્યાં સુધી તો અલગ મતદારમંડળોથી તેને જીવતા ચીરવા જેવું અને તેના ટુકડેટુકડા કરવા જેવું થશે.

મારે મન આ પ્રશ્ન મુખ્યત્વે નૈતિક અને ધાર્મિક છે. તેની રાજદ્વારી બાજુ જોકે અગત્યની છે, છતાં તેના નૈતિક અને ધાર્મિક મહત્ત્વ સાથે સરખાવતાં તે નજીવી બની જાય છે.

આ બાબતમાં મારી લાગણીઓ સમજવા માટે તમારે એ યાદ રાખવું જોઈએ કે આ લોકોમાં હું છેક બાળપણથી રસ લેતો આવ્યો છું અને તેમની ખાતર મેં અનેક વાર સર્વસ્વ હોડમાં મૂક્યું છે. જરા પણ અભિમાનથી હું આ કહેતો નથી; કારણ મને લાગે છે કે હિંદુઓ ગમે તેટલું પ્રાયશ્ચિત્ત કરે તોપણ સૈકાઓ થયાં અંત્યજોનું ઇરાદાપૂર્વક તેમણે જે અધઃપતન કર્યું છે તેનો બદલો વાળી શકાવાનો નથી.

પણ હું જાણું છું કે તેમનાં અલગ મતદારમંડળો રચવાં એ પ્રાયશ્ચિત્ત નથી; તેમ જ તેમને કચડીને તેમની જે અધમ દશા કરવામાં આવી છે, તેનો પણ એ ઉપાય નથી. તેથી બ્રિટિશ સરકારને હું નમ્રતાપૂર્વક જણાવું છું કે અંત્યજોને માટે અલગ મતદારમંડળો રચવાનો નિર્ણય જો તે આપશે તો મારે મરણપર્યન્ત ઉપવાસ કરવા પડશે.

કેદી હોઈને હું આવું પગલું લઉં તેથી બ્રિટિશ સરકારને સખત મૂંઝવણ થાય, તથા મારા જેવું સ્થાન ભોગવતા માણસે, જેને વધારે ખરાબ નહીં તો એક ઘેલછા તરીકે વર્ણવી શકાય એવી પદ્ધતિ રાજદ્વારી ક્ષેત્રમાં દાખલ કરવી, એ બહુ અયોગ્ય ગણાય, એ વસ્તુનું મને દુ:ખ સાથે ભાન છે. એના બચાવમાં હું એટલું જ કહી શકું છું કે મેં લેવા ધારેલું પગલું એ કોઈ પદ્ધતિ નથી પણ મારા જીવનનું એક અંગ છે. એ અંતરાત્માનો આદેશ છે જેની અવજ્ઞા હું કરી શકું એમ નથી. ડાહ્યા માણસ તરીકેની મારી થોડી પણ સાખ હોય તેને આ પગલાથી ધોકો પહોંચે એમ છે, એ હું જાણું છું. અત્યારે હું જોઈ શકું છું તે પ્રમાણે તો જેલમાંથી મારો છુટકારો થાય તોપણ તેથી ઉપવાસ આદરવાની મારી ફરજ જરા પણ ઓછી થતી નથી. છતાં હું આશા રાખું છું કે મારા બધા ભયો તદ્દન પાયા વિનાના નીવડે અને અંત્યજોને માટે અલગ મતદારમંડળ રચવાનો બ્રિટિશ સરકારનો જરાય ઇરાદો ન હોય.

મારા મગજમાં ઘોળાઈ રહેલી અને જે મારી પાસે આવા જ ઉપવાસ કરાવે એવી એક બીજી બાબત પણ અહીં હું તમને જણાવી દઉં, એ કદાચ ઠીક હોય. એ બાબત અત્યારે ચાલી રહેલા દમનની છે. મહાભોગ આપવાની મને ફરજ પાડે એવો આઘાત એનાથી મને ક્યારે પહોંચશે તેનો મને ખ્યાલ નથી. અત્યારે દમન હદ વટાવી ગયેલું દેખાય છે. આખા દેશમાં સરકારનો કોરડો વીંઝાઈ રહ્યો છે. અંગ્રેજ અને હિંદી અમલદારોને પશુસમાન બનાવી દેવામાં આવ્યા છે. મોટા અને નાના હિંદી અમલદારોનું અધ:પતન તો એ કારણથી થયું છે કે પ્રજાને બેવફા થવું અને પોતાના દેશબાંધવો તરફ અમાનુષી વર્તન ચલાવવું એને સરકાર સારું કામ ગણે છે. પ્રજાને પૂરેપૂરી દાબી દેવામાં આવી છે. વાણીની સ્વતંત્રતા ગૂંગળાવી નાખવામાં આવી છે. કાયદા અને વ્યવસ્થાને નામે ગુંડાગીરીનો અમલ ચાલી રહ્યો છે. લોકસેવાને માટે બહાર પડેલી સ્ત્રીઓ, બેઇજ્જત થવાના ભયમાં આવી પડી છે.

આ બધું, મને લાગે છે કે, કૉંગ્રેસે પેદા કરેલા જુસ્સાને કચડી નાખવા માટે કરવામાં આવે છે. કાયદાના સવિનયભંગની સજા કરવા પૂરતું દમન મર્યાદિત નથી રહ્યું. મોટે ભાગે લોકોનું અપમાન કરવાને માટે જ યોજાયેલા, આપખુદ તંત્રના રોજ નવા નવા નીકળતા ફતવાઓનો ભંગ કરવાની, લોકોને જાણે ધોંચપરોણા કરીને ફરજ પાડવામાં આવે છે.

આ બધાં કૃત્યો વિષે વાંચતાં મને તેમાં પ્રજાતંત્રની વૃત્તિ જરાય દેખાતી નથી. ઇંગ્લંડની મારી તાજેતરની મુલાકાત દરમિયાન, મારા એ

અભિપ્રાયને પુષ્ટિ મળી છે: કે તમારું પ્રજાતંત્ર ઉપરછલ્લું અને ગોળ ગોળ ભાષામાં લપેટાયેલું છે. વધારે મહત્ત્વની બાબતોમાં તો વ્યક્તિઓ અથવા તો મંડળો પાર્લમેન્ટને જરાય પૂછ્યાગાછ્યા વિના નિર્ણયો કરે છે, અને પોતે શું કરે છે તેના અસ્પષ્ટ ખ્યાલ સાથે પાર્લમેન્ટના મેમ્બરોને તેને મંજૂરી આપવી પડે છે. ઇજિપ્તની બાબતમાં તથા ૧૯૧૪માં યુદ્ધ જાહેર કરતી વખતે આવું થયું હતું. હિંદુસ્તાનની બાબતમાં અત્યારે એવું બની રહ્યું છે. તેત્રીસ કરોડ પ્રાચીન લોકોના ભાવિ ઉપર અસર પાડવાની નિર્બંધ સત્તા, કહેવાતી પ્રજાશાસિત પદ્ધતિમાં એક જ માણસના હાથમાં હોય, અને તેના નિર્ણયોનો મહાભયંકર વિનાશનાં બળોને સંગઠિત કરવામાં અમલ થતો હોય, એ વસ્તુની સામે મારો સમસ્ત આત્મા બંડ પોકારે છે. હું આને પ્રજાશાસનનો ઇનકાર કહું છું.

આ દમન ચાલુ રાખવાનું પરિણામ, આપણા બે દેશના લોકો વચ્ચે કડવા બનેલા સંબંધોને વધુ કડવા બનાવ્યા સિવાય બીજું ન આવે. એ રોકવા માટે હું શું કરી શકું? સવિનયભંગ બંધ કરવો એ એનો ઉપાય નથી. મારે માટે એ ધર્મસિદ્ધાંત છે. હું મને સ્વભાવે પ્રજાશાસનવાદી માનું છું. પોતાની ઇચ્છાનો અમલ કરવાને માટે શરીરબળનો ઉપયોગ કરવો એ મારી કલ્પનાના પ્રજાશાસન સાથે તદ્દન અસંગત છે. એટલે જ્યાં જ્યાં શરીરબળનો ઉપયોગ આવશ્યક અને વાજબી ગણાય છે, ત્યાં ત્યાં તેના વાજબી અવેજી તરીકે મેં સવિનય વિરોધની રીત યોજી છે. તેમાં જાતે કષ્ટસહન કરવાનું છે. મારી યોજનામાં સવિનય વિરોધ કરનારે અમુક સંજોગોમાં અંત લગી ઉપવાસ કરીને પોતાના પ્રાણત્યાગ કરવાનું આવે. મારે માટે એ વખત હજી આવ્યો નથી. આવું પગલું લેવા માટે ન રોકી શકાય એવો અંતરનો આદેશ મને હજી મળ્યો નથી. પણ બહાર જે બની રહ્યું છે તે એટલું ભયાનક છે કે હું આખો ખળભળી ઊઠ્યો છું. એટલે અસ્પૃશ્યોની બાબતમાં ઉપવાસની શક્યતા વિષે લખતાં મને લાગ્યું કે આવા ઉપવાસની બહુ દૂરની નહીં એવી બીજી પણ શક્યતા છે એ હું તમને ન જણાવું તો તમારા પ્રત્યે હું સાચો ન ઠરું.

કહેવાની જરૂર નથી કે તમારી સાથે ચાલેલા તમામ પત્રવ્યવહારની બાબતમાં મારા તરફથી પૂરેપૂરી ગુપ્તતા જળવાઈ છે. અલબત્ત સરદાર વલ્લભભાઈ પટેલ અને મહાદેવ દેસાઈ, જેમને હમણાં જ અમારી સાથે રાખવામાં આવ્યા છે, તેઓ આ વિષે બધું જાણે છે. પણ તમે તો આ કાગળનો તમારી ઇચ્છામાં આવે તે ઉપયોગ જરૂર કરી શકો છો.

લિ. સેવક

મો૦ ક૦ ગાંધી

૩

# સર સેમ્યુઅલ હોરનો જવાબ

ઇન્ડિયા ઑફિસ, વ્હાઇટ હૉલ
એપ્રિલ ૧૩, ૧૯૩૨

પ્રિય શ્રી ગાંધી,

તમારા તા. ૧૧મી માર્ચના કાગળના જવાબમાં હું તમને આ પત્ર લખું છું. પ્રથમ જ તમને કહી દઉં કે અંત્યજો માટે અલગ મતદાર-મંડળના પ્રશ્ન બાબત તમારી લાગણીની તીવ્રતા હું પૂરેપૂરી સમજું છું. અમે જે કાંઈ ચુકાદો આપવાનો ઇરાદો રાખીએ છીએ તે કેવળ તેના ગુણદોષ ઉપર જ હશે. તમે જાણો છો કે લોધિયન કમિટીએ પોતાની હિંદની મુસાફરી હજી પૂરી કરી નથી. તેના નિર્ણયો અમને મળતાં કેટલોક વખત જશે. એ રિપોર્ટ મળ્યા પછી અમે તેની ભલામણો ઉપર કાળજીપૂર્વક વિચાર ચલાવીશું. તે ઉપરાંત તમારા અને તમારા મતના બીજાઓ, જેમણે પોતાના વિચારો બહુ જોસથી દર્શાવ્યા છે તે ધ્યાનમાં લીધા વિના અમે ચુકાદો આપીશું નહીં. મને ખાતરી છે કે તમે અમારી સ્થિતિમાં હો તો તમે પણ અમારા જેવું જ કરો. તમે કમિટીના હેવાલની રાહ જુઓ. મળ્યા પછી તેના ઉપર પૂરેપૂરો વિચાર ચલાવો અને છેલ્લા નિર્ણય ઉપર આવતાં પહેલાં બન્ને બાજુની દલીલો ધ્યાનમાં લો. આથી વધારે હું કહી શકું તેમ નથી. વધારેની મારી પાસે આશા પણ નહીં રાખતા હો.

ઑર્ડિનન્સોના સંબંધમાં મેં અત્યાર સુધીમાં જાહેર અને ખાનગીમાં જે કાંઈ કહ્યું છે તે જ ફરીથી કહું છું. મારી ખાતરી થઈ છે કે વ્યવસ્થિત સરકારના પાયા હલાવી નાખનારા ઇરાદાપૂર્વકના હલ્લાની સામે ઑર્ડિનન્સો કાઢવાનું જરૂરી હતું. મારી એવી પણ ખાતરી થઈ છે કે હિંદી સરકાર તથા પ્રાન્તિક સરકારો પોતાની વિશાળ સત્તાઓનો દુરુપયોગ કરતી નથી અને વધારેપડતાં તથા ખુન્નસભરેલાં કૃત્યોથી પરહેજ રહેવા પોતાથી બનતું બધું કરે છે. કાયદો અને વ્યવસ્થા જાળવવા માટે અને અત્યાચારી ચળવળો સામે અમારા અમલદારો તથા બીજા લોકોનું રક્ષણ કરવાને માટે જરૂરી જણાય તે કરતાં એક ક્ષણ પણ વધુ આ અસાધારણ સત્તાઓ અમે અમલમાં રાખીશું નહીં.

લિ. સેવક
સેમ્યુઅલ હોર

## ૪

# વડાપ્રધાનને ગાંધીજીનો કાગળ

યરવડા સેન્ટ્રલ પ્રિઝન,
ઑગસ્ટ ૧૮, ૧૯૩૨

પ્રિય મિત્ર,

અંત્યજોના પ્રતિનિધિત્વના પ્રશ્ન વિષે સર સૅમ્યુઅલ હોરને મેં લખેલો કાગળ તમને અને પ્રધાનમંડળને તેમણે જરૂર બતાવ્યો હશે. એ પત્રને આ પત્રનો ભાગ ગણવા અને આ પત્રની સાથે જ વાંચવા મારી વિનંતી છે.

લઘુમતીઓના પ્રતિનિધિત્વ બાબત બ્રિટિશ સરકારનો ચુકાદો મેં વાંચ્યો છે. મારા વિચારને પાકવા દેવા એક રાત્રિ પણ પસાર થવા દીધી છે. સર સૅમ્યુઅલ હોર પરના પત્રમાં મેં જણાવ્યું છે તેમ સેન્ટ જેમ્સ પૅલેસ ખાતે તા. ૧૩-૧૧-૧૯૩૧ના રોજ ગોળમેજી પરિષદની લઘુમતી સમિતિની સભામાં મેં જાહેર કર્યું હતું કે મારે તમારા ચુકાદાનો વિરોધ પ્રાણાર્પણે કરવો પડશે. તેમ કરવાનો એક જ માર્ગ છે, તે એ કે મીઠું અને સોડા સાથે અથવા તે વિના માત્ર પાણી સિવાય કોઈ પણ જાતનો ખોરાક ન લેતાં મરણપર્યન્ત કાયમી ઉપવાસ કરવો. દરમિયાન જો બ્રિટિશ સરકાર પોતાની મેળે અથવા તો પ્રજામતના દબાણથી પોતાનો ચુકાદો ફેરવશે, અંત્યજો માટે અલગ મતદારમંડળની યોજના રદ કરશે, અને સામાન્ય મતદારમંડળ દ્વારા — ભલે તેમને બહુ વિશાળ ધોરણે મતાધિકાર આપવામાં આવે — અંત્યજોના પ્રતિનિધિઓની ચૂંટણી કરવાનું ઠરાવશે તો મારા ઉપવાસ અટકશે. સાધારણ સંજોગોમાં તે ઉપવાસનો આરંભ તા. ૨૦મી સપ્ટેમ્બરના મધ્યાહ્નથી થશે, સિવાય કે તે પહેલાં ઉપર સૂચવ્યા પ્રમાણે કોમી ચુકાદામાં સુધારો કરવામાં આવે.

મારો આ કાગળ તમને તારથી પહોંચાડવા હું અધિકારીઓને વિનંતી કરું છું, જેથી તમને પૂરતી લાંબી નોટિસ મળે. પરંતુ ધીમામાં ધીમી રીતે આ કાગળ પહોંચાડવામાં આવે તોપણ તમને તે વખતસર મળશે.

મારી એ પણ વિનંતી છે કે આ કાગળ અને સર સૅમ્યુઅલ હોરને લખેલો મારો પહેલો કાગળ બન્ને વહેલામાં વહેલી તકે પ્રસિદ્ધ કરવામાં

આવે. મારા તરફથી તો જેલના નિયમોનું મેં કડક પાલન કર્યું છે. અને આ બે કાગળનો મજકૂર અથવા તો મારી ઇચ્છા મારા સાથીઓ — સરદાર વલ્લભભાઈ પટેલ અને શ્રી મહાદેવ દેસાઈ સિવાય કોઈને પણ જણાવી નથી. પરંતુ તમે આ બે કાગળોને પ્રસિદ્ધ થવા દો તો તેથી લોકમત ઉપર અસર પડે એ હું ઇચ્છું છું. તેથી તેની વહેલી પ્રસિદ્ધિ માટે હું વિનંતી કરું છું.

મેં દિલગીરી સાથે આ નિર્ણય લીધો છે. મને હું ધાર્મિક માણસ ગણું છું તે પ્રમાણે મારે માટે આ સિવાય બીજો કોઈ માર્ગ નહોતો. સર સેમ્યુઅલ હોર ઉપરના મારા કાગળમાં મેં જણાવ્યું છે તે પ્રમાણે બ્રિટિશ સરકાર પોતાની અગવડમાંથી બચી જવા માટે મને છોડી મૂકવાનો નિર્ણય કરશે તોપણ મારા ઉપવાસ ચાલુ રહેશે. કારણ હવે બીજે કોઈ રસ્તે આ ચુકાદાનો વિરોધ કરી શકવાની મને આશા નથી. વળી માન-ભરેલા માર્ગ સિવાય બીજી કોઈ પણ રીતે મારો છુટકારો સાધી લેવાની મારી ઇચ્છા નથી.

એ સંભવિત છે કે મારી બુદ્ધિ ભ્રમિત થઈ હોય અને અલગ મતદાર-મંડળો અંત્યજ વર્ગોને માટે અથવા તો હિંદુ સમાજને માટે નુકસાનકર્તા છે એમ માનવામાં હું ભીંત ભૂલ્યો હોઉં. જો એમ હોય તો જીવનની મારી ફિલસૂફીની બીજી બાબતોમાં પણ હું ખરો હોઉં એવો સંભવ નથી. એમ હશે તો ઉપવાસથી થયેલા મારા મરણથી મારી ભૂલનું પ્રાયશ્ચિત્ત થશે તેમ જ અસંખ્ય સ્ત્રીપુરુષો જેઓ મારી ઉપર બાળકના જેવી શ્રદ્ધા રાખીને ચાલે છે તેમના ઉપરથી એક મોટો બોજો દૂર થશે. પણ જો મારો નિર્ણય સાચો હશે, અને એ સાચો હોવા વિષે મને જરા પણ શંકા નથી, તો પચીસ કરતાં વધારે વર્ષથી દેખીતી રીતે ઠીક ઠીક સફળતાપૂર્વક જે જીવનપ્રણાલી હું આચરતો આવ્યો છું તેની મેં લેવા ધારેલા પગલાથી યોગ્ય સિદ્ધિ થશે.

લિ. સેવક

મો૦ ક૦ ગાંધી

## ૫

# વડાપ્રધાનનો જવાબ

૧૦, ડાઉનિંગ સ્ટ્રીટ
સપ્ટેમ્બર ૮, ૧૯૩૨

પ્રિય શ્રી ગાંધી,

તમારો કાગળ મળ્યો છે. તેથી મને ખૂબ આશ્ચર્ય થયું છે, અને બહુ દુઃખ પણ થયું છે. અંત્યજોની બાબતમાં બ્રિટિશ સરકારના ચુકાદાનું ખરું તાત્પર્ય શું છે એ બાબતની ગેરસમજથી તમારો કાગળ તમે લખ્યો છે, એમ મને લાગે છે. અમે હંમેશાં એમ સમજતા આવ્યા છીએ કે અંત્યજ વર્ગોને હિંદુ સમાજથી કાયમને માટે છૂટા પાડવામાં આવે તેની સામે તમારો અડગ વિરોધ છે. ગોળમેજી પરિષદની લઘુમતી સમિતિ આગળ તમારી સ્થિતિ તમે બહુ જ સ્પષ્ટ કરી હતી અને ૧૧મી માર્ચે સર સેમ્યુઅલ હોરને લખેલા કાગળમાં તમે તે ફરીથી જણાવી હતી. અમે એ પણ જાણતા હતા કે તમારા વિચાર સાથે મોટા ભાગનો હિંદુ લોકમત મળતો થતો હતો. તેથી જ અંત્યજ વર્ગોના પ્રતિનિધિત્વના પ્રશ્નનો વિચાર કરતી વખતે અમે એ વસ્તુ ખૂબ કાળજીપૂર્વક ધ્યાનમાં લીધી હતી.

અંત્યજ વર્ગની અનેક સંસ્થાઓ તરફથી અમને મળેલી સંખ્યાબંધ અરજીઓ જોતાં, અને સામાન્ય રીતે બધા કબૂલ કરે છે અને તમે પણ ઘણી વાર માન્ય રાખી છે એવી સામાજિક મુશ્કેલીઓ તેમને ભોગવવી પડે છે તે જોતાં, અમને લાગ્યું કે ધારાસભાઓમાં વાજબી પ્રમાણમાં પ્રતિનિધિત્વ મેળવવાના તેમના હકને સહીસલામત રાખવાની અમારી ફરજ હતી. તેની સાથે અમે એવું કશું નહીં કરવાની ખૂબ જ કાળજી રાખી છે જેથી તેમની કોમ બાકીના હિંદુ સમાજથી અલગ કપાઈ જાય. ૧૧મી માર્ચના તમારા કાગળમાં તમે પોતે લખ્યું છે કે ધારાસભાઓમાં તેમને પ્રતિનિધિત્વ મળે તેની વિરુદ્ધ તમે નથી.

સરકારી યોજના પ્રમાણે અંત્યજ વર્ગો હિંદુ સમાજનો ભાગ રહેશે જ અને હિંદુ મતદારો સાથે સમાનતાના ધોરણે મત આપશે. પરંતુ હિંદુ સમાજની સાથે રહીને મતાધિકાર ભોગવતાં છતાં, પહેલાં વીસ વરસ સુધી મર્યાદિત સંખ્યામાં અલગ મતદારમંડળો મારફત પોતાના હકો અને હિતો સહીસલામત રાખવાનું સાધન તેમને અમારા ચુકાદાથી

મળે છે. આવાં મતદારમંડળો રચાતાં છતાં, સામાન્ય હિંદુ મતદારોની સાથે મત આપવાના અધિકારથી અંત્યજોને વંચિત રાખવામાં નહીં આવે. પણ એમને બે મત મળશે, જેથી હિંદુ સમાજના સભ્ય તરીકેનો એમનો હક અબાધિત રહે.

જેને તમે કોમી મતદારમંડળો કહો છો, એવાં અંત્યજ વર્ગનાં મતદારમંડળો ન રચવાનો અમે ઇરાદાપૂર્વક નિર્ણય કર્યો છે. અને તમામ અંત્યજ મતદારોને સામાન્ય અથવા હિંદુ મતદારમંડળમાં દાખલ કર્યાં છે. જેથી ચૂંટણી વખતે સવર્ણ ઉમેદવારોને અંત્યજોના મત માગવા જવું પડશે અથવા તો અંત્યજ ઉમેદવારોને સવર્ણના મત માગવા જવું પડશે. આમ બધી રીતે હિંદુ સમાજની અખંડિતતા જળવાઈ રહે છે.

પરંતુ અમને લાગ્યું કે જવાબદાર રાજ્યતંત્રના શરૂઆતના કાળમાં, જ્યારે ધારાસભાઓમાં જેમની બહુમતી રહે તેમના જ હાથમાં પ્રાન્તોમાં સત્તા આવે તે વખતે, અંત્યજ વર્ગોને માટે એ આવશ્યક હતું કે નવમાંથી સાત પ્રાન્તની ધારાસભાઓમાં કેવળ પોતાની જ પસંદગીના અમુક સભ્યો તેઓ મોકલી શકે, જેથી પોતાની ફરિયાદો અને પોતાની માગણીઓ તેઓ રજૂ કરી શકે; સરકાર અને ધારાસભામાં પોતાનો કેસ સંભળાવ્યા વિના તેમની સામે થતા નિર્ણયો તેઓ રોકી શકે; ટૂંકમાં એમને એવી સ્થિતિમાં મૂકવામાં આવે જેથી પોતાનો કેસ તેઓ રજૂ કરી શકે. આમ કરવું જરૂરી છે તે કોઈ પણ ન્યાયી માણસ સ્વીકારશે. તમે પોતે જ સર સેમ્યુઅલ હોર ઉપરના કાગળમાં સવર્ણ હિંદુઓએ સૈકાઓથી તેમને અધમ દશામાં મૂક્યા છે એવું વર્ણન કર્યું હતું. અત્યારની હાલતમાં મતાધિકારની કોઈ પણ પદ્ધતિથી અનામત બેઠકો દ્વારા, તેમનું ખરું પ્રતિનિધિત્વ કરતા હોય અને તેમને જવાબદાર હોય એવા તેમના ખાસ પ્રતિનિધિઓ ચૂંટવાની પ્રથા અમને વ્યવહારુ લાગી નથી. કારણ આવા સભ્યો છેવટે તો સવર્ણ હિંદુઓની બનેલી બહુમતીથી જ ચૂંટાવાના.

સામાન્ય હિંદુ મતદારમંડળોમાં અંત્યજોને પણ મત આપવાનો અધિકાર આપવા ઉપરાંત, મર્યાદિત સંખ્યામાં અલગ મતદારમંડળો આપવાની અમારી યોજનાથી શરૂઆતમાં અંત્યજોને ખાસ લાભ આપવામાં આવ્યા છે તે, મુસ્લિમ જેવી લઘુમતીને અલગ કોમી મતદારમંડળો દ્વારા પ્રતિનિધિત્વ આપવાની પ્રથાથી આપવામાં આવેલા લાભ કરતાં યોજનામાં અને પરિણામમાં તદ્દન જુદા જ પ્રકારનો છે. દાખલા તરીકે કોઈ મુસલમાન સામાન્ય મતદારમંડળમાં મત ધરાવી શકે નહીં તેમ તેમાં ઉમેદવાર તરીકે પણ ઊભો રહી શકે નહીં. જ્યારે અંત્યજ વર્ગનો કોઈ પણ મતદાર સામાન્ય મતદારમંડળમાં મત ધરાવી શકે તેમ ઉમેદવાર તરીકે પણ ઊભો રહી શકે.

પ્રાન્તોની ધારાસભાઓમાં મુસલમાનોને તેમને માટે નક્કી કરેલી બેઠકો ઉપરાંત બીજી કોઈ પણ બેઠક મળવાનો સંભવ નથી. તેથી ઘણા પ્રાન્તોમાં તેમની વસ્તીના પ્રમાણ કરતાં તેમને વધારે બેઠકો આપવામાં આવી છે. જ્યારે અંત્યજોના અલગ મતદારમંડળો મારફત આપેલી ખાસ બેઠકોની સંખ્યા પ્રમાણમાં નાની છે. આખી અંત્યજ વસ્તીના પૂર્ણ પ્રતિનિધિત્વ માટે જેટલી સંખ્યા જોઈએ તેટલી આપવાની દૃષ્ટિએ એ નક્કી કરવામાં નથી આવી. પણ કેવળ અંત્યજ વર્ગો મારફત ધારાસભામાં ચૂંટાયેલા તેમના ખાસ મુખીઓની ઓછામાં ઓછી સંખ્યા ગેરંટી કરવાના હેતુથી એ સંખ્યા નક્કી કરવામાં આવી છે. એમને આપેલી ખાસ બેઠકોનું પ્રમાણ દરેક પ્રાન્તમાં એમની વસ્તીના ટકા કરતાં ઓછું છે.

તમારી વાત હું સમજું છું તે પ્રમાણે, ઉપવાસ કરીને મરવાનું અંતિમ પગલું લેવાનું તમે કહો છો તે એટલા માટે નહીં કે બીજા હિંદુઓ સાથે અંત્યજોને સંયુક્ત મતદારમંડળ મળે, કારણ તેની જોગવાઈ તો આ ચુકાદામાં છે જ, હિંદુઓની અખંડિતતા જળવાઈ રહે તેટલા માટે પણ નથી, કારણ તેની જોગવાઈ પણ છે, પણ કેવળ એટલા માટે છે કે આજે ભયંકર અધિકારહીનતાઓ ભોગવી રહેલા અંત્યજોને, ભવિષ્યમાં તેમના જીવન ઉપર મોટી અસર પાડનારી ધારાસભાઓમાં તેમના વતી બોલનારા, તેમની પસંદગીના થોડા માણસો મળે છે તે અટકાવવાને માટે છે.

મારો ચુકાદો આટલો ન્યાયી અને સાવધાની ભરેલો હોવા છતાં, તમે આવો નિર્ણય કેમ કર્યો તેનું કારણ હું બિલકુલ સમજી શકતો નથી. ખરી હકીકતની ગેરસમજને પરિણામે જ આમ થયું હશે એમ માનું છું.

કોઈ પણ સમજૂતી ઉપર આવવામાં હિંદીઓ નિષ્ફળ નીવડ્યા ત્યાર પછી તેમની વિનંતી ઉપરથી જ સરકારે, પોતાની ઇચ્છા ન હોવા છતાં, લઘુમતીઓના પ્રશ્ન ઉપર ચુકાદો આપવાનું સ્વીકાર્યું. એ ચુકાદો આપી દીધા પછી, હવે તેમણે જણાવેલી શરતો સિવાય બીજી રીતે, તેમાં ફેરફાર કરવાનું તેમને માટે શક્ય નથી. એટલે મારો જવાબ એ છે કે સરકારનો ચુકાદો છે તેમ જ રહેશે, સિવાય કે, સરકારે પરસ્પર વિરોધી દાવાઓનો તેના ગુણદોષ ઉપર સાચા દિલથી વિચાર ચલાવીને પ્રતિનિધિત્વ આપવાની જે યોજના ઘડી છે તેની અવેજીમાં બધી કોમો માંહોમાંહે સમજીને સર્વસંમત બીજી નવી યોજના રજૂ કરે.

તમે ઇચ્છો છો કે સર સેમ્યુઅલ ઉપરના તમારા પત્રો સાથે બધો પત્રવ્યવહાર પ્રસિદ્ધ થાય. તમે હાલમાં નજરકેદ છો તેથી જનતાને તમારા ઉપવાસનું કારણ સમજાવવાની તક તમને ન મળે એ મને વાજબી લાગતું

નથી. એટલે તમે મને લખશો તો હું તમારી વિનંતી જરૂર માન્ય રાખીશ. છતાં હું તમને ફરીથી આગ્રહ કરું છું કે સરકારી ચુકાદાની વાસ્તવિક વિગતોનો તમે ફરીથી વિચાર કરો અને તમારી જાતને ગંભીરતાથી પૂછો કે તમે જે પગલું લેવા ધાર્યું છે એ લેવાનાં વાજબી કારણો છે કે કેમ?

લિ. સેવક

જે. રેમ્સે મૅકડોનલ્ડ

## ૬

## વડાપ્રધાનને ગાંધીજીનો છેવટનો જવાબ

યરવડા સેન્ટ્રલ પ્રિઝન
સપ્ટેમ્બર ૯, ૧૯૩૨

પ્રિય મિત્ર,

તમારો નિખાલસ અને વિગતવાર કાગળ મને આજે તારથી મળ્યો. તે માટે હું તમારો આભારી છું. જોકે મને દિલગીરી થાય છે કે મેં લેવા ધારેલા પગલાનો કદી મારી કલ્પનામાં પણ ન આવ્યો હોય એવો અર્થ તમે કર્યો છે. જે વર્ગ તરફથી બોલવાનો હું દાવો કરું છું, તે વર્ગના હિતોને નુકસાન પહોંચાડવા માટે મરણપર્યન્ત ઉપવાસ કરવા હું તૈયાર થયો છું એવો આક્ષેપ તમે મારા ઉપર મૂકો છો. આશા તો એવી રખાય કે આ ઉગ્ર પગલું જ આવો કોઈ મતલબી અર્થ થતો રોકવા માટે પૂરતું થાય. પણ કશી દલીલમાં ઊતર્યા વગર હું કહું છું કે મારે માટે આ વસ્તુ શુદ્ધ ધર્મની છે. અંત્યજોને બેવડા મત મળે તેથી તેમનું અથવા તો હિંદુ સમાજનું રક્ષણ થતું નથી અને છિન્નભિન્ન થતા તેઓ અટકતા નથી. અંત્યજોને માટે અલગ મતદારમંડળો રચવાની યોજનામાં હિંદુ સમાજનો નાશ કરે એવું ઝેર તેને આપવામાં આવે છે અને તેથી અંત્યજ વર્ગોનું જરાય ભલું થતું નથી. તમને હું નમ્રતાપૂર્વક એટલું કહીશ કે તમે, ગમે એટલી સહાનુભૂતિવાળા હો તોપણ, જે વસ્તુ પ્રસ્તુત પક્ષોને જીવનમરણ સમાન અને ધાર્મિક મહત્ત્વની છે તે બાબતમાં સાચા નિર્ણય ઉપર આવી શકો નહીં.

અંત્યજ વર્ગોને વધારેપડતું પ્રતિનિધિત્વ મળે તેની વિરુદ્ધ હું હોઈ શકું જ નહીં. મારો વિરોધ તો એ છે કે જ્યાં સુધી તેઓ હિંદુ સમાજમાં રહેવા માગે છે ત્યાં સુધી હિંદુ સમાજથી મર્યાદિત સ્વરૂપમાં પણ તેમને અળગા પાડવાનું કાયદાથી થવું જોઈએ નહીં. તમે એટલું સમજી શકો

છો ખરા કે તમારો ચુકાદો કાયમ રહે, અને બંધારણ અમલમાં આવે, તો હિંદુ સુધારકોએ જીવનના દરેક ક્ષેત્રમાં પોતાના દલિત ભાઈઓના ઉદ્ધારને માટે જીવન અર્પણ કરીને જે અદ્‌ભુત કાર્ય કર્યું છે તે આખું ધૂળમાં મળી જાય?

એટલે મારો જે નિર્ણય મેં તમને જણાવ્યો છે તેને નછૂટકે વળગી રહેવાની મને ફરજ પડે છે.

તમારા કાગળથી એક ગેરસમજ ઊભી થવાનો સંભવ છે. તેથી હું એ જણાવવા ઇચ્છું છું કે તમારા ચુકાદાના બીજા ભાગોથી અંત્યજોના પ્રશ્નને મેં ખાસ જુદો પાડ્યો છે, તેનો કોઈ પણ રીતે એવો અર્થ થતો નથી કે તમારા ચુકાદાના બીજા ભાગો હું પસંદ કરું છું, અથવા તે સ્વીકારી લેવા મારું મન માને છે. મારે મતે બીજા ઘણા ભાગો ગંભીર વાંધા ઊભા કરે એવા છે. માત્ર અંત્યજોની બાબતમાં મારા અંતરાત્માએ મને આ જાતનું પ્રાણાર્પણ કરવા પ્રેર્યો છે. એવું કોઈ પગલું બીજા ભાગો સામે લેવાનું મને જરૂરી લાગતું નથી.

લિ. સેવક

મો૦ ક૦ ગાંધી

૭

## મુંબઈ સરકારને ગાંધીજીએ મોકલેલું નિવેદન

[ગાંધીજીએ ઉપવાસ કરવાના પોતાના નિર્ણય વિષે તા. ૧૫મી સપ્ટેમ્બરે મુંબઈ સરકારને નીચેનું નિવેદન મોકલ્યું. એ નિવેદન તા. ૨૧મી સપ્ટેમ્બરે છાપાં જોગું પ્રસિદ્ધિ માટે મોકલવામાં આવ્યું હતું.]

નજીક આવતા જતા મારા ઉપવાસનો નિર્ણય ઇશ્વરને નામે, તેના કામે અને, હું નમ્રતાપૂર્વક માનું છું તેમ, તેના આદેશ અનુસાર કરવામાં આવ્યો છે. કેટલાક મિત્રોએ મને આગ્રહ કર્યો છે કે લોકોને તૈયારી કરવાનો વખત આપવા માટે ઉપવાસની તારીખ મારે આગળ ઠેલવી. હું દિલગીર છું કે વડાપ્રધાન ઉપરના મારા કાગળમાં મેં જે કારણ બતાવ્યું છે તે સિવાય બીજા કોઈ કારણસર ઉપવાસ મારાથી એક કલાક પણ ઠેલી શકાય નહીં. જે લોકોને મારા ઉપર શ્રદ્ધા છે, પછી તે હિંદના હો કે પરદેશના, તેમની સામે આ ઉપવાસ છે. જેમને શ્રદ્ધા નથી તેમની સામે નથી. એટલે અંગ્રેજ અમલદાર વર્ગ સામે મારા ઉપવાસ નથી, પણ અમલદાર વર્ગના વિરુદ્ધ પ્રચાર છતાં જે અંગ્રેજ ભાઈબહેનો મારા ઉપર અને મેં ઉપાડેલા

કાર્યના ન્યાયીપણા ઉપર વિશ્વાસ રાખે છે તેમની સામે છે. તે જ પ્રમાણે મારા દેશબંધુઓ, પછી તેઓ હિંદુ હોય કે બીજા, જેમને મારા ઉપર શ્રદ્ધા નથી, તેમની સામે મારા ઉપવાસ નથી; પણ કોઈ પણ કોમના અથવા ધર્મના અસંખ્ય હિંદીઓ જેઓ માને છે કે મેં ઉપાડેલું કામ ન્યાયી છે, તેમની સામે છે. મુખ્યત્વે તો હિંદુઓના અંતરાત્માને ખરું ધાર્મિક કાર્ય કરવાને માટે સતેજ કરવાનો આ ઉપવાસનો હેતુ છે.

આ ઉપવાસ કેવળ લાગણીને અપીલરૂપે નથી. મારું જે કાંઈ વજન હોય તે તમામ આ ઉપવાસ દ્વારા હું શુદ્ધ અને સાદા ન્યાયના પલ્લામાં નાખવા માગું છું. એટલે હું ઇચ્છું છું કે મારી જિંદગી બચાવવાની ધાલાવેલીમાં ગેરવાજબી ઉતાવળ ન કરવામાં આવે. જગન્નિયંતાની ઇચ્છા વિના ઘાસનું તણખલું પણ હાલી શકતું નથી, એ વચનને હું સોએ સો ટકા માનું છું. એની ઇચ્છાની વિરુદ્ધ કોઈ મારી જિંદગી બચાવી શકવાનું નથી. મનુષ્ય તરીકે કહીએ તો હું માનું છું કે થોડા દિવસ તો મારું શરીર આ ઉપવાસમાં ટકી રહેશે.

અલગ મતદારમંડળ એ માત્ર છેલ્લું નિમિત્ત છે. સવર્ણ હિંદુ આગેવાનો અને પ્રતિપક્ષી અંત્યજ આગેવાનો વચ્ચે થાગડથીગડ સમજૂતી થશે તો તેથી હેતુ નહીં સરે. સમજૂતી ખરી તો જ ગણાય જો તે સાચા દિલની હોય. હિંદુ આમજનતાનું માનસ જડમૂળથી અસ્પૃશ્યતાનું નિકંદન કાઢવા તૈયાર ન હોય તો જરાયે આંચકો ખાધા વિના તેમણે મને જતો કરવો જોઈએ.

જેઓ સંયુક્ત મતદારમંડળોની વિરુદ્ધ હોય તેમની સામે જરાયે બળજબરી ન થવી જોઈએ. તેમનો કડવો વિરોધ હું સમજી શકું છું. મારો અવિશ્વાસ કરવાનો તેમને પૂરો અધિકાર છે. હું એ જ હિંદુ વર્ગનો છું ને, જેઓ ખોટી રીતે ઊંચવર્ણના અથવા સવર્ણ હિંદુઓ કહેવાય છે, અને જેમણે કહેવાતા અસ્પૃશ્યોને પીલી નાખ્યા છે? અજાયબી તો એ છે કે આટઆટલું થતાં છતાં એ 'અસ્પૃશ્યો' હજી હિંદુ ધર્મમાં રહ્યા છે. એટલે તેમના વિરોધનો આવી રીતે બચાવ કરી શકાય એમ છે, છતાં હું માનું છું કે તેમની માગણી ભૂલભરેલી છે. તેમનાથી બની શકે તો અંત્યજોને હિંદુ સમાજથી બિલકુલ અળગા પાડીને તેમની એક જુદી કોમ તેઓ બનાવવા માગે છે. એમ થાય તો હિંદુ સમાજ ઉપર કાયમનું અને જીવતુંજાગતું કલંક ચોંટે. તેમ છતાં એમ કરવાથી ખરેખર તેમનું હિત સધાતું હોય તો હું એમને એમ પણ કરવા દઉં. પણ અસ્પૃશ્યતાની પણ અનેક પાયરીઓ છે, તેનો મને બહુ નિકટનો પરિચય છે. તે ઉપરથી

મારી ખાતરી થઈ છે કે સવર્ણ હિંદુઓ જેમની વચ્ચે તેઓ રહે છે, અને જેમની સેવા તેઓ કરે છે તેમની સાથે તેમનાં જીવન એટલાં બધાં વણાઈ ગયેલાં છે કે એનાથી તેમને જુદા પાડવા એ અશક્ય છે. અવિભાજ્ય કુટુંબનું તેઓ એક અંગ છે. જે સવર્ણ હિંદુઓ સાથે તેઓ રહે છે તેમની સામે તેઓ બળવો પોકારે અને હિંદુ ધર્મનો તેઓ ઇનકાર કરે, એ હું સમજી શકું છું. પણ હું જોઉં છું કે તેઓ એમ કરવાના નથી. હિંદુ ધર્મમાં એવું કશુંક સૂક્ષ્મ, ન વર્ણવી શકાય એવું છે, જે એમની ઇચ્છા ન હોય તોપણ તેમને હિંદુ ધર્મ સાથે જોડી રાખે છે. મારા જેવો માણસ, જેને આ વસ્તુનો પ્રત્યક્ષ અનુભવ છે તેને માટે તો એ અનિવાર્ય બને છે કે પોતાના જાનનો ભોગ આપીને પણ એને જુદા પાડવાની યોજનાનો વિરોધ કરવો.

આ વિરોધમાં બહુ ભારે અર્થો સમાયેલા છે. જે સમાધાનથી અંત્યજ વર્ગોને હિંદુ સમાજની અંદર પૂરેપૂરી સ્વતંત્રતા મળે એવી ખાતરી ન થાય તે સમાધાન, એમને અળગા પાડવાની યોજનાના વાજબી અવેજી તરીકે ન ઊભી શકે. એટલે આ બાબતમાં જરા પણ વિશ્વાસભંગ થશે તો તેથી મારા આત્મવિસર્જનનો દિવસ થોડોક પાછો ઠેલાશે એટલું જ. અને પછી તો મારા જેવા વિચારના બીજા ઘણા આત્મવિસર્જન માટે તૈયાર થશે. જવાબદાર હિંદુઓએ એ પ્રશ્નનો વિચાર કરવાનો છે કે અંત્યજ વર્ગો ઉપર સામાજિક અને રાજકીય જુલમ કાયમ રાખીને, મારા જેવા એક સુધારકના નહીં પણ સંખ્યામાં વધતા જતા અનેક સુધારકોના આમરણ ઉપવાસના સત્યાગ્રહનો સામનો કરવા તેઓ તૈયાર છે કે કેમ? હું માનું છું કે હિંદુસ્તાનમાં એવા ઘણા હિંદુ સુધારકો પડ્યા છે જેઓ આ વર્ગના છુટકારા માટે અને તે મારફત હિંદુધર્મને જુગજૂના વહેમમાંથી છોડાવવા માટે પ્રાણાર્પણને કશી વિસાતમાં નહીં ગણે.

એટલે મારી સાથે જેમણે કામ કર્યું છે તે સુધારક સાથીઓ પણ આ ઉપવાસમાં રહેલા પૂરા અર્થને સમજી લે.

આ કાં તો મારી ભ્રમણા હોય, કાં તો મને મળેલો પ્રકાશ હોય. જો મારી ભ્રમણા હોય તો શાંતિથી મારું પ્રાયશ્ચિત્ત મને પૂરું કરવા દેવું જોઈએ. હિંદુ સમાજ અને ધર્મ મારા જડ બોજામાંથી મુક્ત થશે. જો આ મને મળેલો પ્રકાશ હોય તો મારી તપશ્ચર્યાથી હિંદુ ધર્મ વિશુદ્ધ થાઓ અને જેઓ અત્યારે મારો અવિશ્વાસ કરી રહ્યા છે તેમનાં હૃદય પીગળો.

મારા ઉપવાસના ઉદ્દેશ વિષે ગેરસમજૂતી જણાય છે તેથી હું ફરી કહું કે મારા ઉપવાસ દલિતવર્ગોને કોઈ પણ રૂપમાં કાયદાથી અલગ

મતદારમંડળ આપવાની સામે છે. એ ધમકી કાયમને માટે દૂર થતાંવેંત મારા ઉપવાસ બંધ થશે. અનામત બેઠકો બાબત અને આ આખા પ્રશ્નનું નિરાકરણ લાવવાની યોગ્ય પદ્ધતિ બાબત હું બહુ સખત વિચારો ધરાવું છું. પણ મારી દરખાસ્તો રજૂ કરવાને માટે કેદી હોઈને મને અધિકાર નથી એમ હું માનું છું. પણ સવર્ણ હિંદુઓના અને અંત્યજ વર્ગોના જવાબદાર નેતાઓ વચ્ચે સંયુક્ત મતદારમંડળના ધોરણ ઉપર જે સમજૂતી થશે અને જે તમામ હિંદુઓની જાહેર સભામાં મંજૂર રાખવામાં આવશે તેનાથી હું મને બંધાયેલો ગણીશ.

એક બીજી વસ્તુ મારે સ્પષ્ટ કરવી જોઈએ. અંત્યજ વર્ગના પ્રશ્નનો સંતોષકારક નિકાલ આવે તો, કોઈ પણ રીતે તેનો એવો અર્થ તો ન જ થવો જોઈએ કે કોમી પ્રશ્નોની બીજી બાબતો ઉપર બ્રિટિશ સરકારે જે ચુકાદો આપ્યો છે તે સ્વીકારવાને હું બંધાઈ ગયો છું. હું પોતે તેના ઘણા ભાગોની વિરુદ્ધ છું. મને એમ લાગે છે કે તેનાથી કોઈ પણ સ્વતંત્ર અને પ્રજાશાસિત બંધારણ ચલાવવાનું અશક્ય બને છે. વળી આ પ્રશ્નનું સંતોષકારક નિરાકરણ આવે તેથી, જે બંધારણ ઘડવામાં આવે તે સ્વીકારવાને હું બંધાયેલો છું એમ પણ ન ગણવામાં આવે. આ બધા રાજદ્વારી પ્રશ્નો છે અને રાષ્ટ્રીય કૉંગ્રેસ જ તેના ઉપર વિચાર અને નિર્ણય કરી શકે. મારા વૈયક્તિક અધિકારના ક્ષેત્રની એ તદ્દન બહાર છે. વળી આ સવાલ ઉપર મારા અંગત વિચારો હું જણાવી શકું નહીં.

મારા ઉપવાસનો ઉદ્દેશ મર્યાદિત છે. અંત્યજ વર્ગોનો સવાલ મુખ્યત્વે ધાર્મિક સવાલ હોઈને હું તેને ખાસ મારો પોતાનો સવાલ ગણું છું. કારણ જિંદગીભર મારું ધ્યાન મેં તેના ઉપર એકાગ્ર કરેલું છે. મારે માટે એ પવિત્ર, અંગત ટ્રસ્ટ છે, જેની જવાબદારી હું છોડી શકું નહીં.

પ્રકાશ અને પ્રાયશ્ચિત્તને માટે ઉપવાસ કરવાની પ્રથા બહુ પુરાણી છે. ખ્રિસ્તી ધર્મમાં તેમ જ ઇસ્લામમાં મેં તે જોઈ છે.

વિશુદ્ધિ અને પ્રાયશ્ચિત્ત માટે ઉપવાસ કર્યાના દાખલા હિંદુ ધર્મમાં તો પાર વિનાના છે. તે જેમ કર્તવ્ય છે તેમ અધિકાર પણ છે. વળી મારી સમજણ પ્રમાણે તો મેં તેનું શાસ્ત્ર બનાવ્યું છે. એટલે નિષ્ણાત તરીકે મિત્રોને અને સહાનુભૂતિ ધરાવનારાઓને હું ચેતવણી આપું છું કે વગર-વિચાર્યે અથવા તો ખોટી અને આવેશમય સહાનુભૂતિમાં કોઈ મારું અનુ-કરણ કરે નહીં. 'અસ્પૃશ્યો'ની નિઃસ્વાર્થ સેવા કરીને તથા ખૂબ કામ કરીને એમણે લાયકાત મેળવવી જોઈએ. વળી ઉપવાસ કરવાનો એમનો વખત આવશે ત્યારે સ્વતંત્ર રીતે એમને પ્રકાશ મળશે.

અંતમાં હું જણાવું કે મારા અંતરને જ્યાં સુધી હું જોઈ શકું છું ત્યાં સુધી આ ઉપવાસ શુદ્ધમાં શુદ્ધ હેતુથી અને એક પણ મનુષ્ય પ્રત્યે મનમાં દ્વેષ કે ક્રોધ રાખ્યા વિના મેં આદરેલા છે. મારે માટે એ અહિંસાનો એક પ્રકાર છે અને અહિંસા ઉપર છેલ્લી મહોર છે. તેથી કોઈને પણ મારી અથવા મેં ઉપાડેલા કામની વિરુદ્ધ માનીને તેની સામે જે માણસ આ પ્રકરણમાં હિંસાનો ઉપયોગ કરશે તે મારા અંતને વધુ નજીક આણશે. બધી બાબતોમાં એમ ન મનાતું હોય તોપણ આ બાબતમાં તો, સફળતા માટે, વિરોધીઓ પ્રત્યે સંપૂર્ણ સભ્યતા અને આદરભાવ એકદમ આવશ્યક છે.

પરિશિષ્ટ ૨

# અગ્નિશય્યા પરથી

## ૧

[તા. ૨૦મી સપ્ટેમ્બરે બપોરે બાર વાગ્યે ઉપવાસનો આરંભ કરતાં પહેલાં ગવાયેલું ભજન]

ઉઠ જાગ મુસાફિર! ભોર ભઈ,
    અબ રૈન કહાઁ જો સોવત હૈ?
જો સોવત હૈ વહ ખોવત હૈ,
    જો જાગત હૈ વહ પાવત હૈ.

ટુક નીંદસે અખિયાઁ ખોલ જરા,
    ઓ ગાફિલ! રબસે ધ્યાન લગા.
યહ પ્રીત કરનકી રીત નહીં,
    રબ જાગત હૈ તૂ સોવત હૈ.

અય જાન ભુગત કરની અપની,
    ઓ પાપી! પાપમેં ચૈન કહાઁ?
જબ પાપકી ગઠડી સીસ ધરી,
    ફિર સીસ પકડ ક્યોં રોવત હૈ?

જો કાલ કરે વહ આજ કર લે,
    જો આજ કરે વહ અબ કર લે,
જબ ચિડિયન ખેતી ચુગત ડારી,
    ફિર પછતાવે ક્યા હોવત હૈ?

# સેંકડો આહુતિઓ અપાય તોપણ વધારે નથી

[૨૦મી સપ્ટેમ્બરે ગાંધીજીના ઉપવાસ શરૂ થયા પછી વર્તમાનપત્રોના પ્રતિનિધિઓને જેલમાં તેમને મળવા દીધા હતા. એ મુલાકાતનો નીચે પ્રમાણે અહેવાલ ૨૧મી સપ્ટેમ્બરના 'ટાઈમ્સ ઑફ ઇન્ડિયા'માં પ્રસિદ્ધ થયો હતો.]

ગાંધીજીને યરવડા જેલમાં રાખ્યા પછી નવ મહિનામાં પહેલી જ વાર વૃત્તવિવેચકોને તેમને મળવા દેવામાં આવ્યા હતા. સાંજે સાડાપાંચ વાગ્યે અતિશય ગંભીર વિચારપ્રેરક વસ્તુ સાંભળવાનું સદ્‌ભાગ્ય તેમને પ્રાપ્ત થયું હતું. આમરણાંત ઉપવાસ શરૂ કર્યા પછી પાંચ જ કલાકે ગાંધીજીની સાથે વાર્તાલાપ કરવાની તક વૃત્તવિવેચકોને મળે તેની સ્વાભાવિક રીતે જ તેમના દિલ ઉપર ઊંડી અસર પડે.

અમને એક લાંબી સાંકડી ઓરડીમાં દાખલ કરવામાં આવ્યા. તેની બન્ને બાજુએ જેલમાં વણાયેલી શેતરંજીઓ, ધાબળા અને બીજી વસ્તુઓથી ભરેલા લાકડાના ઘોડા હતા. ત્યાં ખુરશી ઉપર અમને હસીને આવકાર આપતી એક વ્યક્તિ બેઠેલી હતી, જેના તરફ કેવળ હિંદુસ્તાનની જ નહીં પણ પશ્ચિમના દેશોની તેમ જ પૂર્વના કેટલાક દેશોની પણ મીટ આજે મંડાયેલી છે.

એમને પૂછવામાં આવ્યું કે આ પ્રકરણનો સુખદ અંત આવશે એવી આશા તમે સેવો છો ને? તેના જવાબમાં તેમણે કહ્યું, "હું અદમ્ય આશાવાદી છું. ઈશ્વરે મારો ત્યાગ કર્યો હોય તો જુદી વાત છે, નહીં તો હું આશા રાખું છું કે મારે મરણ પર્યંત ઉપવાસ કરવા પડશે નહીં."

ગાંધીજીએ કહ્યું કે તેમના ઉપર ઘણા લોકોના એવા તાર આવ્યા છે કે તેઓએ સહાનુભૂતિમાં ઉપવાસ કરવાનો નિર્ણય કર્યો છે, અથવા ઉપવાસ કરવા ઇચ્છે છે. "પણ હું દરેકને આગ્રહ કરું છું કે કોઈ સહાનુભૂતિમાં ઉપવાસ ન કરે. મેં ઈશ્વરના આદેશથી આ ઉપવાસ આદર્યા છે. એટલે આ લોકોને એવો ચોક્કસ આદેશ ન મળ્યો હોય તો તેમને ઉપવાસ કરવાનું કશું કારણ નથી. આત્મશુદ્ધિ અર્થે અથવા આ કાર્યની સાથે એકતા દર્શાવવાને અર્થે એક દિવસ ઉપવાસ કરવામાં આવે એ ઠીક છે. પણ

એટલું બસ થવું જોઈએ. આવો ઉપવાસ એ જેમ કર્તવ્ય છે તેમ એક અધિકાર પણ છે. અને એ અધિકાર એને જ પ્રાપ્ત થાય છે જેણે યમનિયમવાળા જીવનથી એ માટેની લાયકાત મેળવી હોય."

પછી અંત્યજ વર્ગોને કેટલું પ્રતિનિધિત્વ મળવું જોઈએ, એ આજના મુખ્ય પ્રશ્ન ઉપર વાત ચાલી. પ્રથમ તો ગાંધીજીએ પોતાનું આશ્ચર્ય વ્યક્ત કર્યું કે મુંબઈ સરકારને એક નિવેદન મોકલ્યે પાંચ દિવસ થયા છતાં હજી તે પ્રસિદ્ધ કરવામાં આવ્યું નથી. આજે જો એ નિવેદન ફરી લખવાનું હોય તો ત્યાર પછી બનેલી ઘટનાઓના પ્રકાશમાં એ જુદું જ થાય. મુલાકાતને અંતે તેમણે જણાવ્યું કે પોતાના આ નવા નિવેદનને એ નિવેદનનું પૂરક ગણવું પણ એના ઉપર આધાર રાખનારું ન ગણવું.

તેમણે આગળ ચલાવ્યું, "મારાં પાનાં તો ખુલ્લાં જ છે. પણ પ્રસ્તુત બાબતમાં જેલના સળિયા પાછળથી મારાથી કશું કહી શકાય તેમ ન હતું. હવે અંકુશો દૂર કરવામાં આવ્યા છે એટલે છાપાંવાળાઓને હું આ પહેલી જ મુલાકાત આપું છું. મારા ઉપવાસ કાયદાથી નક્કી કરવામાં આવેલી અનામત બેઠકોની સામે નહીં, પણ અલગ મતદારમંડળોની સામે છે. કાયદાથી અનામત બેઠકો રાખવામાં આવે તેની સામેના મારા ઉગ્ર વિરોધથી અંત્યજોના હિતને હું હાનિ પહોંચાડું છું એમ કહેવું બરાબર નથી. અનામત બેઠકોની હું વિરુદ્ધ હતો ખરો અને આજે પણ છું. પણ અનામત બેઠકોની યોજના મારી આગળ સ્વીકાર કે અસ્વીકાર માટે કદી મૂકવામાં જ આવી નથી. એટલે એ મુદ્દા ઉપર મારે કશો નિર્ણય કરવાનો સવાલ જ ન હતો. એ પ્રશ્ન ઉપર મારા વિચારો મેં આપમેળે જણાવ્યા ત્યારે જરૂર એ વિષે મારી નિરાશા મેં દર્શાવી. મારા નમ્ર મત પ્રમાણે આવી અનામત બેઠકોથી અંત્યજોની કશી સેવા થવાને બદલે એમનું નુકસાન થાય છે. કારણ એનાથી તેમનો સ્વાભાવિક વિકાસ અટકી જાય છે. કોઈ પણ કોમને કાયદાથી અનામત બેઠકો આપવામાં આવે એ માણસને ટેકા આપીને ચલાવવા સમાન છે. જેટલે દરજ્જે આવા ટેકા ઉપર તે આધાર રાખતો થઈ જાય છે તેટલે દરજ્જે તે અપંગ બને છે.

"જો લોકો મારી ઉપર હસે નહીં તો હું નમ્રતાપૂર્વક એ દાવો રજૂ કરવા માગું છું કે જોકે જન્મે હું 'સ્પૃશ્ય' છું પણ મેં 'અસ્પૃશ્ય' બનવાનું પસંદ કર્યું છે. વળી 'અસ્પૃશ્યો'માં પણ ઉપરના દસ ટકાના પ્રતિનિધિ બનવાનો પ્રયત્ન મેં નથી કર્યો, પણ મારી મહત્ત્વાકાંક્ષા 'અસ્પૃશ્યો'ના છેક નીચલા થરના લોકો સાથે એકરૂપ થવાની અને તેમનાં પ્રતિનિધિ બનવાની છે. અંત્યજોને માટે એ શરમભરેલું છે કે એમનામાં પણ

જ્ઞાતિભેદો અને ઊંચનીચના ભેદો છે. તેમનામાં છેક 'અદૃશ્યો' અને 'અગમ્યો' ગણાતા વર્ગો છે. જ્યાં જ્યાં હું જાઉં છું ત્યાં ત્યાં મારાં મનઃચક્ષુ આગળ એ લોકો આવીને ઊભા રહે છે, કારણ ઝેરના પ્યાલાનું આકંઠ પાન તેમને કરવું પડ્યું છે. મેં તેમને મલબારમાં જોયા છે, ઓરિસામાં જોયા છે. મારી ખાતરી થઈ છે કે કોઈ પણ દિવસ એમનો ઉદ્ધાર થશે તો તે અનામત બેઠકોથી થવાનો નથી પણ હિંદુ સુધારકો તેમની વચ્ચે જઈને તનતોડ કામ કરશે તેથી જ થવાનો છે. મને લાગ્યું કે આ રીતે તેમને અલગ પાડવાથી તેમનામાં સુધારો કરવાની બધી આશા ધૂળ મળી જશે, ત્યારે જ મારા સમસ્ત આત્માએ આ ચુકાદાની સામે બંડ પોકાર્યું. અહીં હું એટલું સ્પષ્ટ કરું કે અલગ મતદારમંડળો રદ થવાથી મારી પ્રતિજ્ઞાના શબ્દાર્થનું પાલન થશે, પણ તેની પાછળ રહેલા ભાવનું તેથી કદી પાલન થવાનું નથી. વળી 'સ્પૃશ્યો' અને 'અસ્પૃશ્યો' વચ્ચે થાગડથીગડ સમજૂતી થશે તો તેથી સ્વેચ્છાએ બનેલા 'અસ્પૃશ્ય' તરીકે મને જરાયે સંતોષ થવાનો નથી અને હું પગ વાળી જંપીને બેસવાનો નથી.

"મારે જે જોઈએ છે, જેને માટે હું જીવું છું, અને જેને માટે હું પ્રસન્નતાપૂર્વક મરવા તૈયાર છું તે એ છે, કે અસ્પૃશ્યતાનું જડમૂળથી નિકંદન થાય. મારે તો બેની વચ્ચે ખરી સમજૂતી થાય એ જોઈએ છે. એની જીવનપ્રદ અસર દૂરના ભવિષ્યમાં નહીં પણ આજે જ દેખાવી જોઈએ. એ સમજૂતી ઉપર આખા હિંદુસ્તાનના 'સ્પૃશ્યો' અને 'અસ્પૃશ્યો'એ મળીને પોતાની મહોર મારવી જોઈએ. તેમનું મળવું નાટકી દેખાવના રૂપનું નહીં પણ બંધુતાની સાચી ભાવનાનું હોવું જોઈએ. છેલ્લાં પચાસ વરસથી આ સ્વપ્નું હું સેવી રહ્યો છું, અને તે સિદ્ધ કરવા માટે આજે મેં અગ્નિપ્રવેશ કર્યો છે. બ્રિટિશ સરકારનો ચુકાદો એ તો છેલ્લું નિમિત્ત હતું. સમાજશરીરમાં વ્યાપેલા મહાભયંકર રોગની એ અચૂક નિશાની હતી. આવી બાબતમાં હું સાચો વૈદ્ય હોવાનો દાવો કરું છું. તેવા વૈદ્યની અમોઘ દૃષ્ટિથી મેં એ રોગની નિશાની પારખી લીધી. અલગ મતદાર-મંડળો રદ કરવામાં આવે એ તો મારે મન આ કાર્યનો આરંભ છે. એટલે મુંબઈમાં અને બીજે એકઠા થયેલા નેતાઓને હું ચેતવવા ઇચ્છું છું કે તેઓ કોઈ પણ જાતના ઉતાવળા નિર્ણય ઉપર ન આવે.

"મારી જિંદગીની હું પરવા કરતો નથી. સવર્ણ હિંદુઓએ પોતાનાં સધર્મી એવાં આ લાચાર સ્ત્રીપુરુષો ઉપર જુલમની જે ઝડીઓ વરસાવી છે તેના પ્રાયશ્ચિત્ત તરીકે, આ ઉમદા કામમાં સેંકડો પ્રાણ આપવામાં આવે તોપણ એ પૂરતું નથી. એટલે હું તો એમને આગ્રહ કરું કે સો ટકા

ન્યાયના માર્ગેથી એક તસુ પણ તેઓ ચળે નહીં. મારો ઉપવાસ હું ન્યાયના પલ્લામાં મૂકવા ઇચ્છું છું. તેથી જો સવર્ણ હિંદુઓની ઊંઘ ઊડશે અને તેમનામાં પોતાના કર્તવ્યનું ભાન જાગ્રત થશે તો મારા ઉપવાસનો અર્થ સરશે. તેથી ઊલટું, જો તેઓ મારા પ્રત્યેના અંધ પ્રેમથી દોરવાઈ જઈને અલગ મતદારમંડળો રદ્દ કરાવવા પૂરતું ગમે તેવું ઉપલકિયું સમાધાન કરી નાખશે અને પછી ઊંઘી જશે, તો તેઓ ભીંત ભૂલશે અને મારું જીવન પણ ખારું બનાવી દેશે. કારણ અલગ મતદારમંડળો રદ્દ થવાથી મારા આ ઉપવાસનો તો અંત આવશે, પણ જે જીવંત સમજૂતી માટે હું મથી રહ્યો છું તે નહીં થાય તો મારે માટે એ જીવતું મરણ હશે. એનો અર્થ એટલો જ થશે કે આ ઉપવાસ બંધ કરીને તરત મારે બીજા ઉપવાસની નોટિસ આપવી પડશે, જેથી મારી પ્રતિજ્ઞાના ભાવનું પૂરેપૂરું પાલન થાય.

"આ વસ્તુ બીજાઓને બાલિશ જણાશે. પણ મને એમ લાગતું નથી. મારી પાસે કાંઈ વધારે આપવાનું હોય તો તે પણ આ શાપ દૂર કરવા હું આપી દઉં. પણ મારી જિંદગી કરતાં વધારે કશું મારી પાસે નથી.

"હું માનું છું કે અસ્પૃશ્યતા જો સાચેસાચ જડમાંથી જશે તો તેથી હિંદુ સમાજ ઉપરનું ભયંકર કલંક દૂર થશે, એટલું જ નહીં, પણ તેની અસર આખી દુનિયા ઉપર પડશે. અસ્પૃશ્યતા સામેની મારી લડત એ આખા માનવસમાજમાં રહેલી અશુદ્ધિ સામેની લડત છે. તેથી સર સેમ્યુઅલ હોરને મેં કાગળ લખ્યો ત્યારે મારા દિલમાં પૂરી શ્રદ્ધા હતી કે જો આ કાર્યમાં હું, કોઈ પણ જાતની અશુદ્ધિથી મુક્ત, કોઈ પણ જાતના દ્વેષથી અને કોઈ પણ જાતના ક્રોધથી મુક્ત, એવા, માણસ માટે શક્ય તેટલા સ્વચ્છ હૃદયથી, પડ્યો હઈશ તો માનવકુળમાંનાં સઘળાં ઉત્તમ તત્ત્વો મારી વહારે ધાવાનાં જ છે. એટલે તમે જોઈ શકશો કે મારા ઉપવાસ હિંદુ સમાજને વિષે શ્રદ્ધા ઉપર, મનુષ્ય સ્વભાવને વિષે શ્રદ્ધા ઉપર અને અમલદાર વર્ગને વિષે પણ શ્રદ્ધા ઉપર મંડાયેલા છે."

પોતાની મુલાકાત આગળ ચલાવતાં ગાંધીજીએ કહ્યું, "અસ્પૃશ્યતાને પડકારવામાં હું વસ્તુના છેક મૂળ સુધી જાઉં છું. તેથી જ આ પ્રશ્ન રાજદ્વારી સ્વરાજ્યના પ્રશ્ન કરતાં મહત્ત્વમાં ક્યાંય ચડી જાય એવો છે. કરોડો દલિત લોકોના હૃદયમાં આશાનો ઉદય થયો છે કે તેમની કાંધ ઉપરનો કચડી નાખનારો આ બોજો દૂર થશે. એ આશાના નૈતિક ટેકા વિનાનું સ્વરાજ્યનું બંધારણ હું તો કહું છું કે જડ બોજ સમાન થઈ પડશે. અંગ્રેજ અમલદારો ચિત્રની આ જીવંત બાજુ જોઈ શકતા નથી, તેથી જ પોતાના અજ્ઞાનમાં અને આત્મસંતોષમાં, જે પ્રશ્ન કરોડો લોકોની

મૂળ હસ્તી ઉપર અસર કરે છે, —અહીં હું સવર્ણો અને 'અસ્પૃશ્યો' એટલે જુલમ કરનાર અને જુલમનો ભાગ બનનાર, બન્નેની વાત કરું છું —તેવા પ્રશ્ન ઉપર ન્યાય આપવાની ધૃષ્ટતા કરે છે. એ અમલદાર વર્ગને એમના ઘોર અજ્ઞાનમાંથી—કશા ગુનામાં આવ્યા વિના આવો શબ્દ-પ્રયોગ હું કરી શકતો હોઉં તો—જગાડવા માટે પણ મારા સમસ્ત પ્રાણથી આ વસ્તુનો વિરોધ કરવાની મારા અંતર્નાદે મને પ્રેરણા કરી."

તેમણે વિશેષમાં જણાવ્યું કે આ પ્રસંગ માટે નિમાયેલી કમિટીના સભ્યોને પોતે ગઈ કાલે મળ્યા હતા અને તેમને ચોક્કસ સૂચનાઓ કરી હતી. તેઓ ધારતા હતા કે આજે મુંબઈમાં છાપાંઓને એ જણાવવામાં આવશે.

ગાંધીજીનો ફોટોગ્રાફ લેવાનું શક્ય છે કે કેમ એ પૂછવામાં આવતાં વિનોદમાં પોતાના અગ્નિસંસ્કારની વાત તેમણે કરી. તે ઉપરથી, ન કરે નારાયણ અને, એવું અનિષ્ટ કદાચ નીપજે તો ગઈ કાલે મળેલા પોતાના દીકરા દેવદાસને એના વિધિ વિષે કશી સૂચનાઓ પોતે આપી છે કે કેમ, એમ મેં પૂછ્યું. તેનો મને ચમત્કારિક જવાબ મળ્યો: "મારા દીકરાને મેં કહ્યું છે કે મુંબઈની પરિષદમાં એણે જાહેર કરવું કે ગાંડી ઉતાવળમાં અંત્યજ વર્ગના હિતને નુકસાન પહોંચે એવું કશું થઈ બેસે તેને બદલે પોતાના બાપની જિંદગી જતી કરવા પોતે તૈયાર છે."

આ ઉપવાસ કેટલો લાંબો ચાલવાની શક્યતા પોતાને લાગે છે એ પ્રશ્નના જવાબમાં જણાવ્યું, "બીજા કોઈની માફક મારી પણ જીવવાની ખૂબ ઇચ્છા છે. જીવનને ટકાવી રાખવાની પાર વિનાની શક્તિ પાણીમાં રહેલી છે. જ્યારે પાણીની જરૂર જણાશે ત્યારે હું પાણી લેવાનો જ છું. તમે મારા ઉપર એટલો વિશ્વાસ રાખો કે પ્રાણ ટકાવી રાખવાને શક્ય તેટલા સઘળા પ્રયત્ન હું કરવાનો છું, જેથી કરીને હિંદુ લોકોનું, અને અંગ્રેજ લોકોનું પણ, અંતઃકરણ જાગ્રત થાય અને આ વેદનાનો અંત આવે. મારો પોકાર સર્વશક્તિમાન પરમાત્માના સિંહાસને પહોંચશે."

# અમેરિકાને

[અમેરિકન પત્રકાર મિ. વિલિયમ શિરેરે તારથી ગાંધીજીને તેમના ઉપવાસ વિષે કેટલાક પ્રશ્નો પૂછ્યા હતા. તે તાર તથા તેનો ગાંધીજીએ આપેલો જવાબ નીચે આપ્યો છે.]

## શિરેરેનો તાર

અમેરિકાના લોકોને, જોકે તમારા અંતરાત્મા પ્રત્યે તેમ જ તમારી ઊંડી ધાર્મિક લાગણીઓ વિષે બહુ માન છે, છતાં તમારા ઉપવાસથી તેઓ બહુ ગૂંચવાડામાં પડ્યા છે. તમે એવો ચોક્કસ ખુલાસો આપી શકશો જે અમેરિકાના લોકો સહેલાઈથી સમજી શકે?

મિ. મેકડોનલ્ડને આપેલા છેલ્લા જવાબમાં તમે જણાવ્યું છે કે અત્યંજ વર્ગોને વધારેપડતું પ્રતિનિધિત્વ આપવામાં આવે તેની વિરુદ્ધ તમે નથી. તમે એ શી રીતે કરવા ધારો છો? તમે માનો છો ખરા કે તમારી યોજનામાં અત્યંજ વર્ગના નેતાઓના વિચાર પણ ધ્યાનમાં લેવાવા જોઈએ? એમની સાથે તમે કેટલે સુધી સમાધાન કરવા તૈયાર છો?

અમેરિકાના લોકો એ પણ નથી સમજી શકતા કે આ રીતે ઉપવાસ કરીને મરી જવાથી હિંદી રાષ્ટ્રીયતાનું તમારું નિર્વિવાદ નેતૃપદ તમે શું કામ જાણી જોઈને ફેંકી દો છો? અને જે વખતે રાષ્ટ્રીયતા પોતાના સ્વરાજ્યના ધ્યેયની સિદ્ધિની નજીક આવેલી દેખાય છે તે વખતે એને શું કામ મરવા દો છો? વળી અત્યારે તમે હિંદીઓના એક વર્ગને માટે જ પ્રાણ અર્પતા નથી? તમારો દાવો તો એવો હતો કે આખા રાષ્ટ્રના તમે પ્રતિનિધિ છો, એટલે તમે પ્રાણ અર્પો તોપણ આખા રાષ્ટ્રને માટે અર્પો. તમે એક વખત મને કહેલું કે સ્વરાજ્યની લડત બધા ધર્મસંપ્રદાયોથી પર છે અને કોંગ્રેસના નેતા તરીકે તમે રાષ્ટ્રીય હિંદુઓ, મુસલમાનો, પારસીઓ ખ્રિસ્તીઓ એ બધાના પ્રતિનિધિ છો. એક ધાર્મિક પ્રશ્ન જેનો નિર્ણય કરવાનો હિંદુઓને હવે હક નથી રહ્યો, તેની ખાતર અત્યારે તમે તમારા નેતૃપદનો ત્યાગ નથી કરતા? હિંદુસ્તાનમાં તેમ જ ઇંગ્લંડમાં દર્શાવેલા તમારા વિચારો અમેરિકાના લોકો આગળ અંતઃકરણથી રજૂ કરવાનો પ્રયત્ન કરનાર તરીકે તમારા જવાબની હું કદર કરીશ.

## ગાંધીજીનો જવાબ

આભાર. અમેરિકનોની મૂંઝવણથી મને આશ્ચર્ય થતું નથી. દુનિયાને હું આશ્ચર્યમાં નાખું છું, એ મારું દુર્ભાગ્ય હોય કે સદ્ભાગ્ય હોય. નવા નવા

પ્રયોગો કરવાથી અથવા જૂના પ્રયોગોને નવી ઢબે કરવાથી ઘણી વાર ગેરસમજ ઊભી થવા પામે છે. શિષ્ટાચારના નિયમોને લીધે સરકારને લખેલા કાગળોમાં મારે મારી જાત ઉપર બહુ કડક અંકુશ રાખવો પડેલો. જેલના નિયમો પ્રમાણે બહારની દુનિયા સાથે હું પત્રવ્યવહાર કરી શકું નહીં. એ નિયમોના શબ્દનું અને ભાવનું મેં પાલન કર્યું છે.

જે કરાર અત્યારે ઘડાઈ રહ્યો છે તે અનુસાર બ્રિટિશ ચુકાદા કરતાં વધારે સારું અને વધારે વિશાળ પ્રતિનિધિત્વ અંત્યજોને મળશે. અંત્યજોના નેતાઓના મતથી નિરપેક્ષ રીતે અંત્યજ આમ વર્ગના મતની મને ખાતરી ન હોત તો જે રીતે મેં ઉપવાસ કર્યા છે તે રીતે હું ન કરી શકત. અને અંત્યજ નેતાઓમાંથી પણ હું જાણું છું તે મુજબ વિશાળ બહુમતીનો ટેકો મને છે. હું તો એમની સાથે પણ અંત્યજ વર્ગનાં સર્વોપરી હિત જાળવીને સમાધાન કરવામાં બની શકે તેટલું વધારે આગળ જાઉં. અંત્યજ નેતાઓ કરતાં અંત્યજ વર્ગનું હિત વધારે જાણવાનો દાવો કરવાની મારી ધૃષ્ટતાથી તમારે ચોંકવું નહીં. જોકે જન્મથી હું 'સ્પૃશ્ય' છું, છતાં છેલ્લાં પચાસ વર્ષથી હું સ્વેચ્છાએ 'અસ્પૃશ્ય' બનેલો છું.

અમેરિકનો જાણે કે મારું રાજ્યપ્રકરણ મારા ધર્મમાંથી નીકળેલું છે. ઈશ્વરે મારું મરણ ભૂખમરાથી નિર્ધારેલું હશે તો હું જાણું છું કે તેથી મારા રાજદ્વારી નેતૃત્વ ઉપર છેલ્લી મહોર વાગશે. મારી પ્રાણાહુતિથી રાષ્ટ્રીય ભાવના વિશેષ બળવાન થશે. આ ઉપવાસનું સાચાપણું અને તેનું સઘળું રહસ્ય હિંદી કોમનો બહુ મોટો ભાગ અંતઃપ્રેરણાથી સમજી ગયેલ છે.

આ તપશ્ચર્યાથી સાચું સ્વરાજ વધુ નજીક આવ્યું છે, એ વિષે મને શંકા નથી. અને શરીરથી કે મનથી ચલિત થયા વિના આ ઉપવાસમાંથી પાર ઊતરવાનું ઈશ્વર મને બળ આપશે તો સ્વરાજ્ય એથી પણ વધુ નજીક આવશે. સમત્વમાં પસાર થયેલો એક એક દિવસ બીજા કોઈ ઉપાયથી લાવી શકાય તે કરતાં સ્વરાજ્યને વધુ નજીક લાવે છે.

અસ્પૃશ્યતાને માટે મરવાની તૈયારી એ સમસ્ત હિંદને માટે મરવાની શુદ્ધ તૈયારી છે. કારણ અસ્પૃશ્યતાનિવારણ એ સ્વરાજ્યનું અવિભાજ્ય અંગ છે. અધમમાં અધમ અને પાપીમાં પાપી હિંદીને પણ એના આરોગ્યપ્રદ, અને શાંતિદાયક રસથી વંચિત રાખવામાં આવે તો એવું સ્વરાજ્ય મને ન ખપે. મારે માટે મૂળ ધર્મ એક જ છે, જોકે તેની શાખાઓ અનેક છે. તેની હિંદુ શાખાનો હું, મૂળ થડ પ્રત્યેના કર્તવ્યમાં ચૂકું, તો એ એક અને અવિભાજ્ય ધર્મનો નાલાયક અનુયાયી હું બનું. આ માન્યતા

પ્રમાણે તો મારું બલિદાન હરકોઈ રૂપની અથવા પ્રકારની અસ્પૃશ્યતામાંથી માનવજાતની મુક્તિને આગળ વધારે છે.

એટલે અમેરિકા, જેણે મારા પ્રત્યે સહાનુભૂતિ ધરાવનાર એવા પોતાના જ્ઞાત અને અજ્ઞાત નિવાસીઓ મારફત મારા દુઃખમાં આટલી હમદર્દી બતાવી છે, તેની પાસેથી હું એ આશા રાખું છું કે આ બલિદાન પ્રત્યે દુનિયાનો લોકમત સંગઠિત કરે. જોકે આ બલિદાન દુનિયાના એક ભાગને ઉદ્દેશીને યોજાયેલું જણાય છે, છતાં ખરી રીતે તો એ આખી દુનિયાને આવરી લે છે. મારી નમ્ર કારકિર્દીને ઉપલક રીતે પણ સમજનારા એટલું જોયા વિના નહીં રહ્યા હોય કે મારા જીવનનું એક પણ કાર્ય એવું નથી, જેનાથી કોઈ વ્યક્તિને કે પ્રજાને નુકસાન થયું હોય. મારું રાષ્ટ્રીયત્વ અને મારો ધર્મ કોઈનો વિરોધી નથી, પણ સૌનો સંગ્રાહક છે, અને પ્રાણીમાત્રના કલ્યાણ સાથે સુસંગત છે. મારી ભૂલ ન જ થાય એવો દાવો હું કરતો નથી. હિમાલય જેવડી ભૂલો કર્યાનું મને ભાન છે. પણ તે ઇરાદાપૂર્વક કરી હોય અથવા તો કોઈ પણ વ્યક્તિ કે પ્રજા પ્રત્યે અથવા તો કોઈ પણ માનવ કે ઇતર પ્રાણી પ્રત્યે મેં દ્વેષ સેવ્યો હોય એવો મને ખ્યાલ નથી.

## ૪

## યરવડા કરાર

[અંત્યજ વર્ગો તરફના નેતાઓ અને બાકીની હિંદુ કોમ વચ્ચે, ધારાસભાઓમાં અંત્યજ વર્ગના પ્રતિનિધિત્વ વિષે અને તેમના કલ્યાણને લગતી બીજી કેટલીક બાબતો વિષે થયેલા કરારનામાનો મજકૂર]

૧. સામાન્ય મતદારમંડળોમાં અંત્યજ વર્ગો માટે અમુક બેઠકો અનામત રાખવામાં આવશે. પ્રાંતિક ધારાસભાઓમાં નીચે પ્રમાણે બેઠકો અનામત રાખવામાં આવશે:

| | |
|---|---|
| મદ્રાસ | ૩૦ |
| મુંબઈ, સિંધ સાથે | ૧૫ |
| પંજાબ | ૮ |
| બિહાર અને ઓરિસ્સા | ૧૮ |
| મધ્ય પ્રાંતો | ૨૦ |
| આસામ | ૭ |
| બંગાળ | ૩૦ |
| યુક્ત પ્રાંતો | ૨૦ |
| કુલ | ૧૪૮ |

વડાપ્રધાનના ચુકાદામાં પ્રાંતિક ધારાસભાઓની કુલ બેઠકો જાહેર કરવામાં આવી છે તેને આધારે આ સંખ્યા નક્કી કરવામાં આવી છે.

૨. આ બેઠકો માટેની ચૂંટણી સંયુક્ત મતાધિકારને ધોરણે કરવામાં આવશે; પણ તે નીચેની પદ્ધતિ અનુસાર થશે.

સામાન્ય મતદારમંડળના મતપત્રકમાં નોંધાયેલા અંત્યજ વર્ગના તમામ મતદારોનું એક ચૂંટણી મંડળ બનશે. અંત્યજ વર્ગના ઉમેદવારોમાંથી, તેમને માટે, અનામત રાખેલી દર એક બેઠક દીઠ ચાર ચાર ઉમેદવારો, દરેક મતદાર એક એક મત આપે એ પદ્ધતિએ તે ચૂંટી કાઢશે. આવી રીતની પ્રાથમિક ચૂંટણીમાં ચૂંટાયેલા ઉમેદવારો સામાન્ય ચૂંટણીમાં ઉમેદવારો તરીકે ઊભા રહેશે.

૩. વડી ધારાસભામાં પણ અંત્યજ વર્ગનું પ્રતિનિધિત્વ, સંયુક્ત મતદારમંડળના અને અનામત બેઠકોના સિદ્ધાન્ત પ્રમાણે, તથા પ્રાન્તિક ધારાસભાઓમાં તેમના પ્રતિનિધિઓની ચૂંટણી માટે ઉપર કલમ ૨માં જણાવવામાં આવેલી પદ્ધતિ પ્રમાણે, રાખવામાં આવશે.

૪. વડી ધારાસભામાં બ્રિટિશ ઇન્ડિયાના સામાન્ય મતદારમંડળ માટે જે બેઠકો આપવામાં આવી છે તેની ૧૮ ટકા બેઠકો અંત્યજ વર્ગો માટે અનામત રાખવામાં આવશે.

૫. વડી તથા પ્રાન્તિક ધારાસભાઓમાં ચૂંટણી માટે પ્રાથમિક ચૂંટણીથી અમુક વધારે ઉમેદવારો ચૂંટવાની પ્રથા દશ વર્ષ પછી બંધ થશે, સિવાય કે નીચેની કલમ ૬માં જણાવ્યા પ્રમાણે પરસ્પર સમજૂતીથી તે વહેલી બંધ કરવામાં આવે.

૬. પ્રાન્તિક તેમ જ વડી ધારાસભામાં અનામત બેઠકો દ્વારા અંત્યજ વર્ગોના પ્રતિનિધિત્વની પ્રથા, જેની જોગવાઈ કલમ ૧ તથા ૪માં કરવામાં આવી છે તે આ કરારનામા સાથે સંબંધ ધરાવતી કોમો વચ્ચે પરસ્પર સમજૂતીથી બંધ થાય ત્યાં સુધી અમલમાં રહેશે.

૭. વડી તથા પ્રાન્તિક ધારાસભાઓમાં અંત્યજ વર્ગોનો મતાધિકાર લોધિયન કમિટીના રિપોર્ટમાં દર્શાવ્યા પ્રમાણે રહેશે.

૮. સ્થાનિક સંસ્થાઓમાં ચૂંટણી પરત્વે તથા સરકારી નોકરીમાં નિમણૂકોને અંગે, માણસ અંત્યજ વર્ગનો હોય તે કારણે, એને કોઈ પણ જાતની અધિકાર-હીનતા લાગુ પડશે નહીં.

સરકારી નોકરીમાં નિમણૂકોને માટે કેળવણીની જે લાયકાતો રાખવામાં આવી હશે તે સ્વીકારીને આ બાબતોમાં અંત્યજ વર્ગોને વાજબી હિસ્સો મેળવી આપવાને માટે દરેક પ્રયત્ન કરવામાં આવશે.

૯. અંત્યજ વર્ગના માણસોને કેળવણી લેવાની સગવડો આપવા માટે દરેક પ્રાન્તમાં કેળવણી માટે નક્કી થયેલી ગ્રાન્ટમાંથી યોગ્ય રકમ ખાસ અલગ રાખવામાં આવશે.

| | |
|---|---|
| મદનમોહન માલવીય | બી. એસ. કામટ |
| તેજ બહાદુર સપ્રુ | જી. કે. દેવધર |
| એમ. આર. જયકર | એ. વી. ઠક્કર |
| બી. આર. આંબેડકર | આર. કે. બખલે |
| શ્રીનિવાસન | પી. જી. સોલંકી |
| એમ. સી. રાજા | પી. બાલુ |
| સી. વી. મહેતા | ગોવિંદ માલવીય |
| સી. રાજગોપાલાચારી | દેવદાસ ગાંધી |
| રાજેન્દ્રપ્રસાદ | બિસ્વાસ |
| જી. ડી. બિરલા | બી. એન. રાજભોજ |
| રામેશ્વરદાસ બિરલા | ગવાઈ |
| શંકરલાલ બેંકર | |

હિંદુ પરિષદની છેલ્લી બેઠકમાં મુંબઈમાં તા. ૨૫મી સપ્ટેમ્બરે નીચેની સહીઓ ઉમેરવામાં આવી હતી:

| | |
|---|---|
| લલ્લુભાઈ શામળદાસ | પી. કોદંડરાવ |
| હંસા મહેતા | જી. કે. ગાડગીલ |
| કે. નટરાજન | મનુ સૂબેદાર |
| કામકોટી નટરાજન | અવન્તિકાબાઈ ગોખલે |
| પુરુષોત્તમદાસ ઠાકુરદાસ | કે. જે. ચીતળિયા |
| મથુરાદાસ વસનજી | રાધાકાન્ત માલવીય |
| વાલચંદ હીરાચંદ | એ. આર. ભટ |
| એચ. એન. કુંઝરુ | કોલમ |
| કે. જી. લિમયે | પ્રધાન |

## ૫

# હિંદુઓ કરારને બહાલી આપે છે

[તા. ૨૫મી સપ્ટેમ્બરે મુંબઈમાં મળેલી હિંદુ પરિષદની છેલ્લી બેઠકમાં નીચેનો ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો.]

૧. સવર્ણ હિંદુઓના અને અંત્યજ વર્ગોના નેતાઓ વચ્ચે તા. ૨૪મી સપ્ટેમ્બર, ૧૯૩૨ના રોજ પૂનામાં થયેલા કરારનામાને આ પરિષદ બહાલી આપે છે, અને વિશ્વાસ રાખે છે કે હિંદુ કોમની અંદર અલગ મતદાર-મંડળો નિર્માણ કરતો પોતાનો ચુકાદો બ્રિટિશ સરકાર ફેરવશે, અને આ કરારનામાને સંપૂર્ણતાએ સ્વીકારશે. પરિષદ આગ્રહ કરે છે કે સરકાર આ બાબતમાં તાકીદે પગલાં ભરે, જેથી મહાત્મા ગાંધી પોતાની પ્રતિજ્ઞાની શરતો અનુસાર અને વધારે મોડું થાય તે પહેલાં પોતાના ઉપવાસ છોડી શકે. પરિષદ લાગતીવળગતી કોમોના આગેવાનોને અપીલ કરે છે કે કરારનામાના તથા આ ઠરાવના સઘળા ફલિતાર્થ તેઓ સમજે અને તે પાર પાડવાને સાચા દિલથી પ્રયત્ન કરે.

૨. આ પરિષદ ઠરાવ કરે છે કે હવે પછી જન્મને કારણે કોઈને પણ અસ્પૃશ્ય ગણવામાં આવશે નહીં; અને આજ લગી જેઓને અસ્પૃશ્ય ગણવામાં આવ્યા છે તેઓના સાર્વજનિક કૂવા, સાર્વજનિક રસ્તા અને સાર્વજનિક સંસ્થાઓના ઉપયોગ પરત્વે બીજા હિંદુઓના જેટલા જ અધિકાર ગણાશે. આ અધિકારોને પહેલામાં પહેલી તકે કાયદાની માન્યતા આપવામાં આવશે અને જો તેની માન્યતા વહેલી નહીં મળી ચૂકી હોય તો તે માટેનો કાયદો સ્વરાજ્ય પાર્લમેન્ટના પહેલામાં પહેલા કાયદાઓમાંનો એક હશે.

૩. વિશેષમાં, એમ ઠરાવવામાં આવે છે કે કહેવાતા અસ્પૃશ્યો ઉપર ચાલુ રૂઢિ અનુસાર અત્યારે જે સામાજિક હાડમારીઓ, મંદિરપ્રવેશના પ્રતિબંધ સુધ્ધાંની, નાખવામાં આવે છે તે, ન્યાયી અને શાંતિમય એવા તમામ માર્ગે વહેલામાં વહેલી દૂર થાય એ જોવાની તમામ હિંદુ આગેવાનોની ફરજ ગણાશે.

૬

# બ્રિટનનો સાચો મિત્ર

[ઇન્ડિયા લીગના પ્રતિનિધિમંડળનાં મિસ એલન વિલ્કિન્સન તથા શ્રી. વિ. કે. કૃષ્ણમેનનને યરવડા જેલમાં ગાંધીજીની મુલાકાત લીધી હતી. ગાંધીજીએ તા. ૨૫મી સપ્ટેમ્બરે એ પ્રતિનિધિમંડળને બ્રિટનને માટે નીચેનો સંદેશો આપ્યો.]

આ ઉપવાસનો પ્રત્યેક દિવસ તેમાં ઈશ્વરનો હાથ હોવાનો અચૂક પુરાવો મને પૂરો પાડે છે. અસ્પૃશ્યતાની સામે જાગૃતિનો જે મોટો જુવાળ આવ્યો છે તેને માટે, ઈશ્વર અને તેની દયામાં અપાર શ્રદ્ધા રાખવાવાળો હું પણ તૈયાર નહોતો. કેટલાંક મોટાં મંદિરોમાં કશા અંતરાય વિના અસ્પૃશ્યોને આપોઆપ દાખલ કરવામાં આવ્યા છે તેને હું એક આધુનિક ચમત્કાર ગણું છું. હવે જ એ મંદિરોમાં ઈશ્વરનો વાસ થયો છે. અત્યાર સુધી એ મૂર્તિઓ, જેમાં તેના પૂજારીઓ ખોટી રીતે અને પોતાના અભિમાનમાં ઈશ્વર હોવાનું માનતા હતા, તે ઈશ્વરવિહીન હતી.

બ્રિટિશ પ્રધાનમંડળના ચુકાદાથી મને ઈશ્વર મારફત ચેતવણી મળી કે એ મારાં બારણાં ઠોકી રહ્યો હતો અને મારી ઊંઘમાંથી મને જગાડી રહ્યો હતો. જે કરારનામું થયું છે તે મારે મન તો શુદ્ધિના કાર્યનો આરંભ જ છે. જ્યાં સુધી અસ્પૃશ્યતાનું નામનિશાન નાબૂદ ન થાય ત્યાં સુધી હૃદયની વેદનાનો અંત આવવાનો નથી. બ્રિટિશ પ્રધાનમંડળ કશા ઉતાવળા નિર્ણય ઉપર આવે, એમ હું ઇચ્છતો નથી. મારો જાન બચાવવા માટે અથવા દુનિયા આગળ ખરા દેખાવા માટે કચવાતે મને તેઓ આ કરારનામાનો સ્વીકાર કરે એ હું ઇચ્છતો નથી. કરારનામાનો ખરો મર્મ તેઓ ન સમજ્યા હોય તો તેમણે તે સત્વર નામંજૂર કરવું જોઈએ. પણ જો તેઓ સમજ્યા હોય તો, કહેવાતા સવર્ણો અને કહેવાતા અસ્પૃશ્યો ઈશ્વર સાખે પોતાના પૂરા દિલથી જે ભારે સમજૂતી ઉપર આવ્યા છે, તેના એક શબ્દમાં કે એક વિરામચિહ્નમાં પણ ફેરફાર કર્યા વિના, તેમાં રહેલી એકેએક શરતને તેઓ અમલમાં મૂકે.

હું આશા રાખું છું કે તેઓ અને દુનિયા સમજશે કે આ કરાર હું નમ્રતાપૂર્વક એમ કહી શકતો હોઉં તો, પ્રધાનમંડળના ચુકાદા કરતાં ક્યાંયે ચઢી જાય એવો છે. એમ કહેવામાં કશું અભિમાન નથી. બ્રિટિશ પ્રધાનમંડળ પરદેશીઓનું બનેલું હોઈ, હિંદુસ્તાનની સ્થિતિ વિષે અથવા અસ્પૃશ્યતા શી ચીજ છે એ વિષે તેમને કશી જાતમાહિતી ન હોય. ખરી રીતે આ કામ તેઓના ગજા ઉપરવટનું હતું. જોકે કેટલાક હિંદીઓએ જ

આ કામ તેમને સોંપ્યું હતું, છતાં પોતાની શક્તિ બહારનું ગણી તેની જવાબદારી લેવાની તેમણે ના પાડવી જોઈતી હતી.

પ્રાયશ્ચિત્તની શય્યા ઉપર સૂતેલો હું આ વચનો કોઈ પણ જાતના કટાક્ષમાં કે ગુસ્સામાં બોલતો નથી.

બ્રિટિશ પ્રજાનો અને બ્રિટિશ પ્રધાનમંડળનો પણ સાચો મિત્ર હોવાનો હું દાવો કરું છું. આ અવસરે મારો અભિપ્રાય, જે પ્રસ્તુત છે, તે હું દાબી રાખું તો તેઓ પ્રત્યે, મારી જાત પ્રત્યે અને મારા કામ પ્રત્યે હું ખોટો નીવડું. અંતમાં, હું બ્રિટનને ખાતરીથી કહેવા ઇચ્છું છું કે મારા દેહમાં જીવ હશે ત્યાં સુધી હિંદુ ધર્મ ઉપરનું આ અસહ્ય કલંક દૂર કરવા માટે જેટલા કરવા પડશે તેટલા ઉપવાસ હું કરીશ. આપણે ઈશ્વરનો પાડ માનીએ કે આ ચળવળમાં ફક્ત એક જ માણસ નથી, પણ હું માનું છું કે એવા હજારો માણસો છે જે આ સુધારો પૂરેપૂરો થાય એટલા માટે પોતાના જાન આપવા તત્પર છે.

## ૭

## સરકાર કરારનામાનો સ્વીકાર કરે છે

[તા. ૨૬મી સપ્ટેમ્બરે વડી ધારાસભામાં હોમ મેમ્બર મિ. હેગે નીચેનું નિવેદન કર્યું.]

શાહી સરકારના તા. ૪થી ઑગસ્ટના કોમી ચુકાદામાં જણાવવામાં આવેલી સામાન્ય મતદારમંડળની પદ્ધતિને બદલે, નવી બનનારી ધારાસભાઓમાં અંત્યજ વર્ગોના પ્રતિનિધિત્વની બાબતમાં, તેમ જ તેમના કલ્યાણને લગતી બીજી કેટલીક બાબતોમાં, અંત્યજ વર્ગોના નેતાઓ અને બાકીની હિંદુ કોમના નેતાઓ વચ્ચે સમજૂતી થઈ ગઈ છે એ જાણીને નામદાર શહેનશાહની સરકારને ઘણો સંતોષ થયો છે.

સમજૂતી એવી થઈ છે કે અંત્યજ વર્ગો માટે અમુક બેઠકો અનામત રાખીને મતદારમંડળ સંયુક્ત રહે. એ અનામત બેઠકોની ચૂંટણી કરવાની રીતના સંબંધમાં કેટલીક અગત્યની શરતો નક્કી કરવામાં આવી છે.

કોમો વચ્ચે કશી સમજૂતી નહીં થઈ શકી હોવાથી સરકારે પોતાનો ચુકાદો આપ્યો હતો. નવી ધારાસભાઓમાં અંત્યજ વર્ગોનાં હિત જળવાય તે માટે યોગ્ય સલામતીઓ રાખવાનો સરકારનો હેતુ હતો.

હવે અંત્યજ વર્ગો તેમ જ બીજા હિંદુઓના પ્રતિનિધિઓ માને છે કે તેમણે એકઠા મળીને જે યોજના નક્કી કરી છે અને જે તેમણે નામદાર

શહેનશાહની સરકારને મોકલી આપી છે, તે ઉપર જણાવેલા હેતુ માટે બરાબર છે, તેથી પોતાના ચુકાદાના ચોથા પૅરામાં જણાવેલી રીત પ્રમાણે સરકાર પોતાના ચુકાદાના નવમા પૅરામાં રાખેલી જોગવાઈઓને બદલે, પ્રાન્તિક ધારાસભાઓમાં પ્રતિનિધિત્વને લગતા આ સમજૂતીના ફકરા સ્વીકારવાની પાર્લમેન્ટને ભલામણ કરશે.

એટલું સ્પષ્ટ છે કે આ સમજૂતીની રૂએ અંત્યજ વર્ગોને આપવામાં આવેલી બેઠકો સાથે સામાન્ય બેઠકોની કુલ સંખ્યા દરેક પ્રાન્તમાં, નામદાર સરકારના ચુકાદાથી અંત્યજ વર્ગોને આપવામાં આવેલી બેઠકો તથા સામાન્ય બેઠકોના કુલ સરવાળા જેટલી જ રહેશે.

સરકાર નોંધ લે છે કે આ સમજૂતીમાં કેટલીક એવી બાબતો નક્કી થઈ છે, જે ચોથી ઑગસ્ટના તેમના ચુકાદાના ક્ષેત્રની બહારની છે. સમજૂતીના ફકરા ૮ તથા ૯માં નક્કી કરેલા મુદ્દાઓ એવા છે જે સિદ્ધ કરવાનું બંધારણનો બરાબર અમલ કેવો કરવામાં આવે છે તે ઉપર મુખ્યત્વે અવલંબિત રહેશે. પરંતુ નામદાર શહેનશાહની સરકાર આ ફકરાઓની એ રીતે નોંધ લે છે કે અંત્યજ વર્ગો પ્રત્યે સવર્ણ હિંદુઓની ચોક્કસ પ્રતિજ્ઞારૂપે એ છે.

બીજા બે મુદ્દાઓ પણ સરકારી ચુકાદાના ક્ષેત્રની બહારના છે:

(૧) સમજૂતીમાં એમ માની લેવામાં આવ્યું છે કે અંત્યજ વર્ગોનો મતાધિકાર, મતાધિકાર કમિટીની ભલામણો પ્રમાણે રહેશે. એ તો ઉઘાડું છે કે અંત્યજ વર્ગોના (અને સામાન્ય રીતે સઘળા હિંદુઓના) મતાધિકારનું ધોરણ બીજી કોમોના મતાધિકારનું ધોરણ નક્કી કરવામાં આવે તે વખતે જ નક્કી થઈ શકે. એ આખો સવાલ નામદાર શહેનશાહની સરકારની વિચારણા હેઠળ છે.

(૨) વડી ધારાસભામાં અંત્યજ વર્ગના પ્રતિનિધિઓની ચૂંટણીના સંબંધમાં સમજૂતીમાં અમુક પદ્ધતિની જોગવાઈ છે. આ વસ્તુ પણ ચુકાદાના ક્ષેત્રની બહારની છે અને વડી ધારાસભાની ચૂંટણી માટેની આખી યોજનાના એક ભાગ તરીકે એ પણ વિચારણા હેઠળ છે. તેના સંબંધમાં કટકે કટકે નિર્ણય કરી શકાય નહીં.

આ બે મુદ્દાઓની બાબતમાં જે કહેવામાં આવ્યું છે તેનો એવો અર્થ કરવાની જરૂર નથી કે સમજૂતીમાં જે સૂચવવામાં આવ્યું છે તેની વિરુદ્ધ નામદાર શહેનશાહની સરકાર છે. કહેવાનું તાત્પર્ય એટલું જ છે કે એ પ્રશ્નો હજી વિચારણા હેઠળ છે. ગેરસમજ થતી અટકાવવા માટે એટલો ખુલાસો ઇષ્ટ છે કે બ્રિટિશ ઇન્ડિયાની સામાન્ય બેઠકોની સંખ્યાના ૧૮ ટકા બેઠકો

અંત્યજ વર્ગો માટે અનામત રાખવાનું સૂચવવામાં આવ્યું છે તે બાબત અંત્યજ વર્ગો અને બીજા હિંદુઓ વચ્ચે નક્કી કરવાની છે.

૮

[ગાંધીજીએ પારણાં કર્યાં તે વખતે ગુરુદેવે ગાયેલું ભજન]

જીવન જખન શુકાયે જાય, કરુણા-ધારાય એશો,
સકલ માધુરી લુકાયે જાય, ગીત-સુધારસે એશો.
કર્મ જખન પ્રબલ આકાર
ગરજિ ઉઠિયા ઢાકે ચારિધાર
હૃદય-પ્રાન્તે હે જીવન-નાથ! શાન્ત-ચરણે એશો.
આપનારે જખે કરિયા કૃપણ
કોને પડે થાકે દીનહીન મન
દુઆર ખુલિયા હે ઉદારનાથ! રાજ-સમારોહે એશો.
વાસના જખન વિપુલ ધૂલાય
અંધ કરિયા અબોધે ભૂલાય
ઓ હે પવિત્ર! ઓ હે અનિદ્ર! રુદ્ર આલોકે એશો.

**રવીન્દ્રનાથ ઠાકુર**

[ગુરુદેવના ભજનનો મહાદેવભાઈએ કરેલો અનુવાદ]

જીવન જવ સુકાઈ જાય
કરુણા વર્ષન્તા આવો!
માધુરીમાત્ર છુપાઈ જાય
ગીતસુધા ઝરન્તા આવો!
કર્મનાં જ્યારે કાળાં વાદળ
ગરજી ગગડી ઢાંકે સહુ સ્થળ
હૃદય-આંગણે હે નીરવનાથ!
પ્રશાન્ત પગલે આવો!
મોટું મન જ્યારે નાનું થઈ
ખૂણે ભરાયે તાળું દઈ,
તાળું તોડી હે ઉદારનાથ!
વાજન્તા ગાજન્તા આવો!
કામક્રોધનાં આકરાં તુફાન
આંધળા કરી ભુલાવે ભાન,
હે સદા જાગન્ત, પાપ ધ્રુવન્ત!
વીજળી ચમકન્તા આવો!

# એ આગ કદી બુઝાશે નહીં

[તા. ૨૬મી સપ્ટેમ્બરે પારણાં કર્યાં પછી ગાંધીજીએ બહાર પાડેલું નિવેદન.]

ઈશ્વરને નામે શરૂ કરેલા ઉપવાસનાં પારણાં એને જ નામે, અને ગુરુદેવની તથા તેમની સામે બેઠેલા રક્તપિત્તના દર્દી અને વિદ્વાન પંડિત શ્રી પરચૂરે શાસ્ત્રીની તેમ જ મારી આસપાસ વીંટળાઈ વળેલાં અનેક પ્રિય જનોની હાજરીમાં મેં કર્યાં છે. પારણાં કરતાં પહેલાં કવિએ પોતાનું એક બંગાળી ભજન ગાયું, પછી પરચૂરે શાસ્ત્રી ઉપનિષદના મંત્રો બોલ્યા અને પછી મારું પ્રિય ભજન 'વૈષ્ણવજન તો તેને કહીએ' ગવાયું. ઉપવાસના અઠવાડિયામાં દેશના એક ખૂણેથી બીજા ખૂણા સુધી ભાવની જે ભવ્ય ભરતીનાં દર્શન થયાં તેમાં ઈશ્વરનો હાથ સ્પષ્ટ દેખાતો હતો. દુનિયાના અનેક ભાગોમાંથી ઉપવાસને આશીર્વાદ આપતા જે તારો મળ્યા, તેણે મને, આ સાત દિવસ, શરીરની, મનની અને હૃદયની જે વેદનામાંથી હું પસાર થયો, તેમાં ટકાવી રાખ્યો છે.

અને કામ પણ એ વેદનામાંથી પસાર થવાને યોગ્ય હતું. એક વાર પ્રગટેલો આ હુતાશન, હિંદુ ધર્મમાં જ્યાં સુધી અસ્પૃશ્યતાનું સહેજ પણ નામનિશાન રહેશે ત્યાં સુધી બુઝાવાનો નથી. ઈશ્વરની એવી મરજી હશે અને મારા જીવન દરમ્યાન અસ્પૃશ્યતાનો નાશ નહીં થયો હોય તો મને વિશ્વાસ છે કે એવી ધગશવાળા હજારો સુધારકો પડ્યા છે જેઓ આ ભયંકર કલંકમાંથી હિંદુ ધર્મની વિશુદ્ધિ કરવાને ખાતર પોતાના પ્રાણ પાથરશે.

જે સમજૂતી કરવામાં આવી છે તેમાં, હું જોઈ શકું છું તે પ્રમાણે, બધા પક્ષોની ઉદારતા રહેલી છે. એમાં હૃદયોનું મિલન છે. એક તરફથી ડૉ. આંબેડકર, રા. બ. શ્રીનિવાસન અને તેમના મંડળનો અને બીજી તરફથી રા. બ. એમ. સી. રાજાનો એક હિંદુ તરીકે હું આભારી છું. કહેવાતા સવર્ણ હિંદુઓ જમાના થયાં જે અન્યાય આચરતા આવ્યા છે તેમને સજા પહોંચાડવાને ખાતર પણ તદ્દન બિનસમાધાનકારી અને વિરોધી વલણ તેઓ અખત્યાર કરી શકતા હતા. તેમણે તેમ કર્યું હોત તો, બીજા કોઈને નહીં તો મને તેમના વલણથી જરાયે ખોટું લાગત નહીં અને કેટલાયે જમાનાથી હિંદુ સમાજથી બહિષ્કૃત થયેલા એ લોકોને જે ત્રાસ વેઠવા પડ્યા છે તે માટે મારો જાન એ તો સાવ નજીવી કિંમત ગણાત. પરંતુ

તેમણે વધારે ઊંચો માર્ગ પસંદ કર્યો અને એમ કરીને સઘળા ધર્મોએ ઉપદેશેલા ક્ષમાના સિદ્ધાંતને તેઓ અનુસર્યા. હું આશા રાખું છું કે સવર્ણ હિંદુઓ આ ક્ષમાને લાયક નીવડશે અને સમજૂતીની દરેક કલમના તથા તેમાંથી ફલિત થતી તમામ વસ્તુઓના શબ્દનો તેમ જ ભાવનો અમલ કરશે.

આ સમજૂતી તો કાર્યનો માત્ર આરંભ જ છે. તેનો રાજદ્વારી ભાગ, જોકે જરૂર બહુ મહત્ત્વનો છે, છતાં ભવિષ્યમાં સવર્ણ હિંદુઓએ સુધારાનું જે વિશાળ ક્ષેત્ર હાથ ધરવાનું છે તેમાં બહુ નાની જગા રોકે છે. હિંદુ વસ્તીનો બહુ મોટો ભાગ જે સામાજિક અને ધાર્મિક હાડમારીઓથી તોબા પોકારી રહ્યો છે તે પૂરેપૂરી દૂર કરવાની છે.

આ વસ્તુ જરાયે મચક આપ્યા વિના હાથ ન ધરવામાં આવે અને મર્યાદિત સમયમાં પાર પાડવામાં ન આવે તો, અત્યારે છોડેલા ઉપવાસ ફરી કરવાની મારી પ્રતિજ્ઞા તેમાં રહેલી છે, એ ચેતવણી સાથી સુધારકોને અને સામાન્યતઃ સઘળા સવર્ણ હિંદુઓને હું ન આપું તો વિશ્વાસભંગ કર્યાનો દોષિત હું ઠરું. મને તો મુદ્દત બાંધવાનો વિચાર આવ્યો હતો, પણ મને લાગે છે કે અંદરથી ચોક્કસ આદેશ મળ્યા વિના હું એમ ન કરું. મુક્તિનો સંદેશો દરેક 'અસ્પૃશ્ય' ઘરમાં પહોંચવો જોઈએ. તેમ ત્યારે જ બને જ્યારે સુધારકો ગામડે ગામડે પહોંચી જાય. ઉત્સાહના જુવાળમાં તથા ફરી વારની વેદનામાંથી મને બચાવી લેવાની વધારેપડતી ઇચ્છાને લીધે કશી બળજબરી ન થવી જોઈએ. અજ્ઞાની તથા વહેમી લોકોને આપણે ધીરજપૂર્વક મહેનત કરીને તથા જાતે કષ્ટ વહોરીને સમજાવવાના છે, બળજબરીથી તેમને ફરજ પાડવાનો પ્રયત્ન કદાપિ કરવાનો નથી.

લગભગ આદર્શ નિરાકરણ લાવવામાં આવ્યું છે, તેનું અનુસરણ હું ઇચ્છું છું કે બીજી કોમો પણ કરશે અને પરસ્પર વિશ્વાસ, પરસ્પર આપ-લે અને તમામ કોમોની પાયાની એકતાના નવયુગનું પ્રભાત આપણે સત્વર જોવા પામીશું.

અહીં હું એકલા હિંદુ–મુસ્લિમ–શીખ પ્રશ્નનો જ ઉલ્લેખ કરીશ. હું ૧૯૨૦–૨૨માં મુસલમાનો પ્રત્યે જેવો હતો તેવો જ આજે પણ છું. બંને કોમો વચ્ચે હૃદયની એકતા અને કાયમી શાંતિ માટે દિલ્હીમાં મારા જાનને જોખમમાં નાખવા જેવો તૈયાર હું થયો હતો તેવો જ તૈયાર આજે છું. અત્યારે આવેલા ઉછાળાને પરિણામે, આ દિશામાં આપોઆપ પ્રયત્નો થાય એવી હું આશા રાખું છું અને પ્રાર્થના કરું છું. તેમ થાય તો બીજી કોમો પણ ઝાઝો વખત અળગી રહી શકશે નહીં.

અંતમાં, હું સરકારનો, જેલના અમલદારોનો તથા મારી સારવારને માટે સરકારે નિયુક્ત કરેલા દાક્તરોનો આભાર માનું છું. મારી કાળજી લેવામાં અને સંભાળ રાખવામાં કશી કચાશ રાખવામાં આવી નથી. કરવા જેવું કશું બાકી રાખવામાં નથી આવ્યું. જેલના અમલદારોને તેવડા દબાણ નીચે કામ કરવું પડ્યું છે અને મેં જોયું છે કે લેવા પડેલા શ્રમ માટે તેમણે કશો કચવાટ નથી કર્યો. નાનાથી મોટા સૌનો હું આભાર માનું છું.

આ સમજૂતી ઉપર તાકીદે નિર્ણય લેવા માટે બ્રિટિશ પ્રધાનમંડળનો હું આભાર માનું છું. તેમના નિર્ણયની જે શરતો મને મોકલવામાં આવી છે તે વિષે મારા દિલમાં અંદેશા નથી રહ્યા એમ નથી. તેઓએ સ્વાભાવિક રીતે જ સમજૂતીના જે ભાગને બ્રિટિશ પ્રધાનમંડળના કોમી ચુકાદા સાથે નિસ્બત છે તેટલાનો જ સ્વીકાર કર્યો છે. હું ધારું છું કે આખી સમજૂતીનો સ્વીકાર જાહેર કરવામાં એમને બંધારણીય મુશ્કેલી હશે.

પરંતુ હરિજન મિત્રોને — હવેથી એમને માટે એ શબ્દ વાપરવાનું હું પસંદ કરીશ — હું ખાતરી આપવા માગું છું કે મારા પૂરતો તો હું આ આખી સમજૂતીને વરેલો છું, અને તેના બરાબર પાલનને માટે મારી જિંદગીને તેઓ બાન તરીકે ગણે, સિવાય કે આપણે સઘળા આપણી સ્વેચ્છાએ બીજી અને વધારે સારી સમજૂતી ઉપર આવીએ.

પરિશિષ્ટ ૩

# હિંદુ ધર્મની તાવણી

ગાંધીજીને અસ્પૃશ્યતાનિવારણના કામ માટે કાગળપત્રો લખવાની, કાર્યકર્તાઓને તથા છાપાંના પ્રતિનિધિઓને મુલાકાતો આપવાની તથા નિવેદનો બહાર પાડવાની છૂટ આપવામાં આવી ત્યાર પછી તેમણે બહાર પાડેલાં નિવેદનો અને આપેલી મુલાકાતો આ પરિશિષ્ટમાં આપ્યાં છે.

૧

## હિંદુ સમાજની કસોટી*

ઉપવાસ છોડ્યા પછી અસ્પૃશ્યતાના સવાલની ચર્ચા ચલાવવાનો મારો પૂરેપૂરો ઇરાદો હતો, પણ એ મારા હાથની વાત ન હોઈ મારાથી એ બની શક્યું નથી. હવે સરકારે મને આ કામના સંબંધમાં જાહેર પ્રચાર-કાર્ય ચલાવવાની રજા આપી છે. એટલે જે સંખ્યાબંધ ભાઈબહેનો યરવડાના કરારની ટીકા કરવા, કે મારી પાસેથી માર્ગદર્શન માગવા, અથવા અસ્પૃશ્યતા સામેની લડતમાં ઊભા થતા વિવિધ પ્રશ્નો વિષેના મારા વિચારો જાણવા મને કાગળો લખી રહ્યાં છે તેમને મારાથી જવાબ આપી શકાશે. આ પ્રાસ્તાવિક લેખમાં હું માત્ર મુખ્ય સવાલો જ ચર્ચવા ઇચ્છું છું; જે સવાલોના તાત્કાલિક ઉકેલની જરૂર નથી તે હાલ તુરત મુલતવી રાખું છું.

### અંતર્યામીની પ્રેરણા

પહેલો સવાલ આ છે: હું ફરી ઉપવાસ આદરું એવો સંભવ છે ખરો? કેટલાક પત્રલેખકો કહે છે કે મારા ઉપવાસમાં બળાત્કારની ગંધ રહેલી છે, એટલે તે બિલકુલ કરવો નહોતો જોઈતો, અને તેથી તે ફરી વાર તો ન જ કરી શકાય. બીજા કેટલાકે એવી દલીલ કરી છે કે મારા જેવા ઉપવાસને હિંદુ ધર્મમાં કે બીજા કોઈ ધર્મમાં જરાયે સ્થાન નથી. આ સવાલની ધાર્મિક બાજુ ચર્ચવાની મારી ઇચ્છા નથી. એટલું જ કહેવું બસ છે કે છેલ્લો ઉપવાસ મેં અંતર્યામીની પ્રેરણાથી આદરેલો, અને ફરી

* પહેલું નિવેદન, તા. ૪-૧૧-૧૯૩૨

કદી આદરીશ તો એની પ્રેરણા થશે ત્યારે જ આદરીશ. પણ જ્યારે પહેલ-વહેલી એની પ્રતિજ્ઞા કરેલી ત્યારે એનો ઉદ્દેશ અસ્પૃશ્યતાને જડમૂળથી ઉખેડવાનો હતો એમાં શંકા નથી. એણે આવું રૂપ લીધું એ કંઈ મારી પસંદગી ન હતી. પ્રધાનમંડળના નિર્ણયે મારા જીવનમાં અણીની ઘડી એકાએક ઉતાવળે આણી. જોકે હું જાણતો હતો કે બ્રિટિશ પ્રધાનમંડળનો નિર્ણય પાછો ખેંચાવો એ આ યજ્ઞની પૂર્ણાહુતિ નહોતી, પણ તેનો આરંભ હતો. આવી પ્રચંડ શક્તિની પાછળ એના ચાલકોને પણ અજ્ઞાત એવો અતિગૂઢ મર્મ ન રહેલો હોય તો કેવળ એક રાજદ્વારી નિર્ણયને બદલાવવા માટે એવી શક્તિને વાપરી શકાય નહીં. જે લોકોને એની સાથે સંબંધ હતો તેમણે સ્વયંસ્ફૂર્તિથી એ મર્મને ઓળખ્યો અને જવાબ આપ્યો.

### ઉપવાસનો ઉદ્દેશ

અત્યારે જીવતાં માણસોની સ્મૃતિ પહોંચે છે એટલા સમયની વાત કરીએ તો, કદાચ કોઈએ ન કર્યા હોય એટલા પ્રવાસો હિંદના એક છેડાથી બીજા છેડા સુધી મેં કર્યા છે, એટલાં ગામડાંમાં મેં પ્રવેશ કર્યો છે, અને એટલાં કરોડો માણસોના સમાગમમાં હું આવ્યો છું. એ બધાંએ મારું જીવન નિહાળ્યું છે. એમણે જોયું છે કે મેં 'સ્પૃશ્ય' અને 'અસ્પૃશ્ય' વચ્ચે કે જાતિજાતિ વચ્ચે કશો ભેદ માન્યો નથી. તેમણે મને ઘણી વાર તેમની પોતાની ભાષામાં બોલતો, અસ્પૃશ્યતાની સખત ઝાટકણી કાઢતો, અને એને શાપ તરીકે તથા હિંદુ ધર્મના કલંક તરીકે વર્ણવતો સાંભળ્યો છે. કેટલાક વિરલ અપવાદો સિવાય હિંદુસ્તાનના તમામ ભાગોમાં આવી જાહેર કે ખાનગી સભાઓમાં અસ્પૃશ્યતા વિરુદ્ધ રજૂ કરેલા મારા વિચારોનો કશો વિરોધ કરવામાં આવ્યો નથી. મોટી માનવમેદનીઓએ અસ્પૃશ્યતાને વખોડનારા અને પોતાને ત્યાંની અસ્પૃશ્યતા દૂર કરવાની પ્રતિજ્ઞા કરનારા ઠરાવો પસાર કર્યા છે, અને તેમણે અસંખ્ય પ્રસંગોએ ઈશ્વરને પોતાની પ્રતિજ્ઞાનો સાક્ષી રાખ્યો છે, અને ઈશ્વર પોતાને એ પ્રતિજ્ઞા પાર પાડવાનું બળ આપે એ માટે તેના આશીર્વાદ માગ્યા છે.

મારો ઉપવાસ આ કરોડોની સામે હતો. એમના પ્રેમના જુવાળે પાંચ દિવસમાં પરિવર્તન કરી બતાવ્યું અને યરવડાનો કરાર હસ્તીમાં આવ્યો. હવે જો તેઓ એ કરારનું પૂરેપૂરું પાલન નહીં કરે તો નવો ઉપવાસ તેમની સામે આદરવામાં આવશે. હવે સરકાર આમાંથી લગભગ નીકળી ગઈ છે. તેણે તો એ કરારના પોતાને લગતા ભાગનો તાબડતોબ અમલ કર્યો છે. યરવડા કરારના ઠરાવોના મોટા ભાગનો અમલ તો આ કરોડોએ, મેં ઉપર વર્ણવેલી સભાઓમાં ટોળાબંધ આવનારા આ સવર્ણ કહેવાતા

હિંદુઓએ કરવાનો છે. તેમણે દલિત ભાઈબહેનોને પોતાનાં જ ભાંડુની જેમ અપનાવવાનાં છે, તેમને પોતાનાં મંદિરોમાં, ઘરોમાં, નિશાળોમાં આવકાર આપવાનો છે. ગામડાંના અંત્યજોમાં એવી લાગણી ઉત્પન્ન કરવી જોઈએ કે તેઓ હવે બીજા ગ્રામવાસીઓ કરતાં જરાયે ઊતરતા નથી, જે ભગવાનને બીજા ભજે છે તે જ ભગવાનને તેઓ ભજી શકે છે, અને બીજા ભોગવે છે તે બધા જ હકો અને સગવડો ભોગવવાનો તેમને પણ અધિકાર છે. પણ જો સવર્ણ હિંદુઓ કરારના પ્રાણરૂપ એવી આ શરતોનું પાલન ન કરે તો મારાથી ઈશ્વર અને મનુષ્યને મોં દેખાડવા જીવતા રહી શકાય ખરું? મેં તો ડૉ. આંબેડકર, રાવબહાદુર રાજા અને બીજા દલિત વર્ગના મિત્રોને પણ કહેવાની હિંમત કરી છે કે કરારની શરતોનું સવર્ણ હિંદુઓને હાથે પાલન થાય એને માટે તમે મારી જિંદગીને ખોળાધરી માનજો.

હવે જો ઉપવાસ કરવો પડશે તો તે આ સુધારાના વિરોધીઓને દબાવવા માટે નહીં હોય, પણ મારા સાથી બનેલાઓને અથવા અસ્પૃશ્યતા-નિવારણની પ્રતિજ્ઞા લેનારાઓને સતેજ કરી કર્તવ્યપરાયણ કરવા માટે હશે. તેઓ જો પોતાની પ્રતિજ્ઞાઓને બેવફા નીવડે, અથવા જો એ પ્રતિજ્ઞાઓનું પાલન કરવાનો તેમનો કદી ઇરાદો જ ન હોય, અને તેમનો હિંદુ ધર્મ એ કેવળ હાંસીખેલ હોય તો મને જીવવામાં કશો જ રસ ન રહે. એટલે મારા ઉપવાસની સુધારાના વિરોધીઓની ઉપર કશી અસર થવી ન જોઈએ; અથવા તો જે સાથીઓ તથા કરોડો માણસોએ મારા મનમાં એવી માન્યતા ઉપજાવી હતી કે તેઓ અસ્પૃશ્યતા સામેની લડતમાં મારી અને કૉંગ્રેસની સાથે છે, છતાં જેઓ પાછળથી અસ્પૃશ્યતા એ ઈશ્વર અને માનવજાતિની સામેનો ગુનો નથી એવા નિર્ણય પર આવ્યા હોય તેમના પર પણ મારા ઉપવાસની કશી અસર ન થવી જોઈએ.

મારો અભિપ્રાય એ છે કે પોતાની તેમ જ બીજાઓની શુદ્ધિ માટે ઉપવાસ કરવો એ જુગજૂની પ્રથા છે, અને જ્યાં સુધી માણસ ઈશ્વર વિષે આસ્થા ધરાવે છે ત્યાં સુધી એ પ્રથા ચાલુ રહેશે. એ આર્ત-હૃદયની પરમાત્મા પ્રત્યેની પ્રાર્થના છે. પણ મારી દલીલમાં ડહાપણ હો કે બેવકૂફી, જ્યાં સુધી હું મારા વલણમાં બેવકૂફી કે ભૂલ જોતો નથી ત્યાં સુધી મને એમાંથી ચળાવી શકાય એમ નથી. જો અંતરાત્માની આજ્ઞા થશે તો જ, અને યરવડાના કરારની શરતોનું પાલન કરવાની સવર્ણ હિંદુઓની અક્ષમ્ય બેદરકારીને લીધે એ કરાર ભાંગી પડતો જણાશે તો જ, મારે

ફરી ઉપવાસ આદરવો પડશે. એવી બેદરકારી એ હિંદુ ધર્મનો દ્રોહ છે. એનો સાક્ષી થવા જીવતા રહેવાની મારી ઇચ્છા નથી.

બીજો એક ઉપવાસ થોડા વખતમાં કેરળ દેશમાં ગુરુવાયુરનું મંદિર ખોલાવવાના સંબંધમાં કરવો પડે એવો સંભવ છે. મારી તાકીદની વિનંતીથી શ્રી કેલપ્પને પોતાના ઉપવાસ ત્રણ મહિનાને માટે મોકૂફ રાખ્યા છે. એ ઉપવાસથી લગભગ તેઓ મૃત્યુને દ્વારે પહોંચી ગયા હતા. હવે જો એ મંદિરમાં જાન્યુઆરીની પહેલી તારીખે કે તે પહેલાં હરિજનોને 'સ્પૃશ્ય' હિંદુઓના જેટલી જ છૂટથી પ્રવેશ ન મળે અને શ્રી કેલપ્પનને ફરી ઉપવાસ કરવા પડે તો એમની સાથે ઉપવાસ કરવાને હું વચનથી બંધાયેલો છું. આ સંભવિત ઉપવાસોની ચર્ચા મારે આટલા લંબાણથી કરવી પડી છે કેમ કે મને એ ત્રણ જગ્યાએથી ગરમાગરમ કાગળો મળ્યા છે. જે સંભવિત ઘટના આપણને ન ગમતી હોય તેને વિષે ગભરાટમાં પડી જવાનું પરિણામ એ આવે છે કે ઘણી વાર એ ઘટના ખરેખર બને છે. એને ટાળવાનો ઉત્તમ ઉપાય એ છે કે એની સાથે સંબંધ રાખનાર સૌએ પોતાની બધી શક્તિ એ કામમાં રેડવી, જેથી એ ઘટના અસંભવિત થઈ જાય.

### સ્વતંત્ર સુધારો

કેટલાક પત્રલેખકો પૂછે છે કે વર્ણાંતરભોજન અને વર્ણાંતરવિવાહ એ અસ્પૃશ્યતાનિવારણની હિલચાલનાં અંગ છે ખરાં? મારા અભિપ્રાય પ્રમાણે નથી. એ જેટલાં હરિજનો તેટલાં જ સવર્ણોને પણ લાગુ પડે છે. તેથી અસ્પૃશ્યતાનિવારણનું કામ કરનાર સ્ત્રી કે પુરુષ વર્ણાંતરભોજન અને વર્ણાંતર-વિવાહના સુધારાના કામમાં પડવાને બંધાયેલાં નથી. મારો પોતાનો અભિપ્રાય એ છે કે આ સુધારો આપણી અપેક્ષા કરતાં વહેલો થઈ રહ્યો છે. વર્ણાંતર રોટીબેટી-વહેવારનો પ્રતિબંધ એ હિંદુ ધર્મનું અંગ નથી. એ એક સામાજિક રૂઢિ છે. જ્યારે હિંદુ ધર્મની પડતી દશા હશે ત્યારે કદાચ તે ઘૂસી ગઈ હશે, અને હિંદુ સમાજ છિન્નભિન્ન થઈ જવાના ભય સામે કામચલાઉ રક્ષણ આપવાનો એનો ઉદ્દેશ હશે. આજે આ બે પ્રતિબંધો હિંદુ સમાજને નિર્બળ બનાવી રહ્યા છે, એના પર ભાર મુકાવાને લીધે જનસમૂહનું માનસ જીવનના વિકાસને માટે અતિ આવશ્યક એવાં મૂળતત્ત્વો પર ચોંટવાને બદલે આડું દોરવાઈ ગયું છે. એટલે જ્યાં જ્યાં 'સ્પૃશ્ય' અને 'અસ્પૃશ્ય', હિંદુ અને અન્યધર્મીઓનાં સંયુક્ત ભોજનોમાં લોકો સ્વેચ્છાએ ભાગ લે છે ત્યાં ત્યાં હું એને સુચિહ્ન ગણીને આવકાર આપું છું. પણ આ સુધારો સ્વતંત્ર રીતે ગમે તેટલો ઇષ્ટ હોય છતાં અસ્પૃશ્યતા-નિવારણની જે રાષ્ટ્રવ્યાપી સુધારણા લાંબા વખતથી કરવી રહી ગઈ છે

તેમાં એને ભેળવવાનો હું સ્વપ્ને પણ વિચાર ન કરું. અસ્પૃશ્યતાને જે રૂપમાં આપણે બધા જાણીએ છીએ તે હિંદુ ધર્મનાં મર્મસ્થળોને કોરી ખાનાર કીડો છે. જ્યારે ભોજન અને વિવાહના પ્રતિબંધો હિંદુ સમાજના વિકાસને આડે આવનારા અંતરાયો છે. આ ભેદ ધર્મમૂળનો છે એમ હું માનું છું. આવી વાવાઝોડા જેવી હિલચાલમાં મુખ્ય પ્રશ્ન પર વધારેપડતો બોજો લાદીને એને જોખમમાં નાખવામાં ડહાપણ નથી. વળી જનસમૂહને અત્યાર સુધી અસ્પૃશ્યતાનિવારણનું જે સ્વરૂપ સમજાવવામાં આવ્યું છે તેનાથી જુદું જ સ્વરૂપ હવે એકાએક બતાવવામાં આવે તો એ જનસમૂહનો વિશ્વાસઘાત કર્યો પણ ગણાય. એટલે એક બાજુએ, જ્યાં લોકો પોતે જ વર્ણાંતરભોજનને માટે તૈયાર હોય ત્યાં એ ભલે ચાલે, પણ એને રાષ્ટ્રવ્યાપી હિલચાલનું અંગ ન બનાવવું જોઈએ.

## સનાતની એટલે ?

પોતાને સનાતની કહેવડાવનાર કેટલાક સજ્જનો તરફથી મને કાગળો મળ્યા છે. કેટલાકે તેમાં પોતાનો રોષ ઠાલવ્યો છે. એમને મન અસ્પૃશ્યતા એ હિંદુ ધર્મનું આવશ્યક અંગ છે. એમાંના કેટલાક મને ધર્મભ્રષ્ટ થયેલો માને છે. બીજા કેટલાક માને છે કે અસ્પૃશ્યતા વિરુદ્ધના ને એવા બીજા વિચારો મેં ખ્રિસ્તી ધર્મ અને ઇસ્લામમાંથી લીધેલા છે. બીજા કેટલાક વળી અસ્પૃશ્યતાના સમર્થનમાં શાસ્ત્રોનાં વચનો ટાંકે છે. એમને મેં આ લેખ દ્વારા જવાબ આપવાનું વચન આપ્યું છે. તેથી હું આ પત્રલેખકોને કહેવા ઇચ્છું છું કે હું પોતે સનાતની હોવાનો દાવો કરું છું. 'સનાતની'ની તેમની વ્યાખ્યા મારી વ્યાખ્યાથી જુદી છે. મારે મન સનાતનધર્મ એ ઐતિહાસિક સમય પહેલાંની પણ પેઢીઓ પાસેથી વારસામાં ઊતરી આવેલો અને વેદ તથા ત્યાર પછીનાં લખાણો પર રચાયેલો પ્રાણવાન ધર્મ છે. મારે મન વેદ એ ઈશ્વર અને હિંદુ ધર્મ જેટલા જ અવ્યાખ્યેય છે. છાપેલા ચાર ગ્રંથો એટલે વેદ એમ કહેવું એ અર્ધસત્ય છે. આ ગ્રંથો તો અજ્ઞાત દ્રષ્ટાઓનાં પ્રવચનોના અવશેષમાત્ર છે. પાછળના માણસોએ આ મૂળ મૂડીમાં પોતાના જ્ઞાન અનુસાર ઉમેરા કર્યા છે.

પછી એક 'વિશાળબુદ્ધિ' પુરુષ — ગીતાનો પ્રણેતા ઉત્પન્ન થયો. તેણે હિંદુ સમાજને ઊંડા તત્ત્વજ્ઞાનથી ભરેલું અને છતાં મુગ્ધ જિજ્ઞાસુને સહેજે સમજાય એવું હિંદુ ધર્મનું દોહન આપી દીધું. હિંદુ ધર્મનો અભ્યાસ કરવા ઇચ્છનાર દરેક હિંદુને માટે એ એકમાત્ર સુલભ ગ્રંથ છે; અને બીજાં બધાં ધર્મશાસ્ત્રો બળીને ભસ્મ થઈ જાય તોપણ આ અમર ગ્રંથના સાતસો શ્લોકો હિંદુ ધર્મ શું છે ને એને જીવનમાં શી રીતે ઉતારાય એ બતાવવાને

માટે પૂરતા છે. હું સનાતની હોવાનો દાવો કરું છું કેમ કે ચાળીસ વરસથી એ ગ્રંથના ઉપદેશોને અક્ષરશઃ જીવનમાં ઉતારવાનો હું પ્રયત્ન કરતો આવ્યો છું. ગીતાના મુખ્ય સિદ્ધાંતથી વિપરીત જે કંઈ હોય તેનો હું હિંદુ ધર્મનું વિરોધી ગણીને અસ્વીકાર કરું છું. ગીતામાં કોઈ પણ ધર્મનો કે ધર્મગુરુનો દ્વેષ નથી. મને કહેતાં અતિશય આનંદ થાય છે કે જેટલો પૂજ્યભાવ મેં ગીતા વિષે રાખ્યો છે તેટલા જ પૂજ્યભાવથી મેં બાઇબલ, કુરાન, ઝંદઅવસ્તા અને જગતના બીજા ધર્મગ્રંથો વાંચ્યા છે. એ વાચને ગીતા વિષેની મારી શ્રદ્ધાને દૃઢ બનાવી છે. એનાથી મારી દૃષ્ટિ અને તેથી મારો હિંદુ ધર્મ વિશાળ થયાં છે. જરથુસ્ત્ર, ઈશુ અને મહમદનાં જીવનચરિત્ર જેવાં હું સમજ્યો છું તેવાંએ ગીતાનાં ઘણાં વચનો પર અજવાળું પાડ્યું છે. તેથી આ સનાતની મિત્રોએ મને જે મહેણું માર્યું છે તે મને તો આશ્વાસનનું કારણ થઈ પડ્યું છે. હું મને હિંદુ કહેવડાવવામાં ગૌરવ માનું છું, કેમ કે મારે મન એ શબ્દ પૃથ્વીના ચારે દિશાના પેગંબરોના ઉપદેશો પ્રત્યે સહિષ્ણુતા રાખે એટલું જ નહીં પણ તેને આત્મસાત્ કરી દે એવો વિશાળ છે. આ જીવનસંહિતામાં ક્યાંયે અસ્પૃશ્યતાને સ્થાન હોય એવું હું જોતો નથી. એથી ઊલટું, લોહચુંબકના જેવી ચિત્તાકર્ષક વાણીમાં મારી બુદ્ધિને સ્પર્શ કરીને અને એથીયે વધુ સોંસરો સ્પર્શ મારા હૃદયને કરીને મારા મનમાં એ આસ્થા ઉપજાવે છે કે ભૂતમાત્ર એકરૂપ છે અને બધાં ઈશ્વરમાંથી ઊપજેલાં છે ને એમાં જ વિલીન થઈ જવાનાં છે. ભગવતી ગીતામાતાએ ઉપદેશેલા સનાતન ધર્મ અનુસાર જીવનનું સાફલ્ય બાહ્ય આચાર અને કર્મકાંડમાં નથી, પણ સંપૂર્ણ ચિત્તશુદ્ધિમાં અને શરીર, મન અને આત્મા સહિત સમગ્ર વ્યક્તિત્વને પરબ્રહ્મની સાથે એકાકાર કરી દેવામાં છે. ગીતાના આ સંદેશને મારા જીવનમાં ઓતપ્રોત કરી દઈને હું કરોડોની માનવમેદની પાસે ગયો છું. અને તેમણે મને સાંભળ્યો છે તે મારા કશા રાજદ્વારી ડહાપણને કારણે અથવા મારી વાણીની છટાને કારણે નહીં પણ મને હૃદયથી પોતીકો, પોતાના ધર્મનો માનીને સાંભળ્યો છે, એવી મારી ખાતરી છે. અને સમય જતાં મારી એ શ્રદ્ધા વધુ ને વધુ દૃઢ થતી ગઈ છે કે હું સનાતનધર્મી હોવાનો દાવો કરું એ ખોટું નથી, અને ઈશ્વરની ઇચ્છા હશે તો તે મને એ દાવા પર મારા મૃત્યુની મહોર મારવા દેશે.

## ૨

# પાપનું પ્રક્ષાલન *

### ઉપકાર નહીં, પ્રાયશ્ચિત્ત

એક ભાઈ શિક્ષિત હોવા છતાં સૂચના કરે છે કે હરિજનોને સવર્ણ હિંદુઓની હારમાં મૂકવામાં આવે તે પહેલાં તેમણે એવા આવકારને માટે લાયક બનવું જોઈએ, પોતાની ગંદી ટેવોનો ત્યાગ કરવો જોઈએ, મુડદાલ માંસ ખાવાનું છોડી દેવું જોઈએ. બીજા એક ભાઈ તો એટલે સુધી કહે છે કે ભંગી અને ચમારોએ જેને એ ભાઈ 'મેલા ધંધા' ગણે છે તે છોડી દેવા જોઈએ. આ ટીકાકારો ભૂલી જાય છે કે હરિજનોમાં જે કંઈ કુટેવો જણાય છે તેને માટે સવર્ણ હિંદુઓ જ જવાબદાર છે. ઊંચા ગણાતા વર્ણોએ તેમની ચોખ્ખા રહેવાની સગવડો છીનવી લીધી છે, એટલું જ નહીં પણ તેમની સ્વચ્છતાની વૃત્તિ જ મારી નાખી છે. ભંગી અને ચમારના ધંધા તો હું ગણાવું એવા બીજા ઘણા ધંધા કરતાં જરાયે મેલા નથી. એ વાત કબૂલ છે કે આ ધંધા બીજા ઘણા ધંધાની પેઠે મેલી રીતે ચલાવવામાં આવે છે. એનું કારણ પણ 'ઉચ્ચ વર્ણો'ની ઉદ્ધતાઈભરી બેદરકારી અને અક્ષમ્ય ઉપેક્ષા જ છે. હું જાતઅનુભવ પરથી કહી શકું છું કે ભંગીકામ અને ચમારકામ બંને પૂરેપૂરી નીરોગી અને સ્વચ્છ પદ્ધતિએ કરી શકાય છે. દરેક માતા પોતાનાં બાળકોના સંબંધમાં ભંગી છે, અને આધુનિક વૈદકનો દરેક વિદ્યાર્થી ચમાર છે, કેમ કે તેને માણસનાં શબ ચીરવાં પડે છે ને તેની ચામડી ઉતારવી પડે છે. પણ એમના ધંધાઓને આપણે પવિત્ર ગણીએ છીએ. હું કહેવા ઇચ્છું છું કે સામાન્ય ભંગી અને ચમારના ધંધા માતા અને ડૉક્ટરોના ધંધા કરતાં જરાયે ઓછા પવિત્ર કે ઓછા ઉપયોગી નથી. સવર્ણ હિંદુઓ જો પોતાને હરિજન પર ઉપકાર કરનાર આશ્રયદાતા માનશે તો આપણે ભીંત ભૂલવાના છીએ. અત્યારે સવર્ણ હિંદુઓ હરિજનો માટે જે કંઈ કરશે તે એમણે હરિજનો પ્રત્યે પેઢીઓ થયાં કરેલા અન્યાયોનું મોડેમોડે પણ પ્રાયશ્ચિત્ત જ કર્યું ગણાશે. આજે હરિજનો જેવા છે તેવા તેમને અપનાવવા જ જોઈએ. એવી સ્થિતિમાં એમને અપનાવવા પડે છે એ આપણા ભૂતકાળના અપરાધની સજા છે ને એ સજાને આપણે લાયક

---

* બીજું નિવેદન તા. ૫-૧૧-૧૯૩૨

છીએ. પણ એમાં આટલો સંતોષ અવશ્ય રહેલો છે કે આપણે ખુલ્લા દિલથી તેમને આવકાર આપીશું એટલાથી જ એમનામાં સ્વચ્છ થવાની ઇચ્છા જાગશે, અને સવર્ણ હિંદુઓ પોતાનાં જ સુખસગવડને ખાતર હરિજનોને સ્વચ્છ રહેવાની ગોઠવણો કરી આપશે.

### ઘોર અન્યાય

હરિજનોને માથે આપણે કેવા કેવા અન્યાયો ખડકયા છે એનું આપણને સ્મરણ રહે એ સારું છે. સામાજિક દૃષ્ટિએ તેઓ રક્તપીતિયા છે. આર્થિક દૃષ્ટિએ તેઓ ગુલામ કરતાં નપાવટ છે. ધાર્મિક દૃષ્ટિએ તેમને આપણે જેને 'દેવમંદિરો'ને ખોટે નામે ઓળખીએ છીએ તે સ્થળોમાં પ્રવેશ કરવાનો પ્રતિબંધ છે. તેમને સવર્ણ હિંદુઓના જેટલી જ છૂટથી જાહેર રસ્તા, જાહેર નિશાળો, જાહેર ઇસ્પિતાલો, જાહેર કૂવા, જાહેર નળ, જાહેર બાગબગીચા અને એવી જગાઓનો ઉપયોગ કરવાની મનાઈ છે. કેટલીક જગાએ તો તેઓ અમુક અંતરથી પાસે આવે એ સામાજિક અપરાધ ગણાય છે. અને કોઈ કોઈ છૂટીછવાઈ પણ ઠીક ઠીક જગાઓએ તેમના દર્શનમાત્રથી જ માણસો અભડાય છે. તેમને રહેઠાણ માટે શહેરો અને ગામડાંના ખરાબમાં ખરાબ ભાગ આપવામાં આવે છે, અને ત્યાં તેમને લગભગ કશી જ સામાજિક સગવડો મળતી નથી. સવર્ણ હિંદુ વકીલો અને ડૉક્ટરો સમાજના બીજા માણસોની સેવા કરે તેવી તેમની ન કરે. બ્રાહ્મણો તેમને ત્યાં ધાર્મિક વિધિઓ ન કરાવે. તેઓ જેમ તેમ કરીને જીવતર ચલાવી શકે છે અથવા હજુ હિંદુ ધર્મમાં રહે છે એ જ આશ્ચર્યની વાત છે. તેઓ એટલા કચડાઈ ગયેલા છે કે જાલિમો સામે બળવો કરવાની પણ તાકાત તેમનામાં રહી નથી. કાર્યકર્તાઓની નજર આગળ યરવડાના કરારની કલમોના ગર્ભિત અર્થનો આબેહૂબ ચિતાર ખડો થાય એટલા માટે આ દુઃખદ અને શરમભરેલી હકીકતો મેં યાદ કરાવી છે. સતત અવિશ્રાંત પ્રયત્નથી જ આ દલિત લોકોનો પતિત દશામાંથી ઉદ્ધાર થઈ શકશે, હિંદુ ધર્મ શુદ્ધ થઈ શકશે અને સમસ્ત હિંદુ સમાજનો અને તેની સાથે આખા હિંદુસ્તાનનો ઉદ્ધાર કરી શકાશે.

### મુક્તિનો સંદેશો

આ અન્યાયોની ગણતરીમાત્રથી આપણે ભડકી ન જઈએ. અનશનસપ્તાહનું દૃશ્ય જો સવર્ણ હિંદુઓના પશ્ચાત્તાપનું સાચું પ્રદર્શન હોય તો બધું ઠીક થઈ રહેશે, અને દરેક હરિજન સ્વતંત્રતાનો પ્રકાશ અનુભવશે. પણ આ અત્યંત ઇષ્ટ પરિણામ આવે તે પહેલાં સ્વતંત્રતાનો સંદેશો દૂરમાં દૂરને ગામડે પહોંચાડવો પડશે. ખરેખર ગામડાંનું કામ મોટા

શહેરો કરતાં ઘણું વધારે કઠણ છે. કેમ કે શહેરોમાં તો લોકમતને એકદમ સંગઠિત કરી શકાય છે. હવે અખિલ ભારત અસ્પૃશ્યતાનિવારણ સંઘ સ્થપાયો છે, એટલે કાર્યકર્તાઓએ એ સંઘની સાથે અનુસંધાન રાખીને કામ કરવું જોઈએ. અહીં હું ડૉ. આંબેડકરે મને કહેલી વાત યાદ કરવા ઇચ્છું છું. એમણે મને કહેલું, "જૂની પદ્ધતિમાં સુધારકો દલિતોની હાજતો દલિતોના કરતાં વધારે સમજવાનો દાવો કરતા એવું હવે ફરી ન થવું જોઈએ. એટલે તમારા કાર્યકર્તાઓને કહેજો કે તેઓ હરિજનોના પ્રતિનિધિઓ પાસેથી જાણી લે કે તેમની પ્રથમ હાજત શી છે અને તે શી રીતે સંતોષાય એમ તેઓ ઇચ્છે છે. સંયુક્ત ભોજનો દેખાવને માટે સારાં છે, પણ એમાં અતિશયતા થવાનો સંભવ છે. એમાં મુરબ્બીપણાની ગંધ રહેલી છે, હું પોતે એમાં ન જાઉં. વધારે માનભરી રીત તો એ છે કે કશી ધાંધલ કર્યા વિના અમને સામાન્ય સામાજિક મેળાવડાઓમાં નોતરવા. મંદિરપ્રવેશ જોકે સારો અને જરૂરનો છે છતાં તે થોભી શકે છે. તાત્કાળિક જરૂરિયાત આર્થિક સ્થિતિ સુધારવાની અને રોજના વ્યવહારમાં સભ્ય વર્તન રાખવાની છે." એમણે પોતાના કડવા અનુભવોમાંથી જે દુઃખદાયક વિગતો વર્ણવી તે મારે અહીં આપવાની જરૂર નથી. એમનાં વચનો મને સચોટ લાગ્યાં, અને વાચકોને પણ લાગશે એવી મને આશા છે.

## સુધારક શું કરે?

સુધારકો શું કરે એ વિષે મારી પાસે ઘણી સૂચનાઓ આવી છે. એક સૂચના તો સ્વામી શ્રદ્ધાનંદજી અનેક વાર કરતા તે છે, કે દરેક હિંદુએ પોતાના ઘરમાં એક હરિજનને રાખવો જોઈએ ને તેને બધી રીતે કુટુંબીજનના જેવો ગણવો જોઈએ. બીજી સૂચના કરનાર મિત્ર હિંદુ નથી પણ હિંદુસ્તાનના કલ્યાણમાં ઊંડો રસ ધરાવે છે. તેઓ કહે છે કે દરેક શ્રીમંત હિંદુએ એક હરિજન યુવક કે યુવતીને, બની શકે તો પોતાની દેખરેખ તળે, ઉચ્ચ કેળવણી આપવી જોઈએ, જેથી તેઓ કેળવણી પૂરી કર્યા પછી પોતાનાં હરિજન ભાઈબહેનોના ઉદ્ધાર માટે કામ કરે. આ બંને સૂચનાઓ વિચારવાલાયક અને અમલમાં મૂકવાલાયક છે. જેમની પાસે કરવા જેવી ઉપયોગી સૂચનાઓ હોય તેમને પોતાની સૂચનાઓ નવા સ્થપાયેલા સંઘ પર મોકલી આપવાને સૂચવું છું. પત્રલેખકોએ મારી મર્યાદાઓ સમજવી જોઈએ. જેલમાં રહ્યો રહ્યો હું સંઘને અને પ્રજાને માત્ર સલાહ જ આપી શકું. યોજનાઓના વ્યાવહારિક અમલમાં મારાથી કશો ભાગ લઈ ન શકાય. તેમણે એ પણ સમજવું જોઈએ કે મારા અભિપ્રાયો અધૂરી હકીકત પરથી અને ઘણી વાર પરોક્ષ રીતે મળેલી ખબરો પરથી બંધાયેલા હોવાના.

નવી હકીકતો જાણમાં આવતાં તેમાં ફેરફાર થવાનો સંભવ રહે છે અને તેથી તે સ્વીકારતાં સાવચેતી રાખવી ઘટે છે.

### ઋણમુક્તિ

આ જોકે હવે ભૂતકાળની વાત છે; છતાં જે વાંધો એક પત્રલેખકે ઉઠાવ્યો છે અને જેનો ધીમો પડઘો છાપાંમાં પણ પડ્યો છે તેને વિષે બે શબ્દ લખવા ઇચ્છું છું. કરારના રાજકીય ભાગને વિષે તેઓ પૂછે છે: 'એમાં તમે શો લાભ મેળવ્યો? હરિજનોને વડાપ્રધાને આપેલું તેના કરતાં આમાં ઘણું વધારે મળ્યું છે.' મારો જવાબ એ છે કે એ જ ખરેખરો લાભ છે. સરકારી નિર્ણયની સામે મારો વિરોધ એ હતો કે એણે રોટીને બદલે પહાણો આપ્યો હતો. આ કરારે રોટીના ટુકડા આપ્યા છે. હિંદુઓના ભાગની બધી બેઠકો હરિજનોને મળી હોત તો ડૉ. મુંજેની સાથે હું પોતે પણ રાજી થાત. એ સવર્ણ હિંદુઓને અને હિંદુ ધર્મને મોટામાં મોટો લાભ ગણાત. મારે જોઈતું હતું ને જે મારે હજુ જોઈએ છે તે તો એ કે હરિજનો સવર્ણોમાં અને સવર્ણો હરિજનોમાં એકાકાર થઈ જાય. મારો એ નિશ્ચિત અભિપ્રાય છે — અને કોઈ પણ નવી હકીકત બહાર આવે તેથી એમાં કશો ફરક પડવાનો સંભવ નથી — કે જાલિમો દલિતોને જેટલું વધારે આપે છે તેટલો તેમને વધારે લાભ થાય છે. તેઓ લાંબા વખતથી ચડેલા ઋણમાંથી એટલે અંશે મુક્તિ મેળવે છે. સવર્ણ હિંદુઓ જો આવી નમ્ર, પશ્ચાત્તાપની, ધાર્મિક અને સાચી ભાવનાથી આ સવાલ હાથમાં નહીં લે તો અનશન સપ્તાહમાં હિંદુ સમાજમાં વ્યાપી હતી તેવી ભાવના પ્રમાણે કરારના બાકીના ભાગનું પાલન કદી થવાનું નથી.

### રાજાઓને ધન્યવાદ

જે રાજાઓએ પોતાના રાજ્યનાં મંદિરો હરિજનોને માટે ખુલ્લાં મૂક્યાં છે અને બીજી રીતે અસ્પૃશ્યતાને પોતાના રાજ્યમાંથી દેશવટો દીધેલો જાહેર કર્યો છે તેમને હું ધન્યવાદ આપવા ઇચ્છું છું. હું કહું કે આમ કરીને તેમણે પોતાની વતી તેમ જ પ્રજાની વતી કંઈક પ્રાયશ્ચિત્ત કર્યું છે. મને આશા છે કે આ રાજ્યોમાં રહેતા હિંદુઓ આ જાહેરનામાંની કલમોનો અમલ કરશે અને હરિજનોને એવી રીતે અપનાવશે જેથી હરિજનોને લાગે કે તેઓ કદી હિંદુ સમાજમાંથી તિરસ્કૃત અને બહિષ્કૃત હતા જ નહીં.

### સર્વ ધર્મની એકતા

આપણે આ કરુણકાંડની બહુ જ નજીક હોવાથી જોઈ શકતા નથી કે અસ્પૃશ્યતાનો આ ઝેરી કીડો એની આંકેલી મર્યાદા વટાવીને કેટલોયે આગળ

ગયો છે અને આખા રાષ્ટ્રવૃક્ષનાં મૂળિયાંને ચૂસી રહ્યો છે. અસ્પૃશ્યતાની ભાવના વાતાવરણમાં વ્યાપી ગયેલી છે. તેથી જો આ ઊધઈનો મૂળમાંથી નાશ કરવામાં આવશે તો મારી ખાતરી છે કે આપણે બહુ જ થોડા વખતમાં જાતિ જાતિના અને ધર્મ ધર્મના ભેદભાવ ભૂલી જઈશું, અને માનવા લાગીશું કે જેમ બધા હિંદુઓ એક અને અખંડ છે તેમ તમામ હિંદુઓ, મુસલમાનો, શીખો, પારસીઓ, યહૂદીઓ અને ખ્રિસ્તીઓ એક જ વૃક્ષની શાખાઓ છે. સંપ્રદાયો ઘણા છે, પણ ધર્મ તો એક જ છે. એ પાઠ અસ્પૃશ્યતા સામેની લડતમાંથી આપણે શીખીએ એમ હું ઇચ્છું છું. અને આ લડત આપણે ધાર્મિક ભાવનાથી અને અડગ નિર્ધારથી ચલાવીશું તો એ પાઠ શીખી શકીશું.

૩

## વચનપાલનનો સવાલ*

### અચૂક કસોટી

મંદિરપ્રવેશના સવાલને ડૉ. આંબેડકર જેવો નજીવો ગણે છે તેવો હું નથી ગણતો. મારા મત પ્રમાણે, રૂઢિચુસ્ત હિંદુ માનસે યુગધર્મને ઓળખ્યો છે કે નહીં અને હિંદુ ધર્મને કપાળેથી અસ્પૃશ્યતાની કાળી ટીલી ભૂંસી નાખવાને તે તૈયાર છે કે નહીં એની આ અચૂક કસોટી છે. મને લાગે છે કે હરિજનોને સવર્ણ હિંદુઓના જેટલી જ છૂટથી તમામ જાહેર મંદિરોમાં દાખલ કરવામાં આવે એની હિંદુ આમવર્ગના તેમ જ હરિજનોના મન પર જેટલી અસર પડશે તેટલી બીજા કશાની નહીં પડે. ડૉ. આંબેડકર આને વિષે પ્રમાણમાં ઉદાસીન છે એ હું સમજી શકું છું. પણ હું હરિજનોના થોડાક સંસ્કારી માણસોનો વિચાર નથી કરતો પણ સંસ્કારવિહીન મૂંગા સમુદાયનો વિચાર કરું છું. ગમે તેમ તોયે હિંદુ મંદિરો આમવર્ગના જીવનમાં ભારેમાં ભારે મહત્ત્વનો ભાગ ભજવે છે. અને હું આખી જિંદગી અજ્ઞાનમાં અજ્ઞાન અને દલિતમાં દલિતની સાથે એકતા સાધવાનો પ્રયત્ન

---

* મંદિરપ્રવેશ એ ગાંધીજીને જિંદગી જોખમમાં નાખવા જેવો મહત્ત્વનો સવાલ નથી એમ ડૉ. આંબેડકરે જાહેરમાં કહેલું તેને વિષે તથા હિંદુ ધર્મને અસંખ્ય સ્ત્રીપુરુષો કેમ વળગી રહ્યાં છે તેને વિષે એસોશિયેટેડ પ્રેસના પ્રતિનિધિએ ગાંધીજીને પ્રશ્નો પૂછેલા તેનો જવાબ.

કરનારો રહ્યો, એટલે જ્યાં સુધી હિંદુ સમાજના 'બહિષ્કૃતો'ને માટે તમામ મંદિરો ખુલ્લાં ન થાય ત્યાં સુધી મને સંતોષ નહીં થાય.

પણ આનો અર્થ એવો નથી કે હરિજનોને જે બીજી હાડમારીઓ વેઠવી પડે છે તેની હું કોઈ પણ રીતે ઉપેક્ષા કરું છું. એને વિષેની મારી લાગણી ડૉ. આંબેડકરના જેટલી જ તીવ્ર છે. માત્ર મને એમ લાગે છે કે આ બદીનાં મૂળ એટલાં ઊંડાં ગયેલાં છે કે આપણે જુદી જુદી હાડમારીઓ વચ્ચે પસંદગી ન કરવી જોઈએ, પણ બધીનો એકસામટો નિકાલ કરવા મથવું જોઈએ. અસ્પૃશ્યતાનિવારણ સંઘ સાથે હું જે પત્રવ્યવહાર ચલાવી રહ્યો છું તેનો સાર પણ એ જ છે. ગુરુવાયુરનો સવાલ અકસ્માત્ મારી સામે આવી પડ્યો છે અને મારી પાસે બીજો રસ્તો જ રહ્યો નથી. શ્રી કેલપ્પન મારા મત પ્રમાણે ભારતવર્ષના સારામાં સારા મૂક સેવકોમાંના એક છે. તેમને ગમે ત્યારે પ્રતિષ્ઠિત પદ મળી શકે એમ હતું. મલબારના એ જાણીતા લોકસેવક છે. પણ એમણે જાણીજોઈને 'દૂરિત' અને 'અસ્પૃશ્ય' લોકોની સેવામાં ઝંપલાવ્યું. વાઇકોમ સત્યાગ્રહ વખતે એમની સાથે કામ કરવાનાં આનંદ અને માન મને મળેલાં. ત્યાર પહેલાં લાંબા વખતથી અને ત્યાર પછી એમણે દલિત વર્ગની ઉન્નતિ પાછળ પોતાનું જીવન રેડ્યું છે. પ્રજા જાણે છે કે લાંબો વખત રાહ જોયા પછી ગુરુવાયુરનું મંદિર હરિજનો માટે ખોલાવવાના પ્રયત્નમાં પ્રાણાર્પણ કરવાનો તેમણે અડગ નિર્ધાર કર્યો હતો.

### શ્રદ્ધાની વેદી પર

પણ મને એમના ઉપવાસમાં એક ત્રુટી જણાઈ અને તે મેં તરત જ તેમને બતાવી, અને તેમને વિજય હાથવેંતમાં જણાતો હતો છતાં તેમણે ઉદારતાથી મારી વાત માની ને હાથમાં આવેલી જીત જતી કરી, પોતાનું પગલું પાછું ખેંચ્યું, અને ઉપવાસ મોકૂફ રાખ્યો. મેં જ્યારે એમને તાર કર્યો ત્યારે હું વચનથી બંધાયો કે જો એમણે આપેલી ત્રણ મહિનાની નોટિસ પૂરી થયે એમને ફરી ઉપવાસ કરવો પડે તો હું તેમની સાથે ઉપવાસ કરીશ.* હવે જો હું પાછી પાની કરું અને કેલપ્પનનું

---

* અહીં જે ત્રુટીનો ઉલ્લેખ છે તેનો ખુલાસો ગાંધીજીએ શ્રી કેલપ્પનને મોકલેલા નીચેના બે તાર પરથી થશે:

યરવડા, સપ્ટેમ્બર ૨૯

"ઝામોરિન મને તારથી કહે છે કે મારે તમને કેટલાક મહિના માટે ઉપવાસ મોકૂફ રાખવાને વીનવવા. તે કહે છે કે અત્યારે હરિજનોને પ્રવેશ આપવાથી ઉદાર વિચારના લોકોનો અંતરાત્મા દુભાય અને એવી રીતે એમને દુભવવા એ અત્યાચાર

થવાનું હોય તે થવા દઉં તો હું હિંદુસ્તાનના સેવક તરીકે તેમ જ સાથી તરીકે નાલાયક ઠરું. પણ આમાં એક સાથીની જિંદગી અને મારી પોતાની શાખ કરતાં બીજી મોટી વસ્તુ છે. દરેક જણ કબૂલ કરે છે કે હરિજનોનો સવાલ અત્યારે જ ઉકેલાવો જોઈએ, નહીં તો કદી નહીં — ઓછામાં ઓછું અત્યારની પેઢીની હયાતીમાં અથવા ભવિષ્યની અનેક પેઢીઓ સુધી તો નહીં જ ઉકેલાય. એવાં હજારો સ્ત્રીપુરુષો છે જેઓ હિંદુ ધર્મને એટલા જ કારણે વળગી રહ્યાં છે કે તેમની માન્યતા પ્રમાણે હિંદુ ધર્મમાં માનસિક, નૈતિક અને આધ્યાત્મિક વિકાસને માટે પૂરેપૂરો અવકાશ છે. લગભગ ચાર કરોડ મનુષ્યોની સામે મૂકેલો આ પાપી પ્રતિબંધ હિંદુ ધર્મના એ દાવાની સામે એક કાયમનું પ્રદર્શન છે. મારા જેવા માણસો માને છે કે અસ્પૃશ્યતા હિંદુ ધર્મનું અંગ નથી. તે ‘ અદકેરું અંગ ’ છે. પણ જો એથી ઊલટી સ્થિતિ જણાય અને જો હિંદુ આમવર્ગનું માનસ ખરેખર અસ્પૃશ્યતાને સંઘરવા માગતું હોય તો મારા જેવા સુધારકોને માટે પોતાની શ્રદ્ધાની વેદી પર આત્મબલિદાન આપ્યા વગર બીજો રસ્તો રહેતો નથી.

## અંતિમ બલિદાન

આવો ઉપવાસ આપઘાતમાં ખપે એ મહેણું હું ધીરજથી અને શાંતિથી સાંભળી રહ્યો છું. હું એને આપઘાત માનતો નથી. ઊલટું જ્યારે બીજા તમામ પ્રયત્નો સાવ નિષ્ફળ નીવડે ત્યારે ઊંડી ધર્મશ્રદ્ધાવાળા માણસોને માટે આ અંતિમ બલિદાન સિવાય આત્માની મુક્તિનું બીજું દ્વાર રહેતું નથી. તેથી મારા મત પ્રમાણે મેં હિંદુ ધર્મને સારુ જે દાવો કર્યો છે તેની આ આકરી કસોટી છે. અને જે વચન મેં ગોળમેજી પરિષદમાં કહેલું તે જ અહીં ફરી કહું છું કે જો અસ્પૃશ્યતા જીવે તો હિંદુ ધર્મ મરી જશે, અને જો હિંદુ ધર્મને જીવવું હોય તો અસ્પૃશ્યતાને મરવું પડશે. અને આજે હું હિંમતભેર કહું છું કે હિંદુસ્તાનમાં હજારો નહીં તો સેંકડો સ્ત્રીપુરુષો

---

ગણાય. તમે અંતરને પૂછી જુઓ કે આ પ્રસ્તુત કારણે તમને ઉપવાસ મોકૂફ રાખવાનો અવકાશ છે કે નહીં ? અને આમોરિનના તારની દૃષ્ટિએ તમે આ અંતિમ પગલાની પૂરતી નોટિસ આપેલી કે નહીં ?”

યરવડા, ઑક્ટોબર ૨

“ તમારો તાર મળ્યો. તાત્કાલિક પરિણામની આશા હોય તેની નિર્ણય પર અસર ન થવી જોઈએ. કેવળ ધર્મની દૃષ્ટિએ હું મારો અભિપ્રાય ફરી જણાવું છું કે તમારે ઉપવાસ મોકૂફ રાખવો અને મારા તારમાં જણાવ્યા પ્રમાણે નોટિસ આપવી. ઈશ્વર સહાય કરશે તો હું એ બોજામાં ભાગ પડાવીશ. સંમતિનો તાર મોકલો.”

કરનારો રહ્યો, એટલે જ્યાં સુધી હિંદુ સમાજના ‘બહિષ્કૃતો’ને માટે તમામ મંદિરો ખુલ્લાં ન થાય ત્યાં સુધી મને સંતોષ નહીં થાય.

પણ આનો અર્થ એવો નથી કે હરિજનોને જે બીજી હાડમારીઓ વેઠવી પડે છે તેની હું કોઈ પણ રીતે ઉપેક્ષા કરું છું. એને વિષેની મારી લાગણી ડૉ. આંબેડકરના જેટલી જ તીવ્ર છે. માત્ર મને એમ લાગે છે કે આ બદીનાં મૂળ એટલાં ઊંડાં ગયેલાં છે કે આપણે જુદી જુદી હાડમારીઓ વચ્ચે પસંદગી ન કરવી જોઈએ, પણ બધીનો એકસામટો નિકાલ કરવા મથવું જોઈએ. અસ્પૃશ્યતાનિવારણ સંઘ સાથે હું જે પત્રવ્યવહાર ચલાવી રહ્યો છું તેનો સાર પણ એ જ છે. ગુરુવાયુરનો સવાલ અકસ્માત્ મારી સામે આવી પડ્યો છે અને મારી પાસે બીજો રસ્તો જ રહ્યો નથી. શ્રી કેલપ્પન મારા મત પ્રમાણે ભારતવર્ષના સારામાં સારા મૂક સેવકોમાંના એક છે. તેમને ગમે ત્યારે પ્રતિષ્ઠિત પદ મળી શકે એમ હતું. મલબારના એ જાણીતા લોકસેવક છે. પણ એમણે જાણીજોઈને ‘દૂરિત’ અને ‘અસ્પૃશ્ય’ લોકોની સેવામાં ઝંપલાવ્યું. વાઇકોમ સત્યાગ્રહ વખતે એમની સાથે કામ કરવાનાં આનંદ અને માન મને મળેલાં. ત્યાર પહેલાં લાંબા વખતથી અને ત્યાર પછી એમણે દલિત વર્ગની ઉન્નતિ પાછળ પોતાનું જીવન રેડ્યું છે. પ્રજા જાણે છે કે લાંબો વખત રાહ જોયા પછી ગુરુવાયુરનું મંદિર હરિજનો માટે ખોલાવવાના પ્રયત્નમાં પ્રાણાર્પણ કરવાનો તેમણે અડગ નિર્ધાર કર્યો હતો.

## શ્રદ્ધાની વેદી પર

પણ મને એમના ઉપવાસમાં એક ત્રુટી જણાઈ અને તે મેં તરત જ તેમને બતાવી, અને તેમને વિજય હાથવેંતમાં જણાતો હતો છતાં તેમણે ઉદારતાથી મારી વાત માની ને હાથમાં આવેલી જીત જતી કરી, પોતાનું પગલું પાછું ખેંચ્યું, અને ઉપવાસ મોકૂફ રાખ્યો. મેં જ્યારે એમને તાર કર્યો ત્યારે હું વચનથી બંધાયો કે જો એમણે આપેલી ત્રણ મહિનાની નોટિસ પૂરી થયે એમને ફરી ઉપવાસ કરવો પડે તો હું તેમની સાથે ઉપવાસ કરીશ.* હવે જો હું પાછી પાની કરું અને કેલપ્પનનું

* અહીં જે ત્રુટીનો ઉલ્લેખ છે તેનો ખુલાસો ગાંધીજીએ શ્રી કેલપ્પનને મોકલેલા નીચેના બે તાર પરથી થશે:

યરવડા, સપ્ટેમ્બર ૨૯

“ઝામોરિન મને તારથી કહે છે કે મારે તમને કેટલાક મહિના માટે ઉપવાસ મોકૂફ રાખવાને વીનવવા. તે કહે છે કે અત્યારે હરિજનોને પ્રવેશ આપવાથી જૂના વિચારના લોકોનો અંતરાત્મા દુભાય અને એવી રીતે એમને દુભવવા એ બળાત્કાર

કોઈ પણ માણસ, પછી તે ગમે તે જાતનો, ધર્મનો કે દેશનો હોય તોપણ તેની પ્રત્યે કોઈ પણ જાતની હિંસા કરવાની વિરુદ્ધના મારા અત્યંત દૃઢ વિચારો પ્રજાને જાણીતા છે. તેથી આ હિલચાલ ચલાવનારાઓ સમજે કે આગામી ઉપવાસમાંથી મને ઉગારવાની અધીરાઈમાં પણ તેઓ શંકાસ્પદ સાધનોનો ઉપયોગ કરીને હિલચાલનો વેગ વધારી શકવાના નથી. તેઓ એવાં સાધનો વાપરશે તો માત્ર મારો અંત વહેલો આણશે. જે હિલચાલને માટે ઈશ્વરે પેલા નાનકડા ઉપવાસની પ્રેરણા કરી એમ હું માનું છું, તે હિલચાલના અધઃપાતના સાક્ષી બનવું એ મારે માટે જીવતા મોત સમાન છે. ટોળાંશાહીથી હરિજન અને હિંદુ ધર્મની સેવા થવાની નથી. જગતમાં નહીં તો હિંદુસ્તાનમાં આ કદાચ સૌથી મોટી ધાર્મિક સુધારાની હિલચાલ હશે, કેમ કે એમાં દાસત્વમાં રહેતા ચાર કરોડ માનવજીવોના કલ્યાણનો પ્રશ્ન રહેલો છે. જૂના વિચારવાળો જે વર્ગ એમાં અસંમત હોય તેની પ્રત્યે આપણે પૂરેપૂરા વિનયવિચારથી વર્તવું ઘટે છે. આપણે તેમને પ્રેમથી, આપભોગથી, આપણા શુદ્ધ જીવનની તેમનાં હૃદય પર મૂંગી અસર પડવા દઈને જીતવા રહ્યા છે. આપણાં સત્ય અને પ્રેમ વિરોધીઓને આપણા મત તરફ જીતી લેશે એવી આપણને શ્રદ્ધા હોવી જોઈએ.

એટલું તો નિઃસંશય છે કે ચાર કરોડ મનુષ્યોને જુગજૂની દલિત દશામાંથી કેવળ આડંબરવાળા દેખાવો વડે મુક્ત કરી નહીં શકાય. ચોમેરથી હુમલો કરનારા સંગીન રચનાત્મક કાર્યક્રમો રચવા ને પાર ઉતારવા પડશે. આ સાહસને સારુ ઊંચામાં ઊંચી ધર્મભાવનાથી પ્રેરાયેલાં હજારો સ્ત્રીઓ અને પુરુષો, બાળકો અને બાળાઓની એકાગ્ર શક્તિની જરૂર છે. તેથી, જેઓ આ હિલચાલનું શુદ્ધ ધાર્મિક સ્વરૂપ ન સમજી શકતા હોય, તેમને હું આદરપૂર્વક વીનવું કે તેઓ આમાંથી ખસી જાય. જેમનામાં એ શ્રદ્ધા અને ધગશ હોય તેઓ થોડા હોય કે ઘણા, પણ તેઓ જ આ હિલચાલનું કામ ચલાવે.

અસ્પૃશ્યતાનિવારણમાંથી મોટાં રાજદ્વારી પરિણામો આવે, એટલું જ નહીં પણ જરૂર આવશે, પણ એ રાજદ્વારી હિલચાલ નથી. એ સર્વાંશે કેવળ હિંદુ ધર્મની શુદ્ધિની હિલચાલ છે. અને એ શુદ્ધિ કેવળ શુદ્ધમાં શુદ્ધ સાધનો દ્વારા જ થઈ શકે. હિંદુસ્તાનના તમામ ભાગમાં એવાં સેંકડો નહીં પણ હજારો સાધનો કામ કરી રહ્યાં છે એ પ્રભુની કૃપા છે. અધીરા શંકાશીલ લોકો નિહાળે, રાહ જુએ, અને અવલોકન કરે. પણ તેમણે સારામાં સારા હેતુથી પણ ઉતાવળે ને અવિચારીપણે દખલ કરીને હિલચાલને બગાડવી ન ઘટે.

એવાં છે જેઓ કેલપ્પનની ને મારી પેઠે પ્રાણની આહુતિ આપીને સિદ્ધ કરવા તૈયાર છે કે હિંદુ ધર્મ એ સાંકડો વાડો કે સંપ્રદાય નથી, પણ જીવતોજાગતો ધર્મ છે, અને કડકમાં કડક અંતરાત્માને, ઊંડામાં ઊંડા વિચારકને, અને પવિત્રમાં પવિત્ર માણસને સંતોષ અને શાંતિ આપવાને સમર્થ છે.

## ૪

## સાધનશુદ્ધિ*

એક સજ્જન જેમનો મને સારો પરિચય છે અને જેઓ અસ્પૃશ્યતા-નિવારણની હિલચાલ પ્રત્યે સહાનુભૂતિ ધરાવે છે, છતાં તેના આખા કાર્ય-ક્રમમાં સંમત નથી, તેમણે મને હિંદીમાં એક લાંબો કાગળ લખ્યો છે, તેનો સાર નીચે આપું છું:

"મને ભય રહે છે કે દેશના તમામ ભાગમાં હિલચાલની મર્યાદા સચવાતી નથી. મને ખબર મળી છે કે કેટલેક ઠેકાણે પોતાને કાર્યકર્તા કહે-વડાવનારા, જૂની પ્રથાના અનુયાયીઓને ગાળો દેવા અને પવિત્ર નામોનો ઉપહાસ કરવા જેવાં શંકાસ્પદ સાધનો વાપરે છે. જે કોઈ આપનાં વચનોનું પૃથક્કરણ કરવાની હિંમત કરે, કે હિલચાલ જે અતિશયતાનું રૂપ ધારણ કરી રહી છે તેની સામે વાંધો ઉઠાવે, તેની તરત જ ઠેકડી કરવામાં આવે છે, તેને ધર્મદ્રોહી કહી નિંદવામાં આવે છે, અને એથી ભૂંડાં પરિણામોની ધમકી પણ આપવામાં આવે છે. આ લોકોને અંત્યજોના આર્થિક કે નૈતિક કલ્યાણની પરવા નથી. તેઓ માને છે કે અઢારે વર્ણને ભેગા જમાડવામાં અને ટ્રસ્ટીઓની ઇચ્છાને અવગણીને પણ મંદિરો તરફ હરિજનોનાં ટોળાંની કૂચ લઈ જવામાં તેમના કર્તવ્યની અથેતિ થઈ જાય છે. મારી ખાતરી છે કે આ હિલચાલ હરિજનોની લવલેશ સેવા કર્યા વિના માત્ર જૂના વિચારના લોકોની લાગણી દૂભવવાના ઇરાદાથી કરેલા આડંબરવાળા દેખાવોનું રૂપ પકડે એવી આપની ઇચ્છા ન જ હોય."

ગયે મહિને મને અસ્પૃશ્યતા વિષે સોએક કાગળો મળ્યા હશે, તેમાં કાર્યકર્તાઓની હિંસક ગણાય એવી વર્તણૂક વિષેની ફરિયાદનો આ પહેલો જ કાગળ છે. છતાં કાંઈ નહીં તો એ લખનાર સજ્જન પ્રત્યેના આદરને લીધે આ કાગળ હું કાર્યકર્તાઓને ચેતવણી આપવા માટે પ્રસિદ્ધ કરું છું. હું જાણું છું કે આ સજ્જન જાણીજોઈને અતિશયોક્તિ ન જ કરે. ધર્મની બાબતમાં — હું તો કહું કે કોઈ પણ બાબતમાં — જબરદસ્તી ન કરી શકાય.

* ત્રીજું નિવેદન તા. ૭-૧૧-૧૯૩૨

એટલું તો નિઃસંશય છે કે ચાર કરોડ મનુષ્યોને જુગજૂની દલિત દશામાંથી કેવળ આડંબરવાળા દેખાવો વડે મુક્ત કરી નહીં શકાય. ચોમેરથી હુમલો કરનારા સંગીન રચનાત્મક કાર્યક્રમો રચવા ને પાર ઉતારવા પડશે. આ સાહસને સારુ ઊંચામાં ઊંચી ધર્મભાવનાથી પ્રેરાયેલાં હજારો સ્ત્રીઓ અને પુરુષો, બાળકો અને બાળાઓની એકાગ્ર શક્તિની જરૂર છે. તેથી, જેઓ આ હિલચાલનું શુદ્ધ ધાર્મિક સ્વરૂપ ન સમજી શકતા હોય, તેમને હું આદરપૂર્વક વીનવું કે તેઓ આમાંથી ખસી જાય. જેમનામાં એ શ્રદ્ધા અને ધગશ હોય તેઓ થોડા હોય કે ઘણા, પણ તેઓ જ આ હિલચાલનું કામ ચલાવે.

અસ્પૃશ્યતાનિવારણમાંથી મોટાં રાજદ્વારી પરિણામો આવે, એટલું જ નહીં પણ જરૂર આવશે, પણ એ રાજદ્વારી હિલચાલ નથી. એ સર્વાંશે કેવળ હિંદુ ધર્મની શુદ્ધિની હિલચાલ છે. અને એ શુદ્ધિ કેવળ શુદ્ધમાં શુદ્ધ સાધનો દ્વારા જ થઈ શકે. હિંદુસ્તાનના તમામ ભાગમાં એવાં સેંકડો નહીં પણ હજારો સાધનો કામ કરી રહ્યાં છે એ પ્રભુની કૃપા છે. અધીરાં શંકાશીલ લોકો નિહાળે, રાહ જુએ, અને અવલોકન કરે. પણ તેમણે સારામાં સારા હેતુથી પણ ઉતાવળે ને અવિચારીપણે દખલ કરીને હિલચાલને બગાડવી ન ઘટે.

૫

# ઉપવાસની યોગ્યતા*

એક સજ્જન લખે છે:

"આપના છેલ્લા ઉપવાસને હું ભૂંડામાં ભૂંડા પ્રકારના બળાત્કાર ગણું છું. યરવડાના કરાર વિષેની મારી લાગણી હું આપનાથી છુપાવવા માગતા નથી. હું જાણું છું કે મારા જેવી લાગણી કેટલાક આગેવાનોની પણ છે. આપના વ્યક્તિત્વને લીધે અને આપ યરવડા જેલમાં પુરાયેલા હોવાથી આ કરાર કરવાના આપના પગલા વિષે તેમને કંઈ કહેવું ગમ્યું નહોતું. હું આ કરારને પ્રજાનું દુર્ભાગ્ય માનું છું, ને આપે ઉપવાસ ન કર્યો હોત તો એ દુર્ભાગ્ય પ્રજાને માથે ન પડત. આપના એક માનવંતા મિત્રે કહેલું તે હું જાણું છું કે ના પાડવાનો અર્થ આપનું અચૂક મૃત્યુ ન થતો હોત તો તેઓ કરારમાં કદી સંમતિ ન આપત. ઘણા વિચારશીલ હિંદુઓ એવા છે જેમને કરાર કબૂલ કરવો પડચો એનો ખેદ થાય છે, કેમ કે એમને લાગે છે કે આપે જે અત્યારે કબૂલ્યું તે લંડનમાં કબૂલ્યું હોત તો આ કરારની કશી જરૂર ન પડત.

"આપના લેખમાં આપે કહ્યું છે, 'મારો ઉપવાસ આ કરોડોની સામે હતો.' હું માનું છું કે આપનો એવો ઇરાદો તો હતો, પણ ખરેખર પરિણામમાં 'આ કરોડો'ને નહીં પણ બીજાને આ બાબતમાં પોતાની બુદ્ધિ અને લાગણી કોરે મૂકીને આ રસ્તો કબૂલ કરવા સિવાય બીજો રસ્તો જ રહ્યો ન હતો. એમની 'ના'નો અર્થ આપના કીમતી જીવનનો અંત ન થતો હોત તો દુનિયામાં બીજી એકે વસ્તુ તેમની પાસે એ કબૂલ કરાવી ન શકત.

"વળી આપે લખ્યું છે: 'એમનાં સ્વયંભૂ પ્રેમે પાંચ દિવસમાં પરિવર્તન કરી બતાવ્યું અને યરવડાનો કરાર હસ્તીમાં આણ્યો.' આ શું સાચી હકીકત છે? એમ કહેવું વધારે સાચું નથી કે અનશનથી આપનું મૃત્યુ નીપજવાના ભયે જ આ કરાર કરાવ્યો? જે સંજોગોમાં એ થયો એ યાદ કરતાં મને લાગે છે આપ કબૂલ કરશો કે એ કરારનો જો પૂરો અમલ ન થાય તો ઝાઝો સંતાપ ન કરવો ઘટે. એને સારુ આપ બીજો ઉપવાસ આદરો એ તો એથીયે ઓછું વાજબી ગણાય.

"આપના જેવા પ્રતિષ્ઠિત અગ્રેસરની ટીકા કરતાં મને આનંદ થતો નથી, પણ પ્રસંગ એવો છે કે મૂંગા રહેવામાં પૂરી પ્રામાણિકતા નથી. આપે જે માનવ-મેદનીઓ આગળ અસ્પૃશ્યતાના સવાલ વિષે ભાષણો આપ્યાં તેમણે જાહેર રીતે આપના વિચારોનો વિરોધ ન કર્યો એટલા જ કારણે તેમણે આપના

---

*ચોથું નિવેદન, તા. ૯-૧૧-૧૯૩૨

વિચારો સ્વીકાર્યા એમ આપ માની લો છો એ બરાબર નથી. આપના મહાન વ્યક્તિત્વ પ્રત્યેના આદરને લીધે અને રાજદ્વારી બાબતમાં આપ આગેવાન હોવાને લીધે, તેઓ ચૂપચાપ આપને સાંભળે, અને આપના વિચારોનો ગમે એટલો વિરોધ કરતા હોય — અને ઉત્તર હિંદુસ્તાનમાં તો ઘણાયે વિરોધ કરે છે એ હું જાણું છું — તોપણ તેઓ આપની વાત આદરપૂર્વક સાંભળવાની પોતાની ફરજ માને. આપ જાણો છો કે આ લોકો વાચાળ હોતા નથી, અને પોતાથી જુદા વિચારવાળા સામે વિરોધ બતાવવાનો ખાસ પ્રયત્ન કરતા નથી અને ખાસ કરીને એ વિચારો આપના જેવા પ્રતિષ્ઠિત પુરુષ દર્શાવે ત્યારે તેઓ વિરોધ ન જ બતાવે.”

## કરારમાં વસમું શું હતું?

આ કાગળમાંથી નકામી કંડિકાઓ અને આગેવાનોનાં નામો મેં કાઢી નાખ્યાં છે. આ ભાઈએ જે આગેવાનોનાં નામ આપ્યાં છે તેમણે પોતાના અભિપ્રાયો દબાવી દીધા હોય, અને જે શરતો મારા મૃત્યુની ધમકી સિવાય તેમણે કદી ન કબૂલી હોત તે સ્વીકારી હોય તો એ વસ્તુથી મને ભારે ખેદ થાય. આ ભાઈ કહે છે એવી રીતે જો તેઓ વર્ત્યા હોય તો તેમણે દેશની ભારે અસેવા કરી અને ઉપવાસનું શુદ્ધ ધાર્મિક રૂપ ન કળી શક્યા. જાહેર જીવનમાં ઘણી વાર માણસને સત્યને અથવા લોકકલ્યાણને ખાતર મિત્રોને ગુમાવવા પડે છે. અને આ કરારમાં એવું શું હતું જે આ મિત્રોને એટલું બધું વસમું લાગ્યું? અનામત બેઠકો? સંયુક્ત મતદારમંડળો? કે ‘પ્રાથમિક ચૂંટણી’ દ્વારા ઉમેદવારોની પસંદગી? એ બધું તો નહીં જ હોય. હરિજનોના જે સામાજિક અને ધાર્મિક હકો યુગો સુધી ક્રૂરપણે છીનવી લીધેલા તે પાછા આપવાના ઠરાવની સામે તો તેઓ વાંધો ન જ લઈ શકે! રહ્યો સવાલ માત્ર એમને આપેલી બેઠકોની સંખ્યાનો! પણ એના કરતાં વધારે બેઠકો તો રાજા-મુંજે કરારમાં આપેલી હતી. અને હું આગલા એક લેખમાં કહી ગયો છું તેમ સવર્ણ હિંદુઓ જો ખરેખર માનતા હોય કે હરિજનો આપણા જ ભાઈભાંડુ છે ને તેમને આપણે અત્યાર સુધી કચડ્યા છે, તો તેઓ હરિજનોને ગમે તેટલી બેઠકો આપે તોયે તે કદી વધારેપડતી ન જ ગણાય. કરારમાં તેમને જે મળ્યું છે તે તેમની લાયકાત વિના, સવર્ણ હિંદુઓની અનિચ્છા છતાં તેમની પાસેથી મારા ઉપવાસને લીધે ઝૂંટવેલી રાહત છે એમ જો માનવામાં આવે તો હરિજનોની માઠી વલે થવાની.

## જૂઠાણામાં ન જીવું

તેથી જો આ પત્રલેખકે આપેલી ખબર સાચી નીવડે તો હું મારા ઉપવાસને બેવડી રીતે યોગ્ય ગણું. જે સમાજ વગર વાંકે બહિષ્કૃત કરવામાં

# ૫

# ઉપવાસની યોગ્યતા*

એક સજ્જન લખે છે :

"આપના છેલ્લા ઉપવાસને હું ભૂંડામાં ભૂંડા પ્રકારનો બળાત્કાર ગણું છું. યરવડાના કરાર વિષેની મારી લાગણી હું આપનાથી છુપાવવા માગતો નથી. હું જાણું છું કે મારા જેવી લાગણી કેટલાક આગેવાનોની પણ છે. આપના વ્યક્તિત્વને લીધે અને આપ યરવડા જેલમાં પુરાયેલા હોવાથી આ કરાર કરવાના આપના પગલા વિષે તેમને કંઈ કહેવું ગમ્યું નહોતું. હું આ કરારને પ્રજાનું દુર્ભાગ્ય માનું છું, ને આપે ઉપવાસ ન કર્યો હોત તો એ દુર્ભાગ્ય પ્રજાને માથે ન પડત. આપના એક માનવંતા મિત્રે કહેલું તે હું જાણું છું કે ના પાડવાનો અર્થ આપનું અચૂક મૃત્યુ ન થતો હોત તો તેઓ કરારમાં કદી સંમતિ ન આપત. ઘણા વિચારશીલ હિંદુઓ એવા છે જેમને કરાર કબૂલ કરવો પડ્યો એનો ખેદ થાય છે, કેમ કે એમને લાગે છે કે આપે જે અત્યારે કબૂલ્યું તે લંડનમાં કબૂલ્યું હોત તો આ કરારની કશી જરૂર ન પડત.

"આપના લેખમાં આપે કહ્યું છે, 'મારો ઉપવાસ આ કરોડોની સામે હતો.' હું માનું છું કે આપનો એવો ઇરાદો તો હતો, પણ ખરેખર પરિણામમાં 'આ કરોડો'ને નહીં પણ બીજાને આ બાબતમાં પોતાની બુદ્ધિ અને લાગણી કોરે મૂકીને આ શરતો કબૂલ કરવા સિવાય બીજો રસ્તો જ રહ્યો ન હતો. એમની 'ના'નો અર્થ આપના કીમતી જીવનનો અંત ન થતો હોત તો દુનિયામાં બીજી એકે વસ્તુ તેમની પાસે એ કબૂલ કરાવી ન શકત.

"વળી આપે લખ્યું છે: 'એમનાં સ્વયંભૂ પ્રેમે પાંચ દિવસમાં પરિવર્તન કરી બતાવ્યું અને યરવડાનો કરાર હસ્તીમાં આણ્યો.' આ શું સાચી હકીકત છે? એમ કહેવું વધારે સાચું નથી કે અનશનથી આપનું મૃત્યુ નીપજવાના ભયે જ આ કરાર કરાવ્યો? જે સંજોગોમાં એ થયો એ યાદ કરતાં મને લાગે છે આપ કબૂલ કરશો કે એ કરારનો જો પૂરો અમલ ન થાય તો ઝાઝો સંતાપ ન કરવો ઘટે. એને સારુ આપ બીજો ઉપવાસ આદરો એ તો એથીયે ઓછું વાજબી ગણાય.

"આપના જેવા પ્રતિષ્ઠિત અગ્રેસરની ટીકા કરતાં મને આનંદ થતો નથી, પણ પ્રસંગ એવો છે કે મૂંગા રહેવામાં પૂરી પ્રામાણિકતા નથી. આપે જે માનવ-મેદનીઓ આગળ અસ્પૃશ્યતાના સવાલ વિષે ભાષણો આપ્યાં તેમણે જાહેર રીતે આપના વિચારોનો વિરોધ ન કર્યો એટલા જ કારણે તેમણે આપના

---

* ચોથું નિવેદન, તા. ૯-૧૧-૧૯૩૨

વિચારો સ્વીકાર્યા એમ આપ માની લો છો એ બરાબર નથી. આપના મહાન વ્યક્તિત્વ પ્રત્યેના આદરને લીધે અને રાજદ્વારી બાબતમાં આપ આગેવાન હોવાને લીધે, તેઓ ચૂપચાપ આપને સાંભળે, અને આપના વિચારોનો ગમે એટલો વિરોધ કરતા હોય—અને ઉત્તર હિંદુસ્તાનમાં તો ઘણાયે વિરોધ કરે છે એ હું જાણું છું—તોપણ તેઓ આપની વાત આદરપૂર્વક સાંભળવાની પોતાની ફરજ માને. આપ જાણો છો કે આ લોકો વાચાળ હોતા નથી, અને પોતાથી જુદા વિચારવાળા સામે વિરોધ બતાવવાનો ખાસ પ્રયત્ન કરતા નથી અને ખાસ કરીને એ વિચારો આપના જેવા પ્રતિષ્ઠિત પુરુષ દર્શાવે ત્યારે તેઓ વિરોધ ન જ બતાવે.”

## કરારમાં વસમું શું હતું?

આ કાગળમાંથી નકામી કંડિકાઓ અને આગેવાનોનાં નામો મેં કાઢી નાખ્યાં છે. આ ભાઈએ જે આગેવાનોનાં નામ આપ્યાં છે તેમણે પોતાના અભિપ્રાયો દબાવી દીધા હોય, અને જે શરતો મારા મૃત્યુની ધમકી સિવાય તેમણે કદી ન કબૂલી હોત તે સ્વીકારી હોય તો એ વસ્તુથી મને ભારે ખેદ થાય. આ ભાઈ કહે છે એવી રીતે જો તેઓ વર્ત્યા હોય તો તેમણે દેશની ભારે અસેવા કરી અને ઉપવાસનું શુદ્ધ ધાર્મિક રૂપ ન કળી શક્યા. જાહેર જીવનમાં ઘણી વાર માણસને સત્યને અથવા લોકકલ્યાણને ખાતર મિત્રોને ગુમાવવા પડે છે. અને આ કરારમાં એવું શું હતું જે આ મિત્રોને એટલું બધું વસમું લાગ્યું? અનામત બેઠકો? સંયુક્ત મતદારમંડળો? કે ‘પ્રાથમિક ચૂંટણી’ દ્વારા ઉમેદવારોની પસંદગી? એ બધું તો નહીં જ હોય. હરિજનોના જે સામાજિક અને ધાર્મિક હકો યુગો સુધી ક્રૂરપણે છીનવી લીધેલા તે પાછા આપવાના ઠરાવની સામે તો તેઓ વાંધો ન જ લઈ શકે! રહ્યો સવાલ માત્ર એમને આપેલી બેઠકોની સંખ્યાનો! પણ એના કરતાં વધારે બેઠકો તો રાજા–મુંજે કરારમાં આપેલી હતી. અને હું આગલા એક લેખમાં કહી ગયો છું તેમ સવર્ણ હિંદુઓ જો ખરેખર માનતા હોય કે હરિજનો આપણા જ ભાઈભાંડુ છે ને તેમને આપણે અત્યાર સુધી કચડ્યા છે, તો તેઓ હરિજનોને ગમે તેટલી બેઠકો આપે તોયે તે કદી વધારેપડતી ન જ ગણાય. કરારમાં તેમને જે મળ્યું છે તે તેમની લાયકાત વિના, સવર્ણ હિંદુઓની અનિચ્છા છતાં તેમની પાસેથી મારા ઉપવાસને લીધે ઝૂંટવેલી રાહત છે એમ જો માનવામાં આવે તો હરિજનોની માઠી વલે થવાની.

## જુઠાણામાં ન જીવું

તેથી જો આ પત્રલેખકે આપેલી ખબર સાચી નીવડે તો હું મારા ઉપવાસને એવડી રીતે યોગ્ય ગણું. જો સમાજ વગર વાંકે બહિષ્કૃત કરવામાં

આવેલા પોતાના લોકોને મોડો મોડો પણ જરા સરખો ન્યાય કરવાને નારાજ છે, તે સમાજના અંગ તરીકે જીવવાની હું પરવા ન કરું. અને આ પત્રલેખકે લખેલી બીજી વાત જો ખરી હોય કે જે કરોડોને વિષે મેં લખ્યું છે તેમણે અસ્પૃશ્યતાની મારી સખત ઝાટકણીને ખરેખરો ટેકો કદી આપ્યો નહોતો, પણ મારા 'મહાન વ્યક્તિત્વ' અથવા મારી 'રાજદ્વારી આગેવાની' પ્રત્યેના આદરને કારણે તેઓ ચૂપ રહ્યા હતા અથવા તેમણે ટેકો પણ બતાવ્યો હતો,- તો મારા ઉપવાસની યોગ્યતાનું એ ત્રીજું કારણ ગણાય. આવા જૂઠાણાની વચ્ચે જીવવું મને ભારરૂપ થઈ પડે. આગેવાનો તેમ જ લોકો મારા જેવા 'મહાત્મા'ઓનો પણ વિરોધ કરવાની અને પોતાની વાત પર કાયમ રહેવાની જરૂર જેટલી વહેલી સમજી જાય તેટલું તેમને પોતાને માટે, દેશને માટે, અને મારા જેવા માણસો માટે સારું છે. વાતાવરણને એવું ચોખ્ખું કરવાને ખાતર પણ હું ખુશીથી ઉપવાસ કરું.

આ ભાઈએ આ કાગળ લખીને હિલચાલમાં વખતસર ફાળો આપ્યો છે. હિલચાલમાં પડેલાઓએ તેનો તેમ જ આગામી ઉપવાસનો મર્મ સમજવો જોઈએ. મારાથી દેવાય એટલો ભાર દઈને હું તો ફરી ફરીને કહું છું કે મારો ઉપવાસ કોઈ પણ માણસ પર, તે જેને સમાજ કે દેશનું હિત માનતો હોય તેથી વિરુદ્ધ વર્તવાની જબરદસ્તી કરવા માટે છે જ નહીં. મારો ઉપવાસ એવા માણસો સામે પણ નથી, જેમનાં નામ કે સંખ્યા હું આપી શકું. તેનો ઉદ્દેશ, જે કરોડો મારી નજર આગળ છે ને જેમની ને મારી વચ્ચે અતૂટ પ્રેમગ્રંથિ છે એમ હું માનું છું, તે કરોડો પર અદૃશ્ય અને અજ્ઞાત રીતે અસર પાડવાનો ને તેમને હલાવવાનો છે. આવા ઉપવાસોની અસર કેવી રીતે થાય છે એ હું જાણતો નથી. અસર થાય છે એટલું હું મારા અનેક વેળાના જાતઅનુભવ પરથી જાણું છું.

આ પત્રલેખક કહે છે કે 'મેં જે અત્યારે કબૂલ્યું તે લંડનમાં કબૂલ્યું હોત તો આ કરારની કશી જરૂર ન પડત.' ગઈગુજરીને ઉખેળવાની મારી ઇચ્છા નથી. હું એટલું જ કહું કે મારાથી જે હિંદુસ્તાનમાં થઈ શક્યું તે લંડનમાં હું ન કરી શક્યો હોત. આ પત્રલેખક એ વખતે લંડનમાં હતા, છતાં જે હકીકતો હું જાણું છું તે તેઓ નથી જ જાણતા.

છતાં પ્રજા એવો ખ્યાલ ન બાંધે કે કરારનો વિરોધ કરનારા ઘણા કાગળો મારી પાસે આવ્યા છે. મને યાદ છે ત્યાં સુધી એ જાતનો આ પહેલો જ કાગળ છે. જબરદસ્તીની ફરિયાદના બે ત્રણ કાગળ આવ્યા છે, પણ એકે કાગળમાં એમ કહેલું નથી કે એટલા માટે હરિજનોને જે આપ્યું તે મેળવવાનો તેમને હક નહોતો. અને આ એક કાગળની સામે ઉપવાસને

તેમ જ કરારને ઉત્સાહભેર સંમતિ આપનારા સેંકડો કાગળો મારી પાસે આવ્યા છે. મારા અહીંના તેમ જ પશ્ચિમના નિકટમાં નિકટના સાથીઓએ એકબે અપવાદ સિવાય એને સંમતિ આપી છે, અને તેમણે જાતે એની આધ્યાત્મિક અસર અનુભવી છે. પણ મારા રિવાજ પ્રમાણે અને સીધે રસ્તે રહેવા માટે તથા જે હિલચાલને મેં અપનાવી છે તેને નિર્દોષ રાખવા સારુ વિરોધી ટીકાથી ભરેલા કાગળો હું પ્રસિદ્ધ કરું છું. ખાસ કરીને જે માણસો મિત્રતાના હેતુથી પ્રેરાયેલા છે એમ હું જાણું છું તેમના કાગળો અવશ્ય પ્રસિદ્ધ કરું છું. આ કાગળ લખનાર સજ્જન એવા જ છે એમાં શંકા નથી.

આ લેખ હું મોકલતો હતો ત્યાં અખિલ ભારત અસ્પૃશ્યતાનિવારણ સંઘના સદા જાગ્રત મંત્રીનો તાર મને મળ્યો કે સમસ્ત ભારતવર્ષમાં હરિજનોની કુલ વસ્તી છ કરોડ નહીં પણ ચાર કરોડથી ઓછી છે. ઠક્કર બાપાએ ઉપવાસ દરમ્યાન મારી ભૂલ સુધારેલી છતાં ખોટો આંકડો અપાયો એને સારુ હું દિલગીર છું.

## ૬

## હરિજનો પ્રત્યે*

આ પાંચમો લેખ છાપાંને મોકલતાં તેઓ મારા લેખોને તેમ જ આ હિલચાલને જે પ્રસિદ્ધિ આપે છે તેને માટે તેમનો ઉપકાર માનવા ઇચ્છું છું. શ્રી રાજભોજ અને તેમના મિત્રો ગયે અઠવાડિયે લગભગ આખી હિલચાલની ચર્ચા કરવા મને મળેલા તેમને મેં જે વાત કરેલી તેના એક ભાગનો સાર આ લેખમાં આપવા માગું છું. એમનો એક પ્રશ્ન હરિજનો આ હિલચાલને મદદ કરવાને શું કરી શકે એ વિષે હતો. તેઓ આ દિશામાં ઘણું કરી શકે. કેટલાક સવર્ણ હિંદુઓ તેમની સાથે સંપૂર્ણ સમાનતાને નાતે ભળવાની ના પાડતાં જે કારણો આપે છે તેનો તેઓ અગાઉથી ઇલાજ કરી શકે. હું સ્પષ્ટ શબ્દોમાં કહી ચૂક્યો છું કે હરિજનોના બહુ જ મોટા સમુદાયની દેખીતી દુર્દશા માટેનો બધો વાંક સવર્ણ હિંદુઓનો જ છે. અને અસ્પૃશ્યતા નીકળી જશે તેની સાથે એ સુધારો આપોઆપ થયા વિના નહીં રહે. એને અસ્પૃશ્યતાનિવારણની શરત તો ન જ બનાવવી જોઈએ.

* પાંચમું નિવેદન, તા. ૧૪-૧૧-૧૯૩૨

## આંતરિક સુધારો

છતાં આજની દશામાં પણ શક્ય હોય એટલે અંશે આંતરિક સુધારા કરાવવાની હરિજન કાર્યકર્તાઓની ચોખ્ખી ફરજ છે. તેથી હરિજન કાર્યકર્તાઓએ પોતાની સર્વ શક્તિ નીચેનાં કામમાં વાપરવી જોઈએ :

૧. હરિજનોમાં સ્વચ્છતા અને સફાઈનો પ્રચાર.

૨. ભંગીકામ અને ચમારકામ જેવા મેલા ગણાતા ધંધાઓ ચલાવવાની સુધરેલી પદ્ધતિ.

૩. માંસમાત્રનો નહીં તો મુડદાલ માંસ અને ગોમાંસનો ત્યાગ.

૪. દારૂ ઇત્યાદિ કેફી પદાર્થોનો ત્યાગ.

૫. જ્યાં દિવસની શાળાઓની સગવડ હોય ત્યાં બાળકોને એ શાળાઓમાં મોકલવાને, અને જ્યાં રાત્રિશાળાઓ ખોલેલી હોય ત્યાં માબાપોને પોતાને તેમાં જવાને સમજાવવાં.

૬. હરિજનોમાં અંદર અંદર જે અસ્પૃશ્યતા છે તે નાબૂદ કરવી.

### સ્નાન અને સફાઈ

આ કલમોનો શો અર્થ છે તે બતાવવાને તે ફરી તપાસી જાઉં. આપણી આબોહવામાં નિત્યસ્નાન આવશ્યક છે, અને ચોખ્ખાં કપડાં તો બધી આબોહવામાં આવશ્યક છે. હરિજનોના વાસમાં પાણી સહેજે મળતું નથી એની મને ખબર છે. તેમને જાહેર કૂવાતળાવે જવાની છૂટ હોતી જ નથી, અને તેઓ એટલા ગરીબ હોય છે કે બદલવાનાં કપડાં રાખી જ ન શકે. ઘણા જાણતા નથી કે લોટા પાણીથી પણ સ્વચ્છ સ્નાન કરી શકાય છે. સ્વચ્છ ટુવાલને પાણીમાં પૂરેપૂરો ભીંજવીને તે માથા સુધ્ધાં આખે શરીરે જોરથી ઘસવો અને પછી કોરા ટુવાલથી શરીર લૂછી નાખવું. દરરોજ સ્નાન થતું હોય તો ભીંજવેલા ટુવાલમાંથી બધું પાણી નિચોવ્યા પછી તે શરીર લૂછવાને કામ આવી શકે. આપણી આબોહવામાં લંગોટી પહેરી રાખીને એનાં એ જ કપડાં સહેલાઈથી ધોઈને ત્યાંનાં ત્યાં જ સૂકવી કાય. હું કહું છું તેમાં નવું કશું નથી એ હું જાણું છું. અને છતાં મારે આ પ્રાથમિક વસ્તુઓ સેંકડો કાર્યકર્તાઓને સમજાવવી પડી છે. ગ્રેજ્યુએટોમાં પણ મેં સફાઈનાં આ મૂળતત્ત્વોનું અજ્ઞાન જોયું છે.

બીજી વાત સુધરેલી રીતે પાયખાનાં સાફ કરવાની. સ્વાર્થી ને અજ્ઞાની સવર્ણ હિંદુઓ મનુષ્યનો મળ સફાઈથી ઉપાડવો લગભગ અશક્ય કરી મૂકે છે. અસ્પૃશ્યતાને લીધે પાયખાનાં પાર વિનાનાં ગંદાં હોય છે. એ અંધારાં અને હવા ઉજાસ ન આવી શકે એવાં હોય છે, અને એવી રીતે બાંધેલાં હોય છે કે

એનો અમુક ભાગ જ, અને તે પણ ગંદી રીતે, સાફ કરી શકાય. આ પાયખાનાં વાપરવાં એ દરરોજ નરકે જવા સમાન છે. આબોહવા જો સુંદર ન હોત તો અત્યાર કરતાં ઘણાં વધારે હજારો માણસ વહેલાં સ્મશાનમાં પહોંચ્યાં હોત. જે હરિજનોને આ અતિ આવશ્યક સમાજસેવા કરવી પડે છે તેઓ આજના પ્રતિકૂળ સંજોગોમાં પણ પાયખાનાં સાફ કરીને તરત જ સ્નાન કરી શકે છે, અને સફાઈ માટે એ થોડુંક ઘાસ વાપરે છે તેને બદલે સૂકી માટી વાપરી શકે છે. હું કુશળ ભંગી હોવાનો દાવો કરું છું ને મારો દાવો સાચો છે, એટલે ખાસ કરીને જો ગ્રામવાસીઓ અને નગરવાસીઓ મદદ કરે તો હું આ કામ કરવાની ઘણીયે સસ્તી, સારી અને સંપૂર્ણપણે સ્વચ્છ રીતો બતાવી શકું એમ છું. પણ આ રસિક વિષયને હું આ સામાન્ય લેખમાં ન ચર્ચી શકું. જિજ્ઞાસુને સફાઈ વિષેનાં અને ખાસ કરીને ગામડાંની સફાઈ વિષેનાં મારાં લખાણો* જોવા ભલામણ છે. ભંગીઓ જ્યારે સફાઈનું કામ કરતા હોય ત્યારે તેમણે ધંધાનો ખાસ પોશાક પહેરવો જોઈએ. ભંગીને રોકનારા ઘરધણીઓ કે ઘરધણીઓના સમૂહે પોતાના ભંગીને એવો પોશાક પૂરો પાડવો જોઈએ.

## ચમારકામ

સ્વચ્છ રીતે ચામડાં કેળવવાનું કામ એથી ઘણું વધારે મુશ્કેલ છે. આપણા ચમારો મડદાંની ચામડી ઉતારવાની કે ચામડાં કેળવવાની આધુનિક પદ્ધતિ જાણતા નથી. 'કેળવવું' શબ્દ મેં અહીં બહોળા અર્થમાં વાપર્યો છે. ઉચ્ચ કહેવાતા વર્ણોએ પોતાના સ્વધર્મીઓ અને સ્વદેશવાસીઓના આ ઉપયોગી વર્ગ પ્રત્યે અક્ષમ્ય બેદરકારી બતાવી છે, તેથી મડદાં ઉપાડી જવાથી માંડીને ચામડાં કેળવવા સુધીની આખી ક્રિયા અણઘડ રીતે થાય છે, અને પરિણામે દેશને અપાર આર્થિક નુકસાન થવા ઉપરાંત ચામડું હલકી જાતનું બને છે. શ્રી મધુસૂદન દાસ અત્યંત પરોપકારી સજ્જન છે. તેઓ જાતે ચામડાં કેળવવાની ક્રિયાઓ શીખ્યા છે. તેમણે આંકડાઓ આપીને બતાવ્યું છે કે ધર્મને નામે અસ્પૃશ્યતાનો વહેમ ચાલવાથી દેશને દરવર્ષે કેટલું નુકસાન થાય છે. હરિજન કાર્યકર્તાઓ એ આધુનિક પદ્ધતિ શીખી શકે અને તે ચમારોને બની શકે એટલી શીખવે.

ઘરધણીઓ જે એંઠવાડ નિર્દયમાં નિર્દય રીતે ફેંકે છે તે ન સ્વીકારવાનું ભંગીઓને શીખવવું જોઈએ. વરસોની ટેવથી ભંગીઓની સુરુચિની ભાવના

*આ લખાણો નવજીવન પ્રકાશન મંદિર તરફથી 'ગામડાંની વહારે' એ નામે પુસ્તકાકારે પ્રગટ થયેલાં છે. કિંમત બે આના.

બૂઠી થઈ ગઈ છે, અને તેથી તેમને બીજાના ભાણાનો એઠવાડ ખાવામાં કશું ખોટું લાગતું નથી. તેઓ પોતાના ઘરાકનાં ભાણાની સારી વાનીઓ ખાવા તલસે છે. ભંગીઓનાં બાળકોને આ એઠવાડને ન અડકવાનું અને ઘરમાં રાંધેલા જુવારબાજરીના રોટલાથી સંતોષ માનવાનું શિક્ષણ આપવામાં આવ્યાને કારણે માબાપોએ બાળકોને નિશાળમાંથી ઉઠાડી લીધાના દાખલા મારી જાણમાં છે.

## મુડદાલ માંસ અને ગોમાંસ

ચમારોને મુડદાલ માંસ અને ગોમાંસનો ત્યાગ કરવાને સમજાવવા જોઈએ. અન્નાહારી તરીકે મને તો હરિજનો માંસમાત્રનો ત્યાગ કરે એ ગમે. ઘણાએ એવો ત્યાગ કર્યો છે. પણ એ સુધારાને સારુ તેઓ તૈયાર ન હોય તો તેમને મુડદાલ માંસ અને ગોમાંસનો ત્યાગ કરવાને સમજાવવા જોઈએ; કેમ કે મુડદાલ માંસ અસ્વચ્છ હોવા ઉપરાંત બાકીની આખી માનવજાતિએ તેનો ત્યાગ કરેલો છે, અને ગોમાંસનો હિંદુ ધર્મે નિષેધ કરેલો છે. મને ખબર છે કે મુડદાલ માંસ મડદાં ઉપાડવાની કિંમત પેટે ગણાય છે. ડૉ. આંબેડકરે મને કહ્યું કે કેટલીક જગાએ ગામડાના લોકોએ મુડદાલ માંસ છોડનારને માર માર્યો ને કહ્યું કે એ ખાવાનો તમારો ધર્મ છે! હકીકત એ હતી કે તેમને બીક લાગી કે જો ચમારો મુડદાલ માંસ ખાવું છોડી દેશે તો એની કિંમત જેટલા દામ માગશે અથવા તો મરેલાં ઢોર ઉપાડી જવાની ના પાડશે. ગમે તેવી મુશ્કેલી હોય તોપણ મુડદાલ માંસ અને ગોમાંસનો ત્યાગ તો થવો જ જોઈએ. એ એક જ સંયમ હરિજનોને સવર્ણ હિંદુઓની નજરમાં એકદમ ચડાવશે અને અસ્પૃશ્યતા સામેની લડતમાં સવર્ણ સુધારકોનું કામ સહેલું બનાવશે.

૪થી અને ૫મી કલમ વિષે કંઈ કહેવાની જરૂર નથી. એ આપોઆપ સમજાઈ જાય છે.

છેલ્લી વાત 'અસ્પૃશ્યો'એ પોતામાંની અસ્પૃશ્યતા કાઢવાની છે. આ તાત્કાળિક જરૂરિયાત છે. આ બેવડી અસ્પૃશ્યતા જો એકસપાટે નાબૂદ કરવામાં ન આવે તો અસ્પૃશ્યતાનિવારણનું કામ અતિશય મુશ્કેલ થઈ જશે. પણ, આ હિલચાલ મુખ્યત્વે ધાર્મિક છે અને હિંદુ ધર્મમાં જે મેલ પેસી ગયો છે તે ધોઈ કાઢવાનો એનો ઉદ્દેશ છે એમ જો તેઓ સમજશે તો આ મોટો સુધારો પાર પાડવાની હિંમત અને આત્મવિશ્વાસ તેમનામાં આવી જશે. આવી હિલચાલમાં કાર્યકર્તાઓ નિઃસ્વાર્થ અને શુદ્ધ ચારિત્ર્યવાળા હોવા જોઈએ એ વસ્તુ પર મારે ભાર દેવાની જરૂર ન હોય.

### સત્યાગ્રહ ન કરાય

હરિજનોમાંના મોટામાં મોટી મહેચ્છાવાળા સુધારકને સંતોષે ને તેની સર્વ શક્તિ અને સમય રોકે એવો રચનાત્મક કાર્યક્રમ મેં અહીં આપ્યો છે. પણ એકબે વસ્તુ તો તેઓ અને હરિજનો ન જ કરે. આ કસોટીની મુદતમાં તો કોઈ પણ હરિજન કોઈની સામે ઉપવાસ ન કરે તેમ સત્યાગ્રહ પણ ન આદરે. સવર્ણ હિંદુઓની જે કસોટી ચાલી રહી છે તે તેઓ નિહાળે અને સવર્ણ હિંદુઓ પોતાને હરિજનોથી જુદા પાડનારો પ્રતિબંધ દૂર કરવાને શું કરે છે તે જુએ. સ્થાનિક સવર્ણ હિંદુઓ જોડે તેઓ કલહ ન કરે. તેમના વર્તનમાં હમેશાં, અને અત્યારે તો વધારે, વિવેક અને ગૌરવ હોવાં જોઈએ. ધર્મની રક્ષા જાતે કષ્ટ સહીને જ કરી શકાય, જાલિમો પ્રત્યે હિંસા કરીને કદી નહીં. બળજબરીથી તેઓ કદાચ ઘણી વસ્તુઓ મેળવી શકે, પણ, તેમની શોભા સવર્ણ હિંદુઓનાં હૃદય પલટાવીને પોતાના હક મેળવવામાં રહેલી છે. અને આજે તો હજારો સવર્ણ હિંદુઓના મનમાં પોતાના અપરાધનું ભાન જાગ્યું છે અને તેઓ હરિજનોને તેનું વળતર આપવાને પૂરેપૂરો પ્રયત્ન કરી રહ્યા છે, એ જાણીને હરિજનોને આશા રાખવાનું પૂરતું કારણ છે. તેઓ પોતાના પક્ષના પૂરેપૂરા ન્યાયીપણા પર અને વિજય મેળવવાની કષ્ટસહનની શક્તિ પર પૂરેપૂરો વિશ્વાસ રાખે.

## ૭

# સવર્ણોનો ધર્મ*

### હૃદયપલટો

હરિજનો આ હિલચાલને આગળ ધપાવવાને શું કરે એ પ્રશ્ન હરિજનોમાંથી હજુ સુધી જો આ રાજભોજે એકલાએ પૂછ્યો છે, તો હિંદુસ્તાનના તમામ ભાગમાંથી સવર્ણ હિંદુઓના — પુરુષોના તેમ જ સ્ત્રીઓના, વિદ્યાર્થીઓના તેમ જ બીજાના — ઢગલાબંધ કાગળો મને મળ્યા છે, તેમાં પૂછેલું છે કે અમારા બીજા વ્યવસાયોમાં ખલેલ પાડ્યા વિના અમે કઈ રીતે મદદ કરી શકીએ? અસ્પૃશ્યતાનિવારણની હિલચાલનો ઉદ્દેશ આમવર્ગની બાબતમાં તો કેવળ તેમના હરિજનો પ્રત્યેના વલણમાં હૃદયપલટો કરાવવાનો હોઈ સવર્ણ હિંદુઓના ઘણા મોટા ભાગે હરિજનોની સેવા કરવા માટે પોતાની નિત્યની પ્રવૃત્તિઓમાં ખલેલ પાડવાની જરૂર નથી. પહેલી વાત તો

* છઠ્ઠું નિવેદન, તા. ૧૫-૧૧-૧૯૩૨

એ છે કે અસ્પૃશ્યતાનિવારણનો પોતાના જીવનમાં શો અર્થ છે એ દરેક સ્ત્રીપુરુષ સમજે; અને જો એવો જવાબ મળે કે હરિજનો જાહેર મંદિરોમાં દાખલ થાય, નિશાળો, ધર્મશાળા, રસ્તા, ઇસ્પિતાલો, દવાખાનાં જેવી જાહેર જગાઓ વાપરે—ટૂંકામાં ધાર્મિક, સામાજિક, આર્થિક અને રાજદ્વારી બાબતોમાં હરિજનોને પોતાના જેટલો જ દરજ્જો મળે—એમાં પોતાને કશો વાંધો નથી, એટલું જ નહીં પણ પોતાની એવી ઇચ્છા છે, તો તે સ્ત્રી કે પુરુષે પોતાની પૂરી ફરજ બજાવી ગણાય.

## સવર્ણોમાં પ્રચાર

પણ પ્રશ્ન પૂછનારાઓને આટલું જ નથી જોઈતું, તેમ મને પણ એટલાથી જ સંતોષ ન થાય. આટલે સુધી ગયા પછી આ કાર્યને આગળ વધારવાને પોતે શું કરી શકે તે તેઓ જાણવા માગે છે. આવાં સ્ત્રીપુરુષોએ પોતાની નજીકના પડોશની બહાર પોતાની પ્રવૃત્તિ વધારવાની જરૂર નથી. તેઓ દરરોજ જેમના સંસર્ગમાં આવે છે તે સૌના મત ભેગા કરે; અને જો પડોશીઓને અસ્પૃશ્યતાનિવારણની આવશ્યકતા વિષે ખાતરી ન થઈ હોય અને જો પોતે હિલચાલનો સૂક્ષ્મ અભ્યાસ કર્યો હોય, તો આ વાત તેમને ગળે ઉતારવાનો પ્રયાસ કરે; અથવા જો પોતે સમર્થ ન હોય તો તેઓ જરૂરી સાહિત્ય મેળવે, તે પડોશીઓને આપે, અને આવા પ્રચારકાર્ય માટેની ખાસ લાયકાતવાળા, આખો વખત આપનારા કાર્યકર્તાઓ સાથે તેમનો સમાગમ કરાવી આપે. પડોશીઓને આ હિલચાલની ભાવનાનો સ્પર્શ નથી થયો એમ જણાય, અને પોતાની કંઈ લાગવગ હોય તો જાહેર ભાષણો અને મેળાવડા ગોઠવે, અને એવી સભાઓમાં વક્તાઓને બોલાવે. આટલું તો સવર્ણ હિંદુઓની અંદર કામ કરવા વિષે.

## હરિજનોની સેવા

પણ આ સ્ત્રીપુરુષોનો મોટો સમુદાય ખરેખરું કામ તો હરિજનોમાં જ કરી શકે એમાં સંશય નથી. જે સવર્ણ હિંદુઓએ મારો પાંચમો લેખ વાંચ્યો હશે તેઓ જોયા વિના નહીં રહ્યા હોય કે સવર્ણ હિંદુઓએ કેટલી બધી મૂંગી અને ઉપયોગી સેવા કરવાની છે. સમય, શક્તિ કે દ્રવ્યના ઝાઝા વ્યય વિના સવર્ણ હિંદુઓ જરૂર પૂરતા પાણીની સુગમતા મેળવી સ્વચ્છતાની ટેવો પાડવાના હરિજન કાર્યકર્તાઓના પ્રયત્નની ઠીક ઠીક પૂર્તિ કરી શકે. તેઓ હરિજનોના વાસ પાસે આવેલાં જાહેર કૂવાતળાવ શોધી કાઢીને, એ કૂવાતળાવ વાપરનારા સવર્ણ હિંદુઓના મત ભેગા કરે, ને તેમને બતાવે કે આવી બધી જાહેર સગવડો મેળવવાનો હરિજનોને કાયદેસર હક છે. અને સાથે સાથે તેઓ એ પણ સંભાળ રાખે કે આ સગવડો હરિજનો વાપરે

એ માટે સવર્ણ હિંદુઓની સંમતિ મળ્યા પછી હરિજનો એનો સવર્ણોને સૂગ ચડે એવી રીતે ઉપયોગ ન કરે.

પાયખાનાંની સફાઈ બાબતમાં તેઓ પાડોશનાં જે ઘરોનાં પાયખાનાં હરિજનો સાફ કરતા હોય તેના માલિકોને મળે, અને હરિજનોને એ સફાઈકામ સ્વચ્છ રીતે કરવાની સુગમતા કરી આપવાની જરૂર તેમને સમજાવે. આને સારુ તેમણે પાયખાનાં બાંધવાની અને મળ ખસેડવાની શાસ્ત્રીય પદ્ધતિનો અભ્યાસ કરવો જ પડશે. તેઓ ઘરધણીઓ પાસેથી ભંગીઓને આપવાના ખાસ પોશાક પણ મેળવી શકે, અને પોતે વિના સંકોચે પાયખાનાં સાફ કરીને હરિજનોને બતાવે કે એવી સેવા કરવામાં હીણપત કે અપ્રતિષ્ઠા જરાયે નથી. આવા સેવકોએ સવર્ણો ભંગીઓને એઠવાડ આપે તેની સામે પ્રચાર કરવો જોઈએ, અને જ્યાં તેમને બહુ જ ઓછો પગાર મળતો હોય ત્યાં પૂરતું મહેનતાણું આપવા ઘરધણીઓને સમજાવવા જોઈએ. આવા ફુરસદના વખતે કામ કરનાર સ્વયંસેવકોમાંથી કોઈનામાં મડદાનાં ચામડાં ઉતારવાની સ્વચ્છ પદ્ધતિ શીખીને એ રીતે મેળવેલા જ્ઞાનનો ચમારોમાં પ્રચાર કરવા જેટલી દયાવૃત્તિ અને હોંશ ન હોય ત્યાં સુધી ચમારકામની બાબતમાં ઝાઝી મદદ ન કરી શકાય. છતાં એક વસ્તુ તો તેઓ જરૂર કરી શકે. એવાં મડદાંને ઠેકાણે પાડવા વિષેના રિવાજની તેઓ ભાળ કાઢે, અને ચમારોને તેમની સેવાના બદલામાં પૂરતા મહેનતાણાની ખાતરી મળે એટલી કાળજી રાખે. જેમની પાસે શક્તિ અને સમય હોય તેઓ દિવસની તેમ જ રાતની શાળાઓ ચલાવે, રજાને દિવસે કે જ્યારે જ્યારે તક મળે ત્યારે હરિજન બાળકોને વનભોજન માટે અને સુંદર દેખાવો બતાવવા લઈ જાય, હરિજનોને ઘેર જઈ તેમને મળે, જરૂર હોય ત્યાં તેમને ડૉક્ટરી મદદ મેળવી આપે, અને સામાન્ય રીતે તેમનામાં એવી લાગણી ઉત્પન્ન કરે કે તેમના જીવનમાં નવું પાનું ઊઘડ્યું છે, અને તેમણે હવે પોતાને હિંદુ સમાજના ઉપેક્ષિત અને તિરસ્કૃત ગણવાની જરૂર નથી. મેં વર્ણવ્યું છે એ બધું વિદ્યાર્થીવર્ગ અતિશય સહેલાઈથી અને કુશળતાથી કરી શકે એમ છે.

જો આ કામ સ્ત્રીપુરુષોનો મોટો સમૂહ મૂંગા ઉત્સાહ, સંકલ્પ અને ચતુરાઈથી કરે તો આપણે આપણા ધ્યેયની દિશામાં ઘણાં ડગલાં આગળ વધીશું એમાં મને લવલેશ શંકા નથી. અને એવો પણ અનુભવ થશે કે મેં વર્ણવી છે એના કરતાં વધારે વસ્તુઓ તરફ ધ્યાન આપવાની જરૂર છે. મેં તો ફક્ત મારા પ્રવાસો દરમ્યાન મારી નજરે ચડેલી ઘણી વસ્તુઓમાંથી થોડીક ચૂંટીને આપી છે.

# સનાતનીઓને*

જે પ્રશ્નોનો જવાબ આ લેખમાં આપવાનો હું પ્રયત્ન કરવાનો છું તેનો ઓછેવત્તે અંશે આગલા લેખમાં સમાવેશ થઈ જાય છે. છતાં એ પ્રશ્નો વારંવાર પુછાયાં કરે છે એટલે મને લાગ્યું કે બની શકે એટલા પ્રશ્નો ભેગા કરીને એક લેખમાં એની ચર્ચા કરું એ સારું.

### જબરદસ્તીનો ભય

એમાંનો એક સવાલ આ છે: “તમે લોકોને પોતાની મરજીવિરુદ્ધ વર્તવાની ફરજ પાડતા નથી?” મારો તો એવો ઇરાદો નથી. મેં કરવા ધારેલા ઉપવાસનો ઉદ્દેશ નિર્બળને બળવાન બનાવવાનો, ઢીલાપોચાઓમાં ઉત્સાહ રેડવાનો, અને શંકાશીલોમાં આસ્થા ઉત્પન્ન કરવાનો છે. જે કોઈ એને વિષે જરા પણ વિચાર કરે તેને સાફ સમજાવું જોઈએ કે આ સુધારાના વિરોધીઓ ઉપર ઉપવાસની અસર નહીં પડે, એટલું જ નહીં પણ ઉપવાસથી મારું મૃત્યુ નીપજે તો કદાચ તેઓ એને વધાવી લેશે, અને એ કદાચ એમના દૃષ્ટિબિંદુથી યોગ્ય ગણાશે. એક ક્રોધે ભરાયેલા પત્રલેખક આ વાત આ જ શબ્દોમાં કહેતાં અચકાયા નથી.

પણ બીજો એક ભાઈ કહે છે: “મારો પોતાનો અમુક વસ્તુ કરવાનો ઇરાદો નથી એમ તમે કહો એ બધું ઠીક છે. એવા ઘણા જૂના વિચારના લોકો છે જેઓ તમારા અતિ ઉત્સાહી અનુયાયીઓને હાથે શારીરિક ઈજા થવાના ભયથી જ લોકસમૂહને અનુસરશે.” આવી દલીલ તો કોઈ પણ સંજોગોમાં કરી શકાય. મેં મારી જિંદગીમાં એવી ઘણી હિલચાલો ચલાવી છે જેમાં ઉપવાસની જરૂર પડી નથી. પણ જેનો જવાબ હું અત્યારે આપું છું તે આરોપ મને મારા ધ્યેયથી ચળાવવા માટે અનેક વાર મારી ઉપર મૂકવામાં આવ્યો છે. આગામી ઉપવાસનાં અણધાર્યાં પરિણામ ગમે તે આવો, એ વચનપાલનનો સવાલ હોવા ઉપરાંત જો પ્રસંગ આવે તો મારે તે આદરવો જોઈએ એનું વધારાનું કારણ એ છે કે તેને લીધે મારા પર વિશ્વાસ ધરાવનારા હજારો માણસો શુભ પ્રયત્ન કરવા અચૂક પ્રેરાશે. ધાર્મિક સ્વરૂપવાળી દરેક હિલચાલમાં એમ જ બનવાનું.

---

* સાતમું નિવેદન, તા. ૧૬-૧૧-૧૯૩૨

### નજીવો મતભેદ

બીજો સવાલ આ છે: "તમે હિંદુઓના એક વર્ગને બીજા વર્ગ જોડે લડાવતા નથી?" હરગિજ નહીં. દરેક સુધારામાં કંઈક વિરોધ તો થવાનો જ, પણ સમાજમાં અમુક હદ સુધી વિરોધ અને ક્ષોભ તંદુરસ્તીની નિશાની છે. પણ મને સનાતનીઓ અને સુધારકો વચ્ચે કાયમની ફૂટ પડવાનો જરાયે ડર નથી. સનાતનીઓના વિરોધને ઉતારી પાડવાનું કે તેમની લાગણીની અવગણના કરવાનું મારે હાથે ન જ થાય. સનાતન ધર્મ જોખમમાં છે એવું તેમાંના કેટલાકને તીવ્રપણે લાગે છે એ વિષે મને બિલકુલ શંકા નથી. છતાં સનાતની અને સુધારક વચ્ચે સિદ્ધાંતમાં તો કેટલો નજીવો મતભેદ છે એ જોઈને આશ્ચર્ય થાય છે.

### સનાતની શું કરે?

સનાતનીઓ તરફથી મને મળેલા લગભગ એકેએક કાગળમાં નીચેની ચોંકાવનારી કબૂલાતો છે: "(૧) અમે કબૂલ કરીએ છીએ કે હરિજનોની સ્થિતિ સુધારવાને ઘણું કરવાની જરૂર છે; (૨) અમે કબૂલ કરીએ છીએ કે સવર્ણ હિંદુઓ હરિજનો પ્રત્યે ભૂંડી રીતે વર્તે છે; (૩) અમે કબૂલ કરીએ છીએ કે એમનાં બાળકોને કેળવણી મળવી જોઈએ અને તેમને રહેવાને સારાં ઘર મળવાં જોઈએ; (૪) અમે કબૂલ કરીએ છીએ કે એમને નાહવાની ને પાણી ભરવાની પૂરતી સગવડ મળવી જોઈએ; (૫) અમે કબૂલ કરીએ છીએ કે એમને પૂરેપૂરા રાજકીય હકો મળવા જોઈએ; (૬) અમે કબૂલ કરીએ છીએ કે તેમને દેવદર્શનની અને પૂજાની પૂરતી સગવડો મળવી જોઈએ; અને (૭) અમે કબૂલ કરીએ છીએ કે પ્રજાજનના જે હકો બીજાને મળે છે તે બધા એમને મળવા જોઈએ." પણ આ સનાતનીઓ કહે છે: "એમને અડવાની કે એમની જોડે ભળવાની—ખાસ કરીને તેઓ આજની દશામાં હોય ત્યાં સુધી—અમને ફરજ ન પાડવી જોઈએ." ત્યારે હું એમને કહું છું: તમે તેમને સમાન દરજ્જે મૂકવાની જરૂર તો કબૂલ કરો છો. તો પછી બીજા સવર્ણ હિંદુઓ એક ડગલું આગળ જાય, અને જે શાસ્ત્રોને તમે માનો છો તે જ શાસ્ત્રોને આધારે માને કે હરિજનોને અસ્પૃશ્ય ન ગણવા; એટલું જ નહીં પણ જે હકો અને સગવડો એમને મળવી જોઈએ એમ તમે કબૂલ કરો છો પણ તે હકો ને સગવડો તેઓ તમારાથી અળગા રહીને ભોગવે એમ ઇચ્છો છો, એ બધા હકો અને સગવડો હરિજનોને સાથે રાખીને જ ભોગવવી એવો પોતાનો ધર્મ છે, એમ સુધારકોને જો લાગે તો તમે શા સારુ ખળભળી ઊઠો છો? તમે જેઓ પોતાના આચારસ્વાતંત્ર્યની રક્ષા

કરવા માગો છો અને બળાત્કારના વિચારમાત્રનો વાજબી વિરોધ કરો છો તેઓ એમ તો નહીં જ ઇચ્છો કે જે સુધારાની યોજનાઓ તમે જરૂરની માનો છો તે બરાબર તમને ગમે એવી જ રીતે પાર પાડવાને સુધારકો પર બળાત્કાર કરવો જોઈએ. હરિજનોની સ્થિતિ સુધારવાની જરૂર સ્વીકારવામાં તમે આ સુધારકો સાથે એકમત છો; પણ તમે એ દિશામાં કશું દેખાઈ આવે એવું કામ કર્યું નથી, તેથી હું એક વધુ સારો રસ્તો સૂચવવાની હિંમત કરું છું. સુધારકો જે ફાળા ભેગા કરે છે તેમાં તમે ઉદારતાથી દાન આપો, અને તેમને આ સર્વસંમત યોજના પાર પાડવા માટે તમારા આડતિયા તરીકે વાપરો. અને જેમ હિંદુ ધર્મના તમારા અર્થ પ્રત્યે તેઓ આદર રાખે એમ તમે ઇચ્છો છો, તેવી જ રીતે તેમણે કરેલા અર્થ પ્રત્યે તમે આદર રાખો.

અત્યાર સુધીના વ્યવહારમાં, હરિજનો સાથે ભળવાના સુધારકોના પગલાની સામે તમે વાંધો લીધો નથી. તમે તેમને પોતાને રસ્તે જવા દીધા છે. તમે તેમનો બહિષ્કાર કર્યો નથી. ત્યારે હવે આ હિલચાલ પહેલાં કરતાં વધારે વેગવાન અને વધારે વિશાળ થઈ છે તે વખતે તમે વિરોધ કરો એનો કશો અર્થ નથી.

એક મુશ્કેલી હજુ ઊભી રહે છે: “જે જાહેર મંદિરો અને બીજી જાહેર સંસ્થાઓ આજે હયાત છે અને જ્યાં આજે — કેટલીક જગાએ કાયદેસર રીતે, અને બીજી ઘણી વધારે જગાઓએ ગેરકાયદેસર રીતે — હરિજનોને પ્રવેશ કરવાની મનાઈ છે તે મંદિરોનો અને સંસ્થાઓનો ઉપયોગ કરવાનો હક કોનો?” આ મુશ્કેલી ટાળવાનો એક બહુ જ સાદો રસ્તો છે. જો દરેક પક્ષ ક્રોધ અને પરસ્પર અનાદર છોડી દે તો દરેક ગામડામાં અથવા ગામડાંના સમૂહમાં, અને દરેક શહેરમાં અથવા શહેરના દરેક લત્તામાં લોકમતની ગણતરી કરી શકાય; અને જે પક્ષના વિચારની તરફેણમાં બહુમતી હોય તે આ જાહેર મંદિરો અને સંસ્થાઓનો ઉપયોગ કરે. અને જો સનાતનીઓની બહુમતી થાય તો સુધારકો અને હરિજનો માટે સરખી સગવડો પૂરી પાડવાના ખરચમાં સનાતનીઓ સુધારકોને ભાગ આપે. હું સુધારકોને હરિજનો સાથે ગણું છું, કેમ કે જો તેમનામાં તેજસ્વિતા હોય અને તેઓ પોતાની શ્રદ્ધાને આચારમાં ઉતારવા માગતા હોય તો જતે દહાડે તેમના પર એ ફરજ આવી પડવાની છે કે જે સગવડ હરિજનો સવર્ણ હિંદુઓની સાથે સંપૂર્ણ સમાનભાવે ન ભોગવી શકતા હોય એવી એકેએક સગવડનો પોતે ત્યાગ કરવો. આવી નોખી ને સરખી સગવડો ઊભી કરવાનો બધો ખરચ સનાતનીઓએ ભોગવવો જોઈએ; કેમ કે હું તેમના કાગળો જે રીતે સમજ્યો છું અને

જે રીતે મેં વિવરણ કરેલું છે તે જોતાં સનાતનીઓ કબૂલ કરે છે કે જે સગવડો પોતે અત્યાર સુધી ભોગવી છે અને જેનાથી હરિજનોને અત્યાર સુધી અળગા રાખ્યા છે, તે બધી સગવડો મેળવવાનો હરિજનોનો હક છે. જે સ્થિતિ તેઓ કલ્પી લે છે પણ જે સ્થિતિ વસ્તુતઃ હસ્તીમાં નથી તેનો ચિતાર મનમાં ખડો કરીને સનાતનીઓએ ભાગી ન જવું ઘટે. તેઓ ચોખ્ખું સમજી લે કે યરવડાના કરાર પ્રમાણે અને હમણાં સ્થપાયેલા અખિલ ભારત અસ્પૃશ્યતાનિવારણ સંઘના જાહેરનામા પ્રમાણે અસ્પૃશ્યતા-નિવારણમાં મેં વર્ણવી છે એથી વધારે વસ્તુઓનો સમાવેશ થતો નથી. એમાં વર્ણાંતર રોટીબેટી-વહેવારનો સમાવેશ નથી થતો. ઘણા હિંદુઓ, અને હું પોતે, એથી ઘણા આગળ જઈએ તેનાથી સનાતનીઓને ક્ષોભ ન થવો જોઈએ. તેઓ વ્યક્તિગત બુદ્ધિ અને વ્યક્તિગત આચારને ગૂંગળાવાને ન જ ઇચ્છે; અને તેમને જો પોતાની માન્યતા વિષે ઊંડી શ્રદ્ધા હોય તો ભાવિની કલ્પનાથી તેમણે ભડકવું ન જોઈએ. કોઈ અમુક સુધારામાં જો અંદરનો પ્રાણ હશે અને જો તે યુગધર્મને અનુસરીને આવ્યો હશે તો પૃથ્વી પરની કોઈ પણ સત્તા તેના અમોઘ પ્રવાહને રોકી શકવાની નથી.

## રાજકીય મુક્તિનું રોકાણ?

ત્રીજો સવાલ આ છેઃ "આપના સામાજિક અને ધાર્મિક સવાલોના વિચારો તરફ પ્રજાનું ધ્યાન ખેંચીને અને પ્રજા પાસે તેનો સ્વીકાર કરાવવા માટે પ્રચંડ આંદોલન ચલાવીને આપ રાજકીય મુક્તિને રોકતા નથી?" અસ્પૃશ્યતાનિવારણની હિલચાલ ચલાવવા માટે મેં કેદી તરીકે જે મર્યાદાઓ સ્વીકારી છે તેનું ઉલ્લંઘન કર્યા વિના આ સવાલનો વિસ્તૃત જવાબ ન આપી શકાય. પણ હું આટલું કહી શકું કે મને ઓળખનારાઓએ સમજવું જોઈએ કે હું રાજકીય, સામાજિક, ધાર્મિક અને બીજા સવાલો વચ્ચે ન ભૂંસાય એવો ભેદ માનતો નથી. મેં હંમેશાં માન્યું છે કે એ સવાલો એકબીજા પર આધાર રાખનારા છે, અને એકના ઉકેલથી બાકીનાનો ઉકેલ નજીક આવે છે.

મારી પાસે આવતા કાગળો અત્યારે જ એટલા વધી પડ્યા છે કે મને જે બહુ જ થોડી મદદ મળી શકે છે તેટલી મદદથી હું એને પહોંચી શકતો નથી. એ કાગળોમાંથી જે સવાલો મેં ભેગા કર્યા છે તે અહીં પૂરા થતા નથી. બાકીનાની યથાશક્તિ ચર્ચા મારે હવે પછીના લેખમાં કરવી રહી. અહીં હું મારી પર કાગળ લખનારાઓને દયા રાખવાને વીનવવા માગું છું. અત્યાર સુધી મને પહોંચેલા લગભગ બધા કાગળોની મેં કાળજી-

પૂર્વક પહોંચ લખી છે. પણ હવે પછી હું આ લેખમાળા દ્વારા જે કંઈ જવાબ આપી શકું તેનાથી પત્રલેખકો સંતોષ માનવાની કૃપા કરે. અને જો તેઓ ટૂંકાણમાં લખશે અને જ્યારે કંઈક નવું કહેવાનું હોય અથવા હિલચાલના સંબંધમાં ઊભા થતા કોઈ પ્રશ્ન પર નિર્ણય બાંધતાં પહેલાં તેમને પોતાના પ્રશ્નોના જવાબ મારી પાસેથી મેળવવા જ પડે એમ હોય ત્યારે જ લખશે તો તેઓ પોતાને તેમ જ મને ઘણી મદદ કરશે.

## ૯

## વધુ કોયડા*

### શાસ્ત્ર એટલે?

ઘણા પત્રલેખકોએ આ એક બીજો સવાલ પૂછ્યો છે: "આપ કહો છો કે હું શાસ્ત્રને માનું છું. શાસ્ત્રનો આપ શો અર્થ કરો છો એ અમે સમજતા નથી. કેમ કે શાસ્ત્રોએ જેનું સમર્થન કર્યું હોય તેનો આપ આપખુદીથી અસ્વીકાર કરો છો. આપ જે ગીતાને માનો છો તે પણ કહે છે કે શાસ્ત્રને અનુસરીને ચાલવું."

મેં આગલા એક લેખમાં કહ્યું છે તે અહીં ફરી કહેવું જોઈએ કે ગીતાના મુખ્ય સિદ્ધાંતથી અસંગત એવું કશું ગમે ત્યાં છપાયેલું મળે તોપણ મારે મન શાસ્ત્ર નથી. મારા રૂઢિચુસ્ત મિત્રોને આઘાત ન થાય તો હું મારો અર્થ હજુ વધારે સ્પષ્ટ કરવા ઇચ્છું છું. સદાચારનાં વિશ્વમાન્ય મૂળતત્ત્વોથી અસંગત હોય એવા કશાને હું શાસ્ત્રપ્રામાણ્યમાં ગણતો નથી. શાસ્ત્રોનો ઉદ્દેશ એ મૂળતત્ત્વોને ઉખેડવાનો નહીં પણ તેને ટકાવવાનો છે. અને ગીતા મારે માટે સંપૂર્ણ છે એનું કારણ એ છે કે તે આ મૂળતત્ત્વોનું સમર્થન કરે છે, એટલું જ નહીં પણ ગમે તે ભોગે એને વળગી રહેવા માટે આપણને સંગીન કારણો આપે છે. મેં સૂચવેલો સુવર્ણનિયમ ન હોય તો પરસ્પર વિરોધી વચનોના અરણ્યમાં, અને સુંદર રીતે છાપેલા અને એટલી જ સુંદર રીતે બાંધેલા સંસ્કૃત ગ્રંથો, જેને સામસામા પક્ષના પંડિતો અપૌરુષેય ગણાવે છે, તેના ઢગલામાં મારા જેવા પ્રાકૃત જનો ગોથાં ખાયાં જ કરે. સ્મૃતિઓ અનેક છે, ને તેમાંની કેટલીક તો જે નાના પ્રદેશમાં થોડાક લોકો તેને માનતા હોય તે પ્રદેશની બહાર જાણીતી નથી હોતી. એનું મૂળ અથવા એ રચાયાની તારીખ કોઈ બતાવી શકતું નથી. એવો એક

---

* આઠમું નિવેદન, તા. ૧૭-૧૧-૧૯૩૨

ગ્રંથ મેં દક્ષિણમાં જોયેલો. આ ગ્રંથ વિષે જ્યારે સાક્ષર મિત્રોને પૂછ્યું ત્યારે તેમણે કહ્યું કે એમને એની કશી ખબર નથી. આગમોની સંખ્યા પણ નાનીસૂની નથી. એમને તપાસતાં જણાય છે કે તેઓ પરસ્પર વિરોધી હોય છે, અને જે નાના ક્ષેત્રમાં તેનો સ્વીકાર થયો હોય તેની બહાર પ્રમાણભૂત ગણાતા નથી. જો આ બધા ગ્રંથો હિંદુઓને માટે પ્રમાણભૂત ગણાય તો એવો એકે અનાચાર નથી જેને માટે શાસ્ત્રનો આધાર ન મળે. અને પ્રાચીન મનુસ્મૃતિમાંથી પણ જો શંકાસ્પદ પ્રામાણ્યવાળા શ્લોકો કાઢી નાખવામાં ન આવે તો એ આખા મહાન ગ્રંથમાં જે ઊંચામાં ઊંચો નૈતિક ઉપદેશ ઠેકઠેકાણે વેરાયેલો છે તેનાં વિરોધી વાક્યો કેટલાંયે મળી આવે. તેથી ભગવદ્‌ગીતામાં એક જ જગાએ જ્યાં 'શાસ્ત્ર' શબ્દ આવે છે ત્યાં મેં એનો અર્થ ગીતા બહારનો કોઈ ગ્રંથ કે વિધિવાક્ય એવો નથી કર્યો, પણ એનો અર્થ કોઈ જીવન્ત પ્રમાણભૂત વ્યક્તિમાં મૂર્તિમંત થયેલો સદાચાર છે. હું જાણું છું કે એથી આ ટીકાકારને સંતોષ નહીં થાય. અને પ્રાકૃત માણસ તરીકે હું કોઈને દોરી ન શકું, પણ હું શાસ્ત્રનો ચોકસ શો અર્થ કરું છું એ જણાવીને મારા ટીકાકારોની જિજ્ઞાસા તૃપ્ત કરી શકું.

## ઈશ્વરી પ્રેરણા અને અંતર્નાદ

બીજો એક આ સવાલ એટલા જ આગ્રહથી ફરી ફરીને પુછાય છે: "ઈશ્વરી પ્રેરણા અને અંતર્નાદનો અર્થ આપ શો કરો છો? અને જો દરેક માણસ પોતાને એવી પ્રેરણા થયાનો દાવો કરે અને દરેક જણ પોતાના પડોશીઓથી સાવ જુદી રીતે વર્તે તો આપની અને દુનિયાની શી દશા થાય?"

આ સારો સવાલ છે. ઈશ્વરે જો આત્મરક્ષાને સારુ સગવડ ન કરી રાખી હોત તો આપણી માઠી દશા થાત. તેથી એ દાવો ભલે બધા કરે, પણ એ સાચો પાડી બતાવનારા તો થોડાક જ નીકળશે. કોઈ દુન્યવી રાજાની આજ્ઞાનુસાર ચાલવાનો ખોટો દાવો કરનારની જેટલી બૂરી દશા થાય, તે કરતાં વધારે બૂરી દશા, ઈશ્વરની પ્રેરણા કે અંતર્નાદની આજ્ઞાનુસાર ચાલવાનો ખોટો દાવો કરનારની થશે. પહેલો તો પકડાશે તો શારીરિક સજા પામીને છૂટી જશે, પણ બીજો તો શરીર અને આત્મા ઉભય સહિત વિનાશ પામશે. ઉદાર મનના ટીકાકારો મારા પર દગાનો આરોપ મૂકતા નથી, પણ કહે છે કે હું ભારે ભ્રમણામાં પડેલો હોવાનો સંભવ છે. તોપણ મારે માટે એનું પરિણામ હું જૂઠો દાવો કરતો હોઉં એથી બહુ જુદું ન આવે. મારા જેવા નમ્ર શોધક હોવાનો દાવો કરનારે અત્યંત સાવચેત રહેવું જોઈએ અને મનનું સમતોલપણું સાચવવું જોઈએ. ઈશ્વર પ્રેરણા કરે તે પહેલાં તેણે

શૂન્યવત્ બની જવું પડે છે. આ વસ્તુ વિષે હું વધારે ન કહું. મેં જે દાવો કર્યો છે તે અસાધારણ નથી તેમ મારે એકલાને વિષે પણ નથી. જેઓ ઈશ્વરને પૂરેપૂરા શરણે જાય છે તે સૌના જીવનનો તે નિયામક બને છે. ગીતાની ભાષામાં, જેમણે સંપૂર્ણ અનાસક્તિ એટલે કે આત્મવિલોપન સાધ્યું છે તેમની મારફતે ઈશ્વર પોતાનું કામ સાધે છે. આમાં ભ્રમણાનો પ્રશ્ન જ નથી રહેતો. મેં એક સાદું શાસ્ત્રીય સત્ય રજૂ કર્યું છે. જેનામાં એવી લાયકાત મેળવવાની ઇચ્છા અને ધીરજ હોય તે સૌ એની કસોટી કરી શકે છે. એ લાયકાત પણ સમજવામાં અતિશય સાદી અને જ્યાં નિર્ધાર હોય ત્યાં પ્રાપ્ત કરવી સહેલી છે. છેવટે, મારા દાવાને વિષે કોઈએ ચિંતા કરવાની જરૂર નથી. હું લોકોને જે કરવાનું કહું છું તે બુદ્ધિની કસોટીએ ચડી શકે એવું છે. હું ચાલ્યો જઈશ ત્યારે પણ અસ્પૃશ્યતા દૂર કરવાની તો રહેશે. ઉપવાસની પ્રેરણા ઈશ્વરે કરેલી છે કે નહીં એની ફિકર મારા નિકટમાં નિકટના સાથીઓએ પણ કરવાની જરૂર નથી. તેઓ મારી પ્રત્યેના પ્રેમને લીધે આ કાર્યમાં બેવડા ઉત્સાહથી કામ કરે, એ તો આપત્તિ નહીં જ ગણાય; પછી ભલેને એમ માલૂમ પડે કે ઉપવાસ એ એક મનસ્વી મિત્રનું બેવકૂફીનું પગલું હતું. જેમને મારે વિષે પ્રેમ કે વિશ્વાસ નથી તેમના પર ઉપવાસની અસર થવાની નથી. તેથી મારા ધારેલા ઉપવાસની અથવા એ વિષેના મારા દાવાની વાત ફરીફરીને કર્યાં કરવાથી પ્રજા મૂંઝાય છે, અને રાષ્ટ્રની સામે જે મહાન કાર્ય પડેલું છે તેમાંથી ધ્યાન આડું દોરાય છે. તેથી મારી પાસેના ઢગલાબંધ કાગળોમાંથી વીણી કાઢેલાં થોડાંક ચિત્રો તરફ વાચકનું ધ્યાન ખેંચી આ લેખ પૂરો કરીશ.

### હરિજનના વાસ

આ એક ચિત્ર વિલેપારલેનું છે. ત્યાં હિંદુઓની તેમ જ બીજી કોમોની વસ્તી છે. વિલેપારલેમાં સુમારે ૧૭૦૦ ઘર છે. મ્યુનિસિપાલિટીને રૂા. ૭૦,૦૦૦ની આવક છે, તેમાંથી રૂા. ૩૧,૦૦૦ સફાઈકામ પાછળ વપરાય છે. ભંગીઓને જે લત્તામાં રાખવામાં આવે છે ત્યાં નથી પાકા રસ્તા, નથી પાણીની ગોઠવણ, નથી સ્વચ્છતાની સગવડ. જમીન પણ નીચાણમાં છે. ઝૂંપડાં એ એક વખતે પાયખાનાં માટે વપરાયેલા ડબાનાં પતરાંનાં બનાવેલાં ખોલકાં છે. દીવાબત્તીની સગવડ નથી. પાસે જ પરાનો કચરો નાખવાનો ઉકરડો છે. તેમાંથી હમેશાં દુર્ગંધ છૂટ્યાં કરે છે. એની જોડાજોડ પાયખાનાંની મોટરોના ખટારા રાખવાની જગા છે. આની સાથે મેલા ડબા ધોવા માટે પાણીનો એક નળ જોડેલો છે. મુકાદમ જો ભલો હોય તો ભંગીઓને આ નળે પાણી ભરવા દે! બીજી બાજુ ઘરોનાં

બાજરૂની ડોલો જેમાં ઠાલવવામાં આવે છે એ ગાડાંની હાર પડેલી છે. આ સ્થિતિમાં ભંગીઓને જિંદગી કાઢવી પડે છે. આ ઝૂંપડાંની આસપાસ જે ખેતરો છે તે ઘણી વાર પાણીથી ભરાઈ જાય છે ને તેમાંથી મચ્છર પેદા થાય છે ને વીંછી, સાપ, ઉંદર ભરાઈ રહે છે. આ સ્થિતિમાં ૩૧ કુટુંબો રહે છે. એમાં ૩૫ પુરુષો, ૨૫ સ્ત્રીઓ, ૩૪ છોકરા અને ૧૫ છોકરીઓ છે. ૧૦૯ માણસની આ વસ્તીમાંથી ફક્ત ૯ છોકરા માંડ કંઈક વાંચીલખી શકે છે. બાકીનાં બધાં સાવ નિરક્ષર છે. આ પરું એવું છે કે ત્યાંના રહેવાસીઓમાં જો આ મનુષ્ય ભાઈબહેનો વિષે કંઈ પણ વિચાર હોય તો તેમને માટે તેઓ સ્વચ્છ ઘરોમાં સ્વચ્છતાથી રહેવાની સગવડ આપી શકે, અને પાણી, દીવાબત્તી વગેરે શહેરી જીવનની જે સગવડો છે તે બધી પૂરી પાડી શકે. અહીં સનાતનીઓ તેમ જ સુધારકો બંનેને માટે કામ છે. વિલેપારલેની મ્યુનિસિપાલિટીની આવક ફક્ત ૭૦ હજારની છે તેમાંથી તે ૩૧ હજારની મોટી રકમ પાયખાનાંની સફાઈ માટે વાપરે છે એમ કહેવું એ મારી ફરિયાદનો જવાબ નહીં ગણાય. હું જાણું છું કે વિલેપારલેના રહેવાસીઓ એટલા શ્રીમંત છે કે તેઓ આ ઉપયોગી સમાજસેવકોને અર્થે પોતાના પર ખાસ કર નાખી શકે એમ છે. પણ એને હું ધીમી ક્રિયા ગણું. ત્યાંના હિંદુ રહેવાસીઓનો પ્રથમ ધર્મ એ છે કે રાતોરાત સારું ઉઘરાણું કરવું અને ભંગીઓને માટે સગવડવાળાં ઘર અને બીજી સગવડો કરી આપવી. તેઓ જો એટલું કરે તોપણ પોતાનાં ભાઈભાંડુ પ્રત્યેની એક સાદી ફરજ તેમણે મોડે મોડે બજાવી કહેવાશે. તેઓ આટલું કરે પછી તેઓ ભંગીઓને કંઈક સુખે રહેવાની સગવડ આપવા જે વાર્ષિક ખરચ કરવું જ પડવાનું છે તેને સારુ મ્યુનિસિપાલિટીમાં હિલચાલ કરે એ બરાબર ગણાય.

બરાબર આવું જ ચિત્ર અખિલ ભારત અસ્પૃશ્યતાનિવારણ સંઘના અવિશ્રાંત મંત્રી શ્રી. ઠક્કરબાપાએ સંઘ તરફથી આદરેલા પ્રવાસમાં તપાસેલા ભંગીઓના વાસનું દોર્યું છે. બિહાર પ્રાંતમાં દાનાપુરમાં અને પટણાની આસપાસ એવા વાસોની દશા વિષે તેમણે દુઃખદાયક કથની વર્ણવી છે. શાસ્ત્રમાં અસ્પૃશ્યતા વિષે શું છે ને શું નથી એના વ્યર્થ ઝઘડામાં પડવાને બદલે આપણે દરેક જણ હરિજનોની દુર્દશા સુધારવાના કામમાં રોકાઈ જઈએ તો કેવું સારું! મને લખનારા તમામ વિદ્વાન પત્રલેખકોને આમાં પૂરતું ને તેથીયે વધુ કામ મળી રહે એમ છે; કેમ કે એમણે લગભગ સૌએ મને ખાતરી આપી છે કે હરિજનોની આર્થિક અને નૈતિક સ્થિતિ સુધારવાની ઇચ્છામાં તેઓ કોઈનાથી ઊતરે એમ નથી.

## ૧૦

# ધર્મરક્ષાને કાજે*

### મતગણતરી

જાન્યુઆરીની પહેલી તારીખ નજીક આવતી જાય છે તેમ તેમ ગુરુવાયુર વિષેના કાગળો વધતા જાય છે. એ કાગળોમાંથી ઊભા થતા પ્રશ્નોના એકે એકે જવાબ આપવાને બદલે મારી સ્થિતિનું જાહેર નિવેદન કરીને એ બધાનો જવાબ આપવો કદાચ સહેલો પડશે. જો જાન્યુઆરીની બીજી તારીખ પહેલાં ગુરુવાયુરના મંદિરમાં હરિજનોને સવર્ણ હિંદુઓના જેટલી જ છૂટથી પ્રવેશ નહીં મળે તો તે તારીખે ઉપવાસ શરૂ થશે. પણ જો એમ ચોક્સ માલૂમ પડે કે પડોશમાં વસતા અને મંદિરમાં જનારા હિંદુઓ હરિજનોના મંદિરપ્રવેશની વિરુદ્ધ છે, અથવા જો એમ ચોક્સ જણાય કે હરિજનો માટે મંદિર ખુલ્લું મૂકવાને સૌ આતુર છે પણ આવતી બીજી જાન્યુઆરી પહેલાં ન ટળી શકે એવી કાયદાની મુશ્કેલી નડે છે, તો મારો ઉપવાસ મુલતવી રહેશે. મારી પાસે આવેલા ઘણાખરા કાગળોમાં મને ખાતરી આપવામાં આવેલી છે કે મંદિરમાં જનારાઓ મંદિરમાં હરિજનોને દાખલ કરવાની તરફેણમાં છે. એક બે પત્રલેખકો આ વાતનો સખત વિરોધ કરે છે, અને કહે છે કે જો યોગ્ય રીતે મતગણતરી કરવામાં આવે તો બહુ જ મોટો ભાગ હરિજનોના પ્રવેશની વિરુદ્ધ છે એમ જણાઈ આવશે. આ પત્રલેખકોએ પોતાના અભિપ્રાયના સમર્થનમાં કશો પુરાવો આપ્યો નથી, જ્યારે બીજાઓ કહે છે કે તેમણે પોતાની રીતે મતગણતરી કરી છે અને તેનું પરિણામ હરિજનોના મંદિરપ્રવેશની તરફેણમાં આવ્યું છે. જો રૂઢિચુસ્ત લોકો સંમત થાય તો બંને પક્ષે નીમેલા મધ્યસ્થોની હાજરીમાં તરત જ લોકમતની ગણતરી કરી શકાય. ગયા શનિવારે 'ટાઈમ્સ ઑફ ઇંડિયા'ના ખબરપત્રીના સવાલનો જવાબ આપતાં મેં જે યોજના સૂચવી છે તે અહીં ફરી આપવાની જરૂર નથી. ગમે તેમ હો, સુધારક પક્ષે બિલકુલ વખત ગુમાવ્યા વિના પોતાના કથનને નિર્વિવાદ પુરાવાથી સબળ બનાવવું જોઈએ.

### ચાવી ઝામોરિનના હાથમાં

પણ તેઓ કહે છે કે મંદિરમાં જનારાઓના બહુ જ મોટા ભાગનો અભિપ્રાય તેમની તરફેણમાં હોય તોપણ મંદિરની ચાવી ઝામોરિનના હાથમાં

---

* નવમું નિવેદન, તા. ૨૮–૧૧–૧૯૩૨

છે. એ વાતમાં શાબ્દિક સત્ય છે ખરું, પણ ઝામોરિન મંદિરના માલિક નથી: તેઓ ટ્રસ્ટી હોઈ મંદિરમાં જનારના પ્રતિનિધિ છે. તેથી પ્રજાના મોટા ભાગે સ્પષ્ટપણે પ્રગટ કરેલી ઇચ્છાનો તેઓ વિરોધ ન કરી શકે. જો કાયદાની કંઈ મુશ્કેલીઓ હોય તો તે તેમણે દૂર કરવી જોઈએ, અને તેઓ તેમ ન કરે તો એનો અર્થ એટલો જ છે કે તેમને પોતાના સ્પષ્ટ કર્તવ્યનું પાલન કરવાની ફરજ પાડવા જેટલો લોકમત પ્રબળ થયો નથી. એટલે મારો ઉપવાસ લોકમતને એટલો પ્રબળ બનાવશે જેથી એનો પ્રભાવ પડ્યા વિના ન રહે. એટલે ખરું જોતાં મંદિરની ચાવી પ્રજાના હાથમાં છે. પણ કાયદાનું એક સૂત્ર છે કે કાયદો અથવા ન્યાય જાગતાને મદદ કરે છે, આળસુને નહીં. તેથી કેરળ પ્રાંતના સુધારકોએ ઝામોરિનને દોષ દેવો ન ઘટે. ઝામોરિનને વિષે દુષ્ટ હેતુનું આરોપણ કરવું એમાં અવિવેક અને અન્યાય છે. તેઓ જો હરિજનો માટે મંદિર ખુલ્લું મૂકવા તૈયાર ન હોય તો આપણે માનવું જોઈએ કે પ્રજાની માગણી તેમને ગળે ઊતરી નથી. તે ના પાડે તો આપણે એમને ગાળ દેવી ન ઘટે, પણ આપણા પક્ષની નબળાઈ શોધવી ઘટે. આ પ્રજાની સ્પષ્ટ રીતે પ્રગટ કરેલી ઇચ્છા છે અને ઝામોરિન પ્રજાના પ્રતિનિધિ હોઈ એ તરછોડી ન શકે એવી લાગણી પ્રજામાં પેદા થાય એમાં જ વધારે ગૌરવ અને ઔચિત્ય છે.

ગુરુવાયુરનો પ્રશ્ન આખા રાષ્ટ્રનો પ્રશ્ન થઈ ચૂક્યો છે. આખા હિંદુસ્તાનમાં સવર્ણ હિંદુઓ જાગ્રત થાય અને પોતાનો મત જાહેર કરે કે પોતે ગુરુવાયુરના મંદિરમાં હરિજનોને પ્રવેશ મળે એમ ઇચ્છે છે. આવા પ્રામાણિકપણે અને સ્વતંત્રપણે પ્રગટ કરેલા અભિપ્રાયની શક્તિ અમોઘ થઈ પડશે.

હું સુધારકોને ચેતવણી આપી ચૂક્યો છું કે તેમનાથી રૂઢિચુસ્ત સનાતનીઓ, અથવા વાઇસરૉયને કરેલી અરજીમાં તેમણે જે નામ ધારણ કર્યું છે તે વાપરીએ તો 'નાફેરવાદીઓ' વિષે અઘટિત ભાષા ન જ વપરાય. તેમને પોતાનો અભિપ્રાય ધરાવવાનો હક છે. હું અસ્પૃશ્યતાના સવાલને મુખ્યત્વે ધાર્મિક ગણું છું, એટલે હું ઇચ્છું છું કે સુધારકો અને નાફેરવાદીઓ એકબીજા પર દુષ્ટ હેતુનો આરોપ મૂક્યા વિના ધાર્મિક ભાવનાથી કામ કરશે. કોઈ પણ સુધારો બળાત્કારથી ન કરાવી શકાય, ન કરાવવો જોઈએ; તો પછી ધાર્મિક સુધારામાં તો બળાત્કાર કેમ જ કરાય? આગામી ઉપવાસનાં મર્યાદા અને ઉદ્દેશ મેં ફરી ફરીને અસંદિગ્ધ શબ્દોમાં વર્ણવ્યાં છે.

## મારી ધર્મશ્રદ્ધા

પણ એક સજ્જને પોતાની તેમ જ બીજાની વતી ગુજરાતીમાં નીચેની મતલબનો કાગળ લખ્યો છે :

"હું કોઈના પર બળાત્કાર નથી કરવા માગતો એમ આપ કહો એ બધું ઠીક છે, પણ આપના વલણને લીધે કેટલાક લોકોને પોતાની મરજી વિરુદ્ધ વર્તવાની ફરજ પડ્યા વિના રહેવાની નથી. અમને કેટલાકને આપના ધાર્મિક મત કે આપના ધાર્મિક સુધારા વિષે જરાયે માન નથી, પણ આપની રાજકીય શક્તિ માટે આપ જીવો એમ અમે ઇચ્છીએ છીએ. અને તેથી આપ ઉપવાસ કરવાની જિદ્દ પકડશો તો અમારે અમારી માન્યતાઓ ગજવામાં મૂકીને પણ આપની મંદિરપ્રવેશની લડતમાં આપને મદદ કરવી પડશે. આ જો બળાત્કાર ન હોય તો એ શબ્દનો અર્થ અમે સમજતા નથી."

મારો જવાબ આ છે. હિંદુસ્તાનમાં હું અગ્રેસર ગણાઉં છું, એટલા માટે હું મારી દીર્ઘકાળથી સેવેલી દૃઢ માન્યતાઓ છોડી દઉં એવી અપેક્ષા ન રાખવી જોઈએ; અથવા તો રાજકીય ક્ષેત્રમાં મારો કંઈક પ્રભાવ પડે છે એ કારણે મારી સામાજિક પ્રતિષ્ઠા કે રાજકીય સત્તા ટકાવી રાખવા સારુ મારાથી મારી ધર્મશ્રદ્ધાનું સાટું ન કરી શકાય કે તેના પર રચાયેલી હિલચાલને બંધ ન પાડી શકાય. બીજું બધું એ ધર્મશ્રદ્ધા આગળ ગૌણ છે ને એમાંથી જ ઉદ્ભવેલું છે. એને ફગાવી કે દબાવી દેવાનું મને કહેવું એ મને આપઘાત કરવાનું કહેવા કરતાંયે ભૂંડું છે. હું એમ પણ કહેવાની હિંમત કરું કે જેઓ મારી પ્રતિષ્ઠા કે રાજકીય પ્રભાવ વિષેના પોતાના આદર કરતાં પોતાની માન્યતાઓને ગૌણ માને છે તેમની કંઈ પણ માન્યતાઓ હોય તો તે છીછરી જ હોવી જોઈએ. માન્યતાઓ એથી વધુ ઊંડી ને અવિચળ હોય છે. માણસોએ પોતાની માન્યતાઓને ખાતર સર્વસ્વ હોડમાં મૂક્યાના દાખલા આપણે જાણીએ છીએ. એટલું થયા પછી જ માન્યતાને ધર્મની પદવી મળે.

### ભગવાનને ભરોસે

આ જ સજ્જન પૂછે છે :

"બિચારા ઝામોરિન શું કરે? એક બાજુ આપ અને શ્રી કેલપ્પન ઉપવાસ કરશો. બીજી બાજુ એક હજાર નાફેરવાદીઓએ એમ જ કરવાનો સંકલ્પ કર્યો કહેવાય છે. ત્યારે ઝામોરિન કોને રાજી કરે?"

હું જરા પણ સંકોચ વિના જવાબ આપું છું કે ઝામોરિને એકે પક્ષને રાજી કરવાનો નથી. તેમણે સત્યનારાયણને રાજી કરવાના છે. તેમણે પોતાના ધર્મનું પાલન કરવાનું છે, ને તેમ કરતાં હજારો નાફેરવાદીઓની,

શ્રી કેલપ્પનની અને મારી આહુતિ આપવી પડે તો તે આપવાની હિંમત તેમનામાં હોવી જોઈએ. તો તેઓ આજની તેમ જ ભવિષ્યની પેઢીઓના આદરને પાત્ર થશે. ઉપવાસી સંઘની સંભાળ તો ભગવાન રાખશે. ઉપવાસ કરનારા પોતાને જે સત્ય દેખાય છે તેની રક્ષા કરવાને માટે ઉપવાસ આદરશે, અને સત્યનારાયણને એમનું જે કરવું હશે તે કરશે. જો તેમનો ઉપવાસ અંતરની પ્રેરણાથી થયેલો હશે તો ઉપવાસમાં જ એમને એનું ફળ મળી રહેશે, અને જે હેતુને માટે એ આદરેલો તે સિદ્ધ થયેલો દેખાય કે ન દેખાય પણ ઉપવાસ કરનારાઓનું તો શ્રેય જ થશે.

## ઈશ્વર અને અંતર્નાદ

આ જ સજ્જન વળી પૂછે છે:

"પણ આપ ઈશ્વરી પ્રેરણાની, અંતર્નાદની ને એવી બધી વાતો કરો એ તો ઠીક છે. બીજા પણ એવો દાવો કરી શકે અને કરે પણ છે. પણ અમારા જેવા જેમને અંતર્નાદ નથી અને જેમની પાસે લોકો આગળ વારેઘડીએ બતાવવાનો ઈશ્વર નથી તેમણે શું કરવું ને એમાંથી ક્યા પક્ષ પર આસ્થા રાખવી?"

હું તો આટલું જ કહી શકું: તમે પોતા સિવાય બીજા કોઈના પર આસ્થા ન રાખો. તમારે તમારો જ અંતર્નાદ સાંભળવાનો પ્રયત્ન કરવો જોઈએ. પણ 'અંતર્નાદ' શબ્દ તમારે ન જોઈતો હોય તો 'બુદ્ધિનો અવાજ' એ શબ્દ વાપરો. એ અવાજને તમારે અનુસરવું જોઈએ. અને જો તમારે ઈશ્વરને આગળ ન ધરવો હોય તો તમે બીજી કોઈ વસ્તુને આગળ ધરવાના જ એમાં મને શંકા નથી. એ વસ્તુ અંતે ઈશ્વરરૂપ જણાશે, કેમ કે સદ્ભાગ્યે આ વિશ્વમાં ઈશ્વર સિવાય બીજી કોઈ વ્યક્તિ કે વસ્તુ છે જ નહીં. હું એમ પણ કહું કે અંતર્નાદની પ્રેરણાથી વર્તવાનો દાવો કરનાર દરેક જણને એ પ્રેરણા નથી હોતી. બીજી બધી શક્તિઓની જેમ આ શાંત, સૂક્ષ્મ અંતર્નાદને સાંભળવાની શક્તિ મેળવવાને, કદાચ બીજી કોઈ પણ શક્તિની પ્રાપ્તિ માટે જોઈએ તે કરતાં વધારે પૂર્વાભ્યાસ અને સાધનાની જરૂર રહે છે. અને જો દાવો કરનાર હજારોમાંથી થોડાક પણ પોતાનો દાવો સિદ્ધ કરવામાં સફળ નીવડે તો એટલાને ખાતર પણ લેભાગુ લોકોનો દાવો ચાલવા દેવાનું ને સાંખવાનું જોખમ વહોરવું પડે તો વહોરવા જેવું છે.

## એક જ વૃક્ષની શાખાઓ

આટલું આ ગુજરાતી પત્રલેખકને વિષે. હવે અંગ્રેજીમાં લખનાર એક સજ્જનના પ્રશ્નની ચર્ચા કરીને આ લેખ મારે સમાપ્ત કરવો જોઈએ. આ સજ્જનનો કાગળ લાંબો ને વિસ્તૃત દલીલોથી ભરેલો છે, પણ મને લાગે છે કે નીચે આપેલા સારમાં એમના કહેવાનો આશય આવી જાય છે:

"અત્યાર સુધી આપનામાં કોમવાદ લવલેશ નહોતો એ હું જાણું છું, પણ હવે આપ એકાએક કોમી લેબાસમાં પ્રગટ થયા છો. સ્વરાજને ખાતર કે કોમી એકતાને ખાતર આપ ઉપવાસ કરત તો હું તે સમજી શકત ને વાજબી ગણત. પણ હિંદુ ધર્મ માટેનો આપનો આ ઉપવાસ હું સમજી શકતો નથી. મેં આપને કદી હિંદુ માન્યા નથી, સંકુચિત હિંદુ તો હરગિજ માન્યા નથી. હરિજનો જેઓ મંદિરમાં જવા માગતા નથી તેમને માટે મંદિર ખુલ્લાં મૂકવાનો શો અર્થ?"

આ સવાલ મને ગમે છે. હું જેવો છું તેથી જુદો કોઈની આગળ દેખાવાની મારી બિલકુલ ઇચ્છા નથી. મને હિંદુ ધર્મની કે હિંદુ જાતિની શરમ નથી. હું સંકુચિત હોવાનો સદંતર ઇનકાર કરું છું. કોઈ સંકુચિત સંપ્રદાય મને એક ક્ષણ પણ બાંધી ન શકે એવી મારી માન્યતા છે. અને અસ્પૃશ્યતાના 'અદકેરા અંગ'થી હિંદુ ધર્મ સંકુચિત સંપ્રદાય બની જાય એ કારણે જ મેં અસ્પૃશ્યતા સામે બળવો કર્યો છે. અને એ કલંકને ધોવા માટે મારે પ્રાણાર્પણ કરવું પડે તોયે હું એને સોંઘો સોદો ગણું. મારામાં કોમવાદ બિલકુલ નથી, કેમ કે મારા હિંદુ ધર્મમાં સૌનો સમાસ થાય એમ છે. એને નથી ઇસ્લામનો વિરોધ, નથી ખ્રિસ્તી ધર્મનો વિરોધ કે નથી બીજા કોઈ પણ ધર્મનો વિરોધ. એને તો ઇસ્લામ પ્રત્યે સદ્ભાવ છે, ખ્રિસ્તી ધર્મ પ્રત્યે સદ્ભાવ છે, જગતના બીજા તમામ પ્રચલિત ધર્મો પ્રત્યે સદ્ભાવ છે. મારે મન હિંદુ ધર્મ એ એક જ મહાવૃક્ષની અનેક શાખામાંની એક છે. એ ભિન્ન ભિન્ન શાખાઓના એકત્રિત બળ અને ગુણ પરથી જ આપણે એ વૃક્ષનાં મૂળની અને તેના ગુણની કિંમત આંકીએ છીએ. અને જો હું જેના પર બેઠેલો છું ને જે મને પોષણ આપે છે તે હિંદુ શાખાની સંભાળ લઉં તો મેં બીજી શાખાઓની પણ સંભાળ લીધી જ ગણાય. જો હિંદુ શાખાને ઝેર લાગેલું હોય તો એ ઝેર બીજી શાખાઓમાં પણ ફેલાવાનો સંભવ છે. જો એ શાખા સુકાઈ જાય તો એના સુકાવાથી વૃક્ષની શક્તિ ઓછી થશે.

## સવર્ણોનું પ્રાયશ્ચિત્ત

આ પત્રલેખક અને એમના જેવા વિચારવાળા જો અત્યાર સુધીનું મારું કહેવું સમજ્યા હોય તો તેઓ જોઈ શકશે કે જો આ મારી કલ્પનાના હિંદુ ધર્મ માટે મરવાનું સદ્ભાગ્ય ઈશ્વર મને આપશે તો મેં સર્વ કોમોની એકતા માટે તેમ જ સ્વરાજ માટે પૂરતું પ્રાણાર્પણ કર્યું ગણાશે. છેવટે, હું અગાઉ કહી ચૂક્યો છું તે ફરીથી કહું છું કે મંદિરો ખૂલે તો હરિજનો તેમાં જવા માગે કે નહીં એ પ્રશ્ન અપ્રસ્તુત છે. અસ્પૃશ્યતાનિવારણ એ હરિજનો

પર ઉપકાર કરવાની વાત નથી. એ તો સવર્ણ હિંદુઓએ કરવાનું પ્રાયશ્ચિત્ત અને આત્મશુદ્ધિ છે, અને હિંદુ મંદિરો હરિજનો માટે ખુલ્લાં મૂકવાં ને તેમાં તેમને નોતરવા એ સવર્ણોએ કરવાનાં અનેકમાંનું એક પ્રાયશ્ચિત્ત છે.

## ૧૧

# સત્યાગ્રહીનું અંતિમ શરણ

[ગાંધીજીએ ત્રીજી ડિસેંબરે જે ઉપવાસ કરેલો ને જેને કારણે આખા દેશમાં ભારે ચિંતા ફેલાઈ હતી તેનાં કારણો સમજાવતાં બીજે દિવસે એટલે તા. ૪થીએ ગાંધીજીએ અસ્પૃશ્યતાનિવારણ સંઘના સભ્યોને આખા પ્રકરણનો સાર નીચે મુજબ કહી સંભળાવ્યો.]

### ઉપવાસનું મૂળ

ઉપવાસના મૂળ કારણ વિષે અને સરકારની ને મારી વચ્ચે જે ઘટનાઓ બની તેને વિષે મારે જે કહેવું હોય તે કહેવાની પરવાનગી ઇન્સ્પેક્ટર જનરલે મને આપી છે, છતાં તેમણે આપેલી છૂટનો પૂરો લાભ લેવાની મારી ઇચ્છા નથી. હું તમને જે બન્યું છે એનો સાર આપી દઈશ, જેથી તમારી અસ્વસ્થતા મટે ને મારી સ્થિતિ વિષે ગેરસમજ ન પેદા થાય.

તમે જાણીને રાજી થશો કે ગઈ કાલે મેં જે ઉપવાસ શરૂ કરેલો તે હમણાં અહીં આવતાં પહેલાં જ છોડ્યો છે. મારી સ્થિતિ અસાધારણ છે. જોકે મેં મારું હૈયું કઠણ કરી નાખ્યું છે, છતાં કેટલીક એવી વસ્તુઓ છે જેની મારા હૃદય પર બહુ જ તીવ્ર અસર થાય છે. મહત્ત્વની બાબતો વિષે મારા મનમાં તારતમ્ય નથી, અને મારામાં જેમ મોટા કામને સારુ પ્રાણાર્પણ કરવાની શક્તિ છે તેટલી જ શક્તિ મારામાં સાથીના જીવનને સારુ મારા પ્રાણ પાથરવાની પણ છે. હવે આ બાબતમાં મારી સામે સવાલ એ હતો કે મારે એક પ્રિય સાથીને મરવા દઈને બેપરવાઈથી જીવવું કે એમની જિંદગી બચાવવાના પ્રયત્નમાં મારી જિંદગી જોખમમાં નાખવી?

અપ્પાસાહેબ પટવર્ધન જેમનું નામ મેં સાંભળ્યું કે છાપાંમાં આવી ચૂક્યું છે તેઓ રત્નાગિરી જેલમાં કેદી છે. તેઓ મારા પ્રિય સાથી છે. અપ્પાસાહેબ શુદ્ધ કુંદન છે. તે સોએ સો ટકા સત્યનિષ્ઠ છે. જેલના નિયમોમાંથી પસાર થઈને મારી પાસે ખબર આવ્યા કે અપ્પાસાહેબને હરિજનોની સેવા કરવી હતી તે તેમને ન કરવા દેવામાં આવી એટલા માટે તેમણે ઓછામાં ઓછો—કાયામાં પ્રાણ ટકી રહે એટલો જ ખોરાક લેવો

શરૂ કર્યો છે. મેં સરકારને લખી શકાય એટલી સૌમ્યમાં સૌમ્ય ભાષામાં લખ્યું કે જો અપ્પાસાહેબને રાહત આપવામાં નહીં આવે તો જે વેદના ને હાડમારી તેઓ ભોગવી રહ્યા છે તે જ મારે પણ ભોગવવી પડશે. મેં કહ્યું કે મારે ઉપવાસ કરવો પડશે. હું જો એમને પડતા મૂકું તો હું હરિજનોને પણ પડતા મૂકી શકું. અને જે માણસ સાથીઓને પડતા મૂકે છે તેની ઝાઝી કિંમત નથી. મારે ટૂંકી નોટિસ આપવી પડી કેમ કે મારી પાસે બીજો રસ્તો નહોતો. જોકે હું જાણું છું કે અપ્પાસાહેબ વજ્રછાતીના માણસ છે છતાં અતિઅલ્પ આહાર કરનારને જે વેદના ભોગવવી પડે તેની કલ્પના મને હતી, એટલે મારે ટૂંકી નોટિસ આપ્યા વિના છૂટકો નહોતો. મને કહેતાં આનંદ થાય છે કે મારો ઉપવાસ હું તોડી શક્યો એવા સંજોગો ઊભા થયા છે, છતાં એનો અર્થ એવો નથી કે આ પ્રકરણનો અંત આવ્યો છે. જેલખાતાના ઇન્સ્પેક્ટર જનરલ જેઓ અહીંયાં હતા તેઓ સરકાર જોડે મસલત ચલાવી રહ્યા છે ને બુધવારે સવારે કે તે પહેલાં સરકારનો નિર્ણય મેળવવાની આશા રાખે છે. એ નિર્ણય આવે ત્યાં સુધી મેં ઉપવાસ મોકૂફ રાખ્યો છે. પણ મને આશા છે કે મારે એ ફરી શરૂ નહીં કરવો પડે.

મારી શારીરિક સુખાકારીને વિષે તો હું કહું કે મારી સંભાળ અહીં રખાય છે તેના કરતાં સારી ક્યાંયે ન રાખી શકાય. અને કોઈ એમ ન માની લે કે સરકારને મારી જિંદગી વિષે જરાયે પરવા નથી કે તે મને જેલમાં મરેલો જોવા ઇચ્છે છે. મને છોડવાનો જ હોય તો મને મારી ઉંમરના પ્રમાણમાં પૂરેપૂરી તંદુરસ્તી સાથે છૂટેલો જોવાને સરકાર પ્રામાણિકપણે ઇચ્છે છે. પ્રસ્તુત બાબતમાં મેં બહુ જ નાની માગણી કરી હતી, પણ સરકારને કદાચ લાગ્યું હશે કે એ વધારાપડતી હતી. પણ મને લાગે છે કે તેઓ હવે આ નાજુક સ્થિતિ સમજશે ને માગેલી રાહત આપશે. ઉપવાસના સંબંધમાં બીજી બાબતો છે તેમાં ઊતરવું મને પસંદ નથી. સરકારની ને મારી વચ્ચે જે પત્રવ્યવહાર થયો છે તે સરકાર પ્રસિદ્ધ કરે તો બહુ જ સારું થાય. પણ એ હું એના પર જ છોડી દઉં છું.

### અહિંસા અને ઉપવાસ

મને આશા છે કે મેં તમને જે કહ્યું એ પરથી તમારી ખાતરી થશે કે મેં મૂર્ખાઈથી, ઉતાવળે કે અણસમજમાં પગલું ભર્યું નથી. તમે મને ઓળખો છો એટલે આવો પ્રસંગ ફરી ઊભો થાય તો મારે આવી જ રીતે વર્તવું એમ તમે ઇચ્છશો. મારી પોતાની બાબતમાં તો કહું કે મેં વર્ણવ્યો એવે પ્રસંગે જો મારાથી બને એટલું બધું હું કરી ન છૂટું તો મારી નજરમાં

મારી બધી કિંમત ઊતરી જાય ને હું પોતાને પામર પ્રાણી માનું. મારા જેવો માણસ જેને હિંસા કરવી નથી ને જેણે મન, વચન ને કર્મે અહિંસક રહેવાની પ્રતિજ્ઞા કરેલી છે તેને માટે અંતિમ શરણ આત્મબલિદાનનું છે. મારા જેવા અલ્પ મનુષ્યને જે બુદ્ધિ ઈશ્વરે આપેલી છે તેના નિર્ણય પ્રમાણે આકરો પ્રસંગ આવે ત્યારે તેને માટે પ્રાણ પાથરી દેવા એ મારું મોટામાં મોટું શસ્ત્ર છે. મારું જીવન આ રીતે ઉપવાસના અનેક પ્રસંગો પર રચાયેલું છે. એ પ્રાર્થનાનું ઉત્કટમાં ઉત્કટ રૂપ છે. એ જગતની આંખે હમણાંનું બહુ ચડ્યું છે, પણ મારી પાસે તો એ ઘણાં વરસોથી છે. એ અવિચારી કર્મ નથી. એમાં કોઈના પર બળાત્કાર નથી. તે વ્યક્તિઓ પર તેમ જ સરકાર પર દબાણ જરૂર આણે છે; પણ એમાં આપભોગના સ્વાભાવિક અને નૈતિક પરિણામથી વધારે બીજું કશું નથી. તે સૂતેલા અંતરાત્માને ઢંઢોળી જગાડે છે ને પ્રેમી હૃદયોને કાર્યમાં પ્રવૃત્ત કરે છે. જેમને મનુષ્યસમાજનાં સ્થિતિ અને વાતાવરણમાં ધરમૂળના ફેરફાર કરાવવા હોય તેમને સમાજમાં ક્ષોભ ઉપજાવ્યા વિના ચાલતું નથી. આમ કરવાના બે જ રસ્તા છે — હિંસા અને અહિંસા. હિંસાનું દબાણ શરીરને લાગે છે, અને તે કરનાર ને ભોગવનાર બંનેનો અધઃપાત થાય છે. પણ ઉપવાસ દ્વારા જાતે કષ્ટ વેઠીને કરેલા અહિંસક દબાણની અસર સાવ જુદી જ રીતે થાય છે. જેની સામે તે તાકેલું હોય તેના શરીરને તે સ્પર્શ કરતું નથી પણ તેની નૈતિક શક્તિને સ્પર્શ કરીને તેને સબળ બનાવે છે.

મને લાગે છે અત્યારે આટલું બસ છે. કોણ જાણે મારે કેટલાયે ઉપવાસો કરવાના હશે ને તસુ તસુ મોતે મરવાનું હશે! પણ એમ બને તો, હું ઇચ્છું છું કે તમે મારા કાર્યને સારુ ગર્વિત થાઓ અને એ જડ માણસનું કાર્ય હતું એમ ન માનો. મારા જીવન પર ઘણે ભાગે બુદ્ધિનું રાજ્ય ચાલે છે, અને જ્યારે બુદ્ધિ નિષ્ફળ નીવડે છે ત્યારે એના પર બુદ્ધિથી મોટી શક્તિનું — શ્રદ્ધાનું રાજ્ય ચાલે છે.

## ૧૨

# હજુ આકરું તપ*

સ૦— આપની તબિયત કેવી છે?

જ૦— હું ચોવીસે કલાક અસ્પૃશ્યતાના કામમાં ગાળું છું. આઠે પહોર એનો જ વિચાર કરું છું, ને ઊંઘમાં મને સ્વપ્નાં પણ એનાં જ આવે છે.

સ૦— ગુરુવાયુરની શી ખબર છે?

જ૦— બહુ જ સારી. આજે ત્યાંથી એક કાગળ મળ્યો છે તેથી મને ઘણો આનંદ થયો છે. મતગણતરીનું કામ પાર પાડવાની સંપૂર્ણ તૈયારીઓ ચાલી રહી છે. લગભગ ૩૦૦ સ્વયંસેવકો ઘેર ઘેર જાય છે ને ત્રણ જાતના આંકડા ભેગા કરે છે: (૧) મંદિરપ્રવેશના પક્ષના મ્યુનિસિપલ મતદારો, (૨) તેના પક્ષના કે વિરોધી તમામ પુરુષો, (૩) તેના પક્ષની કે વિરોધી તમામ સ્ત્રીઓ. દરેક માણસને મત આપતા પહેલાં આખી સ્થિતિ સ્પષ્ટપણે સમજાવવામાં આવે છે.

સ૦— મતગણતરીનો નિર્ણય મંદિર ખોલવાની તરફેણમાં મળે પણ બીજી મુશ્કેલીઓ ઊભી થાય તો શું થશે?

જ૦ —કાયદાની કે બીજી જે જે મુશ્કેલી હોય તે દૂર કરવી પડશે. વકીલમિત્રોએ એ કામ હાથમાં લીધું છે. મતગણતરી મારી તરફેણમાં હોય, ને એમ જણાય કે કાયદાની મુશ્કેલીઓ દૂર કરવાની રહી છે પણ તે બાંધી મુદતમાં દૂર કરી શકાય એમ નથી, તો આ ક્ષણે તો મને લાગે છે કે ઉપવાસ મુલતવી રાખવો પડશે.

સ૦ —દક્ષિણ ભારતના એક છાપાએ લખ્યું છે કે મતગણતરી વિષે ગાંધીજીનું જે વલણ છે તે જોતાં તેમને બચાવવાનો એક જ ઉપાય એ છે કે લોકોએ મંદિરપ્રવેશની વિરુદ્ધ મત આપવા. પછી ગાંધીજીને લોકમત કેળવાતાં સુધી રાહ જોવી જ પડશે.

જ૦ —એવી કોઈ પ્રપંચજાળથી મને લોકો ન બચાવી શકે. મને લોકો ઠગવા માગે તો મારી પાસે તેનોયે ઉપાય છે, નથી એમ નહીં.

સ૦ —એવો તે શો ઉપાય?

જ૦ —શરતી ઉપવાસ કરતાંયે વધારે આકરો ઉપાય.

---

* તા. ૫મી ડિસેંબરે 'ટાઈમ્સ ઑફ ઇંડિયા'ના પ્રતિનિધિને ગાંધીજીએ આપેલી મુલાકાત.

આસપાસ બેઠેલા સૌ ખડખડ હસ્યા, અને એક જણે પૂછ્યું : ગયા ઉપવાસથી વધારે આકરો ઉપાય વળી કેવો હોઈ શકે?

ગાંધીજીએ હસતાં હસતાં કહ્યું : શરતી ઉપવાસ કરતાં વધુ આકરો ઉપાય બિનશરતી અનશન. આજ સુધી તો અમુક વસ્તુ થાય નહીં ત્યાં સુધી હું ઉપવાસ કરીશ એમ મેં કહ્યું છે. પણ તમે કહો છો તેમ લોકો મને છેતરે છે એવી મારી ખાતરી થાય તો મને જીવવામાં કશો રસ ન રહે એવું બને, અને હું કદાચ જાહેર કરું યે ખરો કે હવે મારું સદાનું અનશન છે. અથવા તો કહું કે ૩૦ દિવસના ઉપવાસ છે — જેમ મેં દિલ્હીમાં ૨૧ દિવસના બિનશરતી ઉપવાસ જાહેર કર્યાં હતા તેમ! પણ લોકો મને સારી રીતે ઓળખે છે, એટલે છેતરીને મને બચાવવાનો ઉપાય તેઓ કદી નહીં લે એ વિષે મને શંકા નથી.

## ૧૩

# સુધારાનો કાર્યક્રમ*

### ઉદ્ધાર કોનો?

અસ્પૃશ્યતાનિવારણ સંઘની સભામાં હાજરી આપનાર મિત્રોમાંથી એકે મને એક પ્રશ્નમાળા આપી હતી. એ પ્રશ્નોમાં એમણે દલીલો પણ વણી દીધેલી હતી. સંક્ષેપને ખાતર હું આ સવાલોમાંથી સૌથી મહત્ત્વનો એક પત્રના રૂપમાં નીચે આપું છું:

> "સંઘ આપની સૂચનાથી અસ્પૃશ્યતાનિવારણનો કાર્યક્રમ પાર પાડવાને સ્થપાયો છે, તેથી કાર્યકર્તાઓ આપની પાસેથી ચોકસ માર્ગદર્શનની અપેક્ષા રાખે એ સ્વાભાવિક છે. ત્યારે મને પહેલો સવાલ આ સૂઝે છે: કાર્યકર્તાઓએ સુધારકો બની હરિજનોના ઉદ્ધારનું કામ કરવાનું છે કે પોતાના ઉદ્ધારનું? પોતાના ઉદ્ધારનું કામ કરવાનું હોય તો સવર્ણ હિંદુઓમાં જ કામ કરવા પર વધુમાં વધુ ભાર મુકાવો જોઈએ. અને એમ હોય તો એ કામ કેવી રીતે કરાય?"

આ વ્યાપક પ્રશ્ન છે. અને એનો જવાબ આપતાં આ મિત્રે ઉઠાવેલા મુખ્ય મુદ્દા હું ચર્ચી શકીશ એવી આશા છે. મેં ફરી ફરીને સ્પષ્ટ શબ્દોમાં કહ્યું છે કે સવર્ણ હિંદુઓ દોષિત છે. તેમણે હરિજનો સામે પાપ કર્યું છે. હરિજનોની અત્યારની દશા માટે સવર્ણ હિંદુઓ જવાબદાર છે. એટલે તેઓ હરિજનોની પીઠ પરથી અસ્પૃશ્યતાનો બોજો ઉઠાવી લઈને પોતાનાં પાપનો

---

* દસમું નિવેદન, તા. ૯-૧૨-૧૯૩૨

પસ્તાવો કરી આત્મશુદ્ધિ કરે કે તરત જ આપણે હરિજનોમાં સંપૂર્ણ પરિવર્તન થયેલું જોઈશું. તેઓ જિંદગીભરની ટેવો એકાએક છોડી દેશે એવું નથી, પણ એ ટેવો છોડવાને તેઓ જ્ઞાનપૂર્વક પ્રયત્ન કરશે, અને સવર્ણ હિંદુઓ એમને એ ટેવો છોડવામાં સર્વત્ર સહાયતા આપશે. એક કુટુંબના દલિત સભ્યો જાલિમોની સાથે પુનર્મિલન પામે અને તેની હૂંફ અનુભવે, અને જાલિમો તેમને જાણે તેઓ કદી છૂટા પડ્યા જ ન હોય એવી રીતે અપનાવે એના જેવું આ થશે. એ પરિણામ આવતાં કેટલોક વખત લાગશે એનું દુઃખદ ભાન મને છે, પણ જો આપણામાંથી કેટલાક સમજપૂર્વક સાચું વલણ ન ધારણ કરે તો એ પરિણામ કદી પણ આવે નહીં.

## બિનશરતે અપનાવો

ઉદાર વિચારના કાર્યકર્તાઓમાં પણ મેં ઘણી વાર કહેવાતું સાંભળ્યું છે કે હરિજનો પોતાની કુટેવો છોડે, કેળવણી પામે અને સ્વચ્છ જીવન ગાળતા થાય ત્યારે જ અસ્પૃશ્યતા જવી જોઈએ. આમ કહેનારાઓ સાવ ભૂલી જાય છે કે હરિજનો 'અસ્પૃશ્ય' રહે ત્યાં સુધી આ વસ્તુઓ કરવા ઇચ્છે તોયે નહીં કરી શકે. તેઓ એ પણ ભૂલી જાય છે કે કેટલાક હરિજનો સ્વચ્છ રહેણી રાખે છે તેમને સવર્ણ હિંદુઓ સમાનભાવે આવકાર આપતા નથી. અને તેમનામાંના સારામાં સારા માણસોને જીવનની સામાન્ય સુખ-સગવડોથી અને સવર્ણ હિંદુઓ સાથેના રોજના સંસર્ગથી અળગા રાખવામાં આવે છે. તેઓ અંત્યજ જન્મ્યા એટલા જ કારણે તેમને જીવનભરના દાસ ગણવામાં આવે છે, અને રીતભાતના ફેરફાર કે બીજા કોઈ પણ કારણે એ દાસપણામાં ઘટાડો થઈ શકતો નથી. તેથી હરિજનોને સારી રહેણી રાખવા પ્રેરનાર કારણ જ રહેતું નથી; ક્યાંથી રહે? એટલે આ અનિષ્ટને દૂર કરવાનો અને તેમનામાં મનુષ્ય તરીકેનું સ્વાભિમાન ઉત્પન્ન કરવાનો એક જ રસ્તો એ છે કે સવર્ણ હિંદુઓ પહેલાં તો તેમને બિનશરતે અપનાવે. પછી જ તેમની સ્થિતિમાં મોટા પ્રમાણમાં પરિવર્તન થઈ શકે.

તેથી સવર્ણોના મત કેળવવાના અને ભેગા કરવાના પ્રચંડ આંદોલનને કાર્યક્રમમાં સૌથી પ્રથમ અને અગ્રસ્થાન અપાવું જોઈએ. આ કામ ભારેમાં ભારે વેગથી ઘેર ઘેર પહોંચી જઈને અને દેશમાં આ વિષયના સાહિત્યનું પૂર ફેલાવીને કરી શકાય. મારા મત પ્રમાણે અસ્પૃશ્યતા એ અસત્યના જેટલું જ સ્વયંસિદ્ધ પાપ છે. આ કથનને શાસ્ત્રોના ટેકાની જરૂર નથી.

છતાં કેવળ જન્મને કારણે અસ્પૃશ્યતાનું સમર્થન કરવા માટે શાસ્ત્રોની મદદ લેનારા વિદ્વાનોનો એક વર્ગ પડ્યો છે, તેથી કાર્યકર્તાઓ સુધારાપક્ષના સાહિત્યથી સજ્જ રહે એ સારું છે. શાસ્ત્રજ્ઞ લોકોનો એક એવો વર્ગ વધતો જાય છે જે આગ્રહપૂર્વક એ મત ધરાવે છે કે આજે જે અસ્પૃશ્યતા મનાય છે ને પળાય છે તેને માટે શાસ્ત્રોમાં બિલકુલ આધાર નથી. આ પ્રચારકાર્ય એવા કાર્યકર્તાઓને સોંપાવું જોઈએ જેઓ ચારિત્ર્યવાન હોય, જેઓ અપમાનથી સહેજે ખળભળી ન ઊઠે એવા હોય, જેમનામાં સામી દલીલો સાંભળવાની ધીરજ અને તેના રદિયા આપવાની ચતુરાઈ હોય.

### ઐચ્છિક ત્યાગ

ધાર્મિક સુધારાની હિલચાલમાં કોઈ પણ જાતના બળાત્કારને જરાયે અવકાશ નથી. આમ મત ભેગા કરતાં જો એમ જણાઈ આવે કે હિંદુઓના મોટા ભાગને અસ્પૃશ્યતામાં કશું પાપ જણાતું નથી, અને તેઓ બીજી રીતે પણ એને દૂર કરવાની અને હરિજનોનો દરજ્જો ચડાવવાની વિરુદ્ધ છે, તો સુધારકોએ દૈવેચ્છાને માથે ચડાવવી પડશે. પછી તેમણે બહુમતીની સામે ચિડાયા વિના જાતે કષ્ટ વેઠીને બતાવી આપવું પડશે કે તેમની વાત સાચી છે ને બહુમતીની ખોટી છે. આ કરવાનો ઉત્તમ ઉપાય એ છે કે તેઓ હરિજનો સાથે એકતા સાધે અને જે હકો અને સગવડો આજે હરિજનોને મળતાં નથી તેનો પોતે સ્વેચ્છાએ ત્યાગ કરે. સ્ત્રીપુરુષોના એ મોટા સમુદાયના આવા ત્યાગથી જ હરિજનોમાં આશાનો સંચાર થશે, અને તેમની પોતાની નજરમાં તેમની કિંમત વધશે, અને તેમને સુધરવાનો પ્રયત્ન કરવાનું ઉત્તેજન મળશે.

### દાતા નહીં, દેણદાર

સવર્ણોમાં સૌથી અસરકારક કામ આ થઈ શકે: તેમને કુટુંબદીઠ ઓછામાં ઓછો એક હરિજન કુટુંબી તરીકે કે ઘરના નોકર તરીકે રાખવાને સમજાવવા જોઈએ. સંસ્કારી કુટુંબોમાં ઓછામાં ઓછા એક અતિથિ વિના ભોજન ન કરવાની પ્રાચીન હિંદુ પ્રથા છે. આજકાલ તો આના પાલન કરતાં ભંગ જ વધારે થાય છે. આને પંચમહાયજ્ઞમાંનો એક ગણેલો છે. એક હરિજનને ભોજનમાં સાથે રાખવો એના કરતાં આ યજ્ઞ કરવાની સારી રીત હું કલ્પી શકતો નથી. આને સહભોજન માનવાની ભૂલ ન થવી જોઈએ. મારે મન સહભોજનનો અર્થ એ છે કે એવાઓની સાથે બેસીને જમવું જેઓ આપણા ભાણાને અડી શકે અને જેમના ભાણાને આપણે અડી શકીએ. પણ એકબીજાનો સ્પર્શ કર્યા વિના એક છાપરા

તળે સાથે બેસીને જમવું એ સહભોજન નથી. હરિજનોની ‘અસ્પૃશ્યતા’ દૂર થાય તો બીજા વર્ણોને જે ઢબે જમાડવામાં આવે તે ઢબે તેમને કુટુંબમાં જમાડવામાં કશો વાંધો ન હોઈ શકે.

વળી એવા અસંખ્ય ઉત્સવો, મેળાવડાઓ અને ધર્મવિધિઓ છે જેમાં સવર્ણો હરિજનોને કદી નોતરતા નથી. તેમનાં ઢોર ને ઘરનાં બીજાં પશુ તેમનાં સુખદુઃખમાં ભાગ લઈ શકે, પણ હરિજનો ન લઈ શકે. અને જો લઈ શકે તો તે એવે પ્રસંગે જ્યારે એમને તીખાશથી યાદ કરાવવામાં આવે છે કે તેઓ સવર્ણોની હારનાં માનવી નથી.

સવર્ણ હિંદુઓ પોતાનું પાપ ધુએ એને માટે તેમનામાં જે જાતનાં પ્રચાર અને કામ થઈ શકે ને થવાં જોઈએ તેનાં થોડાંક દૃષ્ટાંતો જ મેં બતાવ્યાં છે. પણ જેમ કુટુંબમાંથી બહિષ્કૃત કરેલાને પાછો બોલાવવામાં આવે છે ત્યારે તેની ખાસ સારવાર અને કાળજી રાખવામાં આવે છે, તેવી રીતે જ્યારે સવર્ણોમાં પોતાના પાપનું ભાન ખરેખર જાગશે ત્યારે તેઓ હરિજનોમાં કામ કરશે. તે વખતે તેઓ હરિજનો પાસે શિક્ષક કે દાતા તરીકે નહીં જાય, પણ દેવાદાર માણસ લેણદારની પાસે પોતાનું દેવું ચૂકવવા જાય એવી રીતે જશે. અને એ નમ્રભાવથી તેઓ હરિજનોને ને તેમનાં બાળકોને શિક્ષણ આપશે અને બીજી દરેક રીતે બનતી મદદ આપશે.

## અધીરાઈ જોઈએ

એમ કહેવામાં આવ્યું છે કે જો આ રચનાત્મક કાર્યક્રમ ઉપાડી લેવામાં આવે તો તે એટલો ખરચાળ ને એટલો લાંબોલચ નીવડે કે તેથી તાત્કાલિક લાભ ન થાય. જો એ મૂઠીભર સુધારકોએ પાર પાડવાનો નોખો જ કાર્યક્રમ હોય તો એમ બને ખરું. પણ જો એને સવર્ણોની આત્મશુદ્ધિના કાર્યક્રમનું એક અંગ બનાવવામાં આવે તો એ જુદું જ રૂપ ધારણ કરે છે. ઝાડની કિંમત જેમ તેના ફળ પરથી થાય છે તે જ રીતે સવર્ણોના હૃદયપરિવર્તનની કિંમત તેનાં પરિણામો પરથી અંકાવાની છે. તેથી, પોતે દિવસમાં પાંચ હરિજનોનો સ્પર્શ કર્યો કે એક હરિજનને જમાડ્યો એટલું કહી શકે એટલું તેમને માટે પૂરતું નથી. તેમનામાં નવા જન્મેલા હરિજનપ્રેમને લીધે તેઓ આ ઉપેક્ષિત માનવજીવોને બની શકે એટલી બધી મદદ કરવાને અધીરા બની જવા જોઈએ. આખરે તો હરિજનોને પોતાને હિંદુ ધર્મની નવી જાગૃતિની અસર અનુભવવાની છે; અને જ્યાં સુધી સવર્ણો જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં ને પ્રત્યેક પ્રવૃત્તિમાં

તેમના સંસર્ગમાં ન આવે ત્યાં સુધી તેઓ એ અસર અનુભવી શકવાના નથી. જો આ જાગૃતિ સાર્વત્રિક હોય તો આ રચનાત્મક કાર્યક્રમ ખરચાળ નહીં નીવડે. સ્થાનિક સ્વયંસેવકો પોતપોતાના લત્તામાં કામ કરે તેમને મહેનતાણાની કશી જરૂર ન હોય. અને જો આ જાગૃતિ સાર્વત્રિક ન હોય તો રચનાત્મક કાર્યક્રમ ચલાવવાની કાર્યકર્તાઓની બેવડી ફરજ થઈ પડે છે. તેથી ધીમો હોય કે વેગવાન, ખરચાળ હોય કે બિનખરચાળ, પણ એ સંઘની પ્રવૃત્તિઓનું એક અંગ ગણાવો જ જોઈએ. તમામ હરિજન બાળકોને અથવા ડૉક્ટરી મદદની જરૂરવાળાં તમામ બીમાર હરિજનોને તે કદાચ ન પહોંચી શકે, પણ એ દિશામાં જે કંઈ કરવામાં આવશે તે કીમતી ગણાશે અને જે વધુ કામ થવાનું છે તેની આગાહીરૂપ નીવડશે. વળી પૈસાનાં દાન કેટલાં મળે છે તે પરથી સવર્ણ હિંદુઓએ યુગધર્મને કેટલો ઓળખ્યો છે એનું માપ નીકળશે.

## મંદિરપ્રવેશ

આ કાર્યક્રમમાં મંદિરપ્રવેશનું સ્થાન સૌથી મહત્ત્વનું છે; કેમ કે જ્યારે અસંખ્ય જાહેર મંદિરો હરિજનોને માટે ખુલ્લાં થશે ત્યારે તેમને તત્કાળ પોતાને માટે નવયુગનો ઉદય થતો દેખાશે. પોતે એક વાર સમાજના બહિષ્કૃત હતા એ તેઓ ભૂલી જશે. મંદિરોમાં પરસ્પરના સંસર્ગથી જ તેમની દૃષ્ટિમાં અને જીવનમાં ફેરફાર થશે. તેઓ પોતાની ભૂરી ટેવો છોડી દેશે. પણ કેટલાક પત્રલેખકો કહે છે: આજે મંદિરોની શી કિંમત છે? તે અનાચારનાં ધામ છે ને ત્યાં સર્વ પ્રકારનું દુરાચરણ ચાલે છે. મારી પાસે એક કાપલી છે તેમાં એક બહેનનો કાગળ છે. તેમાં એક પ્રખ્યાત મંદિરમાં જે ચાલી રહેલું છે તેનો ભૂંડો ચિતાર છે. આ પ્રસિદ્ધ તીર્થોમાંનાં કેટલાંકની સામે જે આરોપો મૂકવામાં આવ્યા છે તે કેટલે અંશે સાચા છે એની મને ખબર નથી. મંદિરો જ્યારે બંધાયાં ત્યારે જેવાં હશે તેવાં અત્યારે નથી એમાં તો કશી શંકા નથી. મંદિરોનો સુધારો એ જ એક સ્વતંત્ર વિષય છે. મંદિરોનો અધઃપાત એ હરિજનોને એમાં પ્રવેશ ન આપવાનું વાજબી કારણ ન ગણાય. હું એટલું જાણું છું કે મંદિરમાં જનારા ગરીબ લોકોના બહુ મોટા સમુદાયને એમાં ચાલતા ભ્રષ્ટાચારનો સ્પર્શ નથી થતો; અને પ્રસિદ્ધ મંદિરો વિષે ગમે તે વાત સાચી હોય પણ એ ગામડાંના મંદિરો વિષે સાચી નથી જ. ગામડાંનાં મંદિરો ગ્રામવાસીઓને માટે આશ્રયસ્થાન હતાં ને હજુ પણ છે. હિંદુ ગ્રામવાસીઓની જીવનવ્યવસ્થા મંદિર વિના ચાલતી કલ્પવી મુશ્કેલ છે. હિંદુ કુટુંબમાં જન્મ હોય, મરણ

હોય કે વિવાહ હોય, તેમાં મંદિર આગળપડતો ભાગ ભજવે છે. એટલે મંદિર જેવું હોય તેવું, તેમાં હરિજનોને પ્રવેશ મળવો જ જોઈએ.

પણ બીજા એક ભાઈ કહે છે: "હરિજનો અમુક નિયમો—જેમ કે સ્વચ્છતા—પાળે જ એવો આગ્રહ આપ નહીં રાખો તો મંદિરોની અત્યારે જ પડું પડું થઈ રહેલી પ્રતિષ્ઠાને આપ ધક્કો પહોંચાડશો." મને એવી કશી આપત્તિનો ભય નથી. મેં તો કહ્યું છે કે બીજા દરેક હિંદુ પૂજકને લાગુ ન પડતી હોય એવી એકે ખાસ શરત હરિજનોના પ્રવેશ માટે ન મૂકી શકાય. ડૉ. ભગવાનદાસે સૂચના કરી છે કે માણસને જન્મને કારણે અવિચારીપણે અસ્પૃશ્ય ગણવાને બદલે બાહ્ય આચારને કારણે અસ્પૃશ્ય ગણવો જોઈએ. અંતરની સ્વચ્છતાનું તો નિયમન ન થઈ શકે, પણ બાહ્ય આચારનું નિયમન થઈ શકે છે. અને તેથી જેમની ટેવો ગંદી હોય, જેઓ નાહેલા કે સુઘડ ન હોય, જેમણે દારૂ પીધેલો હોય તેઓ સ્વચ્છ થાય ત્યાં સુધી અસ્પૃશ્ય ગણાવા જોઈએ, જેમ દુનિયાભરના સભ્ય સમાજમાં માણસ ગમે તે કારણે અસ્વચ્છ દશામાં હોય ત્યાં સુધી અસ્પૃશ્ય ગણાય છે. પણ સ્વચ્છતાનો હાઉ બનાવીને સવર્ણ હિંદુઓએ હરિજનોનું ચડેલું ઋણ ચૂકવવામાં વિલંબ ન કરવો જોઈએ. તેથી પ્રથમ પગથિયું એ છે કે તેઓ જેવા છે તેવા તેમને અપનાવવા. માત્ર જે સામાન્ય નિયમો આ ખાસ પ્રસંગને માટે ઘડી કાઢેલા ન હોય પણ સુધારો થતા પહેલાં પ્રચલિત હોય તેટલાની જ મર્યાદા રાખવી. હરિજનોની સ્વતંત્રતા પ્રામાણિકપણે જાહેર કરવામાં આવે અને સુસ્થાપિત કરવામાં આવે પછી નવા નિયમો અવશ્ય ઘડી શકાય.

# ચાલાકીથી મને ઉગારી શકાશે નહીં*

"મતગણતરી તમારી વિરુદ્ધ જાય તો તમારા નિવેદન પ્રમાણે તમે અચોક્કસ મુદત માટે તમારા ઉપવાસ મુલતવી રાખો એમ તમે કહ્યું છે. તે ઉપરથી ધારો કે મતદારો એવું કરે કે ગુરુવાયુર મંદિરમાં હરિજનોના પ્રવેશની તરફેણમાં હોવા છતાં તમારા ઉપવાસને રોકવાને ખાતર જ તેઓ તમારી વિરુદ્ધ મત આપે, તો તમે શું કરો?"

આવો સવાલ મને પૂછવામાં આવ્યો છે. હું એવી આશા રાખું કે મતદારો આવી કશી ચાલાકીનો આશ્રય નહીં લે. છતાં આવી ચાલાકી તેમણે કરી છે એવી ખબર મને પડશે તો હું એટલું જ કહું કે પ્રામાણિકપણે અને પોતાની માન્યતા પ્રમાણે મત આપવાને બદલે આવો પ્રપંચ કરીને તેઓ મારી જિંદગીને વધારે જોખમમાં મૂકશે. અસ્પૃશ્યતાનિવારણ માટે મારી જિંદગીને હોડમાં મૂક્યા પછી હું આશા રાખું છું કે આવી કોઈ ચાલાકીનો લાભ લઈ તેને બચાવવા જેટલો કાયર હું નહીં બનું.

મેં જે મોકૂફીની વાત કરી છે તે પ્રામાણિકપણે મત અપાય એ વસ્તુને અનુલક્ષીને જ કરી છે. મને જો ખાતરી થાય કે ગુરુવાયુરની નજીકમાં રહેનારા અને મંદિરમાં જનારાનો મોટો ભાગ ખરેખર જ હરિજનોના મંદિરપ્રવેશની વિરુદ્ધ છે, છતાં ઉપવાસ કરવાનો હું આગ્રહ કરું તો મારો ઉદ્દેશ સાધવાને માટે બળજબરીના ઉપાયો લીધાનો હું અપરાધી ઠરું. મારી જિંદગીમાં આવી વસ્તુ મેં કદી પણ કરી હોય એવો મને ખ્યાલ નથી. અને આખા જિંદગીભર પાળેલા નિયમનો, હવે હું જ્યારે જિંદગીના અંતની નજીક આવ્યો છું ત્યારે, ભંગ કરું એ ન બનવા જેવું છે. નજીક આવતા મારા આ ઉપવાસને બળાત્કારના લેશમાત્ર પણ દોષથી મુક્ત રાખવા હું બહુ જ ઇન્તેજાર છું. અને મને શંકા નથી કે એ ઉપવાસને અંતે સૌને એમ માલૂમ પડશે કે એ કોઈ પણ જાતના દોષથી મુક્ત હતા.

## ઉપવાસ સનાતનીઓ માટે નથી

મેં કરવા ધારેલા ઉપવાસની શી અસર થાય છે તેનું હું એક વૈજ્ઞાનિકની જેમ નિરીક્ષણ કરી રહ્યો છું. તેણે લોકોને વિચાર કરતા કરી મૂક્યા છે તે

* ૧૧ મું નિવેદન. તા. ૧૪-૧૨-૧૯૩૨

જોઈ મને આશા અને આનંદ ઊપજે છે. એનાથી કોઈ પણ માણસને પોતાના અંતરાત્માથી વિરુદ્ધ વર્તવાની ફરજ નહીં જ પડે, પણ જે લોકો ઢીલાપોચા છે તેમને પોતાનું ઢીલાપોચાપણું ખંખેરી નાખીને તેજીથી કામ કરવાની ફરજ પડશે. એટલે કે જે લોકોને મારા પ્રત્યે પ્રેમ છે, તેમને મારા ઉપવાસ કામ કરતા કરી મૂકશે. એવી પ્રવૃત્તિથી મને દિલગીરી ન થાય. જેઓ એમ માને છે કે હું હિંદુઓનો ધર્મ બોળો કરવાનો પ્રયત્ન કરી રહ્યો છું તેઓ મને ગુસ્સાભર્યાં કાગળો લખે છે અને મને કહે છે કે ઝટ ઝટ ઉપવાસ કરીને વહેલા વહેલા મરી જાઓ. હું આવા કાગળોની કશી પરવા કરતો નથી. એવા કાગળોથી હું ટેવાઈ ગયેલો છું. અહીં એનો ઉલ્લેખ એટલું બતાવવાને જ કરું છું કે જેઓ અસ્પૃશ્યતાનિવારણની વિરુદ્ધ છે તેમના ઉપર હું ઉપવાસ આદરું તેની કશી અસર થવાનો સંભવ નથી. ઉપવાસનો હું વિચાર કરું તેની તો એમના ઉપર એથીયે ઓછી અસર થાય એમ બને એ સ્વાભાવિક છે.

## સત્ય સિવાય બીજું કાંઈ સાધ્ય નથી

મારા જીવનમાં અમુક સંજોગોમાં ઉપવાસ કરવાની પદ્ધતિએ કેવી રીતે સ્થાન લીધું તે વિષે વધારે કહેવાની મને ઇચ્છા થાય છે, પણ એ કહેવાનું ભવિષ્યને માટે હું મુલતવી રાખું છું. અત્યારે તો હું એટલું જ કહીશ કે શ્રી કેલપ્પનને અથવા મને અમારા અંતરાત્માએ આદેશેલા માર્ગમાંથી કોઈ ચળાવી શકશે નહીં.

મતગણતરી બાબત પૂરી પ્રામાણિકતા સાચવવાનો પૂરેપૂરો પ્રયત્ન કરવામાં આવ્યો છે છતાં મતગણતરીમાં રોકાયેલ માણસો સામે ઝામોરિન દગલબાજીના આરોપો કરે છે તેથી મને દુઃખ સાથે આશ્ચર્ય થાય છે. હું ઝામોરિનને સજ્જન ગણું છું. એ જાણે છે કે શ્રી માધવન નાયર આખા કેરળમાં આદરપાત્ર ગણાતા જાણીતા ધારાશાસ્ત્રી છે. શ્રી રાજગોપાલાચારી સ્થળ ઉપર હાજર છે અને તેઓ કાર્યકર્તાઓને મદદ કરી રહ્યા છે. ત્યાં કોઈ કાર્યકર્તા અથવા નેતા એવો મારા જાણ્યામાં નથી જે જરા પણ શંકાસ્પદ વ્યવહાર નભાવી લે. એટલે દગલબાજી વિષે ઝામોરિન અથવા બીજા કોઈ માણસના સાંભળવામાં કશું આવે તો તેના ચોક્કસ કેસો કમિટીનાં ધ્યાન ઉપર તેમણે લાવવા જોઈએ. કશા પુરાવાના ટેકા વિનાના અધ્ધર આક્ષેપોની તપાસ કરવી અશક્ય છે.

આ ચોખ્ખો નૈતિક અને ધાર્મિક સવાલ છે. તેમાં રાગદ્વેષ અથવા પક્ષાપક્ષીને સ્થાન જ ન હોય. સનાતનીઓ અને સુધારકો બન્ને સત્યને

શોધી કાઢવા માટે એકબીજા સાથે મળીને કામ કરી શકે. મેં વખતોવખત એ ખાતરી આપી છે અને હું ફરીથી આપું છું કે સ્થાનિક લોકમત મંદિરપ્રવેશની તરફેણમાં હોવાની બાબતમાં મને મારી ભૂલ જણાશે તો હું તરત જ પાછાં પગલાં ભરીશ. સત્યની ઉપાસના સિવાય મારે બીજું કશું સાધ્ય નથી.

## ૧૫

# કેટલાક વધુ ખુલાસા*

### સનાતનીઓને હૈયાધારણ

મંદિરપ્રવેશની ચળવળની મર્યાદાઓ સંબંધમાં મારી સ્થિતિ મેં તદ્દન સ્પષ્ટ કરી છે એમ મને લાગતું હતું. પણ હું જોઉં છું કે સનાતની મિત્રોને લાગે છે કે આ ચળવળથી સનાતન ધર્મ ઉપર જોખમ છે. અને તેથી તેઓ હજી ઉશ્કેરાયેલા છે. તેમનો આ ભય કલ્પિત છે, એ બતાવવા માટે નિવેદનોમાં અને પત્રોમાં જે વસ્તુ બહાર પડી ચૂકી છે તેનો સાર હું નીચે આપું છું:

(૧) ઉપવાસનો વિચાર અત્યારે તો કેવળ ગુરુવાયુર પૂરતો જ છે. એ ઉપવાસને માટે સુધારકના દૃષ્ટિબિન્દુથી ઐતિહાસિક કારણો છે. એ ઉપવાસ ટાળવાનો બીજો કોઈ માર્ગ જ ન હતો. મારાં કારણો હું જાણું છું કે સુધારાના વિરોધીઓ અથવા મંદિરપ્રવેશમાં માનનારામાંથી પણ સઘળા કશા બચાવ તરીકે સ્વીકારશે નહીં. તેનો નિર્દેશ કરવામાં મારો હેતુ ફક્ત એ ઉપવાસની મર્યાદાઓ જણાવવાનો જ છે.

(૨) જો મતગણતરી સુધારકોની વિરુદ્ધ જશે તો કરવા ધારેલો ઉપવાસ આદરવામાં આવશે નહીં. જો એમ માલૂમ પડશે કે વર્તમાન કાયદો સુધારકોની વિરુદ્ધ છે અને આવશ્યક કાયદો પસાર કરાવવા માટે પ્રયત્ન કર્યા છતાં, તથા વર્તમાન કાયદાને સુધારવા માટે ધારાસભામાં ખરડો દાખલ કરવા માટે વાઇસરૉયની મંજૂરી મેળવ્યા છતાં, બીજી જાન્યુઆરી ૧૯૩૩ પહેલાં ધારાસભામાં એ કાયદો પસાર થઈ શકે એમ નથી તોપણ ઉપવાસ મુલતવી રહેશે.

(૩) તે તે મંદિરમાં જનારા દર્શનાર્થીઓની બહુમતીની ઇચ્છા વિરુદ્ધ બળાત્કારે મંદિરપ્રવેશ કરવામાં હું ભાગ લઉં નહીં. વળી મંદિર-

* ૧૨મું નિવેદન. તા. ૧૫-૧૨-૧૯૩૨

પ્રવેશની ચળવળ સાર્વજનિક મંદિરો પૂરતી જ રહેશે. એટલે ખાનગી મંદિરો ખુલ્લાં મૂકવાનો સવાલ તેના માલિકોની ઇચ્છા ઉપર પૂરેપૂરો નિર્ભર રહેશે. પૂજાની બાબતમાં સવર્ણ હિંદુઓને જે પ્રતિબંધો લાગુ પડતા હશે તે સ્વાભાવિક રીતે જ હરિજનોને પણ લાગુ પડશે.

### ઘણા શાસ્ત્રીઓ સુધારાની તરફેણમાં

મારો અભિપ્રાય એવો છે કે આટલા ખુલાસાથી કોઈ પણ સમજદાર હિંદુને સંતોષ થવો જોઈએ. પણ હું જાણું છું કે એવા વિચારવાળા લોકો પણ છે જેઓ અત્યારનું કોઇ પણ હિંદુ મંદિર બીજા હિંદુઓની સરખી જ શરતે હરિજનો માટે ખુલ્લું મૂકવામાં આવે તે સાંખી શકે એમ નથી. આવા ન જ માને એવા વિરોધીઓને સમજાવવાની બીજી કોઈ રીત મને સૂઝતી નથી, સિવાય કે નવાં મંદિરો બાંધવાનો કાર્યક્રમ હાથ ધરવામાં આવે. એનો અર્થ એ થયો કે અનેક ભાગલાવાળા આપણા સમાજમાં એક નવી વધારાની તીવ્ર તડ ઉત્પન્ન કરવી. પણ મારી ખાતરી છે કે મેં જે મર્યાદાઓ સૂચવી છે તેને સુધારકો વફાદારીથી અને પ્રામાણિકપણે વળગી રહેશે તો આ અણસમજુ વિરોધ કશો ટેકો નહીં મળવાને કારણે ઓગળી જશે. જેઓ સનાતનધર્મી હોવાનું અભિમાન ધરાવે છે તેમને આશ્ચર્ય ન થવું જોઈએ અથવા આઘાત ન લાગવો જોઈએ જો જે શાસ્ત્રોને પોતે માને છે તે જ શાસ્ત્રોમાંથી એમના પ્રતિપક્ષીઓ આ સુધારાને માટે પ્રમાણો બતાવે. સંસ્કૃત વિદ્યામાં સારા પંડિત એવા શાસ્ત્રીઓની સંખ્યા વધતી જાય છે, જેઓ માને છે કે 'અસ્પૃશ્યો'ને સાર્વજનિક મંદિરમાં દાખલ કરવાનો હિંદુ ધર્મમાં વિધિ છે એટલું જ નહીં પણ આ મંદિરોમાં બીજા હિંદુઓની સાથે પૂજા કરવા જતાં તેમને રોકવા એ ખોટું છે. આ પંડિતો એવું પણ માને છે કે જન્મને વળગેલી અસ્પૃશ્યતા જેવી કોઈ ચીજ નથી, જેનો ઇલાજ પ્રાયશ્ચિત્તથી અથવા શુદ્ધીકરણથી ન થઈ શકે. અમુક કૃત્યો અથવા ધંધાઓને અંગે અસ્પૃશ્યતા આવે એવું તેઓ જરૂર માને છે, પણ એ કાંઈ હિંદુ ધર્મની ખાસ વિલક્ષણતા નથી. એ વસ્તુ તો બધા ધર્મોમાં રહેલી છે, અને સ્વચ્છતાના સંગીન સિદ્ધાંતો ઉપર એ રચાયેલી છે.

### નાહકનો ભય

હું એમ પણ માનું છું કે કરવા ધારેલા કાયદાને કારણે જે ભય પેદા થયો છે તે અજ્ઞાનમૂલક છે. હું સમજું છું તે પ્રમાણે એ કાયદાનો અર્થ ફક્ત આટલો જ છે. અમુક મંદિરમાં જનારા પૂજાર્થીઓની બહુમતી

કાયદામાં દર્શાવેલી રીત પ્રમાણે પોતાની એ જાતની ઇચ્છા પ્રગટ કરે તો એવાં મંદિરો બીજાઓની સાથે સમાનપણાની શરતે હરિજનો માટે ખુલ્લાં થાય. મારા અભિપ્રાય પ્રમાણે આ સૂચના જ એટલી બધી સંગીન છે કે કોઈ પણ સમજુ માણસને એની વિરુદ્ધમાં કશું કહેવાનું હોઈ શકે નહીં.

ગમે તેમ હોય, સુધારાના વિરોધીઓ એટલું તો બરાબર સમજે કે સુધારકો શું કરવા ઇચ્છે છે. અત્યારે તો મને કહેતાં દિલગીરી થાય છે કે સુધારાની વિરુદ્ધ જે આંદોલન ઉપાડવામાં આવ્યું છે તેમાં હકીકતોની અવગણના થાય છે, અને તે આંદોલન સત્યથી વિરોધી એવાં નિવેદનોથી તથા પાયા વિનાના આક્ષેપો અને વક્રસૂચનોથી ટકાવી રાખવામાં આવ્યું છે. કોઈ પણ સુધારો જો મૂળમાં સંગીન હોય તો આવી પદ્ધતિઓથી તેને કશું નુકસાન થઈ શકે નહીં. પણ જો સુધારકો અથવા તેમના વિરોધીઓ એવી પદ્ધતિઓનો આશ્રય લેશે જે ન્યાયી અને વાજબી ન હોય તો તેથી હિંદુ ધર્મને નુકસાન થવાનું છે.

## ૧૯

## આત્મશુદ્ધિનું મહાન કાર્ય*

અસ્પૃશ્યતાનિવારણની ચળવળમાંથી જે આશાનો ઉદય થયો છે તેનો સંચાર હિંદુસ્તાનના ગામડેગામડે હરિજન લત્તાઓમાં આવતા રવિવારે તા. ૧૮–૧૨–'૩૨ના રોજ થશે એવી હું આશા રાખું છું. મધ્યવર્તી સંઘે એ દિવસ અસ્પૃશ્યતાનિવારણના દિવસ તરીકે ઊજવવાનું નક્કી કર્યું છે. દરેક હિંદુ બાળક પોતાના હરિજન ભાઈબહેનની જે કાંઈ નાની સેવા થાય તે તે દિવસે કરે.

આ આત્મશુદ્ધિની સામુદાયિક ચળવળ છે. સનાતની મિત્રોની દલીલો હું આદરપૂર્વક ધ્યાન દઈને અને ખુલ્લું મન રાખીને સાંભળું છું. હિંદુ ધર્મનો તેઓ જે અર્થ કરે છે તે મારી પાસે સ્વીકારાવવા માટે જ્યાં સુધી તેઓ પ્રયત્ન કરશે ત્યાં સુધી હું એમની વાત સાંભળ્યા કરીશ. મારી માન્યતા તો દિવસે ને દિવસે વધારે દૃઢ થતી જાય છે કે અસ્પૃશ્યતાનો જે અર્થ કરવામાં આવે છે અને જે રીતે આજે તે આચરવામાં આવે છે તે માટે સમગ્રદૃષ્ટિએ જોઈએ તો — અને એમ જ જોવું જોઈએ — હિંદુ શાસ્ત્રોમાં જરા પણ આધાર નથી.

* ૧૩મું નિવેદન, તા. ૧૬–૧૨–'૩૨

અસ્પૃશ્યતાનો આજે જે અર્થ કરવામાં આવે છે, અને જે રીતે એ આચરવામાં આવે છે તે નીતિના કોઈ પણ કાનૂનથી તદ્દન વિરુદ્ધ છે એ વિષે શંકા હોઈ શકે નહીં. આ કલંકને ધોઈ નાખવું એ સવર્ણ હિંદુઓને માટે આત્મશુદ્ધિનું આધુનિક જમાનાનું મોટામાં મોટું કાર્ય છે. તેથી હું આશા રાખું છું કે મધ્યવર્તી સંઘ જે કાર્યક્રમ બહાર પાડે તેને પૂરેપૂરો જવાબ મળશે. હું સનાતની મિત્રોને વીનવું છું કે તેઓ પણ આ કાર્યક્રમમાંથી એટલા કારણસર અળગા ન રહે કે મંદિરપ્રવેશમાં તેઓ સંમત થઈ શકતા નથી. કોઈ પણ માનવબંધુની સેવા કરવી એ કોઈ પણ ધર્મના આદેશથી વિરુદ્ધ હોઈ શકે જ નહીં. પછી હરિજનો જે હિંદુ સમાજનું અંગ ગણાય છે તેની સેવા કરવી એ હિંદુ ધર્મથી શી રીતે વિરુદ્ધ હોઈ શકે? હરિજનો સાચે જ ઈશ્વરનાં બાળકો છે કેમ કે આપણે તેમને ત્યજી દીધાં છે. અસંખ્ય માયામમતાભર્યાં કૃત્યોથી સનાતનીઓ તેમની સેવા કરી શકે છે.

## કોઈના ઉપવાસથી હું ધર્મવિમુખ ન થાઉં

એક ભાઈ જેને અવધૂત સ્વામી તરીકે વર્ણવવામાં આવ્યા છે તેના ઉપવાસનું છાપામાં મેં વાંચ્યું છે. એ સાચી વાત છે કે આ ભાઈએ કેટલાક માહના અગાઉ મને થોડા કાગળો લખેલા. મને એવા ઘણા કાગળો ઘણી વાર મળે છે, તેના જેવા એ લાંબા, અસંબદ્ધ અને અપ્રસ્તુત હતા. એ કાગળોની મારા ઉપર એવી છાપ પડેલી કે એના લખનારનું મગજ ઠેકાણે નથી. એમણે પોતાના કાગળમાં લખેલું કે તેઓ મને ૧૯૧૯માં અથવા તે અરસામાં મળેલા. તેમની સાથેના આ જાતના મેળાપનું મને કશું સ્મરણ નથી અને એ પ્રમાણે મેં તેમને લખી જણાવેલું. એ વાતનો એમણે કદી ઇનકાર કર્યો નથી. વર્ષો પહેલાં તેઓ મને મળ્યાનું કહે છે તે વખતે વર્તમાનપત્રોમાં કહેવામાં આવ્યું છે એવી કોઈ નોટિસ તેમના તરફથી મળ્યાનું કે ઉપવાસનો કશો ઉલ્લેખ થયાનું મને યાદ નથી. અત્યારે થોડા દિવસ ઉપર કોઇકે મને તાર કર્યો કે અવધૂત સ્વામી ઉપવાસ કરી રહ્યા છે અને અસ્પૃશ્યતાની સામેનો મારો પ્રચાર હું છોડી ન દઉં ત્યાં સુધી ઉપવાસ ચાલુ રાખવાના છે. તે તાર મોકલનારને મેં તારથી જણાવ્યું કે તેમણે ઉપવાસ છોડી દેવાને સ્વામીને સમજાવવા જોઈએ. જે પ્રવૃત્તિને મેં મારો જીવંત ધર્મ માન્યો છે તેને મારી પાસે છોડાવવા માટે લાખો માણસો ઉપવાસ કરે તોપણ હું છોડી શકું નહીં. દરેક માણસને તેનો જીવંત ધર્મ ઈશ્વર પાસેથી મળે છે અને ઈશ્વર જ તેને તેમાંથી વિમુખ —જો વિમુખ થવાપણું હોય તો— કરી શકે.

# ૧૭

# અસ્પૃશ્યતાની ભસ્મમાંથી જ હિંદુ ધર્મ પાંગરશે*

## મતગણતરીનાં પરિણામોનું પૃથક્કરણ

રાજાજી, કે. માધવન નાયર અને કેલપ્પન મારી સાથે મસલત કરવા પૂના આવ્યા છે. તેમની સાથે મારે ખૂબ ચર્ચા થઈ. ગુરુવાયુરની મતગણતરીનાં પરિણામ તેમણે મારી સમક્ષ મૂક્યાં. મતગણતરી પોનાની તાલુકામાં જ્યાં મંદિર આવ્યું છે ત્યાં કરવામાં આવી હતી. આટલી ઝીણવટભરી કાળજીથી અને આટલી વૈજ્ઞાનિક ચોકસાઈથી મતગણતરી પહેલાં કદી નહીં કરવામાં આવી હોય. મત આપવાના અધિકારવાળામાંથી ૭૩ ટકા મત આપે એવું મારા જાણ્યામાં ભાગ્યે જ બન્યું છે.

સત્ય શોધી કાઢવાની ખાતર, જેઓ મંદિરમાં ખરેખરા જનારા હોય તેમના જ મત લેવામાં આવ્યા હતા. એટલે કે જેમને ગુરુવાયુર મંદિરમાં પ્રવેશ કરવાનો અધિકાર નથી તેઓને, તેમ જ જેઓ ત્યાં જવા ઇચ્છે નહીં, દાખલા તરીકે આર્યસમાજીઓ, એવાને મતદારોની યાદીમાંથી બાતલ રાખવામાં આવ્યા હતા. શી રીતે એમ બની શકે એનો પૂરો વિચાર કર્યા વિના મેં એવો ઇરાદો રાખેલો કે કશીક પદ્ધતિથી ખરેખરા મંદિરમાં જનારા કોણ છે તે આપણે નક્કી કરી શકીશું. પણ મને તરત જ જણાયું કે એમ કરવું તદ્દન અશક્ય હતું. તેથી એમ જાહેર કરવામાં આવ્યું કે જેઓ મંદિરમાં જવામાં માનતા હોય, દેવદર્શન કરવાં એ હિંદુ ધર્મનું અવિભાજ્ય અંગ છે એવી જેમને શ્રદ્ધા હોય, અને જેઓને ગુરુવાયુર મંદિરમાં જવાનો અધિકાર હોય તેઓ જ માત્ર મત આપે.

મંદિરપ્રવેશના અધિકારવાળી કુલ વસ્તી શુમારે ૬૫,૦૦૦ છે. તેમાંથી પુખ્ત ઉંમરનાંની સંખ્યા આશરે ૩૦,૦૦૦ ગણાય. હકીકતમાં, ૨૭,૪૬૫ પુખ્ત ઉંમરનાં સ્ત્રીપુરુષોના મત મેળવવાને સારુ મુલાકાત લેવામાં આવી. એમાંના ૫૬ ટકાએ મંદિરપ્રવેશની તરફેણમાં મત આપ્યા, ૯ ટકાએ વિરુદ્ધ મત આપ્યા, ૮ ટકા તટસ્થ રહ્યાં અને ૨૭ ટકા મત આપવા જ ન આવ્યાં.

---

* ૧૪મું નિવેદન તા. ૩૦-૧૨-૧૯૩૨

એ યાદ રાખવું જોઈએ કે મતગણતરીનું કામ પ્રતિકૂળ વાતાવરણ વચ્ચે કરવામાં આવ્યું હતું. ઝામોરિને સહકાર ન આપ્યો એટલું જ નહીં, પણ મને કહેતાં દિલગીરી થાય છે કે કાર્યકર્તાઓની સામે તેમ જ અખત્યાર કરવામાં આવેલી પદ્ધતિ સામે તેણે કાદવ ઉછાળ્યો. પોનાની તાલુકો સનાતનીઓનું મજબૂત કેન્દ્ર છે, છતાં ત્યાંનું જે મંદિર હવે તો દેશના એક ખૂણાથી બીજા ખૂણા સુધી વિખ્યાત થઈ ગયું છે તેમાં 'અસ્પૃશ્યો'ના પ્રવેશની તરફેણમાં નિર્ણાયક બહુમતી થઈ.

આ આંકડા એ રીતે પણ બોધક છે કે ઉપવાસની વાત છતાં સ્ત્રીઓ તેમ જ પુરુષો બન્ને પોતાનો વિરુદ્ધ મત આપતાં ખચકાયાં નથી. તટસ્થ રહેલાં અને મતગણતરીમાં ભાગ નહીં લેનારાં વિષે પણ હું તો અનુકૂળ અનુમાનો તારવું છું. તેઓએ મત આપવાનું પસંદ કર્યું હોત તો તેઓ સઘળા જ કાંઈ હરિજનોના મંદિરપ્રવેશની વિરુદ્ધ મત આપત નહીં. હું એમ સૂચવું કે એમનામાંના ઓછામાં ઓછા ત્રીજા ભાગના ઘણું કરીને મંદિરપ્રવેશની તરફેણમાં હશે તો એ અટકળ ખોટી અથવા ગેરવાજબી નહીં ગણાય. એમ ગણીએ તો મતાધિકારવાળાઓની કુલ સંખ્યાના ૬૫ ટકા મંદિરપ્રવેશની તરફેણમાં હતા. એ રીતે ગણીએ કે તેમને મતદારોમાંથી બિલકુલ બાતલ રાખવામાં આવે તો તો બહુમતી ૭૭ ટકા થાય. આંકડા ગમે તે રીતે ગણો નિર્વિવાદ પરિણામ એ આવે છે કે અધિકારવાળા મતદારોની નિર્ણાયક બહુમતી હરિજનોના મંદિરપ્રવેશની તરફેણમાં છે. આ હકીકત બતાવે છે કે પોતાના ઉપવાસ વખતે કેલપ્પને એવું નિવેદન કરેલું કે ગુરુવાયુરની આસપાસ રહેનારા અને મંદિરમાં જનારાની બહુમતી મંદિરપ્રવેશની તરફેણમાં છે, એ સાચું હતું.

### ઉપવાસ મોકૂફ રાખવા જોઈએ

સરકાર તરફથી જાહેર કરવામાં આવ્યું છે કે મંદિરપ્રવેશની છૂટ આપનારા ડૉ. સુબ્બારાયનના બિલને મદ્રાસની ધારાસભામાં દાખલ કરવાની મંજૂરી આપવાનો વાઇસરૉયનો નિર્ણય ૧૫મી જાન્યુઆરી પહેલાં જાહેર કરવાનું શક્ય નથી. એ જોતાં, નવા વર્ષની બીજી તારીખે જે ઉપવાસ કરવાનું વિચારવામાં આવેલું એ ઉપવાસ અચોક્કસ મુદત માટે અથવા કાંઈ નહીં તો વાઇસરૉયનો નિર્ણય જાહેર થયાની તારીખ સુધી મુલતવી રાખવામાં આવશે. આ મોકૂફીમાં શ્રી કેલપ્પન સંમત થાય છે.

કરવા ધારેલો ઉપવાસ લોકોને અનુલક્ષીને હોઈ, મેં અગાઉ જે કહ્યું છે તેની પુનરુક્તિનો દોષ વહોરીને પણ મારી સ્થિતિ મારે સ્પષ્ટ

કરવી જોઈએ. મારા ઉપવાસને હું શુદ્ધ આધ્યાત્મિક કાર્ય માનું છું. તેથી તેને સંપૂર્ણ રીતે સમજાવવાનું શક્ય નથી. તોપણ જેટલું સમજાવી શકાય તેટલે દરજ્જે કહું કે એનો ઉદ્દેશ લોકોના અંતરાત્માને સતેજ કરવાનો છે. હિંદુ ધર્મ શીખવે છે કે એવાં અનિષ્ટો અને સડા હોય, જેનો ઉપાય સાધારણ સાધનોથી થઈ શકે એમ ન હોય, ત્યારે મનુષ્ય-પ્રયત્નમાં તપસ્યા ઉમેરવામાં આવે છે. એ તપસ્યાનું અંતિમ રૂપ શરતી અથવા બિનશરતી ઉપવાસ છે. એટલે મારા ઉપવાસ એ કાંઈ નવી વસ્તુ નથી. કલ્પિત કે ખરી એવી લાગવગ હું આમજનતામાં ધરાવું છું; તેમ ન હોત તો કદાચ એની કશી નોંધ પણ લેવામાં આવત નહીં.

### નિદાન અને ઉપાય

મારી એવી ખાતરી થઈ છે કે હિંદુ ધર્મમાં એક વખતે જે વિશુદ્ધિ અને ચેતન હતું તે આજે નથી અને તેનો અધ:પાત થયો છે. વખતોવખત ઊભા થતા સંજોગોને અનુકૂળ કરી લેવા અને સતત પ્રગતિ કરવી, એ હિંદુ ધર્મનાં વિશેષ લક્ષણો છે. તેનો પુરાવો તેનાં શાસ્ત્રોમાંથી જ મળે છે. તે શાસ્ત્રો ઈશ્વરપ્રેરિત હોવાનો દાવો સમગ્ર રીતે જોતાં અબાધિત રાખીને એમાં નવા સુધારા દાખલ કરતાં અને ફેરફાર કરતાં તેણે આંચકો ખાધો નથી. તેથી હિંદુ ધર્મમાં માત્ર વેદનું જ નહીં, પણ પછીનાં વચનોનું પણ પ્રામાણ્ય ગણાય છે. પણ એવો સમય આવ્યો જ્યારે આ આરોગ્યપ્રદ વૃદ્ધિ અથવા વિકાસ અટકી પડ્યાં અને શાસ્ત્રવચનનો ઉપયોગ અંતરનો પ્રકાશ પ્રાપ્ત કરવામાં મદદ તરીકે કરવાને બદલે, તેને જ ઇત્યલમ્ માનવામાં આવ્યાં, પછી અંતરાત્માની અભિલાષાઓ અને પ્રયત્નો સાથે તે સુસંગત હોય કે નહીં. આપણા પૂર્વજો, જેમણે ખુદ ઈશ્વર સાથે મલ્લકુસ્તી કરીને એની પાસેથી વેદોમાં અને પછીના ગ્રન્થોમાં મળી આવતી અમર વસ્તુઓ પ્રાપ્ત કરી છે, તેનાં જ વંશજો આજે હતવીર્ય થઈ ગયા છે અને જૂના શ્લોકો અથવા જૂના મંત્રોમાંથી નવા અર્થ ખેંચી કાઢવા માટે અથવા નવા મંત્રોનાં દર્શન કરવા માટે વધુ પુરુષાર્થ કરવો જોઈએ તે માટે તૈયાર નથી. તેમણે માની લીધું છે કે હવે ઈશ્વર સાથે તેમને કશી નિસ્બત રહી નથી અથવા ઈશ્વરે છેલ્લામાં છેલ્લા શાસ્ત્રના છેલ્લામાં છેલ્લા શ્લોકની પ્રેરણા આપી દીધા પછી પોતાનું કામ આટોપી લીધું છે. અત્યારે શાસ્ત્રીઓનાં ટોળાં પરસ્પર અસંગત એવાં શાસ્ત્રવચનોની સંગતિ બેસાડવા પ્રયત્ન કરી રહ્યાં છે. તેઓને એ પણ ભાન નથી કે આ યુગની અત્યંત આવશ્યક જરૂરિયાતો તેઓ પૂરી પાડી શકે છે કે નહીં અથવા તો ઝીણવટભરી પરીક્ષાનો પ્રકાશ તેઓ ખમી શકે છે કે નહીં.

તેમની તપસ્યાઓ પણ અંતરને વલોવી નાખનારી વ્યથાનું પ્રતિબિંબ બનવાને બદલે કેવળ બાહ્ય રૂપની હોય છે.

આવું નિદાન કરવામાં મારી ભૂલ થતી હોય એ સંભવિત છે. પણ મને તો એ નિદાન જ ખરું લાગે છે. હિંદુ ધર્મનો જે પ્રધાન આદેશ છે કે જીવમાત્રની એકતાનો ઉત્તરોત્તર સાક્ષાત્કાર કરવો,—તત્ત્વના ટૂંપણા તરીકે નહીં પણ જીવનની નક્કર હકીકત તરીકે—તેને હિંદુ સમાજ આજે નથી અનુસરતો એવું મને દેખાય છે. હિંદુ ધર્મની વિશુદ્ધિને અર્થે જે રીતે સ્વધર્મને હું સમજું છું તે રીતે જીવવાનો સતત પ્રયત્ન કરનાર તરીકે ઉપવાસને માર્ગે તપસ્યા કરવાની મારામાં યોગ્યતા છે, અને તેમ કરવાનો અંતરનો આદેશ મને મળ્યો છે, એમ મને લાગે છે.

## ઉપવાસ ફરી કરવા પડે

હું આશા રાખું છું કે આવી રીતે વિચારાયેલા ઉપવાસમાં બળાત્કાર ન હોઈ શકે એ વાચક સહેલાઈથી સમજી શકશે. ઉપવાસ છેવટનો અને બિનશરતી હોય તો એ સ્પષ્ટ છે કે તેમાં બળાત્કાર હોઈ શકે જ નહીં. કારણ એમાં લોકો અમુક કરે કે ન કરે તેથી ઉપવાસ ચાલુ રાખવા કે બંધ કરવાપણું હોતું નથી. શરતી ઉપવાસને બળાત્કાર ગણવામાં આવે છે તે શરતને કારણે જ છે. મારો અનુભવ એવો છે કે કોઈનો ઉપવાસ માણસને પોતાના સિદ્ધાંતને વળગી રહેવામાંથી અથવા પોતાની મનોવૃત્તિમાંથી ચલિત કરતો નથી. ગુરુવાયુરની મતગણતરીમાં એમ જોવામાં આવ્યું છે.

લોકો હવે સમજશે કે મોકૂફીનો અર્થ શો છે. ઉપવાસનો હેતુ ગુરુવાયુરના મંદિરમાં 'અસ્પૃશ્યો'ને પ્રવેશ મેળવી આપવાનો હતો. તે પ્રવેશ ન્યાયી રીતે મેળવવા માટે જો ઉપવાસ ફરી આદરવાનું આવશ્યક થઈ પડે તો હું જરૂર ઉપવાસ કરીશ. દાખલા તરીકે, સુધારકોના કેવળ પ્રમાદને લીધે અને તેને પરિણામે અદાલતોના ચુકાદાઓથી તથા ટ્રસ્ટોને લગતા કાયદાઓથી અથવા મદ્રાસના ધર્મને લગતાં દાનોના કાયદા (રીલિજ્યસ એન્ડાઉમેન્ટ ઍક્ટ)—જે કાયદો પોતે જ ધર્મની બાબત પર અસર પાડનારો છે—તેનાથી જે અંતરાય ઊભો થયો છે તે દૂર કરવાને માટે આવશ્યક કાયદાની માગણી કરતો લોકમત વ્યક્ત નહીં થઈ શકે, તો એ કારણે મારે ઉપવાસ કરવા પડે. એટલે મારી અસલ પ્રતિજ્ઞા મારે પાર પાડવી હોય તો, જેઓ ગુરુવાયુરનું મંદિર હરિજનો માટે ખોલવાની તરફેણમાં હોવાનું મનાય છે તેમણે કરવા જેવાં કામ નહીં કરવા માટે અથવા નહીં કરવા જેવાં કામ કરવા માટે મારે ઉપવાસ કરવા પડે.

## મુંબઈની પરિષદનો ઠરાવ

યરવડાનો કરાર સવર્ણ હિંદુઓના અને હરિજનોના પ્રતિનિધિઓ વચ્ચે થયેલો છે. મુંબઈની યાદગાર પરિષદમાં તે કરારને બહાલી આપતાં સવર્ણ હિંદુઓએ નીચે પ્રમાણે ઠરાવ પસાર કર્યો હતો:

> "આ પરિષદ ઠરાવ કરે છે કે હવે પછી જન્મને કારણે કોઈને પણ અસ્પૃશ્ય ગણવામાં આવશે નહીં; અને આજ લગી જેઓને અસ્પૃશ્ય ગણવામાં આવ્યા છે તેઓના સાર્વજનિક કૂવા, સાર્વજનિક રસ્તા અને સાર્વજનિક સંસ્થાઓના ઉપયોગ પરત્વે બીજા હિંદુઓના જેટલા જ અધિકાર ગણાશે. આ અધિકારોને પહેલામાં પહેલી તકે કાયદાની માન્યતા આપવામાં આવશે અને જો તેવી માન્યતા વહેલી નહીં મળી ચૂકી હોય તો તે માટેનો કાયદો સ્વરાજ પાર્લમેન્ટના પહેલામાં પહેલા કાયદાઓમાંનો એક હશે.
>
> "વિશેષમાં, એમ ઠરાવવામાં આવે છે કે કહેવાતા અસ્પૃશ્યો ઉપર ચાલુ રૂઢિ અનુસાર અત્યારે જે સામાજિક હાડમારીઓ, મંદિરપ્રવેશના પ્રતિબંધ સુધ્ધાંની, નાખવામાં આવે છે તે, ન્યાયી અને શાંતિમય એવા તમામ માર્ગે વહેલામાં વહેલી દૂર થાય એ જોવાની તમામ હિંદુ આગેવાનોની ફરજ ગણાશે."

જે નામાંકિત સવર્ણ હિંદુઓએ આ ઠરાવ પાસ કર્યો છે તેઓ, પોતે જેમ દાવો કરે છે તેમ હિંદી રાષ્ટ્રના હિંદુ વિભાગના પ્રતિનિધિઓ હોય તો, સાર્વજનિક મંદિરો અને બીજી સાર્વજનિક સંસ્થાઓ હરિજનો માટે ખોલાવીને તથા તેમની સાથે દિન પ્રતિદિન વધતો જતો ભ્રાતૃભાવ કેળવીને તેમણે પોતાનો દાવો ખરો કરવો જોઈએ.

## જમાન છું

જ્યારે આ કરાર ચર્ચાઈ રહ્યો હતો ત્યારે ગુરુવાયુરનું મંદિર ખોલવાને માટે શ્રી કેલપ્પનના ઉપવાસ ચાલુ હતા. મેં તેમને, ખાસ કરીને કાલીકટના ઝામોરિનની સૂચનાથી એ ઉપવાસ મુલતવી રાખવાનું કહ્યું. વળી હું કહી ચૂક્યો છું તેમ કરારના તેમને માટે પ્રસ્તુત ભાગનો બ્રિટિશ સરકારે સ્વીકાર કર્યો અને મારા ઉપવાસ મેં તોડ્યા ત્યારે ડૉ. આંબેડકરને મેં વચન આપ્યું હતું તથા ઈશ્વર સમક્ષ મારા હૃદયની ગુહામાં મેં નિર્ધાર કર્યો હતો કે ઉપર જણાવેલા ઠરાવના યથાયોગ્ય પાલન માટે તથા કરારનો સવર્ણ હિંદુઓ બરાબર અમલ કરે તે માટે હું મારી જાતને જમાન ગણીશ. અસ્પૃશ્યતાના નિવારણને અંગેના મારા પ્રયત્નમાં હું કોઈ પણ રીતે શિથિલતા આવવા દઉં અથવા ઉપવાસ કરવાનો મારો વિચાર છોડી દઉં તો મેં વિશ્વાસભંગ કર્યો અને હરિજનોને દગો દીધો કહેવાય. હું ઇચ્છું છું કે મૂંગા

તેમની તપસ્યાઓ પણ અંતરને વલોવી નાખનારી વ્યથાનું પ્રતિબિંબ બનવાને બદલે કેવળ બાહ્ય રૂપની હોય છે.

આવું નિદાન કરવામાં મારી ભૂલ થતી હોય એ સંભવિત છે. પણ મને તો એ નિદાન જ ખરું લાગે છે. હિંદુ ધર્મનો જે પ્રધાન આદેશ છે કે જીવમાત્રની એકતાનો ઉત્તરોત્તર સાક્ષાત્કાર કરવો,—તત્ત્વના ટૂંપણા તરીકે નહીં પણ જીવનની નક્કર હકીકત તરીકે—તેને હિંદુ સમાજ આજે નથી અનુસરતો એવું મને દેખાય છે. હિંદુ ધર્મની વિશુદ્ધિને અર્થે જે રીતે સ્વધર્મને હું સમજું છું તે રીતે જીવવાનો સતત પ્રયત્ન કરનાર તરીકે ઉપવાસને માર્ગે તપસ્યા કરવાની મારામાં યોગ્યતા છે, અને તેમ કરવાનો અંતરનો આદેશ મને મળ્યો છે, એમ મને લાગે છે.

## ઉપવાસ ફરી કરવા પડે

હું આશા રાખું છું કે આવી રીતે વિચારાયેલા ઉપવાસમાં બળાત્કાર ન હોઈ શકે એ વાચક સહેલાઈથી સમજી શકશે. ઉપવાસ છેવટનો અને બિનશરતી હોય તો એ સ્પષ્ટ છે કે તેમાં બળાત્કાર હોઈ શકે જ નહીં. કારણ એમાં લોકો અમુક કરે કે ન કરે તેથી ઉપવાસ ચાલુ રાખવા કે બંધ કરવાપણું હોતું નથી. શરતી ઉપવાસને બળાત્કાર ગણવામાં આવે છે તે શરતને કારણે જ છે. મારો અનુભવ એવો છે કે કોઈનો ઉપવાસ માણસને પોતાના સિદ્ધાંતને વળગી રહેવામાંથી અથવા પોતાની મનોવૃત્તિમાંથી ચલિત કરતો નથી. ગુરુવાયુરની મતગણતરીમાં એમ જોવામાં આવ્યું છે.

લોકો હવે સમજશે કે મોકૂફીનો અર્થ શો છે. ઉપવાસનો હેતુ ગુરુવાયુરના મંદિરમાં 'અસ્પૃશ્યો'ને પ્રવેશ મેળવી આપવાનો હતો. તે પ્રવેશ ન્યાયી રીતે મેળવવા માટે જો ઉપવાસ ફરી આદરવાનું આવશ્યક થઈ પડે તો હું જરૂર ઉપવાસ કરીશ. દાખલા તરીકે, સુધારકોના કેવળ પ્રમાદને લીધે અને તેને પરિણામે અદાલતોના ચુકાદાઓથી તથા ટ્રસ્ટોને લગતા કાયદાઓથી અથવા મદ્રાસના ધર્મને લગતાં દાનોના કાયદા (રીલિજ્યસ એન્ડાઉમેન્ટ ઍક્ટ)—જે કાયદો પોતે જ ધર્મની બાબત પર અસર પાડનારો છે—તેનાથી જે અંતરાય ઊભો થયો છે તે દૂર કરવાને માટે આવશ્યક કાયદાની માગણી કરતો લોકમત વ્યક્ત નહીં થઈ શકે, તો એ કારણે મારે ઉપવાસ કરવા પડે. એટલે મારી અસલ પ્રતિજ્ઞા મારે પાર પાડવી હોય તો, જેઓ ગુરુવાયુરનું મંદિર હરિજનો માટે ખોલવાની તરફેણમાં હોવાનું મનાય છે તેમણે કરવા જેવાં કામ નહીં કરવા માટે અથવા નહીં કરવા જેવાં કામ કરવા માટે મારે ઉપવાસ કરવા પડે.

## મુંબઈની પરિષદનો ઠરાવ

યરવડાનો કરાર સવર્ણ હિંદુઓના અને હરિજનોના પ્રતિનિધિઓ વચ્ચે થયેલો છે. મુંબઈની યાદગાર પરિષદમાં તે કરારને બહાલી આપતાં સવર્ણ હિંદુઓએ નીચે પ્રમાણે ઠરાવ પસાર કર્યો હતો:

"આ પરિષદ ઠરાવ કરે છે કે હવે પછી જન્મને કારણે કોઈને પણ અસ્પૃશ્ય ગણવામાં આવશે નહીં; અને આજ લગી જેઓને અસ્પૃશ્ય ગણવામાં આવ્યા છે તેઓના સાર્વજનિક કૂવા, સાર્વજનિક રસ્તા અને સાર્વજનિક સંસ્થાઓના ઉપયોગ પરત્વે બીજા હિંદુઓના જેટલા જ અધિકાર ગણાશે. આ અધિકારોને પહેલામાં પહેલી તકે કાયદાની માન્યતા આપવામાં આવશે અને જો તેવી માન્યતા વહેલી નહીં મળી ચૂકી હોય તો તે માટેનો કાયદો સ્વરાજ પાર્લમેન્ટના પહેલામાં પહેલા કાયદાઓમાંનો એક હશે.

"વિશેષમાં, એમ ઠરાવવામાં આવે છે કે કહેવાતા અસ્પૃશ્યો ઉપર ચાલુ રૂઢિ અનુસાર અત્યારે જે સામાજિક હાડમારીઓ, મંદિરપ્રવેશના પ્રતિબંધ સુધ્ધાંની, નાખવામાં આવે છે તે, ન્યાયી અને શાંતિમય એવા તમામ માર્ગે વહેલામાં વહેલી દૂર થાય એ જોવાની તમામ હિંદુ આગેવાનોની ફરજ ગણાશે."

જે નામાંકિત સવર્ણ હિંદુઓએ આ ઠરાવ પાસ કર્યો છે તેઓ, પોતે જેમ દાવો કરે છે તેમ હિંદી રાષ્ટ્રના હિંદુ વિભાગના પ્રતિનિધિઓ હોય તો, સાર્વજનિક મંદિરો અને બીજી સાર્વજનિક સંસ્થાઓ હરિજનો માટે ખોલાવીને તથા તેમની સાથે દિન પ્રતિદિન વધતો જતો ભ્રાતૃભાવ કેળવીને તેમણે પોતાનો દાવો ખરો કરવો જોઈએ.

### જમાન છું

જ્યારે આ કરાર ચર્ચાઈ રહ્યો હતો ત્યારે ગુરુવાયુરનું મંદિર ખોલવાને માટે શ્રી કેલપ્પનના ઉપવાસ ચાલુ હતા. મેં તેમને, ખાસ કરીને કાલીકટના ઝામોરિનની સૂચનાથી એ ઉપવાસ મુલતવી રાખવાનું કહ્યું. વળી હું કહી ચૂક્યો છું તેમ કરારના તેમને માટે પ્રસ્તુત ભાગનો બ્રિટિશ સરકારે સ્વીકાર કર્યો અને મારા ઉપવાસ મેં તોડ્યા ત્યારે ડૉ. આંબેડકરને મેં વચન આપ્યું હતું તથા ઈશ્વર સમક્ષ મારા હૃદયની ગુહામાં મેં નિર્ધાર કર્યો હતો કે ઉપર જણાવેલા ઠરાવના યથાયોગ્ય પાલન માટે તથા કરારનો સવર્ણ હિંદુઓ બરાબર અમલ કરે તે માટે હું મારી જાતને જમાન ગણીશ. અસ્પૃશ્યતાના નિવારણને અંગેના મારા પ્રયત્નમાં હું કોઈ પણ રીતે શિથિલતા આવવા દઉં અથવા ઉપવાસ કરવાનો મારો વિચાર છોડી દઉં તો મેં વિશ્વાસભંગ કર્યો અને હરિજનોને દગો દીધો કહેવાય. હું ઇચ્છું છું કે મૂંગા

અને લાચાર હરિજનોને દિલમાં એમ વસે કે હજારો હિંદુ સુધારકો, જેઓ પોતાને સનાતની કહેવડાવનાર કોઈ પણ હોઈ શકે તેટલા જ આગ્રહી હિંદુ ધર્મને માટે અને તેના પાયામાં રહેલાં શાસ્ત્રોને માટે છે, તેઓ અસ્પૃશ્યતાનો જડમૂળથી નાશ કરવા માટે જરૂર પડે તો પ્રાણ પાથરવા મારા કરતાં જરાયે ઓછા તૈયાર નથી. તેથી મારે માટે અથવા જેઓએ પોતાના મોઢાના શબ્દથી અથવા હાથ ઊંચા કરીને ઠરાવને અપનાવ્યો છે તેમને માટે, અસ્પૃશ્યતા નામશેષ થઈ જાય ત્યાં સુધી પગ વાળી બેસવાપણું નથી. અસ્પૃશ્યતાની ભસ્મમાંથી જ હિંદુ ધર્મ પાંગરવાનો છે; એ રીતે શુદ્ધ થઈને તે દુનિયામાં એક જીવંત અને જીવનદાયી બળ બની શકશે.

# સૂચિ

[ગાંધીજી, સરદાર વલ્લભભાઈ પટેલ અને મહાદેવભાઈ એ ત્રણના ઉલ્લેખો પુસ્તકમાં ઠેર ઠેર, લગભગ પાને પાને આવતા હોવાથી જરૂર વિના તેમનાં નામનો સૂચિમાં સમાવેશ કર્યો નથી.]

# કેટલાંક નવાં પુસ્તકો

## સત્યાગ્રહાશ્રમનો ઇતિહાસ

**ગાંધીજી**

સાબરમતીના સત્યાગ્રહાશ્રમની સ્થાપના, વિકાસ અને વિવિધ પ્રવૃત્તિઓનું બયાન આમાં ગાંધીજીએ આપ્યું છે.

પ્રસ્તાવનામાં કાકાસાહેબ લખે છે: "ભૂતકાળના એક બોધપ્રદ પ્રયોગના કેવળ બયાન તરીકે આ ચોપડી તરફ જોવાનું નથી. પણ રાષ્ટ્રપિતાએ હવે પછીની પાંચસો વરસની રાષ્ટ્રીયસાધનાને અર્થે આદરેલા એક પ્રેરણાદાયી પ્રયોગ તરીકે અધ્યયન કરીને એમાંથી સંકલ્પબળ કેળવવા માટે આ ઇતિહાસનું અધ્યયન થવું જોઈએ."

કિં. રૂ. ૧–૦–૦; ટપાલરવાનગી ૦–૨–૦

## આરોગ્યની ચાવી

**ગાંધીજી**

વૈદદાક્તરોના ઉંબરા ઘસ્યા વિના અને દવા પાછળ પૈસા બરબાદ કર્યા વિના કેવળ પંચમહાભૂતોની મદદથી, દેશની હરેક વ્યક્તિ પણ ધારે તો કેવી રીતે આરોગ્ય મેળવી શકે; તે વિષે આમાં ગાંધીજીએ પોતાની વિશિષ્ટ સારગર્ભ શૈલીમાં માર્ગદર્શન કરાવ્યું છે.

ગાંધીજીના આહાર, બ્રહ્મચર્ય, વ્યસનો તથા કુદરતી ઉપચારો વગેરે વિષે અનેક અનુભવોને આધારે પાકા થયેલા છેલ્લા વિચારો આમાંથી જાણવા મળશે.

કિં. રૂ. ૦–૧૦–૦; ટપાલરવાનગી ૦–૨–૦

## શ્રાદ્ધના તેર દિવસ

**વિનોબા ભાવે**

ગાંધીજીના નિર્વાણ પછીના તેર દિવસો દરમિયાન શ્રી વિનોબાએ પ્રાર્થનાસભા, શોકસભા અને અસ્થિવિસર્જન પ્રસંગે જુદાં જુદાં સ્થળોએ આપેલાં સત્તર ભાષણોનો આ સંગ્રહ છે. ગાંધીજીને અપાયેલી અસંખ્ય અંજલિઓમાં આ ભાષણોનું સ્થાન શ્રી વિનોબાની વિશિષ્ટ દૃષ્ટિને લીધે મહત્ત્વનું છે. ગાંધીજીની જીવનફિલસૂફી સમજવામાં આ પુસ્તિકા એક નાનકડા ભાષ્યની ગરજ સારે તેવી છે.

કિં. રૂ. ૦–૭–૦; ટપાલરવાનગી ૦–૨–૦

## બાપુની પ્રસાદી

**મથુરાદાસ ત્રિકમજી**

ગાંધીજીના દૌહિત્ર આમાં ગાંધીજીના અપાર વાત્સલ્યનું દર્શન કરાવે છે. આખા પુસ્તકમાં ઢેર ઢેર ગાંધીજીના પત્રોના ઉતારા આપેલા છે, અને ગાંધીજી સાથેના પ્રથમ પરિચયથી માંડીને ગાંધીજીના અંતકાળ સુધીની કથા આલેખી છે. સચિત્ર.

કિં. રૂ. ૨–૦–૦; ટપાલરવાનગી ૦–૭–૦

# ગાંધી સાહિત્ય સૂચિ

સંયો૦ પાંડુરંગ ગણેશ દેશપાંડે

ગાંધીજી અને એમના સિદ્ધાંતો વિષે હિંદની તથા પરદેશી ભાષાઓમાં આજે વિપુલ સાહિત્ય મોજૂદ છે. ગાંધીજીનાં પોતાનાં લખાણો તો છે જ. ગાંધીજી વિષે અભ્યાસ કરનારને ગાંધીજી ઉપરનાં પુસ્તકોની માહિતી વિના મુશ્કેલીએ મળી રહે એ માટે આ વિસ્તૃત યાદી અતિ પરિશ્રમે તૈયાર થઈ છે. આપણા દેશનાં અને અંગ્રેજી મળીને લગભગ ૨૮૦૦ પુસ્તકોનાં નામ, પાનાં, તેમની કિંમત, પ્રકાશક, આવૃત્તિ તથા શક્ય ત્યાં ત્યાં તે પુસ્તક વિષે ટૂંક નોંધ પણ આપી છે, જેથી વાંચનારને તે પુસ્તકનો ખ્યાલ આવી રહે. વળી પુસ્તકોના વિષયવાર વિભાગ પણ પાડી આપ્યા છે, અને છેલ્લે પુસ્તકોનાં નામની સૂચિ પણ આપી છે.

ગાંધીજી વિષે જાણવા માગનારને આ પુસ્તક એક આવશ્યકતા બની રહેશે.

કિં. રૂ. ૩–૪–૦; ટપાલરવાનગી ૦–૮–૦

# લોકશાહી

અનુ૦ પાંડુરંગ ગણેશ દેશપાંડે

મરાઠીના સુપ્રસિદ્ધ લેખક આચાર્ય જાવડેકર કૃત લોકશાહીનો અનુવાદ. આમાં લેખકે લોકશાહી એટલે શું? તેની ઉત્પત્તિ અને પ્રસાર, તેનું રાજ્યતંત્ર વગેરે વિષયોની વિશદ છણાવટ કરી છે. ગુજરાતીમાં આ વસ્તુ આ રીતે પહેલી જ વાર રજૂ થાય છે.

કિં. રૂ. ૨–૦–૦; ટપાલરવાનગી ૦–૨–૦

# સત્યાગ્રહની મીમાંસા

[ સુધારેલીવધારેલી બીજી આવૃત્તિ ]

મગનભાઈ પ્ર૦ દેસાઈ

સત્યાગ્રહના મૂળ સિદ્ધાંતની સમજ, સમાજવાદ, સામ્યવાદ વગેરે બીજા સામાજિક સિદ્ધાંતોની દૃષ્ટિએ તેનું પરીક્ષણ, તેની પાછળ રહેલી સામાજિક ફિલસૂફી, વગેરે બાબતોની શાસ્ત્રીય રીતે ચર્ચા કરતું પ્રથમ પુસ્તક. આ નવી આવૃત્તિમાં કેટલાંક મહત્ત્વનાં પ્રકરણો ઉમેર્યાં છે. શ્રી કાકાસાહેબની પ્રસ્તાવના સાથે.

કિં. રૂ. ૩–૦–૦; ટપાલરવાનગી ૦–૮–૦

# શિક્ષણ અને સંસ્કૃતિ

રવિશંકર વ્યાસ

શ્રી રવિશંકર મહારાજે બોચાસણના વલ્લભવિદ્યાલયમાં ચાલેલા પ્રથમ ઉદ્યોગ તાલીમ વર્ગ આગળ પાયાની કેળવણીનું હાર્દ સમજાવતાં આપેલાં વ્યાખ્યાનોનો સંગ્રહ.

કિં. રૂ. ૧–૪–૦; ટપાલરવાનગી ૦–૨–૦